શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

---

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦) સોસાઇટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

મરહુમ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે તે અન્વયે ૧૮૮૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજપર્યંત નીચેનાં પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ થયાં છે —

(૧) કયી કયી ન્યાતોની કન્યાની અછતથી નાની થતી જાય છે તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ ૦-૭-૦
(૨) માને શિખામણ ૦-૬-૦
(૩) નીતિ મંદિર ૦-૧૨-૦
(૪) બાળલગ્નથી થતી હાનિ ૦-૬-૦
(૫) પુનર્વિવાહ પક્ષની પુરેપુરી સોગેમોગ અને ફજેતી ૧-૫-૦
(૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર ૦-૪-૦

| | | |
|---|---|---|
| ( ૭ ) | ધાર્મિક પુરુષો. | ૦-૪-૦ |
| ( ૮ ) | ઉદ્યોગી પુરુષો | ૦-૪-૦ |
| ( ૯ ) | બેન્જામીન ફ્રાંકલીન. | ૨-૮-૦ |
| ( ૧૦ ) | બોધક ચરિત્ર. | ૦-૪-૦ |
| ( ૧૧ ) | સદ્વર્તન. | ૮-૦-૦ |
| ( ૧૨ ) | રઘુવંશ કાવ્ય | ૧-૦-૦ |
| ( ૧૩ ) | જનકજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર. | ૦-૨-૦ |
| ( ૧૪ ) | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો. | ૧-૦-૦ |
| ( ૧૫ ) | ,, . અર્વાચીન ,, ભાગ ૨ જો. | ૧-૮-૦ |
| ( ૧૬ ) | નીતિ સિદ્ધાંત | ૧-૦-૦ |
| ( ૧૭ ) | ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર. | ૧-૪-૦ |
| ( ૧૮ ) | શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર. | ૦-૬-૦ |
| ( ૧૯ ) | પરોપકાર. | ૦-૧૨-૦ |
| ( ૨૦ ) | ઢોરનું ખાતર. | ૦-૪-૦ |
| ( ૨૧ ) | જગતનો અર્વાચીન ઇતિહાસ. | ૨-૦-૦ |
| ( ૨૨ ) | કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાંતર. | ૧-૦-૦ |
| ( ૨૩ ) | વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો. | ૦-૧૨-૦ |
| ( ૨૪ ) | વાર્નિશ. | ૧-૦-૦ |
| ( ૨૫ ) | જીવનનો આદર્શ. | ૦-૧૨-૦ |
| ( ૨૬ ) | કીર્તિ કૌમુદી. | ૦-૧૨-૦ |
| ( ૨૭ ) | શિશુપાળ વધ-પૂર્વાર્ધ-( સર્ગ ૧ થી ૧૦ ). | ૧-૮-૦ |
| ( ૨૮ ) | હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય. | ૦-૬-૦ |
| ( ૨૯ ) | રસાયનશાસ્ત્ર | ૦-૧૦-૦ |
| ( ૩૦ ) | બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો. | ૦-૧૨-૦ |
| ( ૩૧ ) | જાપાનની કેળવણીની પદ્ધતિ. | ૦-૧૨-૦ |
| ( ૩૨ ) | શિશુપાળ વધ-ઉત્તરાર્ધ-( સર્ગ ૧૧ થી ૨૦ ). | ૧-૦-૦ |

| | | |
|---|---|---|
| ( ૩૩ ) | સેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૧ લો. | ૦-૧૨-૦ |
| ( ૩૪ ) | ખગોળ વિદ્યા. | ૦-૧૨-૦ |
| ( ૩૫ ) | સેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૨ જો. | ૦-૧૨-૦ |
| ( ૩૬ ) | માનસશાસ્ત્ર. | ૧-૦-૦ |
| ( ૩૭ ) | શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય. | ૧-૦-૦ |
| ( ૩૮ ) | સહકાર પ્રવૃત્તિ. | ૦-૧૨-૦ |
| ( ૩૯ ) | ઇંગ્રેજી રાજ્યબંધારણ. | ૧-૦-૦ |
| ( ૪૦ ) | ઉદારમતવાદ. | ૦-૧૨-૦ |
| ( ૪૧ ) | સચિત્ર શારીર વિદ્યા. | ૧-૦-૦ |
| ( ૪૨ ) | હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ-પૂર્વાર્ધ. | ૧-૦-૦ |
| ( ૪૩ ) | ,, ,, -ઉત્તરાર્ધ. | ૧-૦-૦ |
| ( ૪૪ ) | બંગાળી સાહિત્યનો ઇતિહાસ. | ૧-૦-૦ |
| ( ૪૫ ) | સંરક્ષણવાદ. | ૦-૧૨-૦ |
| ( ૪૬ ) | હિંદી સાહિત્યનો ઇતિહાસ. | ૧-૦-૦ |

# નિવેદન

---

પ્રતિભાવંત માનવઆત્માની સિસૃક્ષાનો રસાત્મક કલાયુક્ત વાણીરૂપે આવિષ્કાર તે સાહિત્ય, વળી એ આવિષ્કાર છે સાર્વત્રિક વિશ્વમાન્ય વિશ્વ-વ્યાપી માનવભાવોને મૂર્ત કરનારો એટલે સાહિત્ય એકલા પંડિતોના કે ઉપદેશકોના કે એવા અમુક જ વર્ગને નહિ, પણ જનસમસ્તને પ્રિય લાગે છે.

આધુનિક ગુજરાતના તરુણ અને તેજસ્વી વિવેચ- કૌમુદીકાર રા ભા૦ વિજયરાયે 'કૌમુદી'ના ખાસ સાહિત્યઅંકમાં સાહિત્યની તત્ત્વચર્ચા કરતા, દુનિયાના સાહિત્યકારોએ 'સાહિત્ય'ની કરેલી વિવિધ અને લાક્ષણિક વ્યાખ્યાઓમાંથી સારતત્ત્વ લઈને 'સાહિત્ય'ની ઉપર પ્રમાણેની વિશિષ્ટ ભાવનાને એના સાચા પદે સ્થાપવાનો સમર્થ પ્રયત્ન કર્યો છે સાહિત્યનો પ્રજા સાથે યે કેવો સંબંધ હોઈ શકે એનો જવાબ પણ ઉપના ઉદાર સમતોલ વર્ણનમા આવી જાય છે

સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે કે પ્રજા એ સાહિત્યનું મૂર્ત સ્વરૂપ છે ? એ પ્રશ્નનો ગમે તે એકતરફી જવાબ સંપૂર્ણ, સાચો અને યથાર્થ મનાયો નથી આ પ્રશ્નના બન્ને અંગોનું સામંજસ્ય કરીને એમાંથી વચનો અને કંઈક વાસ્તવિક જવાબ પણ કેટલાક સમર્થ ચિંતકો અને વિવેચકોએ આપ્યો છે કે પ્રજાજીવન અને સાહિત્યનો અન્યોન્યાશ્રય છે બન્ને એક બીજા ઉપર અવલંબે છે અને બન્નેની પરસ્પર અસર થાય છે

હિંદી સાહિત્યની સમુત્ક્રાંતિના અભ્યાસથી જણાય છે કે પ્રજાજીવન અને સાહિત્ય બન્નેએ એક બીજાને આશરે ઉછેર લઈને પોતાના વિકાસ અને વિસ્તાર સાધ્યા છે ચંદ યુગ અને અલંકાર યુગ બતાવે છે કે જેવું પ્રજાજીવન તેવુ જ સાહિત્ય રચાય અને ભક્તિ યુગ તથા વર્તમાન યુગથી સિદ્ધ થાય છે કે

સાહિત્યની પ્રજાજીવન ઉપર પ્રબળ છાપ ઉઠે છે. એકજ ભાષાના સાહિત્યમાં જ્યારે આવો વિરોધાભાસ દેખાય છે ત્યારે સમન્વયભર્યો માર્ગજ વધારે સાચો અને વાસ્તવિક ઠરે છે.

હિંદી ભાષા એ હિંદુસ્થાનના મોટા વર્ગની બોલચાલની ભાષા છે. પરંતુ એનું સાહિત્ય હજી ઘણી દૃષ્ટિએ ગરીબ અને ઊણું છે. એમાં બંગાળી સાહિત્યની મૌલિક અને તેજસ્વી પ્રતિભા નથી, મરાઠીની વિદ્વતા અને શાસ્ત્રીયતા નથી અને ગુજરાતીની જીવનસંક્રાંતિ માટે મથતી એ સમર્થ અને વિવિધ સર્ગશક્તિ પણ નથી. એમા તો પંદરથી વીસ વર્ષના ગાળામાં વિકસતા મુગ્ધ યૌવન જેવી અસ્પષ્ટ રમણિયતા, બંધનોમાથી છુટવા વલવલતી મનોદશા અને ગમે તે સુંદર તત્વોના સંસ્કાર ઝીલીને સમૃદ્ધ થવા તત્પર બનેલી મધુર મહત્ત્વાકાંક્ષા છે. હિંદી સાહિત્યનું સ્વરૂપ હજી ઘડાતું જાય છે, એના રૂપમાં ઘણી રેખાઓની ઊણપ છે. છેલ્લા દસવર્ષના એના સર્જનો જોતાં જણાય છે કે હિંદીએ પણ પોતાના તેજસ્વી, સુરેખ અને પ્રતિભાવંત યૌવન માટે પોતાની શક્તિ અનુસાર પ્રયત્નો કરવા માડ્યા છે. આશા રહે છે કે એની મહત્વાકાંક્ષાને એ મૂર્ત કરશે અને ભારતના સંક્રાંતિમા એનો પણ કિંમતી અને અગત્યનો ફાળો હશે.

આ 'ઇતિહાસ' રચવામા ઉપયોગી થએલા સંદર્ભગ્રંથોની સંખ્યા તો લગભગ પચીસેકની છે. પરંતુ એમાથી ખરી રીતે તો છ આઠ ગ્રંથોમાથીજ આ પુસ્તકનું વસ્તુવિધાન થયું છે. મિશ્રબંધુઓ કૃત 'વિનોદ' ના ત્રણ ભાગ અને 'નવરત્ન,' કાશી નાગરીપ્રચારિણી સભા વાળા પંડિત રામચંદ્ર શુક્લનો 'હિંદી સાહિત્યકા વિકાસ,' અને બાબુ શ્યામસુંદરદાસનો 'હિંદીભાષાકા વિકાસ', તવારીખનવેશ પં. ગૌરીશંકર ઓઝાનો 'પ્રાચીન લિપિમાલા' અને ડા. ગ્રિયર્સન તથા કી ના "Modern vernacular Literature of Hindustan" અને "Sketch of Hindi Literature" ગ્રંથોનોજ વિશેષ ઉપયોગ થયો છે. તેમાંય 'વર્તમાન-

યુગ ' ના છેલ્લાં ત્રણ પ્રકરણો માટે તો મારે પં. રામચંદ્ર શુક્લના ' હિંદી-સાહિત્યકા વિકાસ ' નું ઋણ સ્વીકારવું જ રહ્યું. હિંદી સાહિત્યમાં છેલ્લા સો વર્ષના સાહિત્ય વિષે પ્રમાણભૂત, વિસ્તૃત અને સળંગ ઇતિહાસ જેવું હજી રચાયું નથી. એટલે શુક્લના એ પુસ્તક અને મારા અભ્યાસ ઉપરજ મારે મુખ્ય આધાર રાખવો પડ્યો છે. લિપિની સમુત્ક્રાંતિના નકશા માટે હું પં. 'ગૌરીશંકર ઓઝાનો આભારી છું.

આ પુસ્તકની રચનાનો વિચાર જેના સહચારમાં આવ્યો અને જેની સહાનુભૂતિથી સ્થિર થયો તે ભાઇ વિજયરાય ( કૌમુદીકાર ) નો અને જેની દ્વારા આ પુસ્તક પ્રસિદ્ધિ પામે છે એ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને તેના પ્રમુખ સેક્રેટરી તથા વિશેષે તેના આસિ. સેક્રેટરી ભાઇ હીરાલાલ પારેખનો જીગરથી અહેશાનમંદ છું.

આ પુસ્તકને પ્રથમથીજ વાત્સલ્યભાવે જોઇતપાસી, ચિંતનશીલ અને સમર્થ પ્રવેશક લખી આપી એને ગૌરવ અર્પનાર મુરબ્બી પ્રો. બલવંતરાય ઠાકોરનું ઋણ મને ઓશિંગણ બનાવે એટલું છે.

દોસ્તી તો અજબ દાનેશમંદી માગી લ્યે છે. પરંતુ મીસ્કીન અને યતીમ દોસ્તોની દિલાવરી વિચિત્ર હોય છે: એક આસુ, જીગરની એકાદ ઠંડી 'હાશ'; બસ એવીજ કંઇ એની દોલત હોય છે. મારા દોસ્તો ભાઇ ચૌધરી અને ત્રિવેદીના અનેક મીઠા સ્મરણોને એવાજ કંઇ ભાવથી આ પુસ્તક અર્પણ કરું છું.

આમ જાહેર કરીને આ સૌનો બદલો નથી વળતો પણ ઋણ કબુલવાના ક્ષુધા આનંદની મધુર તૃપ્તિ થાય છે.

કિસનસિંહ ચાવડા.

# પ્રવેશક

## હિન્દી ભાષા અને સાહિત્ય ઉપર ઊડતી નજર

( પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર )

### § ૧: હિન્દમાંની આર્યભાષાઓનો વંશાવતાર.

અખા અને સામળ લગી આપણે જોઇયે છિયે જે આપણા ગુજરાતી કવિઓ પોતાના કવનની ભાષાને "ભાષા", "ભાખા", કે "પ્રાકૃત" કહેતા. સિદ્ધરાજ કુમારપાળના સમયમાં "ગુર્જરમંડળ", "ગુર્જરેશ્વર", અને "ગુર્જર" શબ્દ સાથે બીજા શબ્દ જોડીને રચાયલા સમાસો વપરાયા છે ખરા, પણ આપણા દેશનું નામ "ગૂજરાતિ", "ગુજરાત", પાડયું લાગે છે મુસ્લિમોએ, અલાઉદ્દિન ખૂનીએ કરણ વાઘેલાને મારી કહાડ્યો રઝળતો કરી દીધો અને આખા દેશને તાબે કરી પોતાને ફાવતી રીતે નવેસર વ્યવસ્થિત કર્યો તેની સાથે. અને પ્રજા તથા તેની ભાષાનું નામ પણ "ગુજરાતી" પડયું, આખા હિન્દમા ફેલાયું, અને રૂઢ થયું "આનર્ત"+"લાટ"*+સુ (સૌ) રાષ્ટ્રના ઇતિહાસના મુસ્લિમ યુગ દરમિયાન.

આર્યાવર્તને માટે "હિન્દુસ્થાન", "હિન્દુ (દો) સ્તાન", નામનો ઇતિહાસ પણ આને મળતો છે. "પંજાબ" (પાંચ નદીઓના મુલક)નું જૂનામાં જૂનું નામ "સપ્તસિન્ધુ" છે. એ નામ ચાલતું હતું ત્યારે આર્યાવર્તની હદ

* સિદ્ધપુર અને પાટણ જેના મધ્યમા એવો મહીથી આબુની દક્ષિણ બાજુ લગીનો પ્રદેશ આનર્ત; મહીથી દક્ષિણે સાતપુડા અને સહ્યાદ્રિની બાજુ પાસે પાને આવી જાય છે ત્યા લગીનો પશ્ચિમે દરિયાની સીમાવાળો પ્રદેશ લાટ લાટની દક્ષિણે કુ (કો) કણ. આનર્ત અને લાટની પૂર્વ સીમા અનિશ્ચિત, કેમકે કોકણને સહ્યાદ્રિની હારની છે તેવી હદ સીમા કુદરતે બક્ષેલી નહીં.

સિન્ધુ નદી અને હિન્દુકુશ પર્વતમાળની પણ પેલી તરફ છેક બોખારા સમરકન્દ વગેરે એક સમયે આર્ય પ્રજાના નિવાસસ્થાન હતા. મહાભારત-માંનો ગાંધાર દેશ તે હાલના કન્દહારની આસપાસનો પ્રદેશ. યયાતિ એની રાણીઓ એના પુત્રો અને એના ગુરુ શુક્રાચાર્યને લગતા પુરાણની ભૂમિ આ ગાન્ધાર દેશ જણાય છે. પણ એ અતિપ્રાચીન રાજ્યો રાજાઓ અને એમના કીર્તિકાળ જે સમયે વર્તમાન સત્વો હતા તે સમયે કે તેથી પણ પહેલા એ પ્રદેશથી પશ્ચિમે અને કંઇક એ પ્રદેશમાં જે આર્યભાષા ચાલતી હતી તે આપણી ભાષાઓના તે વખતના રૂપને મળતી આવતી હતી અને કંઇક જુદી પણ પડતી હતી. આપણા શબ્દોમાંના સ એ (અવેસ્તિક Avestic) ભાષાના શબ્દોમાં હ હતા—અસુર-અહુર સિન્ધુ-હિન્દુ "સપ્તસિન્ધુ" શબ્દ એ ભાષામાં "હપ્તહિંદુ" બોલાતો.

આપણી સંસ્કૃત જેમ યયાતિના સમયની આપણી આર્યભાષામાંથી ઊતરી આવી છે, તેમ એ બીજી આર્યભાષામાંથી એ મુલકની ફારસી ભાષા ઊતરી આવી છે ગૌતમ બુદ્ધના સમયથી થોડા સૈકા વહેલા એ પ્રદેશમાં મોટા સામ્રાજ્યો બંધાયા, તેની પૂર્વ સરહદ આપણી સિન્ધુ નદીની પાસે હતી અને એ સિન્ધુ નદીને એ સામ્રાજ્યો 'હિન્દુ" નામે ઓળખતા. એ સામ્રાજ્યોનો સૌથી પૂર્વે આવેલો પ્રાન્ત હિન્દુ–પ્રાન્તને નામે ઓળખાતો. પછી એ પ્રજાઓનું અને એમની જગાએ એ જ સ્થાને જે પ્રજાઓ આવી તેમનું સિન્ધુથી પૂર્વે આવેલા આપણા દેશનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ તેઓ આખા ભરતખંડને હિન્દુ મંડલ હિન્દુ-દેશ હિન્દુ-સ્થાન, હિન્દોસ્તાન નામે જ ઓળખતા ગયા અને છેક અર્વાચીન કાળ લગી એમની પણ પશ્ચિમે આવેલા યુરોપના લોકોને આપણા વિષે માહિતી થોડી હતી તથા જે કંઇ હતી તે એ વચ્ચે આવેલા લોકો મારફતે મેળવેલી હોવાથી, એમણે જે નામ આપણને આપેલું, તે જ યુરોપીય દુનિયામાં આપણા દેશનું અને આપણું નામ છપાઈ ગયું

ત્યારે હિન્દી–હિન્દવી ભાષા એટલે સિન્ધુથી પૂર્વે આવેલા અને બીજી સીમાઓ અનિશ્ચિત એવા પ્રદેશના લોકોની ભાષા. અને ભાષાનું આ નામ પરદેશીઓનું પાડેલું. એનું એ ભાષા બોલનારાઓનું પોતાનું નામ તો "ભાષા" અથવા "**પ્રાકૃત**".

પરન્તુ અર્વાચીન **હિન્દી, મરાઠી, બંગાળી, ગુજરાતી** આદિમાંથી કોઇ પણ ભાષાનું મૂળ **પ્રાકૃત** છે એમ કહેતા કે સૂચવતાની સાથે જ સવાલ ઉઠે છેઃ—કઈ **પ્રાકૃત**? અને આમ થવું કુદરતી છે. આર્ય પ્રજાની પ્રાકૃતોના લાંબા અતિ લાંબા અત્યન્ત લાંબા ઇતિહાસનો આદિ કાલ કોઇના જ જાણવામા નથી. **સંસ્કૃત** ભાષા પણ **બ્રાહ્મણો** × અને **પાણિનિના** સમયથી જૂની છે; કેટલા સૈકા જૂની તે કોઇના જાણવામા નથી. અને એ **સંસ્કૃત** કરતા વેદની સંહિતાઓમાની વેદભાષા અને તેની સાથે સામાન્ય લોક વ્યવહારમા "બોલી" લેખે ચાલતી "પ્રાકૃત" વળી વધારે જૂનીઓ છે. વેદભાષા અને **સંસ્કૃતની** વચ્ચેના સમયનો ગાળો એટલો તો લાંબો નિર્વિવાદ છે, કે **સંસ્કૃતને** વેદભાષાની ન્હાની બ્હેન કોઇ ગણતું નથી, વેદભાષાની પુત્રી કે પુત્રી જેવી જ સૌ ગણે છે. અને યજ્ઞાદિ ધર્મક્રિયાઓ માટેના સૂક્તોની વેદભાષા જ્યારે જીવતી ભાષા હતી, ત્યારે સાથે સાથે સામાન્ય વ્યવહારની "બોલી" જે **પ્રાકૃત** તે પણ સજીવન હતી. વેદભાષા અને આ આદિ-આર્યોની **પ્રાકૃત** એ બે બ્હેનો.

ઈ. પૂ. બારમા-આઠમા સૈકાથી **સંસ્કૃત** બંધાઈ અને એક સ્વતંત્ર વ્યક્તિ લેખે ઓળખાવા લાગી, તો **ગૌતમ** બુદ્ધના સમય પહેલાના સૈકાઓમા **પ્રાકૃતના** જે રૂપને **પાલી** ભાષા કહે છે તે બંધાઇ, અને એક સ્વતંત્ર વ્યક્તિ લેખે ઓળખાવા લાગી, જો કે એનું નામ **પાલી** તે પછી બહુ મોડું સ્વીકારાયું. જેમ સંહિતાઓ વેદભાષામાં છે તેમ બૌદ્ધ ધર્મના સૌથી જૂના

× અહીં બ્રાહ્મણો એટલે બ્રાહ્મણ જ્ઞાતિઓ નહીં પણ "બ્રાહ્મણ" ગ્રંથો, બ્રહ્મવિષયક-ગ્રંથો, જે ગ્રંથોના છેવટનાં પ્રકરણો "ઉપનિષદો" કહેવાય છે તે.

ન્થો આ પાલી ભાષામાં છે. પ્રાકૃત એટલે આર્ય "બોલી"નું સૌથી જૂનુ શિષ્ટ રૂપ તે પાલી. પ્રાકૃતોમાં સૌથી મોટી બ્હેન પાલી. આ ગ્રન્થો ઘણે ાટે ભાગે ગદ્યમાં છે. અને પાલીમાં ધર્મ વિષયક નહીં એવું ગદ્ય લખાણ ણું બહુ થોડું છે.

પાલી તો બંધાઈ ગઈ, પણ પ્રાકૃત બોલી વહેતી રહી, બદલાતી ગઇ, વ્યવહારના ગદ્યપદ્યમાં વિશેષ વપરાવા લાગી, એમાથી એ પ્રાકૃતનાં પ્રાન્તભેદ માણે જૂદાં જૂદા રૂપો પણ બંધાયાં. પાલી પછી સૌથી પ્હેલી બંધાઇ હારાષ્ટ્રી પ્રાકૃત. એની કવિતા આખા આર્યાવર્તમા એકસરખો ફેલાવ પામી એટલે સુધી કે ઇસવી સનના આરમ્ભ પછીના વૈયાકરણોમાં પ્રાકૃત ાટલે મહારાષ્ટ્રી પ્રાકૃત એવો સંકુચિત અર્થ થઇ ગયો.

આ મહારાષ્ટ્રી પાલી પછી બહુ થોડા સમયમાં બંધાઇ શિષ્ટ બનેલી ાગે છે. અશોક અને શાલિવાહન વચ્ચેના સમયમાં તો આપણે તેને શિષ્ટ ાષા લેખે વપરાતી જોઇયે પણ છિયે.

અને મહારાષ્ટ્રી પછી જૂદા જૂદા પ્રાન્તની પ્રાકૃત બોલીઓ જુદે જુદે ન્તિક રૂપે બન્ધાઈ અને શિષ્ટ બની અને તેમાની એકે મહારાષ્ટ્રી જેટલો ાલગ આખા આર્યાવર્તમાં વ્યાપેલો વિસ્તાર પામી શકી નહીં. શ્રીહર્ષ ર્ન પછી જેમ કોઈ આર્ય ચક્રવર્તી નથી થયો, તેમ મહારાષ્ટ્રી પછી કોઇ ાકૃત આખા આર્યાવર્તમાં ફેલાવા પામી નથી. મહારાષ્ટ્રીથી જુદી મગધની કૃત તે માગધી, મથુરાની આસપાસના પ્રદેશની તે શૌરસેની, પંજાબ-શ્મીરની તે પૈશાચી.

અને જેમ જેમ આપણે અર્વાચીન કાલ તર્ફ આવતા જઇયે છિયે તેમ ા પ્રાકૃત ભાષાઓના વૈયાકરણો પ્રાકૃત=ષડભાષા, છ ભાષાઓ, જૂદા ા છ પ્રદેશની શિષ્ટ ભાષાઓ, માત્ર બોલાઓ નહીં, એમ વધતી જતી ષ્ટતાથી જણાવે છે. ઉપર તો આપણે પાંચ પ્રાકૃતો ગણાવી: ત્યારે છઠ્ઠી ?

છ્ટ્રી ( નારી જાતિ નહીં, નર જાતિ;–છ્ટ્રી નહીં છટ્રો !–માતૃ-ભાષા-નહીં, **पितृ-व्याहार** ! ) તે **अपभ्रंशः** રાજશેખર કવિ કહે છે "**सुभव्योऽपभ्रंशः**"

અપભ્રંશ શબ્દના સંસ્કૃતમાં–અને આર્ય બોલીઓના લાંબા ઇતિ-હાસમા પણ-બે જુદા જુદા અર્થ છે. વધારે જૂના અર્થમાં અપભ્રંશ શબ્દ વિશેષ નામ–ખાસ વ્યક્તિનું નામ–નથી. ખોટી વેદભાષા તે વેદભાષા-નો અપભ્રંશ, ખોટી સંસ્કૃત, ખોટી પાલી, અશુદ્ધ મહારાષ્ટ્રી, *ઢેડગુજરી અંગ્રેજી, એ સર્વ અનુક્રમે સંસ્કૃત, પાલી, મહારાષ્ટ્રી, અંગ્રેજીના અપ-ભ્રંશ છે. **भ्रष्टो वाग्व्याहारः=अपभ्रंशः** શહેરીઓ શબ્દોને ભ્રષ્ટ કરીને અપભ્રષ્ટ રૂપો વાપરે–તે "નાગર અપભ્રંશ" છે, ગામડિયાના અપ–શબ્દો અપ-પ્રયોગો અપ-ઉચ્ચારણો "ગામડી અપભ્રંશ" છે. શહેરી અપભ્રંશો-મા પણ "અમદાવાદી," "સુરતી" "મમ્બઇગરા" એવા પેટાભેદ પડે છે જ. એટલું જ નહીં પણ "બાર ગાઉએ બોલી બદલાય" એ જો ખરું, તો લન્ડન જેવી મહાનગરીમા પૂર્વલન્ડની, પશ્ચિમલન્ડની, ઉત્તરલન્ડની, દક્ષિણલન્ડની, એમ એક ને એક શહેરે અનેક અપભ્રષ્ટ બોલી લહેંકાઓ પ્રવર્તે. અમેરિકામા તળપદી અંગ્રેજી બોલી "અપભ્રંશ" છે, બ્રિટિશ સામ્રાજ્યમાં તળપદું અમેરિકન અંગ્રેજી "અપભ્રંશ" છે. સી ઇ એન ટી આર ઈ, એચ ઓ એન ઓ યુ આર,–આદિ જોડણીને જે શિષ્ટ ગણે તે બી ઈ આર અને એન ઓ આર આદિ જોડણીને અપભ્રષ્ટ ગણે, અને એથી ઉલટું બીજીને શિષ્ટ ગણનારા પ્હેલીને અપભ્રષ્ટ ગણે

પરંતુ ઉપર ગણાવેલ પાચથી જુદી છ્ટ્રી એક પ્રાકૃતભાષા છે, અને પ્રાકૃત ભાષાકુટુંબમા છેલ્લી બ્હેન લેખે અવતરેલી એ પ્રાકૃતનું વિશેષ નામ જ **અપભ્રંશ** છે. આ ભાષા કોની, કઈ પ્રજાની, કયા પ્રદેશની, ક્યાથી ક્યા લગી ફેલાઈ ? કોઇને હજી ચોક્કસ ખબર નથી એટલું જ કહી શકાય કે

---

* ઢેડ શબ્દ અર્ધ માથી થયો છે. ઢેડ=અર્ધો, અરધિયુ=વર્ણસંકર

-ગુર્જરો આહિરો જાઠ લોક આદિ આર્ય (કે અનાર્ય ? કે મિશ્ર ?) જાતિઓને અને આ છઠ્ઠી ભાષાને નિકટ સમ્બન્ધ હોવો જોઇએ.

જૂના હિંદી કવિઓ, ગુજરાતી કવિઓ, મરાઠી કવિઓ, બંગાળી કવિઓ બધા જ કહે છે કે આ અમારી ભાષા "ભાષા" કે "પ્રાકૃત" છે. પણ પ્રાકૃત-કુળ તપાસતાં એમા તો આપણે છ મુખ્ય વ્યક્તિઓ જોઈ. આર્યભાષાઓમા પ્રાચીન કુલ વેદભાષા અને સંસ્કૃત. આર્યભાષાઓમાં મધ્યકાલીન કુલ આ છ પ્રાકૃતો અને તેમની સાથે સંલગ્ન બીજી બોલીઓ. આર્યભાષાઓમાં -અર્વાચીન કુલ-આપણા હિન્દુસ્થાનના આર્ય વિભાગમાં હાલ વ્હેતી ભાષા-સરિતાઓ. આમાંની કોઇ પણ અર્વાચીન ભાષાને પ્રાચીન કરતાં મધ્યકાલીન ભાષાઓ સાથે વધારે લાગેવળગે છે. આપણી દરેક અર્વાચીન આર્યભાષામાં સંસ્કૃત અંશ છે-**તત્સમ** શબ્દો, તે કરતાં **તદ્ભવ** અંશ-પ્રાકૃત દ્વારા આવેલો અંશ વધારે છે. ભાષામાં શબ્દો કરતાં વિભક્તિઓ અને તેમના પ્રત્યયો, વાક્યોમાં વિભક્તિ વિના જુદા જુદા સંબંધ સાંધનાર શબ્દો અને શબ્દકણો, અને ક્રિયાપદોનાં જૂદા જૂદા કાળો, ભેદો, પુરુષો, વચનો, અને અર્થોના રૂપ તેમ જ તે રૂપ સાધી આપતા પ્રત્યયો સહાયકો આદિ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઘણાં વધારે મહત્ત્વનાં છે; જે આ અર્વાચીન ભાષાઓમાં મોટે ભાગે પ્રાકૃતો દ્વારા જ આવેલાં છે. અને છેવટ આપણી દરેક અર્વાચીન આર્યભાષામા **તત્સમ** નહીં તેમ **તદ્ભવ** પણ નહીં એવો ત્રીજો અંશ પણ જોવામા આવે છે, જેનાં વળી બે પેટા પડે છેઃ-**(अ)** દેશ્ય, **(ब)** વિદેશી.

આપણી આ અર્વાચીન ભાષાઓ પણ આજકાલની નથી. આજકાલ કરતાં ચારસો-પાંચસો વર્ષની તો થઇ ગયેલી છે. એ એમના પોતાના વિકાસ-તિહાસ તર્ફ હવે જરા નજર નાખિયે તો એમના પ્રાકૃતો સાથેના સંબંધને આપણે જરા વધારે સ્ફુટતાથી વર્ણવી શકીશું. અને આપણો મુખ્ય વિષય તો હિન્દી ભાષા છે, એ હકીકત દબાઇ ન જાય એમ આ વિવરણ આગળ ચલાવીશું.

**तुलसी रामायण** આદિ હિંદી સાહિત્યનો એક કીમતી જથો "**पूरबी**" અથવા "**अवधी**" છે. આમાં **मागधी प्राकृत**ની અસર વધારે છે.

**सूरदास** આદિ અષ્ટ સખાઓ અને તેમના અનુયાયીઓના લખાણુનો એવો જ કીમતી બીજો જથો છે, તેમાં **व्रजमंडल**ની એટલે **शौरसेनी** પ્રાકૃતની અસર વધારે છે.

. કબીર, દાદૂ, અને પદ્માવત ગ્રંથના સૂફી મહાકવિ મલિક મહમદ જાયસી અને તેમના અનુયાયીઓના સાહિત્યનો એવો જ કીમતી ત્રીજો જથો છેઃ **રાજપુતાના માલવા** આદિમાં,પેદા થયેલું ઉત્તમ કોટિનું હિંદી સાહિત્ય તેમ મુસ્લિમ અસર તળે આવેલા હિન્દી ગ્રન્થકારોનું સાહિત્ય પણ આ ત્રીજા જથામાં પડે, કેમકે એ નથી **व्रज** "ભાષા"નું, નથી **अवधी** "ભાષા"નું, છતાં "**हिन्दी**"છે. અને અંગ્રેજી અસર શરૂ થઇ અને વધતી જાય છે તેની સાથે દાયકે દાયકે હિન્દીમાં **व्रज** અને **अवधी**ના પાશ અને રંગ ઘટતા જઇ આ "ખડીબોલી"ની વિશિષ્ટતાઓ જ સર્વત્ર વ્યાપતી જાય છે, ઘોડાપૂરને વેગે.

## § ૨: હિન્દીભાષાનો જન્મ.

. આ પ્રમાણેના વિશાલ મિશ્રણથી જન્મેલી અને ખીલતી આવતી હિન્દી ભાષા ક્યારે જન્મી વારુ ?

જલવિભાજક (waterparting) ધારની ઉંચામાં ઉંચી ટોચમાથી નીકળતું કોઇ પણ એક ઝરણુ પરિણામે જે નદીમા પડે છે, તે ઝરણુને તે નદીનું મૂલ કહી શકાતું નથી. એવાં કંઇક ઝરણો મળી જઇ વ્હેળિયું બને, કંઇક વ્હેળિયાં મળીને શાખા બને, અને બંને બાજુની જલવિભાજક ધારોમાથી આવતી શાખાઓ જ્યારે સંગમ પામતી પામતી ખીણુની મોટી નદી બની રહે છે, ત્યારે તે નદીના મૂલ લેખે તેની મુખ્ય શાખાના મુખ્ય

વ્હેળિયા કે વ્હેળિયાં-જૂથને જ ગણવામાં આવે છે. **अव्यक्तादीनि भूतानि** એ સૂત્રનો નદી જેવી વ્યક્તિનું આદિસ્થાન ઉકેલવાના શાસ્ત્રમાં આવો અર્થ થાય છે. અને મુખ્ય શાખા કઈ ગણાય એ વિષે મતભેદ થવા પામે અથવા જુદા જુદા નિર્ણયો થાય, તો તે નદીના આદિસ્થાન વિષે પણ મતભેદ કિંવા ભિન્ન ભિન્ન નિર્ણયો અપક્ષ શાસ્ત્રીયતાને પણ સ્વીકારવા પડે છે.

સાકેત અને અહિચ્છત્ર ભાંગતાં તેની વસતી આનર્ત અને સૌરાષ્ટ્રમાં આવી ત્યારથી આ પ્રાન્તના ભાષાપ્રવાહની ઘટનામાં મહારાષ્ટ્રીની સાથે પૈશાચી પણ શાખાધર્મિણી બની. શ્રીમાલ-ભિન્નમાલ ભાંગતાં ત્યાંની વસતી પણ આ પ્રાન્તમાં આવી, પછી ધુર્ત તેણે અહીંના પાટનગરની ઉથલપાથલમાં હાથ નાખી પોતાના વિશ્વાસપાત્ર મૂલરાજ "સોળંકી"નો રાજવંશ સ્થાપ્યો, અને તે પછી એ વંશના રાજાઓએ પોતાના પક્ષની જમાવટ માટે હજારો સંસ્થાનિકોને ઉદીચ્ય પ્રદેશોમાંથી અહીં આણીને સ્થાયી વસાવ્યા, ત્યારથી અહીંના ભાષાપ્રવાહની ઘટનામાં વ્રજની માતા શૌરસેનીનો અને પશ્ચિમ માગધી એટલે અવધીની માતાનો ફાળો પણ વધ્યો. સૌરાષ્ટ અને સિંધમાંથી પંજાબ તરફથી અને દરિયો ઉતરીને પૂર્વ પૂર્વોત્તર અને પૂર્વ-દક્ષિણ તરફ નાસિકથી ચિતોડ અને ઉજ્જયિની લગી ધસેલા આર્યાનાર્ય ક્ષત્રપ-મહાક્ષત્રપનાં અને સ્વતંત્ર રાજા-રાવળ બનેલા રાજકુલો, તેમનાં સૈન્યો અને તેમનાં આશ્રિત મંડળોની સાથે, અહીં આવ્યાં ફેલાયાં, તે સહિત એમનો વાગ્વ્યાહાર અપભ્રંશ પણ આ પ્રાન્તની ભાષામાં ભળ્યો જ હતો, અને પાલીએ પોતાનું ભરણું પણ અશોકની આસપાસના સમયમાં કરેલું જ હતું. ગુજરાતી-માલવી-રાજસ્થાની "ભાષા" પરિણામે જે રૂપ પામી છે તેમાં પાલી-માગધી-પૈશાચીની અસર ઘણી ઓછી અને અપભ્રંશ-મહારાષ્ટ્રી-શૌરસેનીની મુકાબલે વધારે જોવામાં આવે છે, તો હિન્દી ઉપર પાલી પૈશાચી અને અપભ્રંશની અસર મુકાબલે ઓછી જણાય છે. એટલે હિન્દી ભાષાપ્રવાહનાં મૂલ, એટલે કે મુખ્ય મૂલ, પશ્ચિમ-ભાષાપ્રવાહ બ્હેના પ્રવાહ-

ત્યાંથી સરોવર રૂપે શૌરસેનીમાં અને પૂર્વ–ભાષાપ્રવાહ સરોવર રૂપે માગધીમાં લગભગ બંધાઇ ગયેલો, તે સમયથી માંડીને એ સરોવરોમાંથી કહાડવાં, આ છેડેથી કહિયે, તો ભૂતકાલમાં ત્યાં લગી લઇ જઇને તેમાંથી નીકળતાં જોવાં, એ જ મત શાસ્ત્રીય ઠરશે એમ લાગે છે.

નદી સનાતન સત્ત્વ હોવાથી એની જન્મતિથિ હોય નહીં. ભાષાએ સનાતન નથી. સંસ્કૃત લૅટિન આદિ મૃત ભાષાએ છે (જો કે તેમનાં સાહિત્ય હજીયે સજીવન છે). હાલ જીવતી છે તે ભાષાએ થોડા સૈકા પાછળ જઇને જોતાં દેખાતી જ નથી, કેમકે તે તે વખતે જન્મેલી પણ નહીં. અર્થાત્ ભાષાઓની જન્મતિથિ હોય તો ખરી. પણ તે નક્કી કરવામાં તેમનાં મૂલસ્થાનને નક્કી કરવા પડે તેથી ઓછી મુશ્કેલી નથી પડતી. ભાષા દાયકાએ કે બે અઢી સૈકા લગી પણ બોલાયા કરતી હોય પછી તેમા અમુક અકસ્માત જેવું બને,–કોઈ કાવ્ય કે સ્મૃતિપુરાણ રચાય, કોઇ કાયદો ઘડાય, બે રાજ્યોનાં વિગ્રહને અંતે સન્ધિની શરતો નોંધવામા આવે, કોઇ રાજાધિરાજ પોતાની દેશ દેશમાં પથરાયલી પ્રજાઓની જાણને માટે રાજભાષામા (અને તેના તરજુમાઓમાં) જાહેરનામા ચોતર્ફ મોટામોટા સ્તમ્ભોમા કોતરાવીને ઊભા કરે, કોઇ ધર્માધિરાજના શાસનપત્ર આ પ્રમાણે કે સજીવન ઉપદેશકો દ્વારા દેશ દેશમા ફેલાવવામા આવે. અને પછી દાયકાએ અને પેઢીએ લગી લોકો તેના મહત્ત્વને લીધે આ વસ્તુને એ ને એ રૂપમા ફરીફરીને વાચ્યા–ગોખ્યા કરીને તેને વિચારે, ચર્ચે અને ખંડનમંડનાદિ વડે ખિલવે. "બોલી" કે "ભાખા" આમ બોલી મટીને આવા કોઇ ઐતિહાસિક બનાવને લઇને શિષ્ટ દૃઢ દેહ પામવા માંડે અને બેડાતી જાય, વ્યવહારોપયોગી લખાણ, જ્ઞાનસંચય, સાહિત્ય આદિ એ નવા ઢાળામા વધતા જાય, અને પછીની પ્રજા એ ભાષાનો જન્મ (તેના બોલી લેખેના પ્રચારના આરંભકાળથી નહીં, કારણ તે તો અનિશ્ચિત જ રહે, પણ) આવા કોઇ બનાવના વર્ષ કે દાયકા કે અર્ધશતાબ્દીમા થયેલો ગણે. ભાષાની જન્મતિથિનો શાસ્ત્રીય નિર્ણય આથી અન્ય પ્રકારનો સમ્ભવે પણ નહીં.

પ્રજામાં વિદ્યા અને પુરાવસ્તુઓની શોધખોળ જાગવાથી અને ઉત્કલણ વધે, પ્રજાઓ વચ્ચે અન્યોન્ય જ્ઞાનવિચારવિનિમય વધે તેમ તેમ ઘણુ અજ્ઞાત અને લુપ્ત થઇ ગયેલી અસલી ચીજો નવી જ પ્રાપ્ત થાય છે, અને આપણા ભૂત કાલના જ્ઞાનમાંનાં સૈકાઓનાં ગાબડાં પૂરાતાં આવે છે. અને આમ બનતાં જે પ્રવાહને આપણે આપણા દેશની ભર ઉન્હાળાની નદી રૂપે જ ઓળખતા હતા, તથા દરિયા (એટલે વર્તમાનકાળ)થી જ્યાં લગી એ પ્રવાહ સળંગ દેખાય તેટલો જ એને ગણી તેની આગળનાં ઝીલ, ધૂના, ધરા, પાટ, આદિ ત્રુટિત વિખરાયલાં જલાશયોને અવગણતા હતા તેને બદલે તેને વધારે લાંબી ગણવા ગણાવવાનો પ્રશ્ન પણ ઉત્પન્ન થાય છે. ચોમાસામાં એ ને એ નદી જેમ ઘણી વધારે લાંબી સળંગતા વાળી બને છે, તેમ વિદ્યા અને શોધખોળનાં પૂર ચડતા ભાષાપ્રવાહના પણ પ્રાચીન દટાઇ ગયેલા ખંડ આમ પાછા દેખાવા માંડે છે, એટલે કેટલાક વિદ્વાનો એવા જૂનામાં જૂના ખંડથી આજ લગીના પ્રવાહને એક આખો સળંગ પ્રવાહ માનવામનાવવા માટે રણે ચડે છે, અને અજબ હઠવાદ કરતા કરતા દાયકાઓ લગી ઝઘડે છે. અથવ્ય આપણા દેશમાં તો સૂત્રકારોને જેમ કોઇ સૂત્રમાં એક માત્રા ઘટાડી શકે તો પુત્ર જન્મ્યા જેટલો આનંદ થાય, તેમ આર્યપ્રજા અને આર્યસંસ્કૃતિની પ્રાચીનતામાં ઇ. પૂ. ૧૨૦૦ થી પાછળ જેટલા સૈકા જવાય તેટલી જાણે સાચેસાચી માતાઓ જ મળ્યાનો આનન્દ થતો જણાય છે. ગુજરાતી, મરાઠી, બંગાળી, આદિ ભાષાઓની બાબતમા તો એટલી બધી પ્રાચીનતાની વાત જ નથી. પણ એ વિષયમાં યે કોઇ વિદ્વાન પોતાની માતૃભાષા ઇ. છઠ્ઠા સૈકાથી તો કોઇ પાચમા સૈકાથી ચાલી આવેલી માનવા-મનાવવા મથે છે, એ જોઇને કયા સમતોલ વિદ્વાનને પુરાવિદ્યાની આ ઝઘડાઝઘડીની તુચ્છતા ઉપર દયા આવ્યા વગર રહે વારુ ? કેમકે આ પણ નિર્વિવાદ છે—આપણા વાસ્તવિક ઇતિહાસનું સૌથી મોટું સૌથી ઊંડું સૌથી વ્યાપક વિશેષ લક્ષણ છે,—કે આપણા દેશ અને આપણા પ્રાન્તે પ્રાન્તમા માયાંઓના પિરામિડો અનેકાનેક વાર રચાયા છે, ક્ષાલીની નદીઓ મહાનદીઓ અનેકાનેક વાર વહી છે, શહેરો અને પરગણાં

આખા ને આખા અનેકાનેક વાર ભેળભેળા થયા છે, હજારો અને લાખો કુટુંબોએ અનેકાનેક વાર ઉચાળા ભરી જન્મભૂમિની ધૂળ ખંખેરી નાખી જેમ મને તેમ આઘી અને લાંબી દોડ કરી દોટ મૂકીને અનેકાનેક વાર બીજા પ્રાંતોમાં વાસ કર્યો છે યુરોપના ઇતિહાસમાં ઇટાલિ અને જર્મની નામે ઓળખાતા પ્રદેશોએ જ આવા બીષણ અને ક્રાન્તિકારક વારાફેરા જોયા હશે, અને ક્યાં આપણી એક આંગળીના માપનો ઇટાલી, ક્યાં આપણી એક હથેળીના માપનો જર્મની, અને ક્યાં આપણો અતિમય ભરતખંડ! એટલે સમર્થ વિદ્વાનોને મન તો સ્વતઃ સિદ્ધ છે કે વચ્ચે વચ્ચે આપણા સંસ્કૃતિ પ્રવાહમાં જે કાચરો વાગી છે, તૂટો પડી છે, પાતાળઊંડા ગર્ત પડ્યા છે તે જ વાસ્તવ હકીકત છે એટલે ઘણા આગલા કાળનું કંઈ મળી આવે તેટલા જ અનાવથી, તેને સમર્થક બીજા વચગાળાના પુરાવા વગર પણ એ મળી આવતી વસ્તુની તારીખથી આજ લગીનો પ્રવાહ પાછો—ચોમાસાની નદી માફક—સંધાઈ જાય છે એમ માનવામનાવવા જેવી ઘોર અશાસ્ત્રીયતા બીજી હોઈ જ શકે નહીં

જૂની ગુજરાતીના—બોલી લેખે નહીં—ભાષા લેખે હસ્તીના પુરાવા વિક્રમની તેરમી સદીથી મળી આવે છે, અને ચૌદમી સદીના પૂર્વાર્ધથી તો શંકા ન રહે એટલા મળે છે × આ પહેલા ઠેઠ શ્રી હેમાચાર્ય એટલે સિદ્ધરાજ કુમારપાળના સમય સુધી વિદ્વાનો જૂની અતિજૂની ગુજરાતી **ભાષાનાં** ચિહ્નો જોઈ રહે એમ છે જો કે એ બધા ચિહ્નોનો એકત્ર વિચાર હજી કોઈએ કર્યો નથી, અને એ વિષય એવો છે કે તેમાં વિદ્વાનો વચ્ચે મતભેદો પણ ઊઠવાનો સંભવ છે મુંબાઈની વિદ્યાપીઠ પણ જ્યાં હજી **લાવણ્યસમય, ભાલણ,** અને **પદ્મનાભથી** પુરાતન ભાષાપ્રદેશમાં પોતાની ઉંચામાં ઉંચી પદવીના અભ્યાસક્રમને માટે પણ ડગલું ભરવાનો વિચાર સરખો કરતી નથી

---

× જુઓ ના. દા. મો. દ. દેસાઇ સંકલિત 'જૈન ગુર્જર કવિઓ' પૃ. ૧–૭ મુનિ જિનવિજયજી સંગ્રહિત (હવે પછી પ્રસિદ્ધ થનાર) 'પ્રાચીન ગુજરાતી ગદ્ય સંદર્ભ' અને ચં. મનરવ. લાલ સંગ્રહિત 'પ્રાચીન ગુર્જર કાવ્યો' (બર્ડ ૦ એ દિવિ ટલ ન દિઃ)

ત્યા ગુજરાતમા આ વિષય હજી કશાયે ખેડાવા માડ્યો ન કહુ એમ પણ નથી.

જૂની મરાઠીના આદ્ય લેખકો મુકુન્દરાજ જ્ઞાનદેવ (શ્રીમદ્ભગવદ્ગીતાની જ્ઞાનેશ્વરીનામે સુપ્રસિદ્ધ ટીકાનો કર્તા ) અને નામદેવ બારમા-તેરમા સૈકાના છે અને જૂનામા જૂના મરાઠી શિલાલેખો અને દાનપત્રો અગિયારમા સૈકાની પાછળ નથી જતા + ઉત્તર હિંદથી ફેલાની અધાધુધી દક્ષિણાપથમા પ્હોચી મોડી ત્યા જતા પ્રમાણનુ એટલુ જોર પણ ન હોવાથી માત્સ્યન્યાયમાથી × પાછો થોડા જ સમયમા દક્ષિણાપથ વાળે પડ્યો, વળી ત્યા મહમ્મદ તઘલખ પછી જે મુસ્લિમ રાજ્ય અને તેના ફાંટા થયા તે પણ અસલી બંધારણ જૂના રીતરીવાજ, અને વંશપરંપરાના ઉપમુખો સગવતમે પાળ્યો આદતા દક્ષ વગેરે બાબતોમા સ્થિતિરક્ષક નીતિએ વધારે ચાલતા, એટલે આર્ય-ભાષાનો આ દક્ષિણાપથમાનો વિકાસ જલદી થયો, વધારે દેશ્ય તત્ત્વોને પચાવીને વધારે સમૃદ્ધ થયો, અને પૂરેપૂરી વિશિષ્ટતા ખીલવી શક્યો. ગોરખનાથના શિષ્યનો શિષ્ય નિવૃત્તિનાથ-જ્ઞાનદેવનો મોટોભાઈ-ઈ ૧૨૭૩મા જન્મ્યો હતો.

બંગાળીનો પણ સૌથી જૂનો ગ્રંથ-" શ્રી કૃષ્ણકીર્તન "-જો કે ચૌદમી સદીનો છે તો પણ એના જૂનામા જૂના પદ " ચર્યાપદ " ( ' બૌદ્ધ ગાન ઓ દોહા ' સંપાદક, ડાક્તર હરપ્રસાદ શાસ્ત્રી ) અને ગોરખનાથી સંપ્રદાયના પદો-ગોપીચંદ, મત્સ્યેન્દ્ર, જાલંદર, ગોપીચંદની માતા, વગેરે વિષેના-

---

+ જુવો વિનાયક લક્ષ્મણ ભાવે ' મહારાષ્ટ્ર સારસ્વત ' ગ્રંથ રજો પૂણા, ૧૯૧૯

× અરાજકતા=માત્સ્યન્યાય માછલીઓ ન્હાનીને ખાઈ જાય જરા મોટી તેને ખાય તેથી મોટી એમ જ છેક સૌથી મોટા સુધી લગી ચાલ્યા કરે, પવનવાસી પંખીમા અને જમીનવાસી પ્રાણીઓમા જેટલી વ્યવસ્થા તેટલી પણ આ જલવાસીઓમા નહી, એટલે આપણા નીતિગ્રંથોમાં અરાજકતા ( એનાર્કી anarchy ) અને અંધાધુંધી માટે ' માત્સ્યન્યાય " શબ્દ વપરાયો છે. આપણે એને માછલીનીતિ કે જલચરશાસન પદ્ધતિ પણ કહી શકિયે

બારમા સૈકાના આરંભ લગભગ કે બહુ તો અગિયારમા સૈકા લગી જાય છે. "ચર્યાપદ"માં કર્તા લેખે અને કર્તાના ગુરુ લેખે આવતાં કેટલાક નામોનો ઇતિહાસ ટિબેટના વાઙમય અને બૌદ્ધ તંત્રોના સાહિત્યના ઇતિહાસ ઉપરથી દાક્તર **બી. પી.** ભટ્ટાચાર્યે નક્કી કર્યો છે તે પ્રમાણે એ મહાધીશો, તાન્ત્રિકો અને **નાથ** સંપ્રદાયની શાખાઓમા થયેલા મહાપુરુષો વધારે પ્રાચીન છે, પરંતુ એમણે મળ લખેલાં પદો એમના શિષ્યોમાં ઉતરતા ગયાં તેમ પેઢીએ પેઢીએ ભાષાના ફેરફાર સાથે ફરતાં ગયા અને જે રૂપમાં આપણને મળો આવ્યાં છે તે રૂપમા જે ભાષા જોવામા આવે છે, તેનો સમય બારમા સૈકાથી બહુ જૂનો નહી, એ નિર્ણય જ શાસ્ત્રીય જણાય છે. * ભાષા પ્રવાહી રૂપમા હોય છે ત્યા લગી એક બે સૈકામા તેમા ઘણો ઘણો ફેર પડી જ જાય છે. **નરસિંહ** અને **મીરા**ની કૃતિઓ આપણને મૂલ ભાષામા નથી જ મળી, એ આપણને વધારે જાણીતો દાખલો આ જ પ્રકારનો છે. **ગોપીચંદ**ને લગતાં આપણે ત્યા હજી ચાલતા પદો મૂલ **બંગાળા**થી અને **નર્મદા** પર્યટન કરનારી તેમ જ્યોતિર્લિંગની જાત્રાઓ કરનારી બાવાઓની જમાતો દ્વારા આવેલા એમ જણાય છે.

દાક્તર **ગ્રીયર્સન**, દાક્તર **હર્નલી**, વગેરેની એક કલ્પના કેટલાક ભાષાશાસ્ત્રીઓમા આવકાર પામી હતી તે પ્રમાણે આર્યસંસ્થાનિકોનું એક મોટું ટોળું મોડું અને **નેપાલ સિકિમ**માથી હિંદમા આવ્યુ, તેમણે આગળથી આવેલા આર્યોને આઘા ધકેલ્યા, અને આથી કરીને આર્ય વસતી બે વર્તુલે ગોઠવાવા પામી; (૧) અંદરનુ વર્તુલ–કોસલ **મધ્યદેશ** આદિ મોટા પ્રદેશમા **વિંધ્યાચલ** લગી; (૨) બ્હારનું વર્તુલ એથી પણ મોટા પ્રદેશમા–**આસામ**,

---

* જુઓ S K. Chatterji ( Origin and Development of the Bengali Language vol I, Grierson 'Gorakhnath in the Cyclopaedia of Religion and Ethics, Ganapati Sastri. 'टीकासर्वस्व' ( Commentary on The अमरकोष by the Bengali सर्वानन्द–Trivendrume Sanskrit Series ), વગેરે.

બંગાળા ઉડિયા, મહારાષ્ટ્ર ગુજરાત, સિંધ પંજાબ કાશ્મીરમાં મધ્યવર્તુલની આર્યભાષાઓમાં અન્યોન્ય નિકટતા અને બહારના વર્તુલના ભાષાઓથી વિભિન્નતાનું મૂળ કારણ આનું પણ હોય તથાપિ આ અમની કલ્પના માટે વાસ્તવ આધાર નહીં જોવા જ છે, અને તે હવે કોઇને બહુ સંતોષકારક જણાતી નથી અને બંગાળી મહારાષ્ટ્રી તથા અપભ્રંશની શૌરસેની અને માગધીથી વિભિન્નતા આની કોઇ કલ્પના વગર ના જ સમજી શકાય એમ પણ નથી અપભ્રંશ (ભાષાભેદે-પાની શૌરસેની, આદિની ભ્રષ્ટતા લેખે નહીં) પણ આઠમા નવમા સૈકાથી જૂની જન્મેલી નથી, અને તેના સારા જૂનામાં જૂના નમૂના આપણને શ્રી હેમચંદ્રાચાર્યના ગ્રંથોમાં (અગિયારમો બારમો સૈકો) અને પ્રાકૃત પિંગલ નામે ચૌદમા સૈકાના ગ્રંથમાં જ મળે છે હા, મુસ્લિમ ઇતિહાસકોએ નોંધ્યુ છે કે આઠમા નવમા સૈકામાં સિન્ધમાં મુસ્લિમ હાકેમોના હુકમથી કુરાને શરીફનો હિન્દી કવિએ ‘હિન્દી ભાષા’માં ઉત્તમ પદ્યાનુવાદ કર્યો હતો અને મુસ્લિમ ફિલસૂફી અને નીતિનો અસરકારક બોધ કરે એવા કાવ્યો પણ રચ્યા હતા મસઉદ સાદ સલમાન જેવા શાયરે પણ ‘હિંદી ભાષામાં દિવાન’ રચ્યું હતું વગેરે આ નોંધો ઉપરથી કેટલાક હિંદી ઉર્દૂ વિદ્વાનો આપણે જેને હાલ ‘હિન્દી’ અને ‘ઉર્દૂ’ ને નામે ઓળખિયે છિયે તે ભાષાઓને નવમા અને આઠમા સૈકા લગી પહોંચવાના મતના જણાય છે ખરા પરંતુ એવા સર્વ મત પણ અનૈતિહાસિક અને અશાસ્ત્રીય છે એ એકે ગ્રંથ અત્યારે ઉગયો નથી અને ઉગર્યો હોત તો તે પૈશાચી આભીરી, કે જૂની અપભ્રંશ× ભાષાનો જ જણાત એ વિષે ભાગ્યે મતભેદને માટે અવકાશ હોય હિન્દ ભાગના લેખક હિન્દની કોઇ પણ આર્યભાષાને ‘હિન્દી’ કહે તેનો એટલો જ અર્થ થાય,

× હા જેકોબી અપભ્રંશને પણ છઠ્ઠા સૈકા સુધી પાછળ લઇ જવા દલીલો કરે છે (જુવો ભાવિસત્તકહા, 1918 સનત્કુમાર ચરિત 1921 વગે)–પણ આવા પ્રયાસ વિશાળ ઐતિહાસિક દૃષ્ટિની ખામીને લઇને જણાય છે અને ... ની પાસે બેસવા જાય’ તે ... ગીત ગાયા વગર રહ્યા ન ... જોવાનિ ... હોય છે

કે એ ભાષા હિન્દના તે પ્રાન્તમાં તે સમયે ચાલતી હશે તે જ ભાષા : આપણે હાલ જેને "હિન્દી"ને નામે ઓળખિયે છિયે તે હરગીજ નહીં.

ત્યારે હાલ આપણે જેને હિન્દી કહિયે છિયે તે ભાષા ક્યારે જન્મી ? પૃથુરાજ ચોહાણના સમયનાં કેટલાક શાસનો, દાનપત્રો, અને કાગળપત્રો મળી આવ્યા છે, તેમાની લખાવટ માત્ર બોલી જેવી છે. સંસ્કાર પામેલી ભાષા જેવી નથી પૃથ્વીરાજ રાસૌ નામે મોટો ગ્રંથ ચંદ બરદાઇને નામે ચડેલો અત્યારે મળે છે તે વિશ્વસનીય નથી. પંડિત ગૌરીશંકર ઓઝા અને બીજા માનનીય વિદ્વાનોએ તેને બારીકીથી તપાસ્યો છે, પૂરેપૂરા વિશ્વસનીય શિલાલેખો સાથે તેમ મોટી મોટી ઐતિહાસિક બીનાઓ સાથે એને સરખાવીને, હાલ જે રૂપમા એ મળે છે તેનો રચનાકાલ ઘણો મોડો હોવો જોઇએ એમ લગભગ સાબીત કરી દીધું છે, અને એ મોટા ઝઘડાના ખંડનમંડનનો સાર રા. રા. ભાઇ કિસનસિંહ ચાવડાએ એમના પ્રકરણ ચોથામા એવી સ્પષ્ટ રીતે આપેલો છે કે અહીં એ વિષે આટલા ઇશારાથી જ સંતોષ માનીને આગળ ચાલિયે. પૃથ્વીરાજના સમકાલીન ચન્ડેલના પરમર્દિદેવ ("પરમાલ") ને લગતું એના જ ભાણેજ જગનિકે મહાકાવ્ય રચ્યુ (જગનાયક–નામ એમ રૂપમા મળે છે) હતું જેનું નામ આલ્હ ખંડ હતું, એવી દંતકથા છે. પણ જેમ કુરાને શરીફનો ભાષાનુવાદ, અને જેમ (લખાયો હોય તો) પૃથ્વીરાજ રાસૌ, તેમ આ આલ્હ ખંડ પણ નામશેષ જ રહ્યો છે "આલ્હા ગાનેવાળાઓ" કેટલાક સર્ગો ગણ જાણે ક્યારથી આજ લગી ગાતા આવ્યા છે, એ સર્ગોની ભાષા કુદરતી રીતે જ પેઢીદર પેઢી ફરતી આવી છે, કેમકે સાભળનારાથી સમજાય નહી એવી ભાષામા ગાય તે ગાનાર કે પૂરાણી કે માણભટ કે ભજનિકને સાભળનાર આપે શુ, અને જે કાવ્યો-આખ્યાનો -પવાડા-પુરાણો આવા સાભળાવવાથી પ્રાપ્તિ નહીં, તે પેઢીએ પેઢીએ મોએ કરી અથવા નકલો ઊતારીને સાચવે પણ કોણ ? અને એ સર્ગોનો સંગ્રહ છેક ઓગણીશમી સદીમા એક અગ્રેજ સિવિલિયને કર્યો અને છપાવ્યો, ત્યારે જ એ મૂળ મહાકાવ્યના કે કોણ જાણે શેના છેક વિકૃત અવશેષ છેક

આધુનિક ભાષામા જ "હિન્દી" સાહિત્ય સમૃદ્ધિમાં પ્રથમ જગવાઇ રહે એવુ રૂપ પામ્યા છે. + બીજા પણ ગ્રંથો નામશેષ જ છે તેમને વિષે લખીને સંભારણુ શાને કરવુ વારુ. ?

હિંદીનો પ્હેલો ગદ્યગ્રંથ આજ લગીમાં મળ્યો છે તે–"ગોરખ-બોધ"–સત્તાવીસ ટુંકા ટુંકા બોધનો ગુટકો છે મોટે ભાગે તરજૂમા જેવો જ છે– × અને તેરમા ચોદમા શૈકાનો છે. "ખડીબોલી "નો આદિ કવિ અમીર ખશરૌ ચૌદમા સૈકાનો છે. વ્રજ ભાષામાં શ્રીમદ્ વલ્લભાચાર્યના પુત્રના અષ્ટ સખાઓની સુંદર કૃતિઓ સોળમી સદીની છે અને તે ખેડાયલી ભાષાની એવી પરિપૂર્ણ દશા દર્શાવે છે * કે તે પ્હેલાં બે ત્રણ સૈકાથી એ ભાષાનું ખેડાણ શરુ થયેલું હોવુ જ જોઇએ, જો કે એમાનું કશુ અત્યારે હાથ લાગતું નથી. વ્રજભાષા ભાષા લેખે હેમાચાર્યના

+ "The Lay of Alba" translated into English Ballad metre (Oxford, 1923), आल्ह खंड, compiled by Sir Charles Elliolt (कनात)

× રા ભાઇ ચાવડાએ આપેલી સાલ બરાબર નથી. ગોરખ બારમા સૈકામાં થઇ ગયો એના ગ્રંથોની મળેલી પ્રતમાની ભાષા એટલી જૂની નથી. પ્રતોમાં "લખ્યા સાલ"ના હોય તો એ કાગળ શાહી અને અક્ષરના મરોડથી જે સમય નક્કી થાય તે સમયની એટલે તેરમા–ચૌદમા સૈકાની એ ભાષા, જેથી જૂની નહીં ગોરખનાથ મહાપુરુષ હતા એથી ફરી જ છાપ એમના મળી આવેલા ગ્રંથ ઉપ થી વાચકના મન ઉપર પડે એમ નથી.

* વલ્લભાચાર્યે વ્રજભાષાને જ સર કરી લીધી, શ્રી શંકરાચાર્યે ચાર ખૂણે પર ચાર પીઠ બાંધી, નકુલેશાચાર્યે નાથ, નાગ, પુરી આદિ સંન્યાસીઓના દળ બાંધ્યા તે પ્હેલાં ના કોઇ આચાર્યે જ્યોતિર્લિંગો સ્થાપ્યા. આ આચાર્યે અને સુગ્રથન કોમ કરાવી આર્ય-દેશ કે ઉત્તર હિન્દના કેટલા વાર ! પરંતુ હજીયે ઉત્તર હિન્દનું "हम सारे आर्यावर्त्तका मत्था !" એ ગુમાન ઓસરતુ નથી. મત્થાનો શ્રેષ્ઠ અંશ ઝીલેલા અપનાવેલા સ્થૂલ ગૂંઅને પ્રકટ કરનારો અશિ-વાગ્ભ્યહાર તો ભાષા લેખે હિન્દી-ઉર્દૂ એની કરતી બંગાળી, મરાઠી, ગુજરાતીના જેટલી પર્યાપ્ત ગણાય કે કેમ તેથી, તે ભાષાશાસ્ત્રીઓને પૂછી જોશો જરા ! હિન્દી-ઉર્દૂ બે છે એ જ કારણથી એની શક્તિ દ્વિધાવિભક્ત નથી થઇ ગયી શું ?

સમય પછી જ જાણીતી થવા પામી એમ માનવાને એક મોટું કારણ આ પણ છે, કે જો એનો જન્મ હેમાચાર્ય પહેલા થવા પામ્યો હોત તો એ અદ્વિતીય વૈયાકરણ તેની કોઇ ને કોઇ ઠેકાણે નોંધ કર્યા વગર રહેત પણ ખરો વારુ ? અને હિન્દીની અવધી શાખામા પણ ‘ ખડી બોલી ’ કરતા પહેલો કોઇ મોટો અમર લેખક થયેલો જણાતો નથી એટને હિન્દીની મુખ્ય શાખા જો ખડી બોલી, હિન્દીભાષા પ્રવાહ જો-દિવસે નહી એટલો રાતે અને રાતે નહી એટલો દિવસે-વધારે "ખડી બોલી"-મય થતો જાય છે, થવાનો અને એ જ એનુ ભાવિ હવે નિર્ણીત છે, એ જો માનુ,-તો શાસ્ત્રીય અન્વેશકે એના આદિ કવિ લેખે અમીર ખુશરૌને સ્વીકારવો પણ પ્રાપ્ત થાય છે નહી ચંદ બારોટ, નહી જગનાયક પરમાર નહી ગુરુ ગોરખ કાનફટો, નહીં બીજો કોઈ હિન્દુ, જૈન, બૌદ્ધ, કે શૈવ અથવા ચાહે તો કહો જે આપણા મુસ્લિમ બિરાદરોએ અરબી પોતાનો સમાસ કરવામા અને ‘ હિન્દી ’ બનવામા જે અનેકાનેક ભાગફોડ અને બગાડ વિનાશ કરી નાખ્યા, તેમા આપણી ભાષાના જૂના કવિઓ અને લેખકોને પણ ઊડાવી દીધા, ન રહ્યા નામ ન નિશાન, એટલે હવે તેમના ગ્રન્થ દેખાડી શકાય એમ નથી રહ્યુ, તેમા દોષ આપણા ભાવિનો જ છે 'જે જીતે છે તે સર્વસ્વ જીતે છે, જે હારે છે તે કુલકુલ હારી જાય છે ( Nothing succeeds like success nothing fails like failure )" યુધિષ્ઠિર પાણ્ડવ દ્રૌપદીને પણ હાર્યો હતો, તો ઉત્તર હિન્દની પ્રજા પોતાની સરસ્વતી ને પણ હારી ગઇ *

## § ૩: હિન્દી સાહિત્ય.

મિશ્ર બન્ધુઓ હિન્દીને જેમ બને તેમ પુરાણી ગણાવવા મથે છે તેની સાથે સ્વીકારે પણ છે કે "હિન્દી'નો ૭૦૦ થી ૧૩૦૦ લગીના ૭ અંકો

* નાગરી લિપિ પણ ૬ ઠ્ઠા ૭મા સૈકાથી ૧૩મા સૈકા લગીમા સ્થિર થઇ બધે પ્રસરી છે.

જેટનો કાળ ' ઘૂવ પ્રારમ્ભિક કાળ" હતો, જે દરમિયાન એ "પ્રાકૃત પ્રધાન" હતી તેમાંથી ધીરે ધીરે પોતાનું વ્યક્તિત્વ મેળવતી ગઈ પણ તોય ' પ્રાકૃત મિશ્રિત " તો ૧૩૦૦ લગી રહી જ હતી એક દોઢ સૈકાઓનો મતભેદ કે મતફેર તો આવા વિષયમાં સહજ હોય એટલે હવે આપણે આપણા વિષયના બીજા અંગ તરફ વળિયે

શિષ્ટ સાહિત્યનો ઇતિહાસ લખતા આપણા ગુજરાતી લેખકોએ જે ખામિયનો બતાવી છે તે હિન્દી લેખકોમા પણ જોવામા આવે છે કવિઓની જીવનકથામા જ્યાં ને ત્યાં ચમત્કાર જેવા દંતકથાની પરંપરાએ આણી આપ્યા હોય તે જેવા ને તેવા ફરી ફરીને લખ્યા જવા એટલું જ નહી પણ—સાધારણ વાત જરાતરા પણ સમારી ખીતરીને કહેતા ન આવડે તે કથક ગેનો એ ન્યાયે, તેમને ઉલટા બઢાવવામા સાહિત્યની સાચી સેવા અને પૂર્વજો પ્રતિ નિતાન્ત ભક્તિ જોવી એ વલણ એ મધ્યકાલીન માનસ જેટલું અહી તેટલું ત્યાં પણ પ્રવર્તે છે. વળી જેની પાછે બેસિયે તેના ગુણગાન જ થાય, તેના મરી જેટલા ગુણ શ્રીફળ જેવડા કરી દેખાડવા એ જ વિવેક, તેની ખામી સુધી કશી જોવી ઉચ્ચારવી નહી એ જ વિનય

न ब्रूयात्सत्यमप्रियः —

રચે વદો સત્ય જગ પ્રિય ખૂચતુ,
ગુનાહ પણ કટકથી અરૂચતુ —
એ જ સજ્જનનો તો ધર્મ.

આમ ન કરી શકે તે "અધિકારી ' નહી, સહૃદય ' નહી અને દુર્વિનીત એ માનસ પણ અહી કરતા ત્યાં જરાયે ઓછું નથી અહી જેટનો પણ ઐતિહાસિક તથ્ય અને કવિતાભાવનાની સાચી નિષ્ઠાએ વિવેચનાનો અવાજ*

* અહા તો મ કરીની વાત છે કે નર્મદ અને નવલરામ મહિપાલ અને રમણભાઈ નરસિંહરાવ અને મનસુખલાલ મુનશી અને રામનારાયણ જેમ સ્વતંત્ર વિવેચનાની સક્ર

ત્યા હજી મભગાવા માડયો જણાતો નથી આ બાબતોમા ઉત્તર હિદ, બંગાળા, મહારાષ્ટ્ર અને ગુજરાતથી કઇક પાછળ જણાય છે ત્યાની સુરુચિ પણ હજી કદિબદ્ધ જ ચાલી આવે છે આવા સજોગોમા હિન્દી કવિઓ વિષે હિન્દી પ્રજામા માનનીય સશોધકો ઇતિહાસિકો અને વિવેચકોના અભિપ્રાયોનો જ સાર આપવાનુ પોતાનુ કર્તવ્ય રા ચાવડાએ વખાણુ પડે એ રીતે બજાવેલુ છે એમ શાખ પૂરતા આનદ થાય છે વીર અથવા ગાથાયુગમા ભક્તિયુગમા કે અલકારયુગમા હિન્દી કવિતાનો કલાની દૃષ્ટિએ જોતા મમનોન ક મર્વદેશી વિકાસ થયો નથી જાયસી, તુલસીદાસ, સૂરદાસ, અને કેશવ મ જેવા પ્રતિભામપન્ન મર્જકો એને મળી ગયા અને એ તેજસ્વી સુપુત્રો વડે હિંદી કવિતા આપણા દેશની બીજી કોઇપણ ભાષાની એ સૈકાઓ દરમિયાન થયેલી કવિતાની હારમા વગર શ માથે ઊભી શકે છે એ ખારે કાઇને કોઇ ગુણાધિક્યે અમર છે અને હિન્દી માતૃભાષા બાળી પ્રજાના પૂજાપાત્ર છે પણ એ સૈકાઓની ઉ. કવિતાની ખામીઓ આ કવિઓમા પણ જોવામા આવે છ અગર જો કે એમનાથી ઉત ગ્તા કવિઓમા એ ખામીઓ જેટલા પ્રમાણમા છે તેટલા પ્રમાણમા નહી આ ખુશીથી સ્વીકારુ છુ પરતુ આ કલમમા મ્હારે કહેવાનુ છ ત આ કે અર્વાચીન ઉર્દૂ કવિઓ વિવેચકો અને વિદ્વાનો પોતાને વારસામા મળેલી એ સૈકાઓની ઉર્દૂ કવિતાને જેટલી સ્વતત્રતાથી તપાસ છ અને સારાસાર વિવેક દૃષ્ટિએ પોતાની ભાષા અને પોતાના સાહિત્યને એ મધ્યકાલીન દૂષણો અને ખામીઓથી મુક્ત કરવા મથી રહ્યા છે * તેનુ પુરુષાર્થ વખાણ

બધી ની મય છે તેની પ્રાથમિક તૈયારી લેખે આ સાત પગથીઓ તો પડી ચુ છે અને રા નર્મદાશકર મહેતાએ અખા અને આલારાકરની સભીક્ષામા વાપરી દેખાડેલી તુલના દાકીની સૂક્ષ્મ સત્યનિષ્ઠા અને સમજાની ઉદારતા, વિવેચના ઈ અનામની કે કોઈ ખીના તે જ્ઞાન દરિયામા દીવાદાંડી રૂપ છે.

* જુઓ Sayyid Abdul Latif Influence of English Literature on Urdu Literature (1924)

હિન્દી ભાષાભક્તોમા પૂરતા જોરમા દેખાતુ નથી આપણા પૂર્વજો ન્યાય ઉપરાત સહાનુભૂતિ અને તદુપરાત પૂજ્યભાવના પણ અધિકારી છે પણ "પ્લેટો આપણા દોસ્ત, બ કે આપણા ઉસ્તાદ તથાપિ આપણો ઉપાસ્ય દેવ તો સત્ય", એ જ ન્યાયે કવિતાના અને સાહિત્યની જે ભાવના અર્વાચીન દુનિયા અને તેની સાહિત્યસમૃદ્ધિના સમર્ગથી આપણે જોવા પામ્યા છિયે તેનુ વાહન આપણી માતૃભાષાને પણ બનાવવી એ જ આપણુ ઉચ્ચ અને અનન્ય કર્તવ્ય, બીજી બધીયે વફાદારીઓ એનાથી ગૌણ પૂર્વજોના દોષ જોતા આપણા હૃદય ચીરાય તો યણ એ દોષ આપણે પોતાને હાથે પાછા થઇ ન જાય એટને દરજ્જે તો આપણે સૌએ જોયે બતાવ્યે સાબીત કરી આપ્યે અને પ્રજા કને કોડાવ્યે જ છુટકો છે આનુ વર્ણ અર્વાચીન હિન્દી કવિઓ અને વિવેચકો અને અભ્યાસીઓમા પૂરતુ જોવામા નથી આવતુ તેનુ કારણ અર્વાચીન હિન્દી લખાણ મ્હારા જોવામા હજી બહુ ઓછુ આવે છે,—હુ આ પ્રદેશમા હજી અજાણ્યો છુ, એ પણ હોય અને વસ્તુસ્થિતિ એવી હશે તો મ્હારી આ અજ્ઞાનમૂલક ટીમાથી કોઇને કશી યે હાનિ થવાની નથી

## § ૪ : ભાષિ.

લિપિ અને હિન્દી–ઉર્દૂ હિન્દી અને ઉર્દૂ બે ભાષા છે કે એક જ? ડાક્તર રાજેન્દ્રલાલ મિત્રથી માડીને એક પછી એક ભાષાપડિતે આ સવાલ તપાસ્યો છે અને ઘણાખરાએ ચોકખુ જણાવ્યુ છે જે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આવો સવાલ પૂછનાર પણ ગમારમા ખપે એવુ છે સસ્કૃત પ્રધાન અને નાગરી લિપિમા લખાય તે હિન્દી અને અસસ્કૃત ( ખાસ કરીને ફારસી આરબી )–પ્રધાન તથા મુસ્લિમ લિપિમા લખાય તે ઉર્દૂ, એ શિવાય વ્યાકરણની કે રચનાની કાઇ પણ દૃષ્ટિએ બેમા કશો ભેદ જ નથી સર સૈયદ અહમદે હિન્દુ–મુસ્લિમ બન્ધુઓને માદરે હિન્દના બે નેત્ર કહ્યા છે પરતુ અર્જા મતાના ઊગતાના આ સૈકામા આ બે નેત્રો પોતપોતાની ભાષાના

વિષયમાં એક બીજા સામે એવું તો ઝેર વર્ષાવે છે, કે આપણા જેવો ત્રાહિત તેને વર્ષો લગી જોયા કરે તોપણ તેના કાતિલપણાનો પૂરેપૂરો ખ્યાલ ભાગ્યે પામી શકે. યુક્તપ્રાન્તોની નિશાળોમાં ત્રીજી ચોપડીથી જ હિન્દી પાઠ્યપુસ્તકો ને ઉર્દૂ પાઠ્યપુસ્તકો જુદા. અને એ રાજકારણી વિષ એ પણ એવું કે તે જેમ ફેલાય તેમ વધુ ઘાતક બને ખ્રિસ્તી પંડિતો બીચારા ભોળે ભાવે સૂચવે કે ભાઇઓ ત્હમે પોતપોતાનો કક્કો છોડતા નથી, સામાનો કક્કો અપનાવવા કરતા તો સારા દેશને અભણતાના અંધકારમાં રાખવો બેહતર એમ ખરેખર માનો છો, તો જુવો આપણે એ બંને કક્કા છોડિયે, ત્હારો નાગરી નહી, ત્હારો ફારસી નહીં, યુરોપનો ઇટલિક કક્કો ચલાવિયે અને ત્હમે બંને એક નિશાળે એકઠા એક જ પાઠ્યપુસ્તકો વાચો, એક જ છાપા વાચો, એક જ ગદ્ય અને કવિતા વાચો, ત્હમારા બંનેની સમૃદ્ધિ એવડાઇ જાય, અને ત્હમે એક બીજાને વધુ પિછાનતા, ત્હમારાં સામસામા ઝેર પણ કંઇક ઓસરે પરંતુ આ વિચિત્ર ત્રિગુણાત્મક સૃષ્ટિમાં અવ્યવહારૂ ભોળાને શાબાશી તો એ મળે છે, કે તેના ભોળપણને બંને હરીફો પક્ષકાર ઉડી શયતાનિયત જ ગણે છે !

યુગ બદલાય નહી ત્યા લગી આનો ઉપાય જ નથી " યુગ બદલાય " એટલે હું હિન્દુ હોવાથી હિન્દુ હિન્દુ માનસ અને હિન્દુ સાહિત્ય હાલ છે તેને સમસમે કઇ રીતે જુદા બને તો યુગ સાચી દિશામા પલટાયો ગણાય, તે જ પ્રથમ કહુ છું. હિંદુઓ મ્હને શુદ્ધ જિજ્ઞાસા શુદ્ધ ઉદારતા અને શુદ્ધ બંધુભાવ એ ત્રણે મોટા ગુણોમા હજી મધ્યકાલીન માનસના એટલે કે અર્વાચીન યુગમા પાછળ પડી ગયેલા કહેવા પડે એવા લાગે છે. હિંદુઓને પોતાની બુદ્ધિમત્તા વિષે ઉચુ મત છે. સાચી બુદ્ધિમત્તાનુ એક લક્ષણ જિજ્ઞાસા છે. મુસ્લિમો હિન્દી છે, આપણા દેશબન્ધુઓ છે, પણ એમના વિષે એમના સંસાર વિષે એમના માનસ વિષે, એમના ઇતિહાસ ફિલસૂફી ધર્મ વિષે એમના ધાર્મિક અને બીજા સાહિત્ય વિષે એમની કલાઓ અને એમની જાહોજલાલી વિષે, આપણે પૂરતી જિજ્ઞાસા ધરાવિયે જ ખરા ? બુદ્ધિમા આપણાથી ચડતી

બ્ નીચી પંક્તિની જ કવિતા ગણાય એવી છે. હિંદી અને ઉર્દૂ બંને કવિતાસમૃદ્ધિ કવિતાભાવનાના આવા આવા અર્વાચીન અંશોને સમઝાવવામાં અને અપનાવવામાં હજી પછાત છે.

નવલ અને નવલિકામાં પણ જે ખામીઓ હિન્દીમાં છે તે ઉર્દૂમાં જોવામાં આવે છે, જે ખામીઓ ઉર્દૂમાં છે તે હિન્દીમા પણ દેખાય છે. સર્જકતાનું સ્વાતંત્ર્ય, અને સર્જકતામા ન્યાય અને સમભાવની, વિધિ અને ચારિત્રની એકરસતા, સિદ્ધ કર્યાં હોય એવી નવલો કે નવલિકાઓ શું હિન્દીમાં કે શું ઉર્દૂમા થોડાં જ જણાય છે.

ટુંકામાં અને છેવટે બંને ભાષાઓને બંને સાહિત્યોને બંને બન્ધુઓને —હિંદના મધ્યદેશો તથા મધ્યકાલીન આ યમલને મ્હારે અત્યંત નમ્રતાથી એક જ કહેવાનું છે, અને તે હું એકને પરિચિત શબ્દોમાં જ કહી શકું છું— કુરાને શરીફમાં એ ભાવ આથી પણ તેજસ્વી રૂપે અને મનોહર શબ્દોમાં હશે, પણ તે શબ્દો હું જાણું નહીં એટલે આપી શકું નહીં, એટલી મ્હારી અમસ્કારિતા માટે મુસ્લિમ ભાઇઓની માફી આગળથી માગી લઇને કહું છું:—

ॐ सहनाववतु ।<br>
सह नौ भुनक्तु ।<br>
सह वीर्यं करवावहै ।<br>
तेजस्वि नावधीतमस्तु ।<br>
मा विद्विषावहै ॥ *

નાગપાંચમ

**આમીન !**



* તૈત્તિરીય આરણ્યક.

# હિંદી સાહિત્યનો ઇતિહાસ

## ૧

## હિંદી ભાષાની ઉત્પત્તિ.

જગતની સર્વ ભાષાઓના ઇતિહાસમા કઇને કંઇ તો કૌતુક હોય છે જ. પરંતુ જે ભાષાઓ જેટલી પ્રાચીન હોય છે, અને જેમણે પોતાના જીવનમા સમુત્ક્રાંતિઓ જોયા જ કરી છે, તેમની રહસ્યકથા મનોરંજક અને રંગદર્શી હોય છે આ રીતે ભારતીય ભાષાઓનો ઇતિહાસ ખૂબ જ મનોહર અને હૃદયંગમ છે ભારતવર્ષમા આજ સુધીમા જેટલા ભયાનક વિપ્લવો, અદ્‌ભૂત ક્રાંતિઓ અને મહાન પરિવર્તનો થયા છે એટલા બીજા દેશોમા નથી થયા. રાજનૈતિક, સામાજિક અને ધાર્મિક પરિવર્તનોનો પ્રભાવ અને અસર કોઇ જાતિની એકલી સ્થિતિ ઉપર જ નહિં પરંતુ એની ભાષા ઉપર પણ પડે છે. જુદી જુદી જાતિઓનો સમર્ગ થવાથી પરસ્પર ભાવો અને એ ભાવોના દ્યોતક શબ્દોની આપ લે સ્વાભાવિક રીતે જ થાય છે. એ વખતે શબ્દોના ઉચ્ચારણમા પણ વિકાર આવી જાય છે. આ કારણથી ભાષાઓનું રૂપાંતર થઇ જાય છે અને સાથે સાથે તેમાં નવા શબ્દો પણ ઉમેરાય છે આવી સ્થિતિમા વૃદ્ધ ભારતની

ભાષાઓની આરંભની અવસ્થાથી માંડીને વર્તમાન અવસ્થા સુધીમાં આકાશ પાતાળ જેટલું અંતર પડી ગયું હોય તો એમાં બહુ આશ્ચર્ય નથી.

ભાષાઓમાં પરિવર્તન તો નિરંતર થતું જ રહે છે; અને એ સ્થિતિ એના ઇતિહાસને જટિલ છતાં મનોહર બનાવી દે છે. ભાષાઓના વિકાસની સામાન્ય રીતે બે અવસ્થાઓ મનાય છે. એક વિયોગાવસ્થા અને બીજી સંયોગાવસ્થા. વિયોગાવસ્થામાં બધાય શબ્દો પોતપોતાના વાસ્તવિક અથવા પ્રારંભિક રૂપમાં જુદા જુદા રહે છે અને કયારેક કોઇ વાકયમાં એમના સ્થાન અને અવધારણ અથવા સ્વરાઘાતથી એમનો પરસ્પરનો સંબંધ પ્રકટ થાય છે. ધીરે ધીરે પરિવર્તન થતાં કેટલાક શબ્દો તો પોતાના શરૂઆતના સ્વરૂપમાં જ રહી જાય છે અને કેટલાક પરિવર્તિત થઇને પ્રત્યય, વિભક્તિ વગેરેમાં કામ આવે છે. પછી આ પ્રત્યય વગેરે ઘસાઇ ઘસાઇને મૂળ શબ્દોની સાથે એવી રીતે મળી જાય છે કે એમનું પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી રહેતું. એટલે પહેલાં જેઓ સ્વતંત્ર રહીને ભાવોને પ્રકટ કરી શકતા હતા તેઓ સંક્ષિપ્ત તથા વિકૃત રૂપ ધારણ કરીને ભાવદ્યોતકતાના સહાયક માત્ર બની રહે છે. આ રીતે ભાષા વિયોગાવસ્થામાંથી સંયોગાવસ્થામાં આવી જાય છે. પરંતુ જેમ જેમ જાતિઓની સ્થિતિઓમાં પરિવર્તન થતું રહે છે તેમ તેમ ભાષા પણ એક અવસ્થામાંથી બીજી અવસ્થા ધારણ કરે છે.

હિંદી ભાષાની ઉત્પત્તિ અને વિકાસનો વિચાર કરતાં પહેલાં આપણે ભારતીય ભાષાઓનો પ્રાચીન અવસ્થાથી માંડીને આજ સુધીનો ઇતિહાસ સંક્ષિપ્તમાં જોઇ લઇએ.

પ્રાચીન આર્યોની ભાષાનું વાસ્તવિક રૂપ શું હતું એનો પત્તો મળવો મુશ્કેલ છે. એ પ્રાચીન ભાષાના પુસ્તકો કે લેખો કંઇ પણ મળતાં નથી. આર્ય જાતિનું સર્વથી પ્રાચીન પુસ્તક " ઋગ્વેદ " જ આપણને આજે

મળે છે એની ઋચાઓની રચના જુદા જુદા સમયે અને જુદા જુદા સ્થળોએ થઇ છે કોઇમા ગાધાર ( આજનુ કદહાર ) મા વસેલા આર્યસઘના રાજા દીવોદાસનો ઉલ્લેખ છે અને કોઇમા સિંધુ નદીને તીરે વસેલા આર્યોના રાજા સુદાસનું વર્ણન છે. એટલે વેદોમા દીવોદાસ તથા સુદાસના સમયના બનેલા મંત્રોનો સમાવેશ કર્યો છે. સાથે સાથે કેટલાક મત્રો ગાધારમા, કેટલાક સિધુ કિનારે અને કેટલાક યમુના તટે પણ રચાયલા છે પાછળથી જ્યારે સર્વ મત્રોને સપાદન કરીને ક્રમસર ગોઠવવામા આવ્યા ત્યારે રચના–કાળ અને રચના–સ્થાનનુ ધ્યાન રાખવામા આવ્યુ ન હતુ. એ વખતે જો આ બન્ને વાતોને ધ્યાનપૂર્વક દૃષ્ટિ સમીપ રાખવામા આવી હોત તો અત્યત સરળતાપૂર્વક પ્રાચીનતમ ભાષાનો નમુનો આપણે મેળવી શકત, તોપણ કાળજીપૂર્વક અને ધ્યાન દઇને વાચવાથી મત્રોની ભાષામા ભેદ તો સ્પષ્ટ દેખાય છે. પ્રાચીન સમયમા જ્યારે આર્યો ભારતવર્ષમા આવ્યા ત્યારે એમની બોલચાલની ભાષાએ થોડુ ઘણુ સાહિત્યકરૂપ પકડ્યુ હતુ, પરતુ બોલચાલની અથવા લૌકિક ભાષાઓમા અનેક ભેદો હતા.

વેદોના સપાદન કાળમા મત્રોનો ભાષાભેદ ઘણોખરો દૂર કરવામા આવ્યો હતો, તો પણ એટલુ તો સ્પષ્ટ દેખાય છે કે વેદોની ભાષાની સાથે સાથે એ સમયે કેટલીક લૌકિક અથવા દેશભાષાઓનો પ્રચાર પણ હતો. આમાથી કોઇ એક ભાષાને લઇને વૈદિક મત્રોનું સપાદન કાર્ય થયુ હશે; અને આ પ્રકારે એને સાહિત્યક રૂપ આપ્યુ હશે આજ વૈદિક ભાષા સમય જતા પરિમાર્જિત અને સશોધિત થઇને સંસ્કૃત કહેવાઇ.

ભારતમા આવ્યા પછી આર્યોએ જોયુ કે એમની પોતાની ભાષામા પૂર્વાગત આર્યો તથા ભારતના આદિમ નિવાસીઓના સપર્કથી કેટલાક નવા શબ્દો આવે છે અને ઉચ્ચારણમા પણ કઇક પરિવર્તન થઇ રહ્યુ છે એટલે એમણે પોતાની ભાષાને સુરક્ષિત રાખવા માટે એનો સસ્કાર કર્યો અને એને સસ્કૃત નામ આપ્યુ હવે આર્યોની સસ્કૃત ભાષા કેવળ સાહિ-

ત્યની ભાષા બની ગઇ. પરંતુ પ્રચલિત બોલચાલની ભાષાનો પ્રભાવ તો જેવોને તેવો જ રહ્યો. એમાં તો પરિવર્તન થતું જ ગયું અને નવા નવા શબ્દો તથા ઉચ્ચારણો ઉમેરાતાં જ ગયાં. એ વખતનો સંસ્કારી વર્ગ પોતાના વ્યવહારમાં સંસ્કૃત ભાષાનો જ ઉપયોગ કરતો હતો. અને પ્રાકૃત અથવા સર્વ સાધારણની બોલચાલની ભાષાનો-ઉપયોગ કરવો અનુચિત મનાતો. આજ કારણથી આપણું પ્રાચીન સાહિત્ય લગભગ સંસ્કૃતમાં જ છે.

આર્યોની પ્રાચીન ભાષાને આપણે બે મુખ્ય ભાગોમાં વિભક્ત કરી શકીએ. એક વૈદિક ભાષા અને બીજી સંસ્કૃત. વૈદિક ભાષાના નમુના આપણને ઋગ્વેદની સંહિતામાં મળે છે અને આગળ ચાલતાં બ્રાહ્મણગ્રંથો તથા સૂત્રગ્રંથોમાં પણ મળે છે. આજ ભાષાના વિકાસ પછી સંસ્કૃતનો ઉદય થયો. કેટલાક વિદ્વાનોનો મત છે કે વૈદિક ભાષા બોલચાલની પણ ભાષા હતી; અને જ્યારે એણે શુદ્ધ સાહિત્યક રૂપ ધારણ કર્યું ત્યારે તે સંસ્કૃત નામથી વિભુષિત થઇ. બીજા કેટલાક લોકોનું એમ કહેવું છે કે વૈદિક કાળમાં બોલચાલની જે ભાષાઓ હતી તેમાંથીજ એક મુખ્ય ભાષા લઇને તેમાં વેદના મંત્રોનું સંસ્કરણ થયું; અને અંતે જ્યારે વેદમંત્રોને એકત્રિત કરવામાં આવ્યા ત્યારે એ ભાષાને જરા પરિમાર્જિત કરીને એમાં યથા સંભવ સંવાદિતા લાવવાનો પ્રયત્ન કર્યો. સ્પષ્ટ પ્રમાણોના અભાવથી આ બન્ને મતો અનુમાનો પર સ્થિત છે, એટલે એ સંબંધમાં નિશ્ચિત રૂપે કંઇપણ કહેવુ સંભવિત નથી. તો પણ બન્ને મતમાંથી એટલું તો તથ્ય નિકળે છે કે વૈદિક કાળના સુશિક્ષિત વર્ગની બોલચાલની ભાષામાં અને સંહિતાની ભાષામાં જે કંઇપણ અંતર હતું તે માત્ર નામનું જ હતું. સમય જતાં એ વૈદિક ભાષા જ્યારે વૈયાકરણીઓને પાલે પડી અને એણે સાહિત્યક રૂપ ધારણ કર્યું ત્યારે પૂર્ણ રૂપે વ્યવસ્થિત બની. મહર્ષિ યાસ્ક અને મહર્ષિ પાણિનિએ પહેલાં એને નિયમોથી બદ્ધ કરી અને ત્યાર પછી મહર્ષિ કાત્યાયન એને પાતંજલિએ અને શુદ્ધ સાહિત્યક રૂપ આપ્યું. મહર્ષિ પાણિનિના સમયમાં એવા ઘણાય પ્રયોગોનો ઉપયોગ થતો; જેઓનો ઉપયોગ

પાછળથી એકદમ અશિષ્ટ મનાયો. અને કાત્યાયન તથા પાતંજલિના વખતમાં કેટલાક નવા પ્રયોગો વપરાશમાં આવ્યા ત્યારથી, ભાષાનું સ્વરૂપ વધારે વ્યવસ્થિત અને સ્થાયી થયું એવું એ વ્યવસ્થિત અને સ્થાયી રૂપ સંસ્કૃતના કાવ્ય વગેરે ગ્રંથોમાં વર્તમાન છે.

સંસ્કૃત ક્યારેય પણ કોઇ પ્રદેશમાં લોકસમસ્તની બોલચાલની ભાષા હતી કે કેમ એ વિષય વિવાદાસ્પદ છે યાસ્ક અને પાણિનિ ભાષાઓના બે વિભેદોનો ઉલ્લેખ કરે છે, જે પૂર્વ અને ઉત્તરમાં વસનારાઓમાં હતા કાત્યાયન અને પાતંજલિ સ્થાનિક તથા પ્રાતિક ભેદોનો પણ ઉલ્લેખ કરે છે આથી અનુમાન થઇ શકે છે કે ઇસ્વીસનની પાંચ ૭ શતાબ્દિ પૂર્વે સંસ્કૃતનો સાહિત્યમાં સંપૂર્ણ પ્રચાર તો હતો જ અને શિષ્ટ વર્ગની બોલચાલમાં પણ એનો ઉપયોગ થતો સર્વ સામાન્યને બોલવાની ભાષા શિષ્ટોની ભાષાથી જુદી હતી

ઇસુ પૂર્વે પાંચમા છઠ્ઠા સૈકાના સમયમાં આર્યાવર્ત એટલે કે હિમાલયથી તે વિંધ્યાચળ લગીના પ્રદેશમાં પ્રવર્તતી સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓ એક બીજીની ભગિનીઓ હતી અને બધીય અનાર્ય શબ્દો અને પ્રયોગોના વત્તા ઓછા ભેગ વાળી હતી, તેમ વેદની ભાષાની માતા જે મૂળ ગીર્વાણ ભાષા, તેમાથી ઉતરી આવેલી હતી એમ લગભગ બધાજ વિદ્વાનો હવે સ્વીકારે છે વ્યાકરણના નિયમોમાં સુવ્યવસ્થિત રહેવાથી સંસ્કૃત એક પ્રકારે સ્થિર અને અમર થઇ ગઇ અને એમાં કોઇ પ્રકારની નવીનતાના સમાવેશનો અવકાશ ન રહ્યો લોકોએ વખતોવખત પ્રાકૃતને પણ નિયમિત અને બદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો તથાપિ બોલચાલની ભાષાનો પ્રવાહ તો જેમનો તેમ વહેતો રહ્યો એમાં કોઇ બંધ બાંધી શક્યું નહિ આજ પ્રાકૃત અથવા બોલચાલની આર્યભાષા ક્રમે કરીને આધુનિક ભારતીય દેશભાષાના રૂપમાં પ્રકટ થઇ

શરૂઆતથીજ જનતાની બોલચાલની ભાષા પ્રાકૃત હતી એ ભાષાના પ્રાચીન રૂપને આધારે જ વેદમંત્રોની રચના થઇ અને એનો પ્રચાર

બ્રાહ્મણગ્રથો તથા સૂત્રગ્રથોમા દેખાય છે પાછળથી એ પરિમાર્જિત થઇને સસ્કૃતના રૂપમા પ્રયુક્ત થઇ. તો પણ બોલચાલની જે સર્વસામાન્ય ભાષા હતી તે તો નષ્ટ ન થતા રહીજ આજે એના પ્રાચીનતમ ઉદાહરણો ઉપલબ્ધ નથી એનુ સૌથી પ્રાચીન રૂપ આપણને અશોકના લેખો તથા પ્રાચીન બૌદ્ધગ્રથોમા મળે છે એનેજ આપણે પ્રાકૃત સાહિત્યનુ સૌથી પ્રાચીન રૂપ માનીએ છીએ આ શિષ્ટ પ્રાકૃત તે પાલી બૌદ્ધોના ત્રિપીટકોની પવિત્ર ભાષા ત્યારપછી મધ્યકાળની પ્રાકૃતો અને અતમા ઉત્તરકાળની પ્રાકૃતો અથવા અપભ્રશોનો સમય આવે છે આજ ઉત્તરકાળની પ્રાકૃતો અથવા અપભ્રશો પછી આધુનિક દેશભાષાઓનો આવીર્ભાવ થયો છે

પ્રાકૃત અને સસ્કૃત વચ્ચેનો ભેદ અને અતર બતાવતા રાજશેખરે 'કર્પૂરમજરી'મા લખ્યુ છે

**परुसो सक्क अवधा पाउअ (इय) वधो वि होइ सु उमारो।**
**पुरिसाणं महिलाणं जे त्तिय मिहतर तें त्तिय मिमाण। ***

આનો ભાવાર્થ એવો છે કે સસ્કૃત કઠોર અને પ્રાકૃત સુકુમાર હોય છે સસ્કૃત અને પ્રાકૃત વચ્ચે તો પુરૂષ અને સ્ત્રીના જેટલુ અતર છે

પહેલી પ્રાકૃત અથવા પાલીના ઉદાહરણો આપણને પ્રાચીન બૌદ્ધ સૂત્રગ્રથો તથા શિલાલેખોમા મળે છે શિલાલેખોમા અશોકના લેખ મહત્વના છે આ લેખો ખરોષ્ટી અને બ્રાહ્મી બે લિપિઓમા લખેલા છે શાહબાજગઢી અને માનસેરાના લેખ ખરોષ્ટીમા અને બાકીના બધા બ્રાહ્મી લિપિમા છે આ લેખોના અભ્યાસ ઉપરથી એટલુ સ્પષ્ટ થાય છે કે અશોકના સમયમા ચાર બોલીઓ બોલાતી હતી એમા સૌથી મુખ્ય

*परुष संस्कृत बन्धः प्राकृत(V. L ली)बन्धस्तु भवति सुकुमारः।
पुरुषाण महिलान यावदिहान्तर तावदनयोः ॥

માગધી હતી. આજ માગધીમાં પહેલો શિલાલેખ લખાયો લાગે છે, અને એના આધારે ગિરનાર, જૌગઢ અને માનસેરાના લેખો લખાયા છે. પણ એક રીતે શહાબાજગઢી અને ગિરનારના લેખોની ભાષામાં અને બીજી, માનસેરા, ધૌલી અને જૌગઢ આદિના લેખોની ભાષામાં ઘણું-ખરું સામ્ય દેખાય છે. અને આજ સમાનતાના આધાર પર કેટલાક વિદ્વાનોનું માનવું છે કે અશોકના સમયની માગધી બે મુખ્ય ભાગમાં વિભક્ત થઇ શકે છે.

પાલી અને માગધી પછી આપણને સાહિત્યક પ્રાકૃતના દર્શન થાય છે. આના મુખ્ય ચાર ભેદો મનાય છેઃ મહારાષ્ટ્રી, શૌરસેની, પૈશાચી અને અર્ધમાગધી. આમાથી મહારાષ્ટ્રી સર્વથી પ્રધાન છે અને કેટલાકના મત પ્રમાણે જુનામાં જુની માગધીના જેટલી એ જુની છે. પ્રાકૃતના વૈયાકરણીઓએ મહારાષ્ટ્રીના વિષયમાં ખાસ ધ્યાન દઇને લખ્યું છે અને બીજી પ્રાકૃતોના માત્ર વિશેષ નિયમો આપીને એટલો જ ઉલ્લેખ કર્યો છે કે બાકીનું બધું મહારાષ્ટ્રી જેવું જ છે. પ્રાકૃતનું અધિકાંશ કવિતા સાહિત્ય પણ મહારાષ્ટ્રીમા જ લખાયલું મળે છે. શૌરસેની મધ્ય દેશની પ્રાકૃત છે અને શૂરસેન દેશ ( આજનું વ્રજમંડળ ) મા પ્રચાર હોવાને કારણે એ શૌરસેની કહેવાઇ. મધ્યદેશમા પણ સાહિત્યક સસ્કૃતનો અભ્યુદય થયો હતો ત્યાની બોલચાલની ભાષામાથી જ શૌરસેનીનો જન્મ થયો. જેમ પહેલી શિષ્ટ પ્રાકૃત પાલી ઉપર તેમ આ મધ્યદેશની શિષ્ટ પ્રાકૃત શૌરસેની ઉપર સંસ્કૃતનો વધારે પ્રભાવ પડયો હતો આ કારણથી શૌરસેની અને સંસ્કૃતમા ઘણું સામ્ય જણાય છે. માગધીનો પ્રચાર મગધ ( આજનું બિહાર ) મા હતો.

અર્ધમાગધી જૈન પવિત્રગ્રંથોની શિષ્ટ ભાષા છે. જૈનોએ સ્વીકારેલા પ્રતિહાસ પ્રમાણે પણ એ સૂત્રો, શ્રી મહાવીર સ્વામીના પછી પાંચ છ સૈકાનું અંતર વહી ગએલું, તે પછી લખી લેવાયા હતાં અને, એ અર્ધમાગધી ભાષા મહારાષ્ટ્રી અને માગધીને સારી પેરે મળતી આવે છે.

-ૌરમેનીથી તો જુદી જ પડી જાય છે આથી કરીને એવા અર્ધમાગધીના નામ ઉપરથી કેટલાક વિદ્વાનો એનું મૂળ મગધ અને શૌરમેનની વચ્ચેના પ્રદેશની લૌકિક ભાષા હતી એ મત ધરાવતા હતા તે હવે ઘણાને માન્ય નથી

શૌરસેન એટલે કે હાલના વ્રજ રાની ઉત્તર પશ્ચિમે આવેલા આર્ય પ્રદેશની મૂળ લૌકિક તે પૈશાચી વરરુચિએ પૈશાચીને પ્રાકૃતમા ગણી છે * આ ભાષામા પણ સાહિત્ય ખેડાયુ હતુ, શિષ્ટ ગ્રંથો લખાયા હતા ગુણાઢ્ય વિરચિત 'બૃહત્કથા' ગ્રથ તો આખા આર્યાવર્તમા પ્રસિદ્ધ થયો હતો પરતુ એ પ્રદેશ તો પરદેશીઓના હિંદ ઉપરના આક્રમણનો ધોરી માર્ગ એટલે બૃહત્કથા કે બીજા શિષ્ટ પૈશાચીના ગ્રન્થ કોઇ પણ ગ્રથનો ભાગ રહેવા પામ્યો નથી પરતુ 'બૃહત્કથા'ના ક્ષેમેન્દ્ર અને સોમદેવ નામના બે કાશ્મીરી પડિતોએ કરેલા સસ્કૃત અનુવાદ મળે છે કાશ્મીર અથવા ઉત્તરખડ પિશાચ દેશ કહેવાતો હતો અને કાશ્મીરમા જ 'બૃહત્કથા'ના અનુવાદ મળવાથી પૈશાચી ભાષા ત્યાની જ હોય એમ માનવાને કારણ મળે છે પાચમા અને છઠ્ઠા સૈકાના વિદ્વાનોના જોવામા કે કર્ણપરપરાએ સાંભળવામા આવતા પૈશાચી ગ્રંથો આવેલા તે ઉપરથી કાદબરી, દશકુમાર ચરિત વગેરે સસ્કૃત અમર વાર્તાગ્રથો રચાયા છે, એમ એ ગ્રંથોના કર્તાઓએ પોતે સ્વીકારેલુ છે માર્કંડેય અને રામશર્મા જેવા પ્રસિદ્ધ અને પ્રમાણભૂત વૈયાકરણીઓએ પોતાના વ્યાકરણોમા આ ભાષાનો વિગતવાર ઉલ્લેખ કર્યો છે ડૉ ગ્રિયર્સને પોતાના એક લેખમા રામશર્માના 'પ્રાકૃત કલ્પતરુ'ના એ અશનુ વિગતવાર વર્ણન કર્યું છે એમા પૈશાચી ભાષાનુ વિવરણ છે એ વિવરણમા બતાવવામા આવ્યુ છે કે રામશર્માના મતાનુસાર પૈશાચિકા ભાષાના બે મુખ્ય ભેદ છે એક શુદ્ધ અને બીજો સકીર્ણ પહેલીના

* જુઓ વરરુચિનો "પ્રાકૃત પ્રકાશ"

પંજાબમાં બોલાતી હતી ઈસુની છઠ્ઠી સદીમાં આનું ' અપભ્રંશ ' નામ મળે છે એ વખતે આનું સાહિત્ય સર્જાતું હતું નવમી સદીમાં તો આનો પ્રચાર ખુબ જ વધી ગયો અને જનતાની બોલચાલની ભાષા પણ બની ગઇ તે વખતે ( આર્યાવર્તના ઘણા પ્રદેશોમાં ) પણ શિષ્ટ લોકોમાં તો સંસ્કૃત અને પ્રાકૃતનો જ વધારે વાસ હતો નવમી સદીમાં આ ભાષા દક્ષિણમાં સુરાષ્ટ્ર અને પૂર્વમાં મગધ સુધી ફેલાયલી હતી અગીઆરમી સદીમાં તો આની અનેક ઉપનાખાઓ થઇ ગઇ અને એમાં સાહિત્યની રચનાઓ ભરપૂર થવા માંડી

અપભ્રંશના ત્રણ ઉપભાગોનો ઉલ્લેખ મળે છે નાગર ઉપનાગર અને વ્રાચડ આમાંથી નાગર અથવા શૌરસેની અપભ્રંશને કેટલાક મુખ્ય કહે છે આનો મધ્ય પ્રદેશમાં વધારે પ્રચાર હતો એમ જણાય છે વ્રાચડ સિંધમાં પ્રચલિત હતી અને ઉપનાગરનો પ્રચાર પશ્ચિમ રાજપૂતાના અને દક્ષિણ પંજાબમાં હતો ઉપનાગર, નાગર અને વ્રાચડથી બનેલી મિશ્ર ભાષા હતી કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે જેટલા પ્રકારની પ્રાકૃત હતી તેટલા જ પ્રકારની ' અપભ્રંશ ' પણ હતી અને દેશભેદને કારણેજ એના આટલા બધા ઉપભેદો થયા

સમય જતાં પ્રાકૃતની જેમ ' અપભ્રંશ ' પણ વ્યાકરણના નિયમોથી બંધાઇ અને ઘડાઇ ત્યાર પછી ધીરે ધીરે એનો માત્ર સાહિત્યમાંજ ઉપયોગ થવા માંડ્યો પરંતુ, એનો સ્વાભાવિક પ્રવાહનો વહેતો જ રહ્યો. ક્રમે કરીને લોકભાષા એક એવા સ્વરૂપમાં આવી પહોંચી કે એના કેટલાક અંશો આધુનિક ભાષાઓથી મળતા આવે છે, અને કેટલાક અપભ્રંશ સાથે પણ મળે છે. આધુનિક હિંદીભાષા અને શૌરસેની અપભ્રંશની મધ્યની અવસ્થાને કેટલાક વિદ્વાનોએ ' પ્રાચીન હિંદી ' નું નામ આપ્યું છે પરંતુ આ અપભ્રંશનો ક્યારે અંત આવે છે અને ' પ્રાચીન હિંદી ' નો ક્યારથી આરંભ થાય છે એનો નિર્ણય કરવો શેષ છે

સંસ્કૃત, પ્રાકૃત અને હિંદી તથા પ્રાકૃત, અપભ્રંશ અને હિંદી એમ અનુક્રમે આપણે શબ્દોના બદલાના રૂપ જોઇએ.

| સંસ્કૃત | પ્રાકૃત | હિંદી |
| --- | --- | --- |
| કર્મ્ | કમ્મ | કામ |
| હસ્ત | હત્થ | હાથ |
| ભગિની | બહિણી | બહિન |
| ધૃષ્ઠ | ધિટ્ટો | ઢીઠ |
| વાર્તા | વત્ત | બાત |
| પુસ્તકમ્ | પોત્થઓ | પોથી |
| દુગ્ધ | દુદ્ધ | દૂધ |
| કર્ણ | કન્ન | કાન |
| ધૃતમ્ | ઘિઅમ | ઘી |
| મેઘ | મેહો | મેહ |
| ગમ્ભીરમ્ | ગહિરમ્ | ગહિર |

હવે પ્રાકૃત, અપભ્રંશ અને હિંદી જોઇએ.

| પ્રાકૃત | અપભ્રંશ | હિંદી |
| --- | --- | --- |
| સામલો | સામલો | સામલો, સાવરો, સાવરા |
| ઘોડો | ઘોડો | ઘોડૌ, ઘોડા |
| જત્થ | જહિ | જહ, જહાં |
| તત્થ | તહિ | તહ, તથા |
| કત્થ | કહિ | કહ, કહાં |
| એસો | એહો | એહ, ઇહ, યહ |
| કો | કવણુ | કૌન |
| હં | હઉં | હૂં, હૌ (હુંના અર્થમાં) |

આ ઉપરથી પ્રાકૃત અને અપભ્રંશ પછી હિંદીનો જન્મકાળ સિદ્ધ થાય છે. હિંદીનો આદિકાળ જુદા જુદા અંગ્રેજ અને હિંદી ભાષાશાસ્ત્રીઓ

અને પ્રાચ્યવિદ્યાવિશારદોએ પોતપોતાની રીતે નક્કી કર્યો છે. અહિં ટુંકાણમાં મળ્યા એટલા મતદર્શન નોંધીને અંતે છેવટનો નિર્ણય બાંધીએ.

"શિવસિંહ–સરોજ" ને આધારે હિંદી ભાષાના ઇતિહાસલેખક હિંદીનો જન્મકાળ સં. ૭૦૦ ની આસપાસ માને છે. અને એની પુષ્ટિ માં 'પુષ્પ' નામના એક કવિનો ઉલ્લેખ કરે છે. આ કવિએ અલંકાર વિષે એક ગ્રંથની રચના કરી હતી એમ કહેવાય છે.

પરંતુ આ કવિની રચનાને હિંદી કહેવા કરતાં 'અપભ્રંશ' કહેવી વધારે ઠીક લાગે છે. કારણ પુષ્પ કવિએ પ્રસિદ્ધ રાજા ભોજના પુર્વપુરુષ રાજા માનની પાસે અલંકારશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ભોજ રાજાના કાકા મુંજે પોતાના ભાઈ અર્થાત ભોજના પિતાની હત્યા કરીને સિંહાસન પચાવી પાડયું હતું. મુંજ રાજા ઉપરાંત ઉચ્ચ કોટિનો કવિ હતો. રંગદર્શી મુંજની રસિકતા અને કલા એ વખતે તો અપૂર્વ મનાતાં. આચાર્ય હેમચંદ્રે સં. ૧૧૬૮ માં લખેલા વ્યાકરણમાં મુંજની રચનાઓનો ઉલ્લેખ કર્યો છે. જ્યારે સં. ૧૦૨૫ પછીની કવિ મુંજની રચના 'અપભ્રંશ' મનાય છે ત્યારે એનાથી ત્રણસો વરસ પહેલાની પુષ્પ કવિની રચનાને હિંદી કેમ કહેવાય ? એટલે હિંદીનો આદિ કવિ પુષ્પ નથી એ સ્પષ્ટ એટલું જ પ્રમાણભૂત છે.

પ્રથમ હિંદી સાહિત્ય સંમેલનના સભાપતિ તરીકેના સં. ૧૯૬૭ ના વ્યાખ્યાનમાં પંડિત મદનમોહન માલવીઆએ સં. ૮૦૨ માં થયેલા એક કવિ વિષે થોડી માહિતી આપી છે. પરંતુ એનું નામ તથા એના ગ્રંથો કશું જ આજે તો ઉપલબ્ધ નથી, એટલે એને વિષે કંઇ પણ કહી શકાય એમ નથી.

ત્યાર બાદ 'ખુમાનરાસો' ના વર્તમાન મળે છે. આ સં. ૮૯૦ પછીની રચના હોય એવું લાગે છે. કેમકે ચિતોડના રાવળ ખુમાનનો શાસનકાળ સં. ૮૬૬ થી ૮૯૦ સુધીનો છે. આ ગ્રંથની અસલ હાથપ્રત આજે મળતી નથી.

સં. ૯૯૦ ની લગભગ શ્રી દેવસેનસૂરિએ 'નયચક્ર' નામનો ગ્રંથ દુહામાં લખ્યો, જેને પાછળથી 'માઇલ્લ ધવલ' નામના વિદ્વાને પ્રાકૃતમાં ઉતાર્યો. આની ભાષા પણ હિંદી કરતાં અપભ્રંશને જ વધારે મળતી આવે છે.

વિક્રમ સંવતથી ૫૦૦ વર્ષ પૂર્વે મગધમાં પ્રસેનજીત નામનો એક રાજા થઈ ગયો. એની રાજધાની રાજગૃહમાં હતી. કોઈ કવિએ અપભ્રંશ ભાષામાં એનું ચરિત્ર લખ્યું છે. એમાથી કેટલાક દુહા સં. ૧૦૫૯ માં લખેલા પોતાના 'કથાકોષ' નામના ગ્રંથમાં શુભશીલગણિએ લીધા છે. એમાંથી એક દુહો આ રહ્યો:

> જે વિ સભા મહું બોલિઉઁ તે અપમાન કિ માન?
> સો જિ સંભારી બિચારી કરિતો આરોગ ઉધાન.

આમાં તો અપભ્રંશ અને પ્રાચીન હિંદી ઉપરાત એ વખતની બીજી પ્રાતિક ભાષાની પણ છાટ દેખાય છે.

રસિકચતુર મુંજનો શાસનકાળ અગીઆરમી સદીના પ્રથમ ચરણમા અનુમાન થાય છે. અંતિમ યુદ્ધમા એ કલ્યાણના સોલંકી રાજા તૈલપને હાથે કેદ થયો. કેદમા તૈલપની જોબનવંતી બહેન મૃણાલિની સાથે એને પ્રેમ થયો. મુંજે સુરંગમા થઈને નાસી જવાનો પોતાનો મનસુબો મૃણાલને કહ્યો અને એ વાત મૃણાલે પોતાના ભાઈને કહી દીધી. એ પ્રસંગ આલેખતો એક દુહો આ રહ્યો. આ રચના મુંજની પોતાની મનાય છે.

> "સાગર ખાઇ લંકગઢ ગઢવઇ દસસિરિ રાઉ
> ભગ્ગ કખય સો ભજ્જિગય મુંજ ન કરિ બિસાઉ"

"સાગર જેની ખાઈ છે અને જેનો ગઢપતિ દસમાથા વાળો રાવણ છે એવો લંકાગઢ પણ ભાગ્યનો ક્ષય થવાથી જમીનદોસ્ત થઇ ગયો; માટે હે મુંજ! વિષાદ ન કરીશ.

આ રચના પણ અપભ્રંશને વધારે મળતી આવે છે.

એમ કહેવાય છે કે સં. ૧૦૮૦ ની આસપાસ જ્યારે મહમદ ગિઝનીએ કલિંજરના રાજા નંદ ઉપર ચઢાઈ કરવાનો વિચાર કર્યો ત્યારે નંદ રાજાએ એક છંદ લખીને સુલતાનની પાસે મોકલ્યો. એ છંદ સાંભળીને સુલતાન એટલો બધો પ્રસન્ન થયો કે એણે કલિંજર પર ચઢાઈ કરવાનો વિચાર છોડી દીધો; એટલું જ નહિ પરંતુ પોતે સર કરેલા પંદર કિલ્લા નંદને ભેટ કર્યા. આ છંદનું પણ અસ્તિત્વ આજે મળતું નથી.

દાક્ષિણ્યચિન્હસૂરિ જેનું બીજું નામ ઉદ્યોતન હતું, એમણે 'કુવલયમાલા' ની રચના શક સં. ૭૦૦ એટલે વિ. સં. ૮૩૫ માં જાબાલીપુરમાં કરી. એ વખતે ત્યાં વત્સરાજ રણહસ્તિ રાજ્ય કરતો હતો. આ ગ્રંથની વિ. સં. ૧૧૩૯ માં લખાયલી હાથપ્રત જેસલમીરના ભંડારોમાં મળે છે. એ 'કુવલયમાલા' માં લખ્યું છે કે મધ્ય દેશના લોકો "તેરે, મેરે, આઓ" એવી ભાષા બોલતા હતા. આ સમયનો એક પણ ગ્રંથ મળતો નથી. એટલે બોલચાલની ભાષા કદાચ હિંદીને મળતી હશે પણ રચનાઓ તો અપભ્રંશ કે પ્રાકૃતમાજ થતી હશે એમ અનુમાન બંધાય છે.

બીકાનેરમાં સં. ૧૧૯૧ માં સાઇદાન ચારણે લખેલા 'સમંતસાર' ગ્રંથનો પત્તો મળે છે. ડીડવાણા (મારવાડ) ના અકરમ ફૈજનો જન્મ સં. ૧૧૭૯ માં મનાય છે. આ જયપુરના મહારાજ માધવસિંહજીનો આશ્રિત કવિ હતો અને એણે 'વર્તપાલ' ની મૌલિક રચના કરીને 'વૃત્ત રત્નાકર' નો અનુવાદ પણ કર્યો છે.

હિંદીના જન્મકાળને માટે આટલા બધા પ્રમાણો આપ્યાં છતાં એનું સ્પષ્ટ અને મૌલિક સ્વરૂપ તો આપણને ચંદના સમયમાં જ મળે છે. બારમી સદીના પ્રથમ ચરણમાં જે ભાષા પ્રચલિત હતી તે પણ અપભ્રંશનુંજ રૂપ હતું. નીચેના બે દુહા એના ઉદાહરણ રૂપે જોઇએ.

ભલ્લા હુઆ જુ મારિયા બહિણી મારા કંતુ,
લજ્જે જંતુ વયંસિ અહુ જઇ ભગ્ગા ઘરુ એંતુ.
પુત્રે જાએં કવણુ ગુણુ અવગુણુ કવણુ મુએણ,
જા બાપીકી ભુંહડી ચમ્પિ જઇ અવરેણ.

આ બન્ને દુહા હેમચંદ્રમા છે. હેમચંદ્રનો જન્મ સં. ૧૧૪૫ અને મૃત્યુ ૧૨૨૯ માં થયું હતું. એટલે આ દુહાનો સમય સંવત ૧૨૦૦ ની આસપાસ માની શકાય છે. હવે હિંદીના આદિ કવિ ચંદના બે છંદ લઇએ. ચંદનો જન્મ સં. ૧૨૦૩ અને મૃત્યુ સં. ૧૨૫૦ થયું.

ઉચ્ચિષ્ઠ છંદ ચંદહ બયન સુનત સુજંપિ પ્રિયનારી,
તનુ પવિત્ર પાવન કવિય ઉકિત અનુઠ ઉધારી.
તાલી ખુલ્લિય બ્રહ્મ દિકિખ અસૂર અદભૂત,
દિગ્ધ દેહ ચખ સીસ પુષ્પ કરુના જસ જપ્પત.

હેમચન્દ્ર અને ચંદની કવિતાઓ સરખાવવાથી સ્પષ્ટ જણાય છે કે હેમચન્દ્રની કવિતા પ્રાચીન છે અને ચંદની કંઇક અર્વાચીન હેમચન્દ્રના દુહા એ એમના પોતાના બનાવેલા નથી કોઇક ગ્રંથમાથી લીધા હોવા જોઇએ. કારણ કે બધા ઉદાહરણો મારા નથી એવો એમનો પોતાનો જ એકરાર છે એટલે એમ માનવાને પ્રમાણિક કારણ મળે છે કે હેમચન્દ્રની પહેલા હિંદીનો વિકાસ શરૂ થઇ ગયો હતો અને ચંદના સમયમા એનું રૂપ સ્થિર થયું. એટલે હિંદીનો આદિકાળ ઇસ ૧૧૦૦ ની આસપાસ સિદ્ધ થાય છે અને હિંદી ભાષાના સ્પષ્ટ, સુરેખ અને મૌલિક રૂપના ઘડનાર તરીકે હિંદીના આદિ કવિ ચંદબરદાઇનું નામ અમર બને છે

૨

## હિંદી ભાષાનો ક્રમવિકાસ.

હિંદીના આદિ મહાકવિ ચંદબરદાયી પછી હિંદી ભાષાના ક્રમવિકાસનો ઇતિહાસ રસિક અને રંગદર્શી છે. ચંદના સમકાલીન કવિ તરીકે બુંદેલખંડના પ્રતાપી રાજા પરમાલના દરબારી કવિ જગનિક બંદીજનનું નામ આવે છે. આજે એમના રચેલા એક પણ ગ્રંથનો પત્તો મળતો નથી પરંતુ બાબુ શ્યામસુંદરદાસ, પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદી, મિશ્રબંધુઓ, પંડિત બદરીનાથ ભટ્ટ અને રામનરેશ ત્રિપાઠી જેવા હિંદી ભાષા—સાહિત્યના અભ્યાસકોના કથન ઉપરથી એમ જણાય છે કે એમના રચેલા ગ્રંથને આધારે જ શરૂઆતમા " **आलहाखंड** " ની રચના થઇ હતી. આ ગ્રંથની પ્રાચીન પ્રત હજી સુધી મળી નથી; પણ સંયુક્ત પ્રદેશમાં અને બુંદેલખંડમાં આનો ઘણો જ પ્રચાર છે અને લોકોમાં એકસરખી રીતે એ ગવાય છે. લિખિત પ્રત ન હોવાને કારણે એનું રૂપ સર્વથા " **आलहा** " ગાવાવાળાઓની સ્મૃતિ પર નિર્ભર હોવાથી એમાં ઘણા ભ્રષ્ટ અંશો મળી ગયા છે.

હિંદીનો જન્મકાળ ભારતવર્ષમાં રાજનૈતિક ક્રાંતિનો સમય હતો. મુસલમાનોનાં આક્રમણો શરૂ થઇ ચુક્યાં હતાં અને એમનો પગપેસારો ન રોકી શકાય તેટલી બળજોરીથી વધતો જતો હતો. ભારતવાસીઓ એ વખતે પોતાની બધી શક્તિનો ઉપયોગ પોતાના જીવનનું સંરક્ષણ કરવામાં કરતા હતા. એવી અસ્થિર અવસ્થામાં સાહિત્ય અને કલાની વૃદ્ધિની ચિંતા કોણ રાખે ? એ વખતે તો એવા કવિનું સન્માન થતું હતું કે જે માત્ર કલમ ચલાવવામાં જ શૂરો નહિ પરંતુ તલવાર ચલાવવામાં પણ નિપુણ અને સિદ્ધહસ્ત હોય અને સેનાને મોખરે રહીને પોતાની પ્રેરક વાણીથી સૈનિકોમાં નવચેતના અને શૌર્ય આણે. ચંદ અને જગનિક એવા કવિઓ હતા એટલે જ એમની સ્મૃતિ આજ સુધી અખંડિત જળવાઈ રહી છે.

ચંદ અને જગનિક ઉપરાંત કેદાર કવિ અને બારદરએણાના નામો મળે છે. પરંતુ એમની કવિતા ક્યાંય મળતી નથી. ત્યારપછી લગભગ ૧૮૦ વર્ષ સુધી હિંદીનું સિંહાસન સૂનું રહે છે. એટલે હિંદીનો આદિકાળ સં. ૧૧૯૦ ની આસપાસથી આરંભ થઇ ને સં. ૧૩૮૦ સુધી ચાલે છે. આ કાળમા ખાસ કરીને વીરકાવ્યોની રચનાઓ દેખાય છે. આ સમયની ભાષાનું સ્વરૂપ રાજપૂતાનાની ભાષાને મળતું આવે છે. વળી વચ્ચે એક તરફ પ્રાચીન ગુજરાતી અને બીજી બાજુ પુરાતન પંજાબીનું મિશ્રણ નજરે પડે છે. શરૂઆતની હિંદીમાં એક વિશેષતા એ પણ હતી કે એ લગભગ પ્રાકૃત પ્રધાન ભાષા હતી; એટલે એમાં શબ્દોના પ્રાકૃતરૂપોનો વધારે પ્રયોગ થતો હતો રાજપૂતાનામા આ પ્રાકૃત પ્રધાન ભાષાને "ડિંગલ" નામ આપવામા આવ્યું છે. ભાટચારણોમા આ ભાષાનો ખુબ જ પ્રચાર હતો અને હજી સુધી છે.

ત્યારબાદ હિંદીના વિકાસના મધ્યકાળનો આરંભ થાય છે. એ કાળ લગભગ ૫૮૦ વર્ષ સુધી ચાલે છે. ભાષાના વિચારથી એ કાળને આપણે મુખ્ય ભાગમાં વહેંચી શકીએ. એક સં. ૧૩૦૦ થી ૧૫૦૦ સુધી અને

બીજો સં. ૧૫૦૦ થી ૧૮૦૦ સુધી. પ્રથમ ભાગમાં હિંદીની પ્રાચીન બોલીઓ અદલાઇને ધીરે ધીરે વ્રજભાષા, અવધી અને ખડીબોલીનું રૂપ ધારણ કરે છે અને બીજા ભાગમાં એમાં પ્રૌઢતા અને ઓજસ આવે છે. અંતમાં અવધી અને વ્રજભાષાનું મિશ્રણ થઇ જાય છે. આ કાળના પ્રથમ ભાગમા રાજનૈતિક પરિસ્થિતિ અસ્થિર હતી એ સ્થિર થઈ અને બીજા ભાગમા દૃઢતાને પહોચીને પાછી અસ્થિર બની ગઇ.

કેટલાક લોકોનું કહેવુ છે કે હિંદીની ખડી બોલીનુ રૂપ પ્રાચીન નથી. એ લોકોનો મત છે કે ઇ. સ. ૧૮૦૦ લગભગ લલ્લુજીલાલે પ્રથમ જ એને પોતાના ગદ્યગ્રંથ 'પ્રેમસાગર'મા આ રૂપ આપ્યું અને ત્યારથી ખડી બોલીનો પ્રચાર થયો આવું માનનારાઓમા ડૉ ગ્રિયર્સન મુખ્ત છે. એમણે "लालचंद्रिका" વાળી પોતાની વિદ્વતાપૂર્ણ ભૂમિકામા એક ઠેકાણે લખ્યું છે.—

"Such a language did not exist in India before.........when therefore, Lalluji Lal wrote his Premsager in Hindi, he was inventing an altogether new language."

(આવી ભાષા ભારતવર્ષમા પહેલા કયાય બોલાતી ન હતી.... એટેલે લલ્લુજીલાલે જ્યારે પ્રેમસાગર લખ્યો ત્યારે તેઓ એક નદન નવી જ ભાષા સરજી રહ્યા હતા.)

લલ્લુજીલાલના પોતાના કથનાનુસાર એમની નોકરી ફૉર્ટ વિલિયમ કૉલેજમા સં. ૧૮૫૭ મા શરૂ થઇ અને ત્યારબાદ ઓગણીસ વર્ષ પછી એમણે લાલચંદ્રિકા લખી આ હિસાબે પ્રેમસાગરનો રચનાકાળ સં. ૧૮૫૭ અને ૧૮૭૬ નો વચ્ચે માની શકાય.

લખનૌ વિશ્વવિદ્યાલયના હિંદીના અધ્યાપક પ્રો. બદરીનાથ ભટે લલ્લુજીલાલની પહેલાની રચનાના બે ઉદાહરણો શોધ્યા છે એ રચનાના

કરનારાઓમાથી મુશી સદાસુખસિહેનો જન્મ દિલ્હીમા સ. ૧૮૦૩ મા થયો અને મૃત્યુ સ. ૧૮૮૧ મા પ્રયાગમા થયુ. અને બીજા સૈયદ ઇશા અલ્લાહખા જેઓ લખનૌના નવાબ સઆદતઅલ્લીખાને ત્યા આવીને રહ્યા હતા અને જેમનું મૃત્યુ સ. ૧૮૭૪ મા થયુ. તે આ બન્નેની રચનાઓ લલ્લુજીલાલ કરતા પહેલાની લાગે છે. પ્રો બદરીનાથ ભટે આ બન્ને ઉપરાત લલ્લુજીલાલ અને એમના સમકાલીન મદલમિશ્રના નમુના આપીને પોતાનુ મતવ્ય સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. લલ્લુજીલાલના 'પ્રેમસાગર' ની સાથે જ મદલમિશ્રનુ "નાસિકેતોપાખ્યાન" લખાયુ છે.

પ્રો ભટ્ટનુ માનવુ એવુ છે કે ખડીબોલીના ગદ્યલેખકો મુશી સદાસુખસિહ પહેલા પણ થયા હશે એમની રચનાઓના બે ત્રણ પ્રમાણો એમની પાસે મોજુદ પણ છે સૈયદ ઇશાઅલીખાના પુસ્તક 'રાની કેતકીકી કહાની" ને ગ્રિયર્સન સાહેબે પોતે સવત ૧૮૫૮ લગભગની રચના માની છે મુશી સદાસુખસિહનુ ગદ્ય હજી છપાયુ નથી પરતુ એનો પરિચય હિદી સાહિત્યના પ્રેમીને લાલા ભગવાનદીન અને શ્રી રામદાસ ગૌડના "હિદી ભાષાસાર" નામના પુસ્તકમાથી મળી રહેશે. હવે આપણે આગે લેખકોની શૈલીના ઉદાહરણો જોઇએ

## મુંશી સદાસુખસિંહ.

કિતને જન્માધ કિસી ગાઁવમે રહતે થે વહાઁ હાથી આય નિકલા. જિતને અધે થે યહ બાત સુનકર બહુત ફુલે ઔર મુદિત હુએ સબ મીલકર કહને લગે ચલો હાથી દેખીયે સબ મીલકર આયે આઁખો સે તો અધે થે. કિસીને સૂઢ પકડી હાથસે, ઉસને કહા હાથી અજગરકે બરાબર હૈ

## સૈયદ ઇંશાઅલ્લાહખાં.

એક દિન બૈઠે બૈઠે યહ બાત અપને ધ્યાનમે ચઢ આઇ, કોઇ કહાની ઐસી કહિયે જિસમે હિદુઇ છુટ ઔર કિસી બોલી કી પુટ ન મિલે તબ જા કે મેરા જી ફુલકી કલી કે રૂપમે ખીલે.

### લલ્લુજીલાલ.

મહારાજ, જબ સાનિયાં લો દેખી કે દ્વાર પર મરના દિયો મનાય ગર્દીયા ઔર ઉગ્રસેન વસુદેવ આદિ સબ યાદવ મહાચિંતા મેં બૈઠે થે કિ ઇસ બીચ શ્રીકૃષ્ણ અવિનાશી દ્વારકાવાસી દેખતે-દેખતે જાંબવંતી કો લિયે આય રાજસભા મેં ખડે હુએ.

### સદલમિશ્ર.

ઇસ પ્રકારસે યમપુરી કા દક્ષિણ દ્વાર અતિ ડરાવના હૈ કિ જહાં ઇસી કે બસ હોકર પાપી લોગ ઐસે મહાનરક મેં પડને વો નાના ભાંતિ કે દુઃખ કો સહતે હૈં.

હવે આ ચારે ઉદાહરણોને જોઇને વાચક પોતે જ નિશ્ચય કરી શકે છે કે પાછલા બે ઉદાહરણોની ભાષા ફૉર્ટ વિલિયમ કૉલેજમાં ઘડાઇ છે અથવા જેમાં અમીર ખુશરોએ પોતાની રચના કરી છે એ પુરાતન બોલીનું વિકસિત રૂપ છે. પહેલા બે ઉદાહરણો વાચકને પોતાનો મત સ્થિર કરવામાં ઘણી મદદ કરશે; કેમકે એમનો ફૉર્ટ વિલિયમ કૉલેજની સાથે કશો જ સંબંધ નથી આ ઉપરથી એમ નિર્ણય બાંધવાને પ્રમાણ મળે છે કે હિંદીગદ્યની ભાષા લલ્લુજીલાલની પહેલાથી ચાલતી આવી છે. કવિતામાં તો 'ખડીબોલી' તેરમી શતાબ્દિના મધ્યભાગ સુધી મળે છે. કવિતામાં 'ખડીબોલી' નો પ્રયોગ એકલા મુસલમાનોએ જ નહિ પણ હિંદુ કવિઓએ પણ કર્યો છે એ વાત સાચી છે કે 'ખડીબોલી'નું મુખ્ય સ્થાન મેરઠની આસપાસ હોવાથી અને ભારતવર્ષમાં મુસલમાની રાજસંસ્થાનું કેંદ્ર દિલ્હી હોવાથી પ્રથમ મુસલમાનો અને હિંદુઓ વચ્ચેની વાતચિતનો આજ ભાષાદ્વારા આરંભ થયો અને મુસલમાનોની ઉત્તેજનાથી એનો વ્યવહાર વધ્યો. ત્યાર પછી મુસલમાન લોક દેશના અન્ય ભાગોમાં ફેલાતાં ભાષાને પણ પોતાની સાથે લેતા ગયા અને એ રીતે એમણે સમસ્ત ભારતમાં એને પાથરી દીધી. મૂળ તો આ ભાષા અહિંની હતી અને

મેરઠ પ્રાંતના નિવાસીઓ આજ ભાષામાં પોતાના ભાવો પ્રકટ કરતા હતા. મુસલમાનોએ એને અપનાવી એ કારણે એક રીતે એ એમની ભાષા મનાવા લાગી. હિંદુ કવિઓએ પણ પોતાની કવિતામાં મુસલમાનોની વાતો, લગભગ આજ ભાષામાં આપી છે.

એટલે મધ્યકાળમાં હિંદીભાષા ત્રણ સ્વરૂપમાં દેખાય છે. વ્રજભાષા, અવધી અને ખડીબોલી. જેમ આરંભકાળની ભાષા પ્રાકૃતપ્રધાન તેમ આ કાળની તથા ત્યારપછીની ભાષા સંસ્કૃતપ્રધાન થઇ ગઇ. સાહિત્યકે ભાષાની શોભા અને લાલિત્ય વધારવા આદિકાળમાં જેમ પ્રાકૃત શબ્દોનો પ્રયોગ થતો હતો તેમ મધ્યકાળમા સંસ્કૃત શબ્દોનો પ્રયોગ થવા માંડ્યો. ત્યાર પછીના કાળમાં અને આધુનિક સમયમા 'વ્રજભાષા' અને 'અવધી' નો પ્રચાર ઘટતો ગયો અને 'ખડીબોલી' નો પ્રચાર વધતો ગયો. ખડીબોલીનો પ્રચાર નો એટલો બધો વધ્યો કે અત્યારે હિંદનું બધું જ સાહિત્ય આજ ભાષામા લખાય છે.

ઉપર જે કંઇ લખ્યું છે તેનો વિશેષ સંબંધ સાહિત્યની ભાષા સાથે છે. બોલચાલમાં તો હજી સુધી અવધી, વ્રજભાષા અને ખડીબોલી અનેક સ્થાનિક ભેદ અને ઉપભેદ સાથે પ્રચલિત છે. પરંતુ આજે સાધારણ બોલચાલની ભાષા 'ખડીબોલી' બનતી જાય છે.

હિંદીની ભાષાઓના આજે મુખત્વે ચાર ભેદ પાડી શકાય એમ છે: રાજસ્થાની, અવધી, વ્રજભાષા અને ખડીબોલી. બુંદેલખંડી વ્રજભાષાના અંતર્ગત આવી જાય છે એટલે એને જુદી ગણી નથી

## રાજસ્થાની

રાજસ્થાની ભાષા રાજસ્થાન (રજપૂતાના) મા બોલાય છે. આની મુખ્ય ચાર બોલીઓ વિદ્યમાન છે. મારવાડી, જયપુરી, મેવાની અને માલવી. આ બોલીઓના પાછા અનેક ભેદ અને ઉપભેદ છે મારવાડીનું પ્રાચીન સાહિત્ય 'ડિંગલ' નામથી પ્રસિદ્ધ છે. જે લોકો વ્રજભાષામા કવિતા કરતા

હતા એમની ભાષા પિંગળ કહેવાતી હતી જયપુરીમાં પણ સાહિત્ય છે દાદુ દયાળ અને એમના શિષ્યોની વાણી આજ ભાષામાં છે મેવાતી અને માળવીમાં સાહિત્ય મળતું નથી આ જુદી જુદી બોલીઓની બનાવટ પર સૂક્ષ્મ રીતે ધ્યાન દેતાં જણાય છે કે જયપુરી અને મારવાડી ગુજરાતી સાથે મેવાતી વ્રજભાષા સાથે અને માળવી બુંદેલખંડી સાથે ખુબ મળતી આવે છે સંજ્ઞા શબ્દોના એક વચનના રૂપ તો લગભગ સરખા જ છે આ ઉપરથી લાગે છે કે રાજસ્થાની અને પ્રાચીન ગુજરાતીમાં બહુ થોડો ભેદ હશે રાજસ્થાની અને જુની ગુજરાતીમાં લગભગ અભેદ જેટલું માન્ય જણાવા ઐતિહાસિક કારણો જાણીતા છે ગુજરાતી બ્રાહ્મણ વાણીયા જ્ઞાતિઓમાં શ્રીમાળી, પોરવાડ ઓસવાળ મોઢ વગેરે નામો આજે પણ શ્રીમાળથી ભરૂચ સુધી પ્રજાના લોહીનું અજબ મિશ્રણ થઇ ગએલું હોવાનું સાક્ષી પુરે છે મૂળરાજથી નાગાભીમ અને સિદ્ધરાજ સુધીના પ્રતિહાસમાં પણ ગુર્જરરાજનો અને માળવ મેવાડી અને દીલ્હીના રાજવંશોના લોહી સંબંધ અને સરસતા માટે સ્પર્ધા ચાલ્યા કરેલ છે

## અવધી

આ ભાષાનો પ્રચાર અવધ આગ્રા બુંદેલખંડ છોટાનાગપુર અને મધ્ય પ્રદેશના કેટલા ભાગોમાં છે આની પ્રચારસીમાની ઉત્તરે નેપાળની ભાષાઓ અને બોલીઓ પશ્ચિમે પશ્ચિમી હિંદી પૂર્વમાં બિહારી તથા ઉડિયા અને દક્ષિણમાં મરાઠી ભાષાઓ બોલાય છે

પ્રાચીન સમયમાં યમુના અને ગંગાના પ્રદેશમાં બે પ્રકારની પ્રાકૃત ભાષા બોલાતી હતી એ શૌરસેની પ્રાકૃત કે જેનો પ્રચાર પશ્ચિમમાં હતો અને બીજી માગધી કે જે પૂર્વમાં બોલાતી હતી આ બન્ને પ્રાકૃત ભાષાની પ્રચારસીમાની વચ્ચે જે પ્રદેશ છે તે અવધીની સીમાની અંતર્ગત આવી જાય છે અહિં એવી ભાષાનો પ્રચાર હતો કે જેમાં શૌરસેની અને માગધી બન્નેની છાયા હતી આ ભાષાને કેટલાક વિદ્વાનોએ પૂર્વી હિંદી પણ કહ્યું છે

અવધીની અંતર્ગત ત્રણ મુખ્ય ઉપભાષાઓ છે : અવધી બઘેલી અને છત્રીસગઢી અવધી અને બઘેલીમાં ખાસ અંતર નથી બુંદેલખંડમાં બોલાતી હોવાને કારણે અને કેટલાક ઉચ્ચારણભેદથી અવધીનું નામ બઘેલી પડી ગયું છે છત્રીસગઢી ઉપર મરાઠી અને ઉડિયાની પ્રભાવ પડવાથી એ અવધીથી કેટલેક અંશે જુદી પડે છે હિંદી સાહિત્યમાં અવધીનું મુખ્ય સ્થાન છે એ બે મુખ્ય પુરાતન કવિઓ મલિક મહમ્મદ જાયની અને ગોસ્વામી તુલસીદાસ છે મલિક મહમ્મદે પોતાના 'પદમાવત' ગ્રંથનો આરંભ સં ૧૫૯૭ માં અને તુલસીદાસે 'રામચરિત માનસ' નો આરંભ સં ૧૬૩૧ માં કર્યો હતો બન્ને ગ્રંથો વચ્ચે ૩૪ વર્ષનું અંતર છે પરંતુ પદમાવત' ની ભાષા જેવી બોલાતી હતી તેવા શુદ્ધ સ્વરૂપમાં છે અને ગોસ્વામીએ એને સાહિત્યક રૂપ આવવાનો સફળ પ્રયત્ન કર્યો છે અવધીના પણ બે રૂપ મળે છે પશ્ચિમી અને પૂર્વી પશ્ચિમી હિંદી લખનૌથી કનોજ સુધી બોલાય છે એટલે વ્રજભાષાની નિકટ પહોંચી જવાથી એના ઉપર વ્રજભાષાની અસર અને પ્રભાવ સ્પષ્ટ દેખાય છે પૂર્વી અવધીનો ગોંડાથી માંડીને અયોધ્યા સુધી પ્રચાર છે આ ભાષા શુદ્ધ અવધી રહી છે

## વ્રજભાષા

વ્રજભાષા શૌરસેની પ્રાકૃત અને શૌરસેની અપભ્રંશની ઉત્તરાધિકારિણી મનાય છે એનું મુખ્ય સ્થાન વ્રજમંડળ છે પરંતુ એનો પ્રચાર દક્ષિણમાં છેક આગરા ભરતપુર ધોળપુર અને કરૌની સુધી તથા ગ્વાલીઅરના પશ્ચિમ ભાગ અને જયપુરના પૂર્વ ભાગ સુધી છે ઉત્તરમાં એ ગુડગાંવ જિલ્લાના પૂર્વ ભાગ સુધી બોલાય છે ઉત્તર-પૂર્વમાં એનો પ્રચાર બુલંદશહેર અલીગઢ એટા મૈનપુરી બદાઉ બરેલી અને નૈનીતાલના તરાઈ પરગણા સુધી પહોંચ્યો છે વ્રજભાષાનું કેન્દ્રસ્થાન મથુરા છે અને ત્યાંની જ ભાષા શુદ્ધ વ્રજભાષા છે

વ્રજભાષાના માધુર્યને મહત્તા અર્પતી એક કથા છે, રાજા, શિવપ્રસાદે પોતાના નવા ગુટકામા એ કથાનો ઉલ્લેખ કર્યો છે. એક ઈરાની શાયર વ્રજકવિતાને પરાજિત કરવા વ્રજમાં આવ્યો હતો. મથુરામાં એણે એક કન્યાને મોઢેથી સ્વભાવિક ઉક્તિમાં "સીકરી, ગલીનમેં કીકરા લગત હૈ" સાંભળ્યું અને પોતાનો પરાજય સ્વીકારીને પાછો ચાલ્યો ગયો. એક સંસ્કૃત કવિએ કહ્યું છેઃ મથુરાની સ્ત્રીઓની ભાષામા મદનનો વાસ છે.

વ્રજભાષાના પ્રસિદ્ધ કવિઓમા સુરદાસ આદિ આઠ સખાઓ અને હરિવંશજી, સ્વામી હરિદાસજી વગેરે મહાત્માઓના અમર નામો આવે છે, સુરદાસે પોતાના અંતરમા રમી રહેલા ભક્તિ અને સમર્પણના સંવેદનોને વ્રજભાષામાંજ સમર્થ રીતે મૂર્ત કર્યાં છે, તાનસેન, બૈજુ, બાવરો, ગોપાલ અને સ્વામી હરિદાસજી જેવા ભારતના સર્વશ્રેષ્ઠ ગવૈયાઓના સંગીતકલાને શોભાવનારી પણ વ્રજભાષા છે.

મહા કવિ બિહારીની 'સત સઇ' નું સ્થાન હિંદી સાહિત્યમાં અજોડ છે એ 'સતસાઇ' ના ગૂઢ અને ચમત્કારિક ભાવોને પ્રકટ કરવાનો યશ પણ વ્રજ ભાષાને જાય છે. આજે ઘણીખરી કવિતાઓ લગભગ ખડી બોલીમાં રચાય છે. પરંતુ વ્રજભાષા એ કવિતાની પરિમાર્જિત ભાષા છે એ નિર્વિવાદ છે.

હિંદી સાહિત્યના નવયુગના પ્રથમ દ્રષ્ટા ભારતેન્દુ હરિશ્ચંદ્રની કવિતાએ પણ પોતાના પ્રતિભાના શણગાર તરીકે વ્રજભાષાને સ્વીકારી છે. આમ હિંદી જગતમા વ્રજભાષાનું સ્થાન માનભર્યું અને અપૂર્વ છે.

વ્રજભાષાની શાખા જેવી અને એને મળતી ભાષા બુંદેલી છે આ ભાષાની છાયા કેટલાક કવિઓની કવિતામાં બરાબર મળે છે. એનો પ્રચાર બુંદેલખંડ, ગ્વાલીઅર અને મધ્ય પ્રદેશના કેટલાક જીલ્લાઓમાં છે. બુંદેલીનો સુંદર નમુનો આલ્હખંડ મા મળે છે આ ગ્રંથનો પ્રાચીન હાથપ્રત ન હોવાને કારણે એનું અસ્તિત્વ આલ્હા ગાનારાઓની સ્મરણશક્તિ ઉપર નિર્ભર

છે. એટલે જુદા જુદા પ્રાંતોમા એનું રૂપ જુદું જુદું દેખાય છે. એનું વાસ્તવિક પ્રાચીન રૂપ તો આજે દુર્લભ છે. મહાકવિ કેશવદાસ બુંદેલખંડના વાસી હતા એવું એમની ભાષામા બુંદેલીના કેટલાક અંશ ઉપરથી દેખાય છે. બુંદેલી આખર તોય વ્રજભાષાની શાખા હોવાથી એનું સ્વતંત્ર સ્વરૂપ નથી

## ખડીબોલી.

આ ભાષા મેરઠ અને તેની આસપાસના પ્રદેશમા બોલાય છે. ખડી બોલીનો આદિ કવિ અમીર ખુશરો છે. એનો જન્મ સં. ૧૩૧૨ મા અને મૃત્યુ ૧૩૮૧ મા થયું. ખુશરોએ હિંદી અને અરબીફારસી શબ્દોનો પ્રચાર વધારવા તથા હિંદુ મુસલમાનોના ભાવવિનિમયમા મદદ કરવાના ઉદ્દેશથી 'ખાલિક બારી' નામનો પદ્યમા એક કોષ બનાવ્યો હતો આ કોષને માટે એની કથા છે કે એની લાખો પ્રતો લખાવીને ઉંટો પર લાદીને એનો પ્રચાર આખા દેશમા ફરવામા આવ્યો હતો. ખુશરો ઉપરાત ભૂષણે પણ પોતાની 'શિવબાવની'મા અનેક ઠેકાણે આ ભાષાનો પ્રયોગ કર્યો છે

એટલે એટલુ તો સિદ્ધ થાય છે કે ખડીબોલીનો પ્રચાર સોળમી સદીમા અવશ્ય હતો. પરંતુ સાહિત્યમા એનો જોઇએ તેટલો આદર ન હતો. સોળમી સદી પહેલા ગદ્યમા ખડીબોલીનો ઉપયોગ વિરલ હતો મુશી સદા સુખસિંહનો ભાગવતનો હિંદી અનુવાદ એ ભાષામા છે ત્યાર પછી અઢારમી સદીમાં તે ગદ્યનુ સ્વરૂપ સ્થિર અને સુરેખ થયુ અને ખડીબોલી માટેનો લોકાદર વધ્યો લલ્લુજીલાલના પ્રેમસાગરથી સદલમિશ્રના નાસિકેતોપાખ્યાનની ભાષા વધારે સુંદર અને પુષ્ટ છે પ્રેમસાગરમા જુદા જુદા પ્રયોગોના રૂપ સ્થિર નથી દેખાતા; સદલમિશ્રમા એ ત્રુટિ નથી. ઇશાઅલ્લાહખાની રચનામા શુદ્ધ તદ્‌ભવ શબ્દોનો પ્રયોગ છે એમની ભાષા સરળ અને સુંદર છે, પરંતુ વાક્યોની રચના ઉર્દુના ઢગપર કરી છે એટલે કેટલાક વિવેચકો એમને હિંદી કરતા જુની ઉર્દુના કવિ તરીકે સ્વીકારે છે.

લલ્લુજીલાલના સમય પછી અંગ્રેજી અમલ દેશમાં વૃદ્ધિ પામ્યો અને સ્થિર થયો. ત્યાર પછી હિંદીગદ્યમાં ખડીબોલીનું મહત્વ વધ્યું. આજે ધીરે ધીરે વ્રજ અને અવધી કે જેમાં સાહિત્યના અપૂર્વ સર્જનો થયાં છે તેને ઠેકાણે ખડીબોલીનો પ્રચાર વધતો જાય છે અને ખડી બોલી જ હિંદી સાહિત્યની મુખ્ય ભાષા બની રહી છે.

હિંદી ભાષાનો ક્રમવિકાસ કેવી રીતે અને ક્યારે થયો એ મહારાજ પૃથ્વીરાજના સમયથી માંડીને તે વખતના શ્રેષ્ઠ ભાષાવિશારદોના ઉદાહરણોથી સહજ સમજાશે

હિંદી ગદ્યની સ્થિતિ મહારાજ પૃથ્વીરાજના સમયમાં કેવી હતી તેનો યથાર્થ ચિતાર આ પત્રમાં રજુ થયો છે.

## સં. ૧૨૩૫

શ્રી હરિ એક લિંગો જયતિ શ્રીશ્રી ચિત્રકોટ બાઈ સાહેબ શ્રી પૃથુ કુવર આપકા વારણગામ મોઇ આચારજ ભાઇ ઋસિ કેસજી બાંચ જો અપન શ્રી દેલી મેં ભાઇ લગરી ગયજી આયા હૈ જે શ્રી દેલી મું શ્રી હજુરકો બી ખાસ રૂકા આયો હૈ જો મારોબી પદારવા કી શીખવાઇ ને દલી કાકાજી પેદ કે જો કાગદ બાચત ચલા આવજો થાનેમાં આગે જાયગે પરેગા થાકે વાસ્તે એક બેરી હૈ શ્રી હજુરબી હુકમ મેંગીયો હૈ જેથે તાઢીદસું આવજો થામે અંદર વગે મ્યાવ કામારથ અવાર ન્હેગા દલી સુ આયા પાછે કરોગા ઓર થે મવેરે દન ઓરે આવસો સં. ૧૧૪૫ ચૈત સુદી ૧૩ સહી

આ પત્ર વિક્રમ સંવત ૧૨૩૫ નો છે એ સમયે જે સવત પ્રવર્તતો હતો તે વિક્રમ સવતથી ૯૦ વર્ષ ઓછો હતો આ પત્રનો ગુજરાતી ભાવાર્થ આવો થાય —

શ્રી હરિ એકલિંગજીની જય હો મોઇગ્રામ નિવાસી આચાર્ય ભાઇ ઋષિકેશજીને ચિત્તોડથી બાઇ સાહેબ પૃથુકુંવરીના પ્રણામ વિશેષ ભાઇ શ્રી

લગરી રાયજી દિન્હીથી આવ્યા છે અને દિન્હી શ્રી હજુરનો રૂકકો પણ માથ આવ્યો છે જેમાં મને દિન્હી આવવાની આજ્ઞા છે કાકાજીનુ શરીર અસ્વસ્થ છે માટે કાગળ વાચીને તરત આવજો તમારે અમારાથી પહેલા જવુ પડશે. તમારે માટે જુદી ગાડીની વ્યવસ્થા કરી છે શ્રી હજુરની પણ એવી આજ્ઞા છે માટે તમે તાકીદે આવજો તમારા મંદિરની સ્થાપના જે મુલત્વી રાખવી પડી છે તે આપણે દિલ્હીથી આવ્યા પછી કરી લઇશુ. એટલા જલદી આવજો કે દિવસનુ પ્રભાત તમારે ત્યા ઉગે તો સધ્યા અહિ નમે મિતિ ચૈત્ર સુદ ૧૩ સ ૧૧૪૫

ત્યાર પછીની એટલે લગભગ સ ૧૩૧૯ ની હિંદીભાષા જાણવા માટે એક મનદ મળે છે ચિતોડના મહારાણા શ્રી સમરસિંહજીએ આ મનદ આચાર્ય ઋષિકેશજીને આપી હતી

## સં. ૧૩૧૯

સ્વસ્તિ શ્રી શ્રી ચિતકોટ મહારાજાધિરાજ તપેરાજ શ્રી રાવલજી શ્રી સમરસીજી બચનાતુ દાઅમા આચારજ ઠાક ઋષીકેષ કસ્ય યાને દલી સુદાય જે લાયા અણી રાજમો ઓ દ થારી જાવેગા ઓપદ ઉપરે માલકીથાકી હૈ ઓ જનાના મે થારા સમગ હાન ઓ તુજે જાવેગા નહીં ઔર થારી એક દલીમે હોગી પ્રમાણે પરધાન બરોબર કારણ હોવેગા

આ પ્રમાણપત્રનો ગુજરાતી ભાવ આવો છે

શ્રી ચિતોડના મહારાજાધિરાજ રાવલ શ્રી સમરસિંહજીની આજ્ઞાથી આચાર્ય ઋષિકેશ ને નમન ૯ દિન્હીથી લાવ્યો છુ રાજ્યમા હવે તમારીજ દવા લેવાશે દવાઓ ઉપર અધિકાર તમારો રહેશે અને અ ત પુરમા તમારા વંશજો સિવાય બીજો કોઇ નહિ જઇ શકે દરબારમા તમને દિ હીમા મળતુ હતુ તેમ પ્રધાનની જોડ આસન આપવામા આવશે

## અમીર ખુશરો સ. ૧૩૭૫

અરબી અપ ી બોનીમે દુસરી ભાષાકી નહી મિલતે દેતી પ. ફારસી

જેં યહ હમી હૈ કિ બિના મેલ કે, કામ આને યોગ્ય નહીં હૈ. ઇસ કારણ કે વહ શુદ્ધ હૈ, ઔર યહ મીલી હુઇ હૈ. ઉસે પ્રાણ ઔર ઇસે શરીર કહતે હૈ.

### મહાત્મા ગોરખનાથજી સં. ૧૪૦૭

સ્વામી તુમ્હે તો સતગુરૂ અમ્હે તો સિષ સબધ એક પુછિબા, દયા કરિ કહિબા, મનન કરિબા રોસ. પરાધીન ઉપરાંતિ બંધન નાહીં, સુઆધીન ઉપરાંતિ મુકુતિ નાહીં.

### ગોસ્વામી વિઠ્ઠલનાથજી સં. ૧૬૦૦

જમે કે સિખર પરે શબ્દાયમાન કરત હૈ ત્રિબિધિ વાયુ બહત હૈ હે નિસર્ગ સ્નેહાદ્ર મયી કે સંબોધન, પ્રિયાજુ નેત્ર કમલ દ્વે કછુક મુદ્રિત દૃષ્ટિ હોય કે બારંબાર કછુ સખી કહત ભઇ યહ મેરો મન સહચરી એક ક્ષણ શકુર કો ત્યજત નાહીં.

### ગંગાભાટ સં. ૧૬૨૬

ઇતનો સુનકે પાતશાહજી શ્રી અકબરશાહજી આદ ગેર મોના નરહરદાસ ચારન હોદિયા ઇન કે ઉહસેર મોના હો ગયા.

### ગોસ્વામી ગોકુલનાથજી ૧૬૪૮

શ્રી ગુસાઇ જી કે સેવક એક પટેલ કી વાર્તા. સો વહ પટેલ વૈષ્ણવ રાજ નગરમેં રહેતો હતો. વા પટેલ વૈષ્ણવ કે દો બેટા હતે ઔર એક સ્ત્રી હતી.

### નાભાદાસ સં. ૧૬૬૦

તબ શ્રી મહારાજ કુમાર પ્રથમ બશિષ્ટ મહારાજ કે ચરન છુઇ પ્રનામ કરત ભએ, ફિર અપર વૃદ્ધ સમાજ તિનમે પ્રનામ કરત ભએ ફિર શ્રી રાજાધિરાજ જુકો જોહાર કરિકે શ્રી મહેંદ્રનાથ દશરથ જુકે નિકટ બૈઠતે ભએ.

### ગોસ્વામી તુલસીદાસજી સં. ૧૬૬૯

સંવત ૧૬૬૯ સમયે કુઆર સુદી તેરશી બાર શુભ દિને લિખીત પત્ર

આનંદરામ તથા કન્હઇ કે અંશ વિભાગ પુર્વમુ આગે જે આગ્ય દુન હુ જને માગા જે આગ્ય ભે શે પ્રમાન માના દુન હુ જને બિદિત તફસીલુ અંશ ટોડરમલ કે માહ જે વિભાગ પહુ હોત રા.

બનારસીદાસજી સં. ૧૬૭૦.

મમ્યગ દષ્ટિ કહા મો સુનો સંશય, બિમોહ બિભ્રમ એ તીન- ભાવ. જામેં નાહીં મો સમ્યગ દષ્ટિ. સંશય, બિમોહ બિભ્રમ, કહા તાકો સ્વરૂપ- દષ્ટાત કરિ દિખાઇયતુ મો સુનો.

જટમલ સં. ૧૬૮૦,

હે બાત કી ચીનૌડગટ કો ગોરા બાદલ હુઆ હૈ ઉન કી બાર્તા કીતાબ હીંદવી મેં બનાકર તૈયાર કરી હૈ.

સૂરતિમિશ્ર સં. ૧૭૬૭.

સીસ ફૂલ સુહાગ અરૂ બેદા ભાગ એ દોઉ આ એ પાંવડે, મો હે સોને કે કુસુમ, તિન પર પૈર ધરિ આ એ હૈ

દાસ સં. ૧૭૮૬.

ધન પાએ તે મૂર્ખ હૂ બુદ્ધિવંત હૈ જાતુ હૈ ઔર યુવાવસ્થા પાએ તે નારી ચતુર હૈ જાતિ હૈ યહ બ્યંગ્ય હૈ. ઉપદેશ શબ્દ લક્ષણા સો માલુમ હોતા હૈ ઔ વાચ્ય હૂ મેં પ્રગટ હૈ

લલિત કિશોરી અને લલિત માધુરી સં. ૧૮૦૦.

મલયગિરિ કો મમસો બન વાકો પવન મો ચંદન હૈ જાય વાકે કછુ ધરજા નાહીં.

લલ્લુજીલાલ સં. ૧૮૬૦.

ઇસ બીચ અતિ વ્યાકુલ હો સુધિ બુધિ દેહ કી વિસારે મન મારે રોતી યશોદારાની ઉદ્ધવજી કે નિકટ આય રામકૃષ્ણ કી કુશલ પૂછ બોલી કહો ઉદ્ધવજી હરિ હમ બિન વહાં કૈસે ઇતને દિન રહે ઔર ક્યા સંદેશા ભેજા હૈ— કબ આય દર્શન દેંગે ?

## સદલમિશ્ર સં. ૧૮૬૦.

કુંડમે કયા અચ્છા નિર્મલ પાની કિ જિસમે કમલ કે ફૂલો પર ભૌંરે ગૂંજ રહે થે; તિસ પર હંસ સારસ ચકવાક આદિ પક્ષી ભી તીર તીર સોહાવન શબ્દ બોલતે, આસપાસ કે ગાછો પર કુહૂ કુહૂ કોકિલે કુહુક રહે થે, જૈસા બસંત ઋતુકા ઘર હી હોય.

## સરદાર સં. ૧૯૦૨.

બંશીબટ કે નિકટ આજ મૈને નેક શ્યામ કો મુખ હેરો. નટ નાગર કે પટ પે તમ તે મેરો મન લટકો હૈ.

## રાજા શિવપ્રસાદ સં. ૧૯૧૧.

જબ બિપત કે દિન આતે હૈ તો સારે સામાન અપને હી બંધ જાતે હૈ. નિદાન રાજા નલને ચલતે સમય દમયંતી કી સાડી કાટ કર આધી ઉસમેં સે અપને પહરને કો લી ઔર આધી ઉસકે બદન પર રહને દી. ઇસ મનુષ્યકા મન ભી વિધાતાને કિસ પ્રકાર પર રચા હૈ.

## સ્વામી દયાનંદ સં. ૧૯૨૦.

વહ સત્યહી નહીં કહાના જો સત્ય કે સ્થાન મેં અસત્ય ઓર અસત્ય કે સ્થાનમે સત્યકા પ્રકાશ કિયા જાય કિંતુ પદાર્થ જૈસા હૈ ઉસકા વૈસાહી કહના, લિખના ઔર માનના સત્ય કહાતા હૈ.

## ભારતેંદુ હરિશ્ચંદ્ર સં. ૧૯૨૫.

ફિર મહારાજ અપવ્યયને ખુબ લુટ મચાઇ અદાલત ને ભી અચ્છે હાથ સાફ કીએ. ફેશનને તો બિલ ઓર ટોટલ કે ધતને ગોલે મારે કી અંટાધાર કર દીઆ ઔર સિફારશ ભી ખૂબ હી છકાયા.

## બાલકૃષ્ણ ભટ્ટ સં. ૧૯૬૦.

શબ્દકી આકર્ષણ શક્તિ ન્યુટનકી આકર્ષણ શક્તિ સે લવ માત્ર

ભી કમ નહી કહી જા સકતી. બલ્કિ વિશેષ કહના ચાહિએ ઇસ લિએ કિ જિસ આકર્ષણ શક્તિ કો ન્યૂટનને પ્રકટ કિયા વહ કેવલ પ્રત્યક્ષ મેં કામ દે સકતી હૈ

## પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદી.

ઉનકે કથનકા અવતરણ દે કર મલ્લિનાથને ઉન્હે કહકાર બતાઇ હૈ ઔર લિખા હૈ કી પ્રયોગ ભી દેખતે હો યા મનમાની હાકતે હો તુમ્હે ઇસ પ્રયોગ કો સહી સાબીત કરના હૈ તો પાણિની વ્યાકરણ કે પીછે ન પડકર ઔર વ્યાકરણ દેખો

## ગૌરીશંકર હીરાચંદ ઓઝા

હિંદુઓકા દૃષ્ટિકોણ સદાસે નિવૃત્તિ માર્ગકી તરફ રહને કે કારણ ઉન્હોને પ્રાચીન કાલમેંહી વાસ્તવિક ઇતિહાસ કી ઓર ધ્યાન નહી દીયા, ઔર મનુષ્યો કે ચારત્ર અંકિત કરને કી અપેક્ષા ઇશ્વર કે અવતારો યા દેવી દેવતા કે વર્ણન કરને મે હી અપની લેખની કો કૃતાર્થ સમઝા

## બાબુ ગદાધરસિંહ.

સમાજકી સ્થિતિ મે યુદ્ધ એક ઉચ્ચ ઓર આવસ્યક સ્થાનકા અધિકાર રખતા હૈ મનુષ્યત્વ કે સર્વોચ્ચ પ્રભાવ પ્રગટ હોને કી સમરક્ષેત્ર મે હી એક મહાન પ્રદર્શિની હૈ વિના યુદ્ધ કે મનુષ્ય જાતિ કી ઉન્નતિકા માર્ગ રૂક જાતા હૈ ઔર વહ જાતિ ભ્રષ્ટ હોકર મૃત પદાર્થવાદ મે લીન હો જાતી હૈ.

## બાબુ શ્યામસુંદરદાસ.

લલિત કલાઓ મે સબમે ઉંચા સ્થાન કાવ્ય-કલાકા હૈ ઇસકા આધાર કોઇ મૂર્ત પદાર્થ નહીં હોતા યહ શાબ્દિક સંકેતો કે આધાર પર અપના અસ્તિત્વ પ્રદર્શિત કરતી હૈ.

## બાબુ પુરૂષોતમદાસ ટંડન.

ઇશ્વરીય સૌન્દર્ય કો પ્રાકૃતિક કવિતા કો ભાષા કી છટા દ્વારા સમાજ કો

દેખાનાહી કવિકા કર્તવ્ય હૈ. જિતના ગહરા વહ આપની પ્રતિભા દ્વારા ઇસ સૌન્દર્ય સાગરમેં ડૂબતા હૈ ઉતના હી અધિક વહ અપને કર્તવ્યમેં સફલ હોતા હૈ.

## પંડિત પદ્મસિંહ શર્મા.

બિહારી કા સમીચીન પરિધાન બડાહી જબરદસ્ત હૈ. રસિક મોહન સુનકર ફડફડી હો ગયે હોંગે ઇસસે અલગ માહ, મચ્યા, સીધા ઔર ડિલમેં ગુદગુદી કરનેવાલા ભાવ મજાક સાહિત્ય સંસારમેં શાયદહી હૈ।

## બાબુ પ્રેમચંદજી.

જિસ પ્રકાર સૂર્ય કા તાપ જલકા સોસ લેતા હૈ ઉસી ભાંતિ શોક કે તાપને વિદ્યાધરી કા રક્ત જલા દીઆ. મુખસે ઠંડી સાંસ નિકલતીથી, આંખો સે ગર્મ આંસૂ બહતેથે ભોજનમેં અરુચિ હો ગઇ ઔર જીવનમેં ધૃણા.

હિંદી ભાષાનો ક્રમવિકાસ ઉપર બતાવેલા ઉદાહરણો પરથી સ્પષ્ટ દેખાય છે. આજે હિંદીમાં વધારે સૂચક અને મહત્વનો વિકાસ સધાતો જાય છે. સાહિત્ય કલા, વિજ્ઞાન અને આધ્યાત્મિક વગેરે જીવનના ગમે તે ક્ષેત્રમાં આજે હિંદી ભાષા પોતાના ભાવો સરસ અને સુંદર રીતે પ્રકટ કરી શકે એવી સમુત્કાત બની રહી છે.



| | |
|---|---|
| आ = | द = |
| अ = | ध = |
| इ = | न = |
| उ = | प = |
| ए = | फ = |
| क = | ब = |
| ख = | भ = |
| ग = | म = |
| घ = | य = |
| ङ = | र = |
| च = | ल = |
| छ = | व = |
| ज = | श = |
| ञ = | ष = |
| झ = | स = |
| ञ = | ह = |
| ट = | ळ = |
| ठ = | क्ष = |
| ड = | ज्ञ = |
| ड = | का = |
| ढ = | कि = |
| ण = | की = |
| ण = | कु = |
| त = | कू = |
| थ = | कै = |

નાગરીલિપિની સમુત્પત્તિનો નકશો.

તૈયાર કરનાર, પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા.

# ૩

## નાગરી લિપિ.

માનવ પોતાની રચનામાં સદા પરિવર્તનશીલ હોય છે; એટલે એણે નિર્માણ કરેલી સમસ્ત વસ્તુઓમા સમયની સાથે સદા પરિવર્તન થતુંજ રહે છે. દુનિયાની સર્વ લિપિઓમાં છાપવાના યંત્રની શોધની પૂર્વે, સમયની સાથે ઘણુંખરું અંતર દેખાય છે. નાગરી લિપિ પણ એ અસરથી મુક્ત નથી. મધ્યએશિયા, જાપાન વગેરેથી મળતા આવતા નાગરી લિપિના પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો અને, આપણા દેશમાંથી મળેલા અસંખ્ય પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, ભુજપત્રો અને સિક્કાઓની નાગરી લિપિ અને, વર્તમાન્ નાગરી લિપિ વચ્ચે મોટું અંતર છે. આ અંતર સમયની સાથે ધીરે ધીરે થતું ગયું છે. જેને પ્રાચીન નાગરી લિપિનો બોધ ન હોય એવા વિદ્વાનની સામે જો અશોકના બ્રાહ્મી લિપિના લેખોના ફોટા મુકવામાં આવે તો એ વિદ્વાન એ લિપિને કદી નાગરી નહિ કહે; એટલુંજ નહિ પરંતુ એજ વિલક્ષણ લિપિમાં પરિવર્તન થતાં તે આજની નાગરી લિપિ બની છે એ વાતનો પણ સહસા સ્વીકાર નહિ કરે.

વર્તમાન નાગરી લિપિનું મૂળ અર્થાત પ્રાચીનરૂપ મૌર્યવંશના પ્રતાપી રાજા અશોકના શિલાલેખોની બ્રાહ્મી લિપિથી મળતું આવે છે એ લેખો વિક્રમ સંવતથી લગભગ ૨૦૦ વર્ષ પૂર્વના છે જે કાઠીઆવાડથી ઉડીસા સુધી અને નેપાલની તરાઈથી માઇસુર સુધીના અને સ્થાનોમાં મળ્યા છે ભારતવર્ષમાં જેમ અત્યારે નાગરી લિપિનો પ્રચાર છે એવોજ અશોકના વખતમાં આ મૂળ લિપિનો પ્રચાર હતો અશોકની પૂર્વે નાગરીનું શું રૂપ હતું અને એમાં કેવા કેવા પરિવર્તનો થઇને તે એ સ્થિતિને પહોચી એ જાણવા માટે હજી સુધી જોઇએ તેવા સાધનો ઉપલબ્ધ નથી અશોકના સમયની પૂર્વનો હજી સુધી માત્ર એક નાનો શો લેખ મળ્યો છે એ લેખ નેપાલની તરાઈમાં પિપ્રાવા નામના સ્થાનમાં, શાક્ય જાતિના લોકોના બનાવેલા એ બૌદ્ધ સ્તુપમાં એક નાનાશા પત્થર પર એકજ પંક્તિમાં કોતરેલો છે એમાં નાગરી લિપિના માત્ર ૧૪ અક્ષરોના પ્રાચીન રૂપ મળે છે એમાં અને અશોકના લેખોનાં ૪૬ અક્ષરોવાળી બ્રાહ્મી લિપિમાં ખાસ અંતર નથી ભેદ માત્ર એટલોજ છે કે એમાં દીર્ઘ સ્વરચિહ્નોનો અભાવ છે એને અત્યારે તો આપણે અશોકના સમયની લિપિનેજ નાગરી લિપિનું ઉત્પત્તિ સ્થાન માનવું જોઇએ

અશોકના સમયની નાગરી લિપિ ભારતવાસીઓએજ નિર્માણ કરી કે બીજાઓ પાસેથી લીધી એ વિષયમાં જુદા જુદા વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે એ વિવાદગ્રસ્ત વિષયને આ નાનાશા એક પ્રકરણમાં ચર્ચી શકાય એમ નથી એ વિષે વધારે વિગતવાર વિસ્તૃત અને પ્રમાણભૂત હકીકત જાણવાની ઇચ્છાવાળાઓએ શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા કૃત પ્રાચીન લિપિમાલા 'માં * પાલી લિપિ આર્ય લોકોએજ નિર્માણ કરી છે' એ લેખ

---

*પાલી-પ્રાચીન નાગરી યુરોપીઅન વિદ્વાનોએ અશોકના લેખોની લિપિનું નામ પાલી લિપિ રાખ્યું છે પરંતુ એને માટે એઓ કાંઈ પ્રાચીન અને પ્રમાણભૂત પ્રમાણો આપતા નથી

તથા " ઇડિયન એ ટિકવેરી "મા છપાયવો આર શામશાસ્ત્રી બી એ નો દેવનાગરી લિપિની ઉત્પત્તિ વિષયક લેખ જોઈ લેવા અશોકના સમયની લિપિનુ નામ 'લલિતવિસ્તાર'મા ' બ્રાહ્મીલિપિ ' મળે છે અને ' નિત્યાષોડશિકાર્ણવ'ના ભાષ્ય 'સેતુબધ'મા ભાસ્કરાનદ એનુ નામ નાગર (નાગરી) લિપિ હોવાનુ જણાવે છે એના કારણમા એ બતાવે છે કે નાગરી લિપિમા એનુ રૂપ ત્રિકોણ છે અને એવુ જ રૂપ અશોકના લેખોમા મળે છે

નાગરી શબ્દ એ દેવનાગરીનુ સક્ષિપ્ત રૂપ છે અને એ લિપિનું નામ દેવનાગરી હોવાનુ કારણ શામ શાસ્ત્રીના મત પ્રમાણે એવુ દેખાય છે કે દેવતાઓની પ્રતિમાઓ બની તે પૂર્વે એમની ઉપાસના સાકેતિક ચિન્હોદ્વારા થતી હતી એ ચિહ્નો કેટલાય પ્રકારના ત્રિકોણાદિ યત્રોની મધ્યમા લખવામા આવતા હતા અને એ યત્રો દેવનગર' કહેવાતા એ દેવનગરોની મધ્યમા લખાયલા અનેક પ્રકારના સાકેતિક ચિન્હો કાળાતરે અક્ષર મનાવા લાગ્યા અને એ અક્ષરો 'દેવનાગરી' નામથી પ્રચલિત થયા [1]

જેમ વર્તમાનકાળમા ભારતવર્ષની આર્ય લિપિઓમા નાગરીનો પ્રચાર સૌથી વધારે છે, અને આખાય દેશમા એનો આદર છે એવો અને એટલોજ આદર ઈ સ ની ૧૦ મસૈકાના પ્રારભથી માડીને આજ સુધી ભારતના ઘણા પ્રાતોમા ટકી રહ્યો છે રાજપૂતાના, ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ, મધ્ય ભારત, સયુક્ત પ્રાતો અને મધ્ય પ્રદેશ ઉપરાત બિહાર અને બગાળામા પણ ૧૦ મી શતાબ્દિ સુધી તો આજ લિપિ રહેલી અને બિહાર, બગાળા, ગુજરાત કાઠીઆવાડ અને કચ્છ સિવાય બાકીના પ્રદેશમા તો આજે ય નાગરીનુ સામ્રાજ્ય છે એક રીતે બગાળી લિપિ નાગરીની પુત્રી છે, એવુ ભારતીય લિપિઓના અભ્યાસક શ્રી ગૌરીશકર ઓઝાનુ કથન છે પજાબ અને કાશ્મીરમા પણ આની બ્હેન શારદા લિપિનો પ્રચાર ૧૦ મી

---

૧ પ્રાચીન મિશ્રમા (ઇજીપ્ત) હીરાગ્રીફીયમાથી લિપિના૦ ઉદયનો ઇતિહાસ કઇક આનેજ મળતો આવે છે

સદીની આસપાસથી થવા માડયો દક્ષિણના જુદા જુદા વિભાગમા કે જ્યા, તેલગુ અને કાનડી પ્રથો તથા તામિલ લિપિનો પ્રચાર સતત ચાલુ રહ્યો હતો, તેની સાથે નાગરી લિપિનો પ્રચાર પણ અખડિત ચાલુજ હતો. એટલે જ ઉત્તર અને દક્ષિણ કોકણ તથા કોલ્હાપુરના શિલારવશી રાજાઓના શિલાલેખો અને દાનપત્રો, દક્ષિણ ( માન્યખેટ ) ના રાષ્ટ્રકૂટો ( રાઠોડો ) ના કેટલાક દાનપત્રો, પશ્ચિમના ચાલુક્યો તથા સેઉણદેશ અને દેવગિરિના યાદવોના શિલાલેખો, દાનપત્રો અને વિજયનગરના રાજવશોના કેટલાય દાનપત્રોમા નાગરી લિપિ મળે છે. વિજયનગરના રાજાઓની દાનપત્રોની લિપિ 'નંદિનાગરી' કહેવાય છે અને આજ સુધી દક્ષિણમા સસ્કૃત પુસ્તકોના લેખનમા એનો જ પ્રચાર છે. ઈ સ ૧૯૨૯ ના ઑગસ્ટ મહિનાની મારી દક્ષિણની મુસાફરી દરમ્યાન મે તાન્જોર અને ત્રિચિનાપલ્લીમા ૬૦૦ થી ૮૦૦ વર્ષની જુની પોથીઓ જોઈ તો તેમા પણ બધુ જ લખાણ નાગરીલિપિમા જ મારા જોવામા આવ્યુ.

ઉત્તર ભારતમા નાગરીનો પ્રયોગ ૧૦ મી સદીના પ્રારભની આસપાસથી મળે છે, અને એ સૌથી પહેલા કનોજના પ્રતિહારવશી રાજા મહેદ્રપાલ ( પહેલો ) ના વિદ્વાદગૌલીથી મળેલા વિ. સ ૯૫૫ ના દાનપત્રથી મળ-જાય છે ત્યાર પછી એજ વશના અન્ય રાજાઓ, મેવાડ વાગડ આદિના ગુહિલો, સાભર અજમેર, નાડોલ, જાલૌર અને ચદ્રાવતી ( ચાલુ ) ના ચૌહાણો, હડુડી, ધનોપ અને બદાઉના રાઠોડો, સોરઠ ગુજરાત અને લાટના ચાલુક્યો ( સોલકીઓ ), માળવાના પરમારો, ગ્વાલીઅર, દુબકુડ અને નરવરના કછવાટો, જેજાકભુક્તિ ( જજોતી-બુદેલખડ ) ના ચદેલવશીઓ, ત્રિપુરી ( તેવર ), રતનપુરના હૈહય ( કલચુરી ) વશીઓ વગેરે અનેક રાજકુળોના શિલાલેખો, દાનપત્રો અને સામાન્ય પુરુષોના લેખોમા આજસુધી બરાબર નાગરી લિપિ મળે છે

ઈ સ ની ૧૦ મી સદીની ઉત્તરની નાગરી લિપિમા કુટિલ લિપિના અ, આ, ઘ, પ, મ, ય, ષ અને સના માથા બે અશોમા વિભક્ત મળે

છે. પરંતુ અગીઆરમી સદીથી આ બંને અંશો મળી જઇને માથાની એક જ લકીર બની જાય છે, અને પ્રત્યેક અક્ષરનું માથું અક્ષરની લંબાઈ પહોળાઇના પ્રમાણમાં જ લાંબુ દેખાય છે. અગીઆરમી સદીની નાગરી લિપિ વર્તમાન નાગરીને મળતી આવે છે અને બારમી સદીથી આજની નાગરીનું સુરેખ સ્વરૂપ બંધાય છે. કેવળ ઈ અને ધ માં જ પ્રાચીનતા દેખાય છે, અને વ્યંજનો સાથે આવનારી એ, ઐ, ઓ અને ઔની માત્રાઓમાં કંઈક અંતર દેખાય છે.

દક્ષિણમાં વર્તમાન નાગરીથી વધારે મળતી લિપિ, ઉત્તર ભારતના ઇતિહાસને મુકાબલે પહેલાં અર્થાત ઇ. સ. ની આઠમી સદીથી મળે છે. સૌથી પહેલાં રાઠોડ વંશના રાજા દંતિદુર્ગના સામગઢથી મળેલા શક સં. ૬૭૫ ( ઇ. સ. ૭૫૪ ) ના દાનપત્રમાં, ત્યાર પછી રાઠોડ રાજા ગોવિંદરાજ ( બીજો )ના સમયના દુવીઆથી મળેલા શક સં. ૭૦૧ ( ઇ. સ. ૭૮૦ ) ના દાનપત્રમાં, પૈઠણ અને વણીગાંવથી મળેલા રાઠોડ ગોવિંદરાજ (ત્રીજા)નાં દાનપત્રોમાં—જે અનુક્રમે શકે ૭૧૬ અને ૭૩૦ ( ઇ. સ. ૭૯૪ અને ૮૦૮ ) નાં છે, એમાં દેખાય છે. વડોદરાથી મળેલા ગુજરાતના રાઠોડ ધ્રુવરાજ (ધારા વર્ષ નિરૂપમ)ના શ. સં. ૭૫૭ (ઇ. સ. ૮૩૫)ના દાનપત્રમા અને રાષ્ટ્રકૂટ અમોઘવર્ષ અને એના શિલારવંશી સામંત પુલ્લશક્તિ ( પહેલો અને બીજો ) ના સમયના કન્હેરી લેખોમા જે અનુક્રમે શક. સં. ૭૬૫ અને ૭૭૩ ( ઇસ ૮૪૩ અને ૮૫૧ ) ના છે; મળે છે. એ સમય પછી દક્ષિણની લિપિઓની બરાબર સાથે સાથે નાગરી આજસુધી ચાલી આવે છે. ઉપરના બધા જ તામ્રપત્રો અને શિલાલેખો જુદા જુદા પુરૂષોના હાથે લખાયલા હોવાથી એની લેખનશૈલિ કંઇક નિરાળી છે, પરંતુ એની લિપિ તો નાગરી છે એ નિર્વિવાદ છે. આ પ્રકારે નાગરી લિપિ ઇસ. ૮મી સદીના ઉત્તરાર્ધથી વિસ્તૃતરૂપે લખાયલી મળે છે. કેટલાક તવારિખનવેશો તો એની પહેલા પણ એનો વ્યવહાર હોવાનું માને છે. કારણ કે ગુર્જરવંશી રાજા જયભટ ( ત્રીજો ) ના કલચુરી

સ. ૪૫૯ ( ઇ. સ. ૭૦૬ ) ના દક્ષિણી શૈલિની પશ્ચિમી લિપિના દાનપત્રમાં એક રાજાના હસ્તાક્ષર " સ્વહસ્તો મમશ્રી જયભટ સય " નાગરી લિપિ છે.

અશોકના સમયની નાગરી લિપિ વર્તમાન નાગરીથી વધારે સરળ હતી અને ગુજરાતી લિપિની જેમ એ અક્ષરોનાં માથાં બંધાતાં ન હતાં. પણ પાછળથી અનેક લેખકોને હાથે એનાં ઘણાં રૂપાંતરો થયાં. એ રૂપાંતરોના ત્રણ કારણો અનુમાન કરી શકાય છે.

૧ અક્ષરોનાં માથાં બાંધવાં.

૨ અક્ષરોને સુન્દર બનાવવાનો પ્રયત્ન કરવો.

૩ ઝડપથી લખવું અને કલમ ઉઠાવ્યા વિના અક્ષર પુરો કરવો.

આ ત્રણે કારણોને નીચેની વ્યાખ્યાઓ વધારે સ્પષ્ટ કરે છે.

**ઝડપ** : કલમ ઉપાડયા વગર લખાય એવાં બીબાં જેમ વધારે તેમ ઝડપ વધારે.

**સરળતા** : નુકતા જેવા ચિન્હો વધારે હોય અને આવશ્યક હોય તેમ તે લિપિ લખવામાં ઝડપ અને સરળતા બન્ને ઘટે.

**સુંદરતા** : કાનો, ગોળ, અર્ધગોળ, વાકી લીટી, વાંકી અર્ધલીટી વગેરે અમુક જ અંશોના મળીને અક્ષરો થાય જેમાં એ અંશોની મેળવણી આંખને રૂચે એવી થાય અને દરેક અક્ષરનું વ્યક્તિત્વ સધાય

**સુવાચ્યતા** : દરેક બીબાનું વ્યક્તિત્વ એટલું જળવાય કે ગમે તેટલી ઝડપથી અને ગમે તેટલા ઝીણા અક્ષરે લખનાર લખે તથાપિ **પ** પ જ છે. **થ** ય જ છે એ વિષે ભ્રમ ઉત્પન્ન થવા જ ન પામે એનું નામ સંપૂર્ણ સુવાચ્યતા.

અશોકના સમયની લિપિમાં કેટલા પરિવર્તનો થયાં પછી એ વર્તમાન નાગરી લિપિ બની એ બતાવતો શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ અથાગ પરિશ્રમ લઇને તૈયાર કરેલો નકશો, એમના સૌજન્યથી અહિં મુકયો.

છે એમા પ્રથમ વર્તમાન નાગરી લિપિનો પ્રત્યેક અક્ષર મુકીને પછી-નું ચિહ્ન મુક્યુ છે ત્યાર પછી લગભગ પ્રત્યેક અક્ષરનુ અશોકના સમયનુ રૂપ તથા ત્યાર પછી સમય સમયના થએલા રૂપાતર મુ યા છે એ રૂપાતરોનુ વિવરણ શ્રી ઓઝાજીની ઐતિહાસિક દષ્ટિએ કર્યુ છે

अ = એનુ પહેલુ રૂપ ગિરનાર પર્વત ઉપર એક શિલા ઉપર કોતરાયેલા અશોકના લેખમાથી લીધુ છે ( લગભગ બધા ૭૮ અક્ષરોનુ પહેલુ રૂપ અશો ના લેખોમાથી લીધેલુ હોવાથી દ ર અક્ષર આગળ આપણે એ વિવરણ નહિ કરીએ ) બીજુ ર ૧ કુશનવશીx રાજાઓના લેખોમા ( જે ઇ સ ની બીજી સદીની આસ-પાસના છે ) ઉદય પના મહારાજ સર્વનાથના તામ્રપત્રમા ( જે કલચુરી સ ૧૪-વિ સ પર૦=ઇ સ ૪૬૭ નો છે) તથા મેવાડના ગુહિલવશી રાજા અપરાજિતના લેખમા (જે વિ સ ૭૧૮=ઇ સ ૬૬૧ નો છે ) મળે છે આમા માથુ બાધવાનો પ્રયત્ન સ્પષ્ટ દેખાય છે પ્રારભમ અ રોના માથા બ , નાના થતા પરતુ પાછળથી લગભગ આખા અક્ષરનુ માથુ બધાવા લાગ્યુ ત્રીજુ રૂપ બીજા રૂપ માફે મળતુ છે અન્તર માત્ર એટલુજ છે કે બીજા રૂપમા નીચેની ડાબી બાજુએ સુન્દરતાની દષ્ટિએ ૭ મરોડ આ યો છે અને સબધ મૂળ અક્ષરથી તોડી નાખ્યો છે ચોથા અને પાચમા રૂપમા अ ા જમણી તરફ ઉભી લીટીને સુન્દર બનાવવાનો પ્રયત્ન દેખાય છે આથી એના અક્ષરની આકૃતિમા વધારે અન્તર દેખાય છે આ રૂપ ઇ સ ની ૮ મા સદીથી માંડીને તેરમી સદી સુધીના અને લેખો અને પુસ્તકોમા મળે છે अ—अ નુ આ રૂપ આજે ધાર રીને દક્ષિણમા લખાય છે હવે તો ઉત્તર ભાન્તમા પણ આ દક્ષિણનો अ ચાલી ગયો છે ઉપર લખેલા अ ના તાજા રૂપને એની વાસ્તવિક સ્થિતિમા રહેવા દઈને અથાત

---

x કુશનવશી રાજાઓના પ્રાચીન નાગરી લિપિના લેખો ખાસ કરીને મથુરા અને એનાં આસપાસના પ્રદેશમા મળે છે

એમા સુંદરતા લાવવાનો યત્ન કરવાથી આની ઉત્પત્તિ થઇ છે અનેક શિલા લેખો તામ્રપત્રો અને હસ્ત લિખિત પુસ્તકોમા એનુ ચોથુ અને પાચમુ રૂપ મળે છે [1]

ક=નુ બીજુ રૂપ ગુપ્તવંશી રાજા સમુદ્રગુપ્તના અલ્હાબાદના લેખમા (જે ઈ સ ની ચોથી સદીનો છે) તથા સ્કંદગુપ્તના સમયના કહાઉંના લેખમા (જે ગુપ્ત સ ૧૪૧=વિ સ ૫૧૭=ઈ સ ૪૬૦ નો છે) મળે છે એમા કની જે ટપકીઓ છે એની ઉપર માથુ બાધવાનો પ્રયત્ન થયો છે ક નુ ચોથુ રૂપ હૈહયવંશના રાજા જાજલ્લદેવના ચેદી સ ૮૬૬ (વિ. સ ૧૧૭૧=ઈ સ ૧૧૧૪) ના લેખમા તથા કેટલાક હસ્તલિખિત પ્રાચીન પુસ્તકોમા મળે છે પાચમુ રૂપ ૧૩ મી સદીની આસપાસના શિલાલેખો તથા પુસ્તકોમા મળે છે અને એ રૂપ વર્તમાન ક થી ઘણુખરૂ મળતુ આવે છે

ઙ=ના બીજા રૂપમા એનુ માથુ બાધ્યુ છે અને સુંદરતાના વિચારથી કંઈક નીચે ઝોક આપેલ છે કુશનવંશી રાજાઓના લેખોમા આ રૂપ મળે છે આ ઝોકને વધારવાથી ચોથુ રૂપ બધાયુ છે જે અનેક લેખોમા મળે છે

ઘ=ના બીજા રૂપમા ત્રિકોણને ઉલટાવી દીધો છે જેથી ઉપર માથુ બાધ્યુ હોય એવુ દેખાય છે આ રૂપ ઉપર બતાવેલા સમુદ્રગુપ્તના લેખોમા તથા બીજા ઘણા લેખોમા મળે છે ચોથા રૂપમા શુદ્ધ ત્રિકોણનુ રૂપ પલટાવવાથી વર્તમાન ઘ નો પ્રાદુર્ભાવ દેખાય છે આ રૂપ માળવામા આવેલા મંદસોરથી મળેલા રાજા યશોધર્મના લેખમા (જે માલવ સ ૫૮૯ ઈ સ ૫૩૨ નો છે) મારવા ના પરિહાર રાજા કક્કુકના સમયના વિ. સ ૯૧૮ (ઈ સ ૮૬૧) ના લેખમા તથા બીજા ઘણા લેખોમા મળે છે પાચમુ રૂપ વર્તમાન ઘ ને ઘણુ મળતુ આવે છે આ રૂપ રાઠોડરાજા ગોવિંદરાજ

[1] આ રૂપો અને બીજા અક્ષરોના રૂપો જેને મૂળ લિપિપત્રોમા જોવા હોય તેમણે ગૌરીશંકરનુ ઓઝાનુ પ્રાચીન લિપિમાળા પુસ્તક જોવુ

ત્રીજાના શક સં. ૭૩૦ (વિ સં ૮૬૫=ઈ સ ૮૦૭) ના, પરમાર રાજા વાક્પતિરાજ (મુંજ) ના, વિ સં ૧૦૩૧ (ઈ સ ૯૭૪) ના, અને કલચુરી રાજા કર્ણદેવના કલચુરી સં. ૭૯૩ (વિ સં ૧૦૯૯=ઈ સ ૧૦૪૨) ના તામ્રપત્રોમા તથા બીજા ઘણા શિલાલેખોમા અને પુસ્તકોમા મળે છે

ક—ના બીજા રૂપમા માથુ બાંધવાનો પ્રયત્ન થએલો દેખાય છે; એટલે વચ્ચેની આડી લકીરને નમાવી દીધી છે ત્રીજા રૂપમા વચ્ચેની લકીરનો ઝુકાવ વધારી દીધો છે આ રૂપ કલચુરી રાજા કર્ણદેવના તામ્રપત્રમા મળે છે ચોથુ રૂપ તો અનેક લેખોમા જોવામા આવે છે

ખ—નુ બીજુ રૂપ કુશનવંશી રાજાઓના લેખોમા તથા ગિરનાર ઉપર કોતરાયલા ક્ષત્રપવંશના રાજા રૂદ્રદામના ∂ મની બીજી સદીના લેખમા મળે છે. ત્રીજા રૂપમા માથુ બાંધવાને કારણે અક્ષરના બે ખંડ થઇ ગયા છે; જેમા પહેલો ખંડ અર્થાત ઉભી લકીરના નીચેના ભાગને સુંદર બનાવવાનો પ્રયત્ન થએલો દેખાય છે એ પ્રમાણે એ અક્ષરના ‍ર અને ‍વ એમ બે રૂપ બની ગયા ચોથા રૂપમા આ ભેદ સ્પષ્ટ દેખાય છે આ બન્ને જુદા ખંડોને જોડીને લખવાથી ख બને છે

ग—ની જેમ ग ના રૂપાંતરોનુ કારણ પણ એનુ માથુ બાંધવુ છે બીજા રૂપમા ઉપરના કોણમા વક્રતા દેખાય છે આ રૂપ મથુરાના રાજા ક્ષત્રપ સોડાસ અને પ્રસિદ્ધ ક્ષત્રપ રાજા નહપાનના જમાઇ શક ઉષવદત્તના લેખોમા તથા બીજા કેટલાક લેખોમા મળે છે આ રૂપની ઉપર માથુ બાંધવાથી તથા પહેલી ઉભી લકીર ને જરા ડાબી બાજુએ મરડી નાખવાથી ત્રીજા રૂપની ઉત્પત્તિ થઇ છે એ રૂપ વર્તમાન ग સાથે મળતુ આવે છે ચોથુ રૂપ પણ એને જ કંઇક મળે છે

ङ—આ અક્ષર અશોકના કોઇપણ લેખમા નથી મળતો સૌથી પહેલા આ ङ કુશનવંશીઓના સંયુક્ત અક્ષરોમા મળે છે એનુ પહેલુ રૂપ સમુદ્રગુપ્તના લેખના એક જોડાક્ષરમાથી લીધુ છે ત્યાર પછી એના નીચેના

ભાગની ગોળાઈ વધતી ગઈ અને એની આકૃતિ ङ જેવી થવા માડી એટલે ङ થી જુદો પાડવા ખાતર એના માથાને અતે એક ગાઠ મુકવામા આવી છે (જુઓ રૂપ ૪ થુ) કેટલેક ઠેકાણે આ ગાઠ ત્રિકોણ કેટલેક ઠેકાણે ગોળ અને કેટલેક ઠેકાણે ચોરસ મળે છે આ ગાઠનો પ્રાદુર્ભાવ ઇ સ. ની આઠમી સદીની આસપાસ મળે છે પાછળથી આ ચિ ન મીંડાના રૂપમા અક્ષરની મધ્યમા મુકાવા માડયુ

च=ના બીજા ભાગમા માથા ઉપરત ડાબી બાજુની નીચેના ભાગ પર અધિ ત્રેવુ નિમ્નયુ છે ત્રીજા રૂપમા વતમાન च ની આકૃત્તિ કઇક દેખાય છે અને ચોથા રૂપમા એ સુરેખ બને છે

छ=ના બીજા રૂપમા ઉભી લકીર વૃત્તને પાર કરીને બહાર નિકળી ગઈ છે ત્રીજુ રૂપ કનોજના ગહરવાર વશના પ્રસિદ્ધ રાજા જયચદ્રના વિ સ ૧૨૩૨ (ઇ સ ૧૧૭૫) ના અને માળવાના પરમાર વશી મહાકુમાર ઉદયવર્માના વિ. સ ૧૨૫૬ (ઇ સ ૧૨૦૦) ના તામ્ર પત્રમા મળે છે

ज=ના બીજા રૂપમા નીચેના ભાગને કઇક આગળ વધારીને સુદર બનાવવા માટે થોડો નીચે નમાવ્યો છે એજ ભાગને ડાબી બાજુ ઘુમાવવાથી ત્રીજુ રૂપ બન્યુ છે ચોથુ રૂપ વતમાન ज થી મળતુ આવે છે પાચમુ રૂપ હજુ સુધી ક્યાક ક્યાક લખાયલ જોવામા આવે છે

झ=झ અક્ષર પ્રાચીન લેખોમા ઓછો જોવામા આવે છે એનુ બીજુ રૂપ બ્રાહ્મણરાજા શિવગણના કણવા (કોટાથી થોડે દૂર) ના વિ સ ૭૯૫ (ઇ સ ૭૩૮) ના લેખમા અને ત્રિકૂટ ગોત્ર રાજા ગોવિંદરાજના શક સ ૭૩૦ (વિ. સ ૮૬૪=ઇ સ ૮૦૭) ના તામ્રપત્રમા મળે છે ચોથુ રૂપ झ (झ) થી મળતુ આવે છે झ નુ આ રૂપ કેટલાક બ્યાપાર જૈન પુસ્તકોમા મળે છે અને રાજપૂતાનામા ઘણે ભાગે આજ રૂપનો ઉપયોગ થાય છે

ञ=આ રૂપ ખાસ કરીને દક્ષિ ામા પ્રચલિત છ એના બીજા રૂપના ભ ના પહેલાના બે રૂપ જેવા છે ત્રીજા પાચ નીચેના ભાગમા ગાઠ

મુકવાથી ચોથું રૂપ બન્યું છે. આ રૂપ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોમાં મળે છે.

વર્તમાન નાગરીલિપિમાં જે झ અક્ષર લખાય છે એની ઉત્પત્તિ ક્યારે અને કેવી રીતે થઈ એ મળતું નથી. કારણ કે પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોમાં એનો ક્યાંય પ્રયોગ મળતો નથી.

ञ=આ વર્ણ પ્રાકૃત લેખોમાં મળે છે. અને સંસ્કૃત લેખોમાં ખાસ કરીને જોડાક્ષરોમાં દેખાય છે. એનું બીજું રૂપ મેવાડના ગુહિલરાજા અપરાજિતના સમયના વિ. સં. ૭૧૮ ( ઇ. સ. ૬૬૧ ) ના લેખમાં અને ત્રીજા કુમારગુપ્તના વિ. સં. ૫૨૮ ( ઇ. સ. ૪૭૨ ) ના લેખમાં મળે છે. ત્રીજા રૂપની જમણી બાજુની લકીરને ઉપર લઇ જવાથી ચોથું રૂપ બન્યું અને એ રૂપ વર્તમાન ञ ને મળતું આવે છે.

ट=નું બીજુ રૂપ પહેલાથી મળતું છતાં માથુ બંધાવાને કારણે એના ઉપરના ભાગમાં જરા પરિવર્તન દેખાય છે. ત્રીજું અને ચોથું રૂપ વર્તમાન ट ને મળતું આવે છે.

ठ=નું બીજું રૂપ માત્ર માથુ બાંધવાને કારણે જ બન્યું છે, બાકી એમાં અને પહેલા રૂપમાં કંઇ ભેદ નથી. ત્રીજા રૂપમાં માથુ તથા નીચેના વૃત્તાકાર ભાગની વચમાં નાની શી લકીર હોવાને કારણે બરાબર વર્તમાન ठ નું રૂપ બની ગયું છે.

म=ड નું આ રૂપ જૈન પુસ્તકોમાં મળે છે. અને રાજપતાનામા હજી સુધી ड ઘણુંખરું म જેવોજ લખાય છે. એના બીજા રૂપમાં નીચેનો ભાગ જમણી તરફ વધારવામા આવ્યો છે. આનું કારણ ઝડપથી લખવાનું અનુમાન થઇ શકે છે. આનાથી મળતું રૂપ ઓરીસ્સાની હાથીગુમ્ફા ( કટકથી થોડે દુર ) માં કોતરાયલા જૈન રાજા ખારવેલના લેખમાંથી મળે છે. આ લેખ ઇ. સ. ની પૂર્વે બીજી શતાબ્દિનો છે. બીજા રૂપને સુંદર બનાવવા અને ઝડપથી લખવાને કારણે ત્રીજા અને ચોથા રૂપની રચના થઈ છે. પાંચમું રૂપ વર્તમાન म ( ड ) થી મળી જાય છે.

ड=આના પહેલા ચાર રૂપ તો ઉપરના म ના જેવા જ છે પાચમા રૂપમા વચ્ચેનો ઘુમાન વધારી દેવાથી એની આકૃતિ ड જેવી બની ગઈ છે

ढ=વર્તમાન નાગરી લિપિની વર્ણમાળામા કેવળ એક ढ અક્ષર પોતાની પ્રાચીન સ્થિતિમા રહ્યો છે માત્ર એનુ માથુ બધાયુ એ જ પરિવર્તન

ण=નુ બીજુ તથા ત્રીજુ રૂપ કુશનવંશીઓના લેખમા મળે છે ચોથાથી છઠ્ઠા સુધીના રૂપ અનેક લેખોમા મળે છે છઠ્ઠા રૂપમા માથુ વધારી દેવાથી વર્તમાન ण બન્યો છે

ण=ण નુ આ રૂપ દક્ષિણમા પ્રચલિત છે એના ભેદ ઉપરના ण જેવા જ છે એના ચોથા રૂપમા માથુ બાંધી દેવાથી ण નુ રૂપ બધાયુ છે

त=નુ બીજુ રૂપ તો વર્તમાન त થી ઘણુ મળતુ આવે છે

थ=નુ બીજુ રૂપ સમુદ્રગુપ્તના લેખમા મળે છે ત્રીજાથી પાચમા સુધીના રૂપ અનેક લેખોમા મળે છે

द=નુ બીજુ રૂપ અશોકના જોગડ (મદ્રાસ ઇલાકાના ગંજામ જીલ્લામા ) ના લેખમા તથા પભોસા ( પ્રભાસ જે અલ્હાબાદથી ૩૨ માઇલ દૂર યમુના તીરે આવેલુ છે ) ના લેખોમાથી મળે છે આ લેખો ઇ સ બીજી શતાબ્દિના છે ત્રીજુ રૂપ કુશનવંશીઓના લેખોમા અને ચોથુ રૂપ તો અનેક લેખોમા મળે છે પાચમુ રૂપ વર્તમાન द ને મળતુ આવે છે

ध=નુ બીજુ રૂપ કનોજના પરિહાર રાજા ભોજદેવના ગ્વાલીઅરના લેખમા ( વિ. સ ૯૩૩=ઇ સ ૮૭૬ ) તથા દેવળ ગામની પ્રશસ્તિમા મળે છે આ પ્રશસ્તિ વિ સ ૧૦૪૯ ( ઇ સ ૯૯૨ ) ની છે ત્રીજુ રૂપ કનોજના ગહોડ રાજા જયચન્દના વિ. સ ૧૨૩૨ ( ઇ સ ૧૭૭૫ ) ના તામ્રપત્રોમા મળે છે ચોથુ રૂપ વર્તમાન ध ને ઘણુંખરૂ મળતુ આવે છે

**न**=નુ બીજુ રૂપ ક્ષત્રપ રાજા રૂદ્રદામના લેખમા તથા ત્રીજા નક્કરાજા લક્ષ્મણચદ્રના સમયના વૈદ્યનાથના લેખમા મળે છે શ સ ૭૨૬ વિ સ ૮૬૧ અને ઈ સ ૮૦૪ ની આ વાત છે ચોથુ રૂપ ત્રીજાનુ જ રૂપાતર છે

**प**=નુ બીજુ રૂપ પહેલા રૂપને મળતુ છે ત્રીજુ રૂપ ઘણા લેખોમા મળે છે

**फ**=નુ બીજુ રૂપ પહેલાને મળતુ આવે છે ત્રીજુ રૂપ સમુદ્રગુપ્તના લેખમા મળે છે ચોથુ રૂપ ત્રીજાને ત્વરાથી લખવા માટે ઉત્પન્ન થયુ હોય એવુ લાગે છે આ રૂપ અનેક પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોમા મળે છે પાચમુ ચોથાને મળતુ છે અને એમાથી છઠ્ઠુ રૂપ બધાયુ છે

**ब**=નુ બીજુ રૂપ રાજા યશોધર્મના લેખમા તથા બીજા કેટલાક લેખોમા મળે છે ત્રીજુ રૂપ **प** સાથે મળતુ આવે છે કેટલેક ઠેકાણે **व** ના જેવુ પણ આ રૂપ મળે છે **ब** ને **प** અને **व** થી ભિન્નરૂપ આપવા ને કારણે વચ્ચે એક લકીર ખેચવામા આવી છે એ એનુ ચોથુ રૂપ છે પાચમુ રૂપ ચોથાને મળે છે અને ગુજરાતના સોલકી રાજા ભીમદેવના વિ. સ ૧૦૮૬ (ઇ સ ૧૦૨૯) ના તામ્રપત્રમા મળે છે

**भ**=નુ બીજુ રૂપ કુશનવશીઓના લેખમા અને બીજુ ગુપ્તવશના રાજા સ્કદગુપ્તના સમયના ઇદોરથી મળેલા તામ્રપત્રમા મળે છે, જે ગુપ્ત સ ૧૪૬ (વિ સ ૫૨૭ ઇ સ ૪૩૫) નો છે ચોથુ રૂપ ત્રીજાને મળતુ આવે છે

**ર**=નુ બીજુ રૂપ પહેલા રૂપની ઊભી લકીરના અતને સુદરતાના વિચારે જમાણી બાજુ કઈક નીચે નમાવવાથી બન્યુ છે આ રૂપ બૌદ્ધ શ્રમણ મહાનમનના ગુપ્ત સ ૨૬૯ ( વિ સ ૬૪૫=ઇ સ ૫૮૮ ) ના લેખમા મળે છે ત્રીજુ રૂપ વર્તમાન **ર** ને મળતુ આવે છે

**લ**=નુ બીજુ રૂપ કુષણવશી રાજા તોરમાણના ( ઇ સ ૫૦૦ ) લેખમા મળે છે ત્રીજુ રૂપ તો કેટલાય લેખોમા મળે છે ત્રીજાને સુદર બનાવવાનો પ્રયત્ન કરવાથી ચોથુ રૂપ ઘડાયુ છે અને પાચમુ રૂપ વર્તમાન **લ** ને મળતુ આવે છે

**વ**=ના પહેલા રૂપને કલમ ઉચક્યા વિના લખવાથી બીજુ રૂપ બન્યુ છે અને એના નીચેના રૂપમા સુવાચ્યતા લાવવાનો પ્રયત્ન કરવાથી ત્રીજા રૂપની સૃષ્ટિ બની છે

**શ**=નુ બીજુ રૂપ પહેલાને મળતુ આવે છે ત્રીજુ અને ચોથુ રૂપ એ બન્ને એક બીજાના રૂપાતરો છે પાચમુ રૂપ ઘણા લેખોમા મળે છે છઠ્ઠુ પાચમાનુ રૂપાતર છે

**ષ**=આ અક્ષર અશોકના લેખમા નથી મળતો એનુ પહેલુ રૂપ ઘોસુડી ( મેવાડ ) ના શિલાલેખમાથી લેવામા આવ્યુ છે એ લેખ ઇ સ ની પૂર્વે બીજી સદીનો છે બીજુ રૂપ પહેલાની સાથે મળતુ આવે છે અને ત્રીજુ ઘણા લેખોમા દેખાય છે

**સ**=નુ બીજુ રૂપ પહેલા જેવુ છે ત્રીજુ સમુદ્રગુપ્તના લેખોમાથી મળે છે અને ચોથુ ઘણા દાનપત્રો અને લેખોમા નજરે પડે છે

**હ**=નુ બીજુ રૂપ પહેલા જેવુ જ છે ત્રીજુ રૂપ ઉચ્છકલ્પના મહારાજ શર્વનાથના વિ સ ૫૨૦ ( ઇ સ ૪૬૩ ) ના તામ્રપત્રમાથી લેવામા આવ્યુ છે ચોથુ તો અનેક લેખોમા મળે છે

**ળ**=વેદોની અતિરિક્ત સસ્કૃત સાહિત્યમા આ અક્ષરનો પ્રયોગ નથી મળતો પરતુ સસ્કૃત શિલાલેખોમા એનો પ્રયોગ **લ** અથવા **ઢ** ને

સ્થાને કર્ગો મળે છે. દક્ષિણના શિલાલેખોમા આ રૂપ ખાસ કરીને મળે છે ગુજરાતથી માંડીને કન્યાકુમારી સુધી આ અક્ષર હજી બોલાય છે રાજપૂતાનામા પણ આ અક્ષર બોલાય છે પરંતુ લખવામા ळ ને બદલે ल લખાય છે પરંતુ આજે આવો પ્રયોગ અશુદ્ધ મનાયો છે

એનુ પહેલુ રૂપ મહાક્ષત્રપ રુદ્રદામના લેખમાથી લેવામા આવ્યુ છે બીજુ રૂપ દક્ષિણના સોનકીઓના ઇ સ ની નવમી સદીથી માંડીને ૧૧ મી સદી સુધીના લેખોમાથી મળે છે ત્રીજુ રૂપ બીજા સાથે એકદમ મળી જાય એવુ છે

क्ष=આ સ્વતંત્ર વર્ણ નથી પણ क અને ष નો બનેનો સંયુક્ત વર્ણ છે ઇ સ ની દસમી સદી સુધીના શિલાલેખો તામ્રપત્રો સિક્કાઓ અને પુસ્તકોમા એના બન્ને વર્ણો બીજા જોડાક્ષરોની જેમ મેળવીને લખવામા આવતા હતા પરંતુ પાછળના લેખકોએ સુંદરતાની ધૂનમા એનુ રૂપ એવુ વિલક્ષણ બનાવી દીધુ કે એ વર્ણોનુ સ્પષ્ટપણે અસ્તિત્વ ન રહેતા એક બીજુ જ રૂપ બની ગયુ ત્યાર પછીના લેખકોએ એ જોડાક્ષરને સ્વતંત્રપણે વર્ણમાલામા સ્થાન આપ્યુ જેમ હાલમા ज्ञ ને આપવામા આવે છે એનુ પહેલુ રૂપ ક્ષત્રપ રાજા સોડાસના મથુરાના લેખમાથી મળે છે બીજુ રૂપ પહેલાને મળતુ આવે છે અને ત્રીજુ હસ્તલિખિત પુસ્તકોમાથી લીધુ છે બીજા બે રૂપ ત્રીજાના જ ભેદો છે

ज्ञ=આ પણ સ્વતંત્ર વર્ણ નથી સંયુક્ત વર્ણ છે ज અને ञ મળીને આ અક્ષર બન્યો છે ઉપર क्ष ના વિષયમા જે લખ્યુ છે એ આ વર્ણને માટે પણ ચરિતાર્થ થાય છે એનુ પહેલુ રૂપ રુદ્રદામના લેખોમા મળે છે બીજુ રૂપ પહેલા સાથે મળતુ આવે છે અને છેલ્લા બે રૂપ હસ્તલિખિત પુસ્તકોમા મળે છે

નાગરી લિપિની ઉત્પત્તિનો ટુંકો ઇતિહાસ અહિં સમાપ્ત થાય છે હિંદી

ભાષા સાહિત્યના વિદ્વાનો નાગરી લિપિને વધારે સુંદર અને ઝડપથી લખી શકાય એવી બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ઘણા હિંદી લેખકોએ લખતી વખતે અક્ષરોના માથા બાંધવા મુકી દીધાં છે અને એથી કરીને સમયનો બચાવ થાય છે એ સિદ્ધ કરી આપ્યું છે. મિશ્રબંધુઓ જેવા હિંદી ભાષાના સુપ્રસિદ્ધ વિદ્વાન નાગરી લિપિને સર્વ રીતે પર્યાપ્ત કરવા બીજી લિપિમાંથી કેટલાક અક્ષરોની આયાત કરવાનું સૂચવે છે. આ બધા સુધારાવધારા જોતાં નાગરીનું રૂપ લગભગ ગુજરાતી જેવું જ બની જવાનું. નાગરી લિપિને ગુજરાતી જેવું સ્વરૂપ આપીને એને રાષ્ટ્રલિપિ બનાવવી એના કરતાં અત્યારની ગુજરાતી લિપિનો કેટલાક આવશ્યક સુધારા સાથે શા માટે રાષ્ટ્રલિપિ તરીકે સ્વીકાર ન કરવો એ પ્રશ્ન વિદ્વાનોને આજે વિચારવો પડ્યો છે. છાપવામાં અને ટાઇપીંગમાં માથાં કેટલાં નડે છે એ વિષે બે મત નથી. ઉત્કાંત લિપિના ચાર ગુણ–ઝડપ, સરળતા, સુંદરતા અને સુવાચ્યતા–બીજી બધી ભારતીય લિપિઓ કરતાં ગુજરાતીમાં વધારે છે એ મંતવ્ય સિદ્ધ થતું જાય છે. ગુજરાતીમાં રાષ્ટ્રલિપિ બનવાનાં વધારે લક્ષણો છે એ વાતને સંગીન ટેકો આપતા એક અગ્રગણ્ય ગુજરાતી વિવેચક અને ચિંતક પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર અને ગુજરાતને આજે પોતાનું કરીને બેઠેલા ગુજરાત વિદ્યાપીઠના બહુશ્રુત આચાર્ય કાકા કાલેલકરના વિચારો અહિં ટાંકું છું.

શ્રી બલવંતરાય ઠાકોરે એમના "Indian Administration To the Dawn of Responsible Government માં" Education : 1854 to 1919" વાળા પ્રકરણમાં લખ્યું છે.

The place of the vernacular and of Indian culture subjects in our system of education is exciting more and more comment and heated partisanship It is the inevitable consequence of the growth of nationalism. Tell the Maratha

that his 'Modi' script is an example of cumulative degradation or devolution; he will not listen. You might as well try to explain the matter to a tree. Tell him that the neighbouring Gujarati script is an example of cumulative improvement or evolution, and he will be interested. But ask him to exchange the degraded 'Modi' and the petrified Devnagri for the living and beautiful Gujarati script, and he will take you for a lunatic. That is nationalism. One of the great difficulties in the upward march of India is that the language literature and script claiming by birth the largest number of adherents in North India are so hopelessly inferior to the languages, literetures and scripts surrounding them. × Neither Bengali nor Marathi nor Gujarati will yield to Hindi. Nor will the Dravidian languages of the South to any langu-

× It is quite legitimate to seek to extend the use of Hindi Urdu merely as a Boli for ordinary purposes of commercial and other intercourse. But to teach it to boys and girls in the non-Hindi provinces in schools where every hour of the time table is so important is to deprive the vernacular or English of so much valuable time. Hindi and Urdu again differ from each other in

age, literature, and script of the North. Nor will the Muslim yield his Urdu or hotchpotch script, language and literature to one of Hindu origin and associations. The lesson Indian nationalists have to learn is that nationalism logically and intransigently followed can only break up India ..

કાકા કાલેલકરે નડીઆદમાં ભરાએલી નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે રાષ્ટ્રલિપિ નામક જે વિદ્વત્તા ભર્યો નિબંધ વાંચ્યો હતો એમાં ગુજરાતી લિપિ વિષે એમણે કહ્યું હતું —

" મારી માન્યતા પ્રમાણે જો નાગરી લિપિ રાષ્ટ્રલિપિ બનાવવી હોય તો જે ઢબે એ છપાય છે એ ઢબ આપણે છોડવી પડશે એને ભલે લોકો બાળબોધ કહેતા હોય પણ એ લેખસુલભ નથી જ. નાગરીના જે અનેક મરોડો હાલ પ્રચલિત છે એમાંનો જે મરોડ મૂળ છાપેલા અક્ષરને મળતો આવે છે અને છતાં લેખનસુલભ અને ચારુદર્શન છે એવો જ મરોડ આપણે રાષ્ટ્રલિપિ તરીકે પસંદ કરવો જોઇએ મારો ચોક્કસ અભિપ્રાય છે કે એવો મરોડ તો ગુજરાતી જ છે ગુજરાતી એ

---

more than the script. The U. P. after a long controversy have had to give up the use of common Readers in schools printed in Devnagri script for the Hindu children and Urdu script for the Muslims; since 1914 such common Readers are used only upto the vernacular standard III. See the whole question fully discussed in Curtes · Dyarchy, p. p. 308 311 323-5

સ્વતંત્ર લિપિ નથી. પણ નાગરી લિપિ જ છે. ફક્ત લખવાની સુલભતા અને જોવાની સુંદરતા એમાં વિશેષ રીતે સાધી છે એટલું જ. કોઇ પણ મહારાષ્ટ્રી કે હિંદી માણસને ગુજરાતી લિપિ વાંચતાં અગવડ નથી પડતી. બહુ બહુ તો દસેક મિનિટની મહેનત પડે છે. હિંદીઓને અને મહારાષ્ટ્રીઓને ગુજરાતી લિપિ લખતાં પણ જરાએ અગવડ નથી પડતી. થોડીક ટેવ પછી નાગરી કરતાં ગુજરાતીમાં જ લખવું તેમને વધારે ફાવતું આવે છે.

લિપિ વિષેની આ સૂચના કોઇ ગુજરાતી કરત તો તે પ્રાંતીય અભિમાન ગણાત. મેં તો સાર્વત્રિક લાભનો વિચાર કરીને જ એ સૂચના મુકી છે. ”

રાષ્ટ્રલિપિ કોને બનાવવી એ પ્રશ્નનો ઉકેલ ગમે ત્યારે આવે પણ આજની ભારતીય લિપિઓમાં ગુજરાતી લિપિ વધારે ઉત્ક્રાંત છે એ વાત તો નક્કી. અને જતે દિવસે નાગરી પણ ગુજરાતી જ બની જવાની એમ માનવું એ આજની પરિસ્થિતિ જોતા અતિશયોક્તિ નથી.



# ૪

## ચંદયુગ.

પ્રાકૃતકાળની અંતિમ અપભ્રંશ અવસ્થા પછી જ વિ. સં. ૧૦૫૦થી હદી સાહિત્યનો અભ્યુદય મનાય છે. એટલે હિંદી સાહિત્યના પ્રારંભિક સ્વરૂપની તેજસ્વિતા જોવા માટે આપણે અપભ્રંશની રચનાઓ ભણી દૃષ્ટિ માંડવી પડે છે. આ રચનાઓ ખાસ કરીને પરચુરણ પદોના રૂપમા છે. આ પદ લોકોમાં પણ ગવાતા હતા અને રાજસભાઓમાં પણ પ્રચલિત હતાં. સાધારણ લોકસમાજમાં પ્રચલિત પદો ઘણુંકરીને નીતિ અને શૃંગાર સંબંધીના જ મળે છે. રાજસભાઓમાં જે પદોનો પ્રચાર હતો તેમાં શૃંગાર. નીતિ વગેરેના દુહાઓ ઉપરાંત વીરરસના છપ્પાઓ પણ હતા. રાજાશ્રિત કવિઓ અને ચારણો પોતાના રાજાઓનાં શૌર્ય, પરાક્રમ અને પ્રતાપના વર્ણનો પોતાની ઝમકદાર ભાષામાં કરતા અને કયારેક તો રણભૂમિમા જઈને તલવાર ચલાવતા તથા પોતાની વીર વાણીથી સૈન્યમાં નવો રંગ અને શૌર્ય પુરતા..આવા કવિઓની રચના સુરક્ષિત રહે એ વધારે સંભવિત હતું. એ રચનાઓ રાજના પુસ્તકાલયમાં સંભાળપૂર્વક રહેતી અને

ભાટચારણો આજીવિકાને વિચારે પોતાના વંશવારસો માટે પણ મુકી જતા આજ સુરક્ષિત ૫૨ પરાનો વિકાસ હિંદી સાહિત્યના આરંભકાળમા મળે છે.

એ સમય ભારતના ઇતિહાસનો સક્રાતિકાળ હતો ઉત્તર અને પશ્ચિમમા મુસલમાનોના હુમલા સતત્ થતા હતા આ હુમલાઓની પશ્ચિમ પ્રાતના હિંદુઓપર વધારે અસર થતી. એ વખતે પશ્ચિમમા હિંદુઓના મોટા મોટા રાજ્યો પ્રતિષ્ઠિત હતા. ગુપ્ત સામ્રાજ્યના ધ્વસ પછી આ પશ્ચિમનો વિભાગ જ ભારતીય સભ્યતા અને બળ–વૈભવનુ કેંદ્ર હતુ આ વિભાગમા કનોજ, દિલ્હી, અજમેર, અણહિલવાડ વગેરે મોટા રાજ્યો સમાતા હતા આ વિભાગની જ ભાષા શિષ્ટ ભાષા મનાતી હતી અને કવિઓ તથા ચારણો આજ ભાષામા પોતાની કવિતા રચતા પ્રારભિક સમયનુ જે સાહિત્ય આજે ઉપલબ્ધ છે એનો આવિર્ભાવ એ જ ભાગમા થયો છે, એટલે સ્વાભાવિક છે કે એ વિભાગના લોકસવની ચિત્તવૃત્તિની છાપ એ સાહિત્યપર હોય હર્ષવર્ધન પછી દેશમા સામ્રાજ્યભાવનાનો અત આવ્યો અને ખડ ખડ બની જઇને ચૌહાણ ચદેલ, પરિહાર અને સોલકી વગેરે રાજપુત રાજ્યોએ પોતાના પ્રભાવ, પ્રતાપ અને બળની વૃદ્ધિને ખાતર માહોમાહે સમરાગણ ખેલવા માડયા એ વખતે યુદ્ધ કોઇ ખાસ કારણસર નહિ પરતુ માત્ર બળ અને શૌર્યનુ પ્રદર્શન કરવા ખાતર પણ થતુ વચમા વચમા વળી મુસલમાનોના હુમલાઓ સામે પણ ટક્કરો લેવાતી એટલે હિંદી સાહિત્યના અભ્યુદયનો કાળ દેશમા લડાઇઓનો સમય હતો વીરતા અને ગૌરવ એ વખતના જીવનલક્ષણો હતા

મહમુદ ગઝનવી ( મૃત્યુ સ ૧૦૮૭ ) ના પાછા ફર્યા પછી ગઝની સુલતાનોનો એક હાકેમ લાહોરમા રહેતો હતો એ હાકેમ લુંટફાટ માટે દેશના જુદા જુદા ભાગો ઉપર હુમલાઓ કરતો અને ખાસ કરીને રાજપૂતાના પર એની આખ ઠરી ગઈ હતી આ હુમલાઓનું વર્ણન ફારસી તવારિખમા નથી મળતુ, પરતુ કેટલેક ઠેકાણે ઐતિહાસિક સસ્કૃત કાવ્યોમા મળે છે. સાભર (અજમેર)નો ચૌહાણ રાજા દુર્લભરાજ બીજો સુલતાનમા તે

સાથેના યુદ્ધમાં માર્યો ગયો હતો. અજમેર વસાવનારા અજયદેવે મુસલ-માનોને પરાજિત કર્યા હતા. અજયદેવના પુત્ર અર્ણોરાજના સમયમાં મુસલમાની સેના ફરીથી પુષ્કરરાજની ઘાટી ઓળંગીને નગર આગળ જઈ પહોંચી. અર્ણોરાજે એ સેનાનો સંહાર કરીને વિજય મેળવ્યો. એ ઠેકાણે મુસ્લીમોનું લોહી પડયું હતું એટલે એ ભૂમિને અપવિત્ર માનીને અર્ણોરાજે ત્યાં એક મોટુ તળાવ બંધાવ્યું. એ અર્ણવસાગર નામથી ઓળખાયું. અર્ણોના પુત્ર વિસલદેવના સમયમાં વર્તમાન કિસનગઢ રાજ્ય સુધી મુસલમાની સેના ચઢી આવી. એ સેનાને હરાવીને મુસલમાનોને દેશમાથી હાકી કાઢવાના હેતુથી વિસલદેવ ઉત્તર તરફ આગળ વધ્યો. એણે દિલ્હી અને હાંસીના પ્રદેશને પોતાના રાજ્ય સાથે મેળવી લીધો અને એ વિભાગમાંથી મુસલમાનોને સદાને માટે દેશવટો દીધો. આ વાતનો ઉલ્લેખ દિલ્હીના અશોક લેખવાળા શિવાલિક સ્થંભ ઉપર કોતરાયલા વિસલદેવના વિ. સં. ૧૨૨૦ ના લેખ ઉપરથી મળે છે. શહાબુદીન ઘોરીની પૃથ્વીરાજ ઉપરની પહેલી ચઢાઇ ( સં. ૧૨૪૭ ) પહેલાં પણ ઘોરીઓની સેનાએ નાડોલ ઉપર હુમલો કર્યો હતો. પરંતુ ત્યાથી સજ્જડ હાર ખાઇને એમને પાછા ફરવું પડયું હતું. આમ મહારાજ પૃથ્વીરાજના મરણ પછી અને દિલ્હી તથા અજમેર ઉપર મુસલમાને અધિકાર પછી પણ રાજપુતાનામાં કેટલાક સ્વતંત્ર રાજપુત રાજાઓ જેઓ વખતોવખત મુસલમાનો સાથે બાથ ભીડતા. આમાં ગૌથી પ્રિ રણથંભોરના મહારાજ હમીરદેવનું નામ આવે છે. આ ઉપરથી જણાય કે મુસલમાનોના શાસનકાળ સુધી હિંદુઓ પોતાની સ્વતંત્રતા ખાતર બરાબર લડતા હતા.

રાજા ભોજની સભામા ઉભા થઇને દાનશીલતાનું એકાદ લાંબુ પહોળું વર્ણન કરીને લાખો રૂપીઆ મેળવનાર કવિઓનો સમય વિતી ગયો હતો. રાજદરબારોમાં શાસ્ત્રાર્થીનો બહુ આદર ન હતો. પાંડિત્યના ચમત્કાર પર પુરસ્કારનો વિધિ પણ ઢીલો પડતો હતો એ વખતે તો જે ભાટ ચારણ

અથવા કવિ કોઇ રાજાના પરાક્રમ, વિજય, શત્રુ કન્યા હરણ વગેરેના રોચક ગીત ગાતો અને રણક્ષેત્રમા જઇને સૈન્યના હૃદયમા શૌર્યની ચિનગારીઓ મુકતો તેનુ સન્માન થતુ હતું.

આની દશામા કાવ્ય અને સાહિત્યના જુદા જુદા અંગોની પ્રાપ્ત અને સમૃદ્ધિનો સામુદાયક પ્રયત્ન મુશ્કેલ હતો એ સમયે માત્ર વીરગાથાઓની ઉત્પત્તિ સંભવિત હતી આ વીરગાથાઓ આપણને બે રૂપમા મળે છે. એક મુક્તકના રૂપમા અને બીજી પ્રબંધના પરચુરણ રચનાઓ છોડીને આપણે વીરગાથાત્મક પ્રબંધ કાવ્યોનો ઉલ્લેખ જોઇશુ. જેમ યુરોપમા વીરગાથાઓનો પ્રસંગ 'યુદ્ધ અને પ્રેમ' હતો તેવી રીતે અંહિ પણ હતુ. કોઇ રાજાની રૂપવતી કન્યાના સમાચાર સાભળીને પોતાના લસ્કર સાથે એના ઉપર ચઢાઇ કરવી અને એની કન્યાનુ હરણ કરી લાવવુ એ વીરોનુ ગૌરવ અને અભિમાન મનાતું. આ પ્રકારે આ કાવ્યોમા શ્રુંગારની પણ આછી છાટ રહેતી હતી જ્યા રાજકીય કારણોસર યુદ્ધ મંડાતુ ત્યા પણ એ કારણોનો ઉલ્લેખ ન કરીને કોઇ રૂપવતી સ્ત્રીના જ કારણો કલ્પીને રચનાઓ થતી જેમ શહાબુદીનને ત્યાથી પૃથ્વીરાજ એક રૂપવતી સ્ત્રીને લઇ આવ્યો એજ લડાઇનુ મૂળ કારણ બતાવવામા આવ્યું છે. હમીર ઉપર અલ્લાઉદીનની ચઢાઇનુ પણ આજ કારણ કહ્યુ છે એટલે આ પ્રકારે આ કાવ્યોમા પરંપરા અનુસાર કલ્પિત ઘટનાઓનુ મિશ્રણ વધારે હતુ

વીરકાવ્યોની પૂર્વની રચનાઓના કેટલાક પરચુરણ દુહાઓ મળે છે. એમની ભાષા અપભ્રંશના નિયમોથી એકદમ બંધાયની નથી એ ભાષાને પ્રચલિત દેશભાષાનુ ઠીક રૂપ માની શકાય એમ નથી પરંતુ એમા દેશભાષાનો અધિક આશ્રય સ્પષ્ટ દેખાય છે. હેમચંદ્રે અપભ્રંશના જે દુહાઓ આપ્યા છે એ બધા નાગર અપભ્રંશના નથી એમા જુદા જુદા સ્થળોના રૂપ અને પ્રયોગો મળે છે. એ તો ઇતિહાસપ્રસિદ્ધ વાત છે કે

બૌદ્ધો અને જૈનોએ પોતાના ધર્મોપદેશને માટે દેશભાષાઓનું જ અવલંબન કર્યું હતું. જૈનોમાં તો પ્રાકૃત અને અપભ્રંશના પઠન–પાઠનનો ક્રમ બરાબર ચાલતો આવે છે. સૌથી પ્રાચીન રચનાઓના નમુના જૈન ગ્રંથોમા જ મળે છે. વિ. સં. ૯૯૦ મા દેવસેન નામનો એક જૈન ગ્રંથકાર થયો છે. એણે 'શ્રાવકાચાર' નામક એક પુસ્તક દુહામાં જ બનાવ્યું હતું. એની ભાષા અપભ્રંશના વર્તુલથી બહાર નિકળી ગઇ છે; અને કેટલેક ઠેકાણે પહેલાની કાવ્યભાષા સાથે બરાબર મળતી આવે છે.

જો જિણ સાસણ ભાષિયઉ સો મઇ કહિયઉ સારૂ ।
જો પાલે સઇ ભાઉ કરિ સો તરી પાવઇ પારૂ ॥

આજ પ્રકારના પરચુરણ દુહા હેમચંદ્રના વ્યાકરણમાં તથા કુમારપાળ–પ્રતિબોધ, પ્રાકૃત–પિંગલસૂત્ર વગેરે ગ્રંથોમાં પણ મળે છે. આ દુહાઓ એક જ સમયના બનેલા નથી. મુંજ અને ભોજ (સં. ૧૦૩૬) ના સમયથી માંડીને હમીરદેવ (સં. ૧૩૫૩) ના સમય સુધીના છે. જો લોકવાયકા ઉપર વિશ્વાસ મુકીએ તો હિંદી ભાષામાં ગ્રંથ રચનાનો પત્તો વિક્રમની આઠમી શતાબ્દિમાં મળે છે. શિવસિંહ સરોજમાં લખ્યું છે કે ભોજરાજના પૂર્વપુરૂષ રાજા માન સં. ૭૭૦ માં રાજ્ય કરતા હતા. એમના દરબારમાં પુષ્પ બંદીજન નામના એક કવિએ દુહામાં એક અલંકાર ગ્રંથ રચ્યો હતો. પરંતુ આ પુસ્તકનો કંઇ પત્તો નથી. આ ઉપરાંત બીજા પણ કેટલાક કવિઓ થયા છે. અને તેમનાં નામો અને સમયનો ઉલ્લેખ પહેલા પ્રકરણમાં કર્યો છે. પરંતુ એમાથી એકેય ગ્રંથનો પત્તો મળતો નથી. એટલે જે ઉલ્લેખયોગ્ય ગ્રંથો મળે છે તે વીરગાથાના રૂપમાં જ મળે છે; અને એમની પરંપરા અને એમના જ સ્વરૂપનું યથાયોગ્ય વર્ણન આવશ્યક છે.

ઉપર કહ્યું તેમ આ વીરગાથાઓ બે રૂપમાં મળે છે: પ્રબંધકાવ્યના સાહિત્યક રૂપમાં અને વીરગીતો (Ballads) ના રૂપમા. સાહિત્યક પ્રબંધ રૂપમા જે સર્વથા પ્રાચીન ગ્રંથ ઉપલબ્ધ છે તે પૃથ્વીરાજરાસો છે. વીર-ગીતના રૂપમાં આપણને સૌથી પ્રાચીન પુસ્તક વિસલદેવરાસો મળે છે. જો કે

એમા સમયાનુસાર ભાષાના પરિવર્તનો દેખાય છે જે રચના સેકડો વર્ષોથી લોકોમા નિયમીત ગવાતી હોય એની ભાષા મૂળ રૂપમા રહી શકતી જ નથી એનુ પ્રત્યક્ષ ઉદાહરણ 'આલ્હા' છે એના ગાનારા લગભગ આખા ઉત્તર ભારતમા મળે છે

અહિ આદિકાળના એવા ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે કે જેની પ્રતો મળી છે અથવા પ્રતોનો ઉલ્લેખ પણ મળ્યો છે

## ખુમાનરાસો

સ ૮૧૦ અને ૧૦૦૦ ના વચગાળામા ચિતોડમા ગાદી ખુમાન નામના ત્રણ રાજા થયા છે કર્નલ ટોડે આ ત્રણે ને એક માનીને એમના યુદ્ધોનુ વિસ્તારપૂર્વક વર્ણન કર્યુ છે એમના વર્ણનનો સારાશ એ છે કે કાલભોજ પછી ખુમાન ગાદીએ બેઠો જેનુ નામ મેવાડના ઇતિહાસમા પ્રસિદ્ધ છે જેના સમયમા બગદાદના ખલીફા અલમામુને ચિતોડ પર ચઢાઈ કરી હતી ખુમાનની સહાયે ઘણા રાજપૂત રાજાઓ આવી પહોચ્યા અને ચિતોડ બચી ગયુ ખુમાને ૨૪ યુદ્ધ કર્યા અને સ ૮૬૮ થી ૮૮૩ સુધી રાજ્ય કર્યુ આ આખુય વર્ણન દલપત વિજય નામના કોઈ કવિએ રચેલા 'ખુમાનરાસો'ના આધારે લેવાયુ છે પરતુ આજે ખુમાનરાસોની જે પ્રત પ્રાપ્ત છે તે અપૂર્ણ છે અને એમા મહારાણા પ્રતાપસિંહ સુધીનુ જ વર્ણન છે કાલભોજથી માડીને ત્રીજા ખુમાન સુધીની વશપરપરા આ પ્રમાણે છે— કાલભોજ, ખુમાન મત્તટ ભર્તપટ્ટસિંહ ખુમાન (બીજો) મહાયક, ખુમાન (ત્રીજો) કાલભોજનો સમય વિ સ ૭૯૧ થી ૮૧૦ છે અને ખુમાન ત્રીજાના ઉત્તરાધિકારી ભર્તપટ્ટ (બીજા) ના સમયના બે શિલાલેખ વિ. સ ૯૯૯ અને ૧૦૦૦ ના મળ્યા છે એટલે આ ૧૯૦ વર્ષનો વિચાર કરીને ત્રણે ખુમાનનો સમય નીચે પ્રમાણે અનુમાન કરી શકાય છે

| | |
|---|---|
| ખુમાન પહેલો વિ સ | ૮૧૦ થી ૮૩૫ |
| ખુમાન બીજો | ૮૭૦ થી ૯૦૦ |
| ખુમાન ત્રીજો , | ૯૬૫ થી ૯૯૦ |

અબ્બાસિયા વંશનો અલમામૂન વિ. સં. ૮૭૦ થી ૮૯૦ સુધી ખલીફાં હતો. આ સમયની પૂર્વેના ખલીફાઓના સેનાપતિઓએ સિંધદેશ પર વિજય મેળવ્યો હતો. અને ત્યાંથી રાજપૂતાના ઉપર ચઢાઇઓ કરવા માંડી હતી. એટલે જો કોઇ પણ ખુમાન સાથે અલમામૂનની લડાઇ થઈ હોય તો તે ખુમાન બીજો હોવો જોઇએ અને એના જ નામથી ખુમાનરાસોની રચના થઇ હોવી જોઇએ. આજે જે ખુમાનરાસો મળે છે એમાં કેટલો અંશ પ્રાચીન છે એ કહેવું મુશ્કેલ છે. એમાં મહારાણા પ્રતાપસિંહ સુધીનું વર્ણન મળે છે એટલે એટલું ચોક્કસ અનુમાન થઇ શકે છે કે જે રૂપમાં એ ગ્રંથ આજે મળે છે એ રૂપ એને વિ. સં. ની સત્તરમી સદીમાં મળ્યું હશે. શિવસિંહ સેંગરના કથનાનુસાર એક અજ્ઞાતનામા ભાટે ખુમાનરાસો નામનો એક કાવ્યગ્રંથ લખ્યો હતો અને એમાં શ્રી રામચંદ્રથી માંડીને ખુમાન સુધીના યુદ્ધોનું વર્ણન હતું. એટલે દલપતવિજય એ અસલ ખુમાનરાસોનો કર્તા હતો કે એના પાછલા પરિશિષ્ટોનો એ કહેવું મુશ્કેલ છે.

## વીસલદેવરાસો.

નરપતિ નાલ્હ કવિ વીસલદેવ ( વિગ્રહરાજ ચોથો ) નો સમકાલીન હતો. એણે વીસલદેવરાસો નામનો ૧૮૦ પૃષ્ઠનો એક નાનોશો ગ્રંથ રચ્યો છે. એનું રૂપ વીરગીત કહી શકાય એવું છે. પ્રથમાં જ નિર્માણકાળ જણાવ્યો છે.

બારહ સૈ બહોત્તર મંઝારી ।
જેઠ બદી નવમી બુધવારિ ॥
નાલ્હ રસાયન આરંભઇ ।
સારદા તુઠી બ્રહ્મ કુમારી ॥

' બારહ સૈ બહોત્તર ' નો અર્થ પંડિત રામચંદ્ર શુક્લે ૧૨૧૨ કર્યો છે. એના સમર્થનમાં એમનું કહેવું છે કે ' બહોત્તર ' શબ્દ ' બરહોત્તર ' : ' દ્વાદશોત્તર ' નું રૂપાંતર છે એટલે એનો અર્થ ૧૨૧૨

થાય છે. આવો અર્થ જો લઇએ તો વિ. સં. ૧૨૧૨ ને જેઠ વદી નવમી અને બુધવાર નક્કી થાય છે. કવિએ પોતાના રાસોમાં બધે વર્તમાનકાળનો જ ઉપયોગ કર્યો છે એટલે એ વીસલદેવનો સમકાલીન જણાય છે. વીસલદેવનો સમય પણ ૧૨૨૦ ની આસપાસ છે. એના શિલાલેખો પણ સં. ૧૨૧૦ અને ૧૨૨૦ ના મળ્યા છે. વીસલદેવરાસોમાં ચાર ખંડ છે. આ કાવ્ય લગભગ ૨૦૦૦ ચરણમાં સમાપ્ત થયું છે. એની કથાનો સાર આવો છે:—

ખંડ ૧=માળવાના ભોજ પરમારની પુત્રી રાજમતી (સાંભર) સાથે વીસલદેવનું લગ્ન થયું.

ખંડ ૨=વીસલદેવનું ઉડીસા વિજય અર્થે પ્રસ્થાન તથા ત્યાં પહોંચીને વિજય મેળવવો.

ખંડ ૩=રાજમતીનું વિરહવર્ણન તથા વીસલદેવનું ઉડીસાથી પાછા ફરવું.

ખંડ ૪=ભોજે પોતાની પુત્રીને પોતાને ઘેર બોલાવી જવી, અને વીસલદેવે ત્યાં જઇને રાજમતીને ચિતોડ પાછી બોલાવી લાવવી.

આપેલા સંવતના આધાર પ્રમાણે કવિ પોતાના ચરિત્રનાયકના સમકાલીન દેખાય છે. પરંતુ વધારે વિસ્તૃત અને ઉંડો વિચાર કરતા વર્ણિત ઘટનાઓ પાછળથી લખાયલી જણાય છે. આ કાવ્ય ઘટનાત્મક નથી પરંતુ વર્ણનાત્મક છે. એમા બે જ ઘટનાઓ છે· વીસલદેવનો વિવાહ અને ઉડીસા જવું. આમાંથી પહેલી વાત તો કાલ્પનિક જ દેખાય છે. વીસલદેવથી સો વર્ષ પહેલાં ધારના પ્રસિદ્ધ પરમાર રાજા ભોજનો દેહાંત થઈ ચુક્યો હતો. એટલે એની કન્યા સાથે વીસલદેવનો વિવાહ એ કવિની કલ્પના જ છે. એ સમયમાં માળવામા ભોજ નામનો કોઈ રાજા મળતો નથી. 'વીસલદેવને પરમાર વંશની એક રાણી હતી એવી એક વાત પરંપરાથી ચાલતી આવતી લાગે છે. કારણ પૃથ્વીરાજ રાસોમાં પણ એનો ઉલ્લેખ છે.

આ રાણીનો આશરો લઈને કવિએ ભોજનું નામ ઉમેરી દીધેલું દેખાય છે. અથવા એવું પણ અનુમાન કરી શકાય કે ધારના પરમારોની ઉપાધિ ભોજ રહી હોય અને એના આધારે કવિએ કદાચ એવું ઉપાધિસૂચક નામ જ લખ્યું હોય અને મૂળ નામ ન આપ્યું હોય. પાછળના કોઈ પરમાર રાજાની કન્યા સાથે વીસલદેવનું લગ્ન થયું હોય એ સંભવિત છે. પરમાર કન્યાના સંબંધમાં જે વાક્યો આવે છે એ જોતાં એમ લાગે છે કે જાણે ભોજનું નામ પાછળથી ઉમેરી દેવામાં આવ્યું હોય. "જનમી ગોરી તૂ જેસલમેર" 'ગોરડી જેસલમેરકી" વગેરે જોતાં આબુના પરમારો પણ રાજપૂતાનામાં ફેલાયલા પડ્યા હતા એટલે રાજમતી કદાચ એમાંથી કોઈ સરદારની કન્યા હોય એ પણ સંભવિત છે. ભોજ સિવાય બીજા પણ નામો જોડેલા માનમ પડે છે " માધ આચાર જ, કવિ કાલિદાસ"

અજમેરનો ચૌહાણ રાજા વીસલદેવ (વિગ્રહરાજ ચોથો) વીર અને પ્રતાપી રાજા હતો. એણે મુસલમાનો ઉપર ઘણી ચઢાઈઓ કરી હતી અને ઘણો પ્રદેશ એમની પાસેથી લઈ લીધો હતો. એની એ શૌર્યકથાઓનું વર્ણન એના રાજકવિ સોમદેવ રચિત 'લલિત વિગ્રહરાજ નાટક" ( સંસ્કૃત )માં મળે છે. આ નાટકનો કેટલોક અંશ મોટી મોટી શિલાઓપર કોતરાયલો મળ્યો છે, અને એને અજમેરના રાજપૂતાના મ્યુઝીઅમમાં પંડિત ગૌરીશંકર ઓઝાએ કાળજીપૂર્વક સુરક્ષિત રાખ્યો છે. નાલ્હ કવિના આ વીસલદેવ રાસોમાં આ યુદ્ધો અને ચઢાઈઓનું અથવા એના શૌર્ય કે પરાક્રમો કશાનુંય વર્ણન નથી. આમાં તો માત્ર શૃંગારરસની દૃષ્ટિએ વિવાહ અને રીસાઈને પરદેશ જવું વગેરે પ્રસંગોનું વર્ણન છે એટલે આ પુસ્તકને કેટલાક વિદ્વાનો વીસલદેવ જેવા વીરનો રાસો કહેતા અને માનતા અચકાય છે.

ભાષા પરીક્ષાની દૃષ્ટિએ જોઈએ તો એ સાહિત્યક નથી પરંતુ રાજસ્થાની છે. જેમ સુકઇ છે ( સુકાય છે ) પાટણથી ( પાગણથી ) ભોજ

તણુ (ભોજના) ખડ ખડરા (ખંડ ખંડના) વગેરે. આ દાખલા ઉપરથી એક વાત દેખાઇ આવે છે તે એક શિષ્ટ કાવ્યભાષામા વ્રજ અને ખડીબોલીના પ્રાચીન રૂપનો જ રાજસ્થાનમા ઉપયોગ થતો હતો. સાહિત્યની સામાન્ય ભાષા હિંદી જ હતી જે પિંગલ ભાષા કહેવાતી હતી વીસલદેવરાસોમા વચમા કેટલેક ઠેકાણે અગાઉ આ સાહિત્યક ભાષા (હિંદી) ને મેળવવાના પ્રયત્નો દેખાય છે. ભાષાની પ્રાચીનતા પર વિચાર કરતા એક વાત ખાસ યાદ રાખવી જોઇએ કે ગાવાની વસ્તુ હોવાને કારણે એની ભાષામા સમયાનુકૂળ ઘણા પરિવર્તનો થયા હશે, પરતુ લેખિત વસ્તુ હોવાથી એનુ પુરાતન ખોખુ કઇક જળવાઇ રહ્યું છે. ઉદાહરણ તરીકે મેલવિ=મેળવીને, ચિત્તહ=ચિતમા, રણિ=મા, પ્રપી જઇ=પ્રાપ્ત કરે, ઇણી વિધિ=આ વિધિ, ઇમ ઉ=એવુ. એજ પ્રકારે નયર (નગર) પસાઉ (પ્રમાદ) પયોહર (પયોધર) વગેરે પ્રાકૃત શબ્દો પણ છે જેમનો પ્રયોગ કવિતામા અપભ્રશ કાળથી માંડીને પાછળના કાળ સુધી થતો હતો

એમા આવેલા કેટલાક ફારસી, અરબી અને તુરકી શબ્દો તરફ પણ ધ્યાન જાય છે જેમ મહલ, ઇનામ, નેજા, તાજ વગેરે ઉપર જણાવ્યુ તેમ આ કાવ્યગ્રંથની ભાષામા ફેરફાર થયા હોય તો આ શબ્દો પાછળથી પણ ઉમેરાયલા હોય એ સભવિત છે કવિના સમય પહેલા જ પંજાબમા મુસલમાનોનો પ્રવેશ થઇ ચુક્યો હતો અને આજીવિકા મેળવવા તેઓ આસપાસ વિસ્તરવા માડયા હતા, એટલે આવા સાધારણ શબ્દોનો પ્રચાર હોય એમા નવાઇ નથી વીસલદેવના સરદારોમા તાજુદીનમીઆ પણ આવે છે.—

મહલ પલાણ્યો તાજદીન
ખુરસાણી ચઢિ ચાલ્યો ગોંડ

ઉપરના વિવેચન અનુસાર આ પુસ્તક વસ્તુવિચારથી કે ભાષાવિચારથી એના અસલ સ્વરૂપનુ કહી શકાતું નથી મહામહોપાધ્યાય ગૌરીશકર ઓઝાએ આને હમીરના સમયની રચના કહી છે (જુઓ, રાજપૂતા-

નાનો ઇતિહાસ, ભૂમિકા પૃ. ૧૯ ) આ પ્રત નરપતિ નાલ્હના પોથીનું વિકૃત રૂપ મનાય છે. એના આધારે સાહિત્ય અને ભાષા વિષેના કેટલાક તથ્યો માટે અનુમાનો દોરી શકાય છે. આટલા વિવેચનમાંથી એક વાત જુદી તરી આવે છે, કે રાજપૂતાનાના એક ભાટે પોતાની રાજસ્થાની ભાષા સાથે હિંદીનો મેળ મેળવ્યો. જેમ " મોતીકા આખા, કિયા, " ચંદન કાંકિ માંડવો " " સોનાકી ચોરી " " મોતી કી માલ " વગેરે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે પ્રાદેશિક ભાષાઓની સાથે વ્રજ અથવા મધ્યદેશની ભાષાનો આશ્રય લઇને એક સામાન્ય સાહિત્યકભાષા પણ સ્વીકૃત થઇ ચુકી હતી, જે ચારણોમાં ' પિંગલ ' નામથી ઓળખાતી હતી. અપભ્રંશના યોગથી શુદ્ધ રાજસ્થાની ભાષાનું જે સાહિત્યક રૂપ હતું તે ' ડિંગલ ' કહેવાતું. પરંતુ હિંદી સાહિત્યના ઇતિહાસમાં તો માત્ર ' પિંગલ ' નું જ વિવેચન થઇ શકે એમ છે. બીજી વાત જે સાહિત્ય સાથે સંબંધ રાખે છે તે શ્રૃંગાર અને વીરરસનું તારતમ્ય છે. આ ગ્રંથમાં મૂળ શ્રૃંગારરસ રાખીને કયાંક વીરરસના રંગો પૂરવાના પ્રયત્નો થયા છે, પરંતુ મુખ્યત્વે તો કવિએ સંયોગ અને વિયોગનાં જ ગીત ગાયાં છે. ખુમાનરાસો પછી પૃથ્વીરાજરાસોના કર્તા અને હિંદીના આદિ કવિ ચંદનું નામ આવે છે.

## ચંદબરદાઇ.

મહાકવિ ચંદ અને એના રાસો વિષે અનેક ઐતિહાસિક મતભેદો હોવા છતાં એક નાનીશી વિદ્વાનમંડળી સિવાય સૌએ એને હિંદીના આદિ કવિ તરીકે અને રાસોને હિંદીના પ્રથમ મહાકાવ્ય તરીકે સ્વીકાર્યાં છે. ચંદનો જન્મ લાહોરમાં થયો હતો. પંજાબ એ એના પૂર્વપુરૂષોનું નિવાસસ્થાન હતું. એના પિતાનું નામ રાવ બેન અને વિદ્યાગુરૂનું નામ ગુરૂપ્રસાદ હતું, ચંદ જગાત ગોત્રનો ભાટ હતો.

ચંદના જન્મ, મૃત્યુ અને રાસોની રચનાના સંવત વિષે વિદ્વાનોમાં ખુબ મતભેદ છે. એટલે ચંદ પૃથ્વીરાજનો સમકાલીન કવિ અને એનો

મિત્ર તથા સામંત હોવાથી પૃથ્વીરાજના સંવતોને આધારે ચંદના સંવતો અનુમાન્યા છે. હવે પૃથ્વીરાજના સંવતોને આપણે જુદી જુદી દૃષ્ટિએ જોઇએ. ચંદે રાસોમાં પૃથ્વીરાજનો જન્મકાળ સં. ૧૧૧૫ માં, દીલ્હીમાં દત્તક જવું ૧૧૨૨ માં, કનોજ જવું ૧૧૫૧ માં અને શહાબુદીન સાથેનું યુદ્ધ ૧૧૫૮ માં લખ્યું છે. પરંતુ શિલાલેખો અને દાનપત્રોમાં જે સંવતો મળે છે એમાં અને રાસોના સંવતમાં લગભગ ૯૦–૯૧ વર્ષનું અંતર છે. આજે જે શિલાલેખો અને દાનપત્રો મળ્યાં છે એમાં પૃથ્વીરાજનાં ચાર દાનપત્રો છે. એનો સમય વિ. સં. ૧૨૨૪ અને ૧૨૪૪ ની વચ્ચેનો છે. જયચંદના સંબંધનાં બાર દાનપત્રોનો પત્તો લાગ્યો છે. એમાંથી બે પત્રો સં. ૧૨૨૪ અને ૧૨૨૫ નાં છે. આમાં જયચંદને યુવરાજ તરીકે સંબોધ્યો છે. બાકીના એનો સમય સં. ૧૨૨૬ અને ૧૨૪૩ ની વચ્ચેનો છે; એમાં મહારાજાધિરાજનું સંબોધન છે.

કાલિંજરમાં જે પરમર્દિદેવને પૃથ્વીરાજે પરાજિત કર્યો હતો એનાં ૭ દાનપત્રો અને શિલાલેખ વર્તમાન છે. એનો સમય વિ. સં. ૧૨૨૩ થી ૧૨૫૮ સુધીનો છે. એમાંથી એક જે ૧૨૩૯ નું છે તેમાં પૃથ્વીરાજ અને પરમર્દિ દેવના યુદ્ધનું વર્ણન છે.

આ સંવતોથી પૃથ્વીરાજનો જે સમય નિશ્ચિત થાય છે એની પુષ્ટિ ફારસી તવારિખોથી પણ થઇ જાય છે. શહાબુદ્દીન ઘોરીનો સમય ફારસી ઇતિહાસોથી સિદ્ધ છે; અને એ વિષયમા મતભેદ પણ નથી. મેજર રેવર્ટી "તબકાતે નાસરી" ના અનુવાદના ૪૫૬ પૃષ્ઠ ઉપર લખે છે કે ૫૮૭ હીજરી ( ઇ. સ. ૧૧૯૦ ) મા શહાબુદ્દીન ઘોરીનું પ્રથમ યુદ્ધ પૃથ્વીરાજ સાથે થયું. અને એનું બીજું યુદ્ધ જેમાં પૃથ્વીરાજ પરાજિત થઇને 'માર્યો ગયો એ હીજરી ૫૮૮ ( ઇ. સ. ૧૧૯૧=વિ. સં. ૧૨૪૮ ) માં થયું.

ઉપર જે જે સનસંવતોનું વર્ણન કર્યું છે એ પૃથ્વીરાજ, જયચંદ અને પરમર્દિ દેવનાં દાનપત્રો તથા શિલાલેખોમાંથી લેવામાં આવ્યા છે

અને એ સંવતો એક બીજાને અરસપરસ સિદ્ધ અને પ્રમાણિક ઠરાવે છે. આ સર્વમાંથી એક સિદ્ધાંત એ નિકળે છે કે પૃથ્વીરાજ વિક્રમની ૧૩ મી સદીના પહેલા ચરણમાં અને ઇ. સ. ની ૧૨ મી સદીના બીજા ચરણમાં વર્તમાન હતો અને એનું અંતિમ યુદ્ધ વિ. સં. ૧૨૪૮ (ઇ. સ. ૧૧૯૧) માં થયું હતું.

જે શિલાલેખોનો ઉપર ઉલ્લેખ કર્યો છે એ સિવાય અર્ણોરાજ અને સોમેશ્વરના પણ શિલાલેખો અને દાનપત્રો મળ્યાં છે. આમાં લખેલા સંવતો પણ ઉપર લખેલા સંવતોની પ્રમાણિકતા અને ઐતિહાસિક સત્યતા સિદ્ધ કરે છે.

હવે આપણે રાસોના સન સંવતો પર વિચાર કરીએ. ચાર જુદા જુદા સંવતો પર વિચાર કરવાથી જણાશે કે અન્ય ઇતિહાસોમાં આપેલા સંવતોથી એ કયાં સુધી મળે છે. ચંદે પૃથ્વીરાજનો જન્મકાળ સં. ૧૧૧૫, દિલ્હીમાં દત્તક જવું ૧૧૨૨, કનોજ જવું ૧૧૫૧ અને શહાબુદ્દીન સાથે યુદ્ધ ૧૧૫૮ માં લખ્યું છે. પૃથ્વીરાજ જેમાં પરાજિત થઇને બંદીવાન બન્યો એ અંતિમ યુદ્ધનો સમય "તબકાતે નાસરી" માં ૫૮૮ હીજરી (સં. ૧૨૪૮) આપ્યો છે. હવે જો સં. ૧૨૪૮ માંથી ૧૧૫૮ બાદ કરવામાં આવે તો બાકી ૯૦ વધે છે. એ સિવાય આ ચાર ભિન્ન ભિન્ન અવસરો પર આપણે પૃથ્વીરાજના વય-ક્રમનો વિચાર કરીએ તો એ સિદ્ધ થશે કે કથિત ઘટનાઓ ૧૨૦૫, ૧૨૧૨, ૧૨૪૧ અને ૧૨૪૮ માં બની. આ ભેદ બતાવવા બાબુ શ્યામસુંદરદાસે આપેલું એક કોષ્ટક આ નીચે ઉતાર્યું છે.

| ઘટનાઓ | રાસોના સંવત | પૃથ્વીરાજની ઉમ્મર | બીજા ઇતિહાસના સંવત | અંતર |
|---|---|---|---|---|
| જન્મ | ૧૧૧૫–૧૬ | ૦ | ૧૨૦૫–૬ | ૯૦–૯૧ |
| દત્તક જવું | ૧૧૨૨–૨૩ | ૭ | ૧૨૧૨–૧૩ | ૯૦–૯૧ |
| કનોજ જવું | ૧૧૫૧–૫૨ | ૩૬ | ૧૨૪૧–૪૨ | ૯૦–૯૧ |
| અંતિમ યુદ્ધ | ૧૧૫૮–૫૯ | ૪૩ | ૧૨૪૮–૪૯ | ૯૦–૯૧ |

આ ઉપરથી પ્રથમ દૃષ્ટિએ આપણને એમ લાગે છે કે ચંદે પોતાના ગ્રંથમાં ૯૦–૯૧ વર્ષની ભુલ કરી છે. પરંતુ બધા સ્થાનોમાં સમભેદ હોવાથી એને ભુલ કહેવી ઠીક નથી લાગતું. ચંદે ૯૦–૯૧ વર્ષનું અંતર પોતાના ગ્રંથમાં કેમ રાખ્યું એ વિષે એ ચાર વિદ્વાનોએ જુદા જુદા મત અને અનુમાન બાંધ્યા છે. રાસો ઉપર સંશોધનની દૃષ્ટિએ મહેનત કરનારાઓમાં અને ઐતિહાસિક દૃષ્ટિએ એનો અભ્યાસ કરનારાઓમાં શ્રી મોહનલાલ વિષ્ણુલાલ પંડયા, બાબુ રાધાકૃષ્ણદાસ, બાબુ શ્યામસુંદરદાસ અને પંડિત ગૌરીશંકર ઓઝાના નામો મુખ્ય છે. એ ઉપરાંત મિશ્રબંધુઓ વગેરે વિદ્વાનોએ પણ પોતાના મતો અને અનુમાનો પ્રકટ કર્યા છે. કાશી નાગરી પ્રચારિણી સભા તરફથી રાસોના સંપાદનનું કામ પહેલા ત્રણ વિદ્વાનોએ કર્યું છે. તેમાં એ કાર્ય દરમ્યાન જ પહેલા બે વિદ્વાનોનો દેહાંત થઈ જવાથી બાબુ શ્યામસુંદરદાસે રાસોનું સંપાદન કાર્ય સમાપ્ત કર્યું છે.

ચંદે જે ૯૦–૯૧ વર્ષનું અંતર વિ. સં. સાથે રાખ્યું છે એના પ્રમર્થનમાં પંડિત મોહનલાલ પંડ્યાએ જે ખોજ કરી છે તેને બીજા સમર્થ ઐતિહાસિક પ્રમાણોથી બાબુ શ્યામસુંદરદાસે સિદ્ધ કરી છે, હવે આપણે એ અંતર વિષેની વાતો જોઇએ.

પંડિત મોહનલાલે રાસોના ૧૩૮ મા પૃષ્ઠ ઉપરના નીચે લખેલા બે દુહા ઉપરથી પોતાનું અનુમાન દોર્યું છે.

**એકાદસ સૈ પંચદહ બિક્રમ સાક અનંદ ।**
**તેહિ રિપુ જયપુર હરનકો ભય પૃથિરાજ નરિંદ ॥**
**એકાદસ સૈ પંચદહ બિક્રમ જિમિ ધ્રમ સુત ।**
**મતિય સાક પૃથિરાજ કૌ લિખ્યો બિપ્ર ગુન ગુપ્ત ॥**

હજી સુધી 'અનંદ' શબ્દનો અર્થ આનંદ અથવા શુભ થતો હતો. પરંતુ પંડિત મોહનલાલ પંડ્યાએ એનો અર્થ 'નંદરહિત' કર્યો છે. એમણે

'નંદ'નો અર્થ નવ કર્યો છે, કારણ "નવ નન્દા પ્રકીર્તના" એવું ભાગવતમા લખ્યું છે. 'અ'નો અર્થ શૂન્ય કર્યો છે." અંકાના વામતો ગતિ" અનુસાર આનંદ નો અર્થ ૯૦ થશે અને આ સંખ્યાને વિક્રમ સવતમાથી બાદ કરતા ચદનો સવત મળી રહે છે. 'અનદ'નો બીજો અર્થ પણ છે. મૌર્ય વંશનો પહેલો રાજા ચંદ્રગુપ્ત મહાનંદની દાસીનો પુત્ર હતો. આ વંશના રાજાઓ નંદવંશીય કહેવાતા હતા. સંભવ છે કે મેવાડના અભિમાની રાજાઓએ જાણીબુઝીને આ રાજાઓના કાળની ગણના ન કરવાના ઉદ્દેશથી પ્રચલિત વિક્રમ સવતમાથી એમનો શાસનકાળ કાઢી નાંખ્યો હોય; અને આ 'અનંદ વિક્રમ સવત'નો પ્રચાર કર્યો હોય. બાબુ શ્યામ સુંદરદાસે આ વાતોમાથી એક નવું જ અનુમાન બાધ્યું છે. જયચંદ પોતાને અનગપાલનો ઉત્તરાધિકારી માનતો હતો અને દીલ્હીની ગાદી પર પૃથ્વીરાજ કરતા પોતાનો વધારે હક્ક છે એમ બતાવતો હતો એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે આજ કારણે બન્નેમા છેવટ સુધી વેર અને જુદાઇ રહ્યા અને અતે બન્નેનો વિનાશ થયો કનોજના રાજાઓએ જયચદ સુધી માત્ર ૯૦-૯૧ વર્ષ રાજ્ય કર્યું હતુ. એટલે એ પણ સંભવ છે કે એમના શાસન કાળની ગણત્રી ન કરવાના હેતુથી એમને નંદવંશીઓ જેવા માનીને આ નવીન સવતનો પ્રચાર કર્યો હોય

પૃથ્વીરાજના એક પરવાના પર જે મહોર છે એ ઉપરથી એનો ગાદીનશીનનો સમય ૧૧૨૨ જણાય છે આ પણ ચદે આપેલા સવતને મળતો આવે છે.

રાસોના દી'હીદાન સમયમા લખ્યા અનુસાર અનગપાલે પોતાના દૌહિત્રને રાજસિંહાસન ૧૧૨૨ ના માગશર સુદી ૫ મે આપ્યુ

મેવાડમા આજ સુધી એ વાત પ્રસિદ્ધ છે કે પૂર્વકાળમા બે વિક્રમ સવત ચાલતા હતા. આ ઉપરથી ચદે અનંદ સવત જાણી જોઇને રાસોમા આપ્યો છે, ભુલથી નથી આપ્યો એ વાત સાબીત થાય છે. બારમી સદીમા

મેવાડમાં 'સનંદ વિક્રમસંવત' અને 'અનંદ વિક્રમસંવત' એમ બે સંવતો ચાલતા હતા અને બન્નેમાં ૯૦–૯૧ વર્ષનું અંતર હતું.

આ જુદાં જુદાં પ્રમાણો જોયા પછી આપણે છેલ્લો નિર્ણય સરળતાથી કરી શકીએ છીએ કે પૃથ્વીરાજનો જન્મ સં. ૧૨૦૫ અને મૃત્યુ સં. ૧૨૪૮ માં થયું. લોકકથા પર આધાર રાખીએ તો ચંદનો જન્મ અને મૃત્યુ પણ પૃથ્વીરાજની સાથે જ થયાં હતાં એટલે પૃથ્વીરાજના જન્મ અને મૃત્યુનો સંવત એ જ ચંદના જન્મ અને મૃત્યુનો સંવત ઠરે છે. એટલે ચંદનો જન્મ પણ સં. ૧૨૦૫ અને મૃત્યુ સં. ૧૨૪૮ માં થયું એમ મનાય છે. પૃથ્વીરાજ અને ચંદની ઉમર પણ સમાન એટલે ૪૩ વર્ષની આથી સિદ્ધ થાય છે. પરંતુ મિશ્રબંધુઓ આનાથી વિરૂદ્ધ મત બાંધીને જુદોજ નિર્ણય આપે છે. એમનું કહેવું એવું છે કે એક ઠેકાણે પૃથ્વીરાજે ચંદનું કહેવું ન માન્યું ત્યારે તેણે એવું કહ્યું કે "પૃથ્વીરાજ ધન અને વયમાં મત્ત બનીને મારૂં કહેવું સાંભળતો નથી." આ ઉપરાંત બીજું પ્રમાણ મિશ્રબંધુઓ એ માને છે કે પૃથ્વીરાજની બહેન પૃથાકુંવરીના લગ્નમાં ચંદના પુત્ર જલ્હનના ગુણ પર ખુશ થઇને એને રાવળ સમરસિંહે હઠ કરીને દાયજામાં માગી લીધો હતો. એ વખતે એની ઉમ્મર નિદાન ૨૫ વર્ષની હશે, અને ચંદની ૪૫ વર્ષની હશે. ૧૨૪૮ મા પૃથ્વીરાજના મૃત્યુ વખતે જ્યારે ચંદનું પણ મૃત્યુ થયું ત્યારે તેની ઉમ્મર ૬૫ વર્ષની હશે.

મિશ્રબંધુઓનું આ અનુમાન ઐતિહાસિક દૃષ્ટિએ પ્રમાણભૂત નથી લાગતું અને બીજા બધા વિદ્વાનોએ ચંદની ઉમ્મર ૬૫ નહિ પરંતુ ૪૩ જ માની છે.

ચંદ અને પૃથ્વીરાજના સંવતો વિષે આટલું લાંબુ અને વિસ્તૃત વિવેચન કર્યા પછી હવે આપણે ચંદના જીવન અને એના મહાગ્રંથ 'રાસો' ઉપર કંઇક વિચાર કરીએ. *

---

* ઉપર પંડિત ગૌરીશંકર ઓઝાનું નામ આવે છે. તેને લીધે ચંદના

ચંદ પૃથ્વીરાજના રાજકવિ ઉપરાંત એનો મિત્ર અને સામંત હતો. ચંદ ષડભાષા, વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, છંદશાસ્ત્ર, જ્યોતિષ, પુરાણ અને નાટક વગેરે ઘણી વિદ્યાઓમાં નિપુણ હતો. કહેવાય છે કે એને જાલંધરી માતા પ્રસન્ન હતાં અને એમની કૃપાથી એ અદષ્ટકાવ્ય પણ કરી શકતો હતો. યુદ્ધમાં, સભામાં, યાત્રાઓમાં ચંદ સદાય મહારાજાની સાથે જ રહેતો હતો પૃથ્વીરાજની ખાનગી મંત્રણાઓમાં પણ ચંદ તો હંમેશા સાથે જ રહેતો. ચંદ કવિ ઉપરાંત એક કુશળ લડવૈયો હતો. પૃથ્વીરાજના ત્રણ મુખ્ય મંત્રીઓ કૈમાસ, ગુરુરામ અને ચંદ હતા. પરંતુ પૃથ્વીરાજનો સૌથી વિશ્વાસુ અને દિલોજાન મિત્ર તથા મંત્રી તો ચંદ જ હતો. પૃથ્વીરાજના દરબારમાં ચંદની ખુબ પ્રતિષ્ઠા હતી. ચંદની તહેનાતમાં પુષ્કળ હાથી, ઘોડા, રથ અને માણસો રહેતા હતા. પૃથ્વીરાજને બંદીવાન બનાવીને જ્યારે ઘોરી લઇ ગયો ત્યારે ચદ એને છોડાવા ગયો અને ત્યાં જ મૃત્યુ પામ્યો.

---

સમય વિષે અને પૃથ્વીરાજ રાસોની ઇતિહાસ લેખે વિશ્વસનિયતા માટે પંડિતજી ઉપર પ્રમાણેનો જ અભિપ્રાય ધરાવે છે એવો ભ્રમ વાચકને થઈ જાય તો તેથી પંડિતજીને અન્યાય થાય; માટે અહિં ટુંકામા ચોકખું જણાવી દેવાની ફરજ છે કે, પંડિતજી પૃથ્વીરાજરાસોના કર્તાને વિ. સં. ૧૬૧૭ ની પછી થએલો માને છે; એનો સમય ૧૬૧૭ થી ૧૭૩૨ સુધીમાં મુકે છે. રાસોની ભાષા વિ. સં. ના તેરમા સૈકાની હોઈ શકે જ નહિ એ દલીલ ઉપર એઓ ભાર મુકે છે અને ઇતિહાસ લેખે તો રાસોને છેક અશુદ્ધ અને જરા પણ વિશ્વાસ કરવા લાયક નહિ એવો ગણે છે. મૂળ રાસો નાનો હતો તેમાં પછી ક્રમે ક્રમે ઉમેરો થતો ગયો અને ઇતિહાસ દૃષ્ટિએ એમા જે નાની મોટી બેસુમાર ભુલો દેખાય છે, તે આ પ્રમાણેના વધારા થતા ગયા તેને આભારી છે, એવો બચાવ પણ પંડિતજી સ્વીકારતા નથી તેઓ બતાવે છે કે ચંદના વંશજ જદુનાથે વિ. સં. ૧૮૦૦ ના સુમારમા "વૃત્તવિલાસ" લખ્યો તેમાં

પૃથ્વીરાજરાસો અઢી હજાર માનાનો વિશાળ ગ્રંથ છે. એમાં ૬૯ સમય એટલે સર્ગો છે. પ્રાચીન સમયમાં પ્રચલિત હતા એટલા બધા છંદોનો એમાં પ્રયોગ થયો છે. એમાથી કવિત્ત (છપ્પા) દુહા, તોમન, ત્રોટક, ગાહા અને આર્યા મુખ્ય છે. જેમ કાદંબરીના સંબંધમાં પ્રસિદ્ધ વાત છે કે એનો અધુરો પાછલો ભાગ બાણના પુત્રે પુરો કર્યો તેમ રાસોનો અધુરો ભાગ પણ ચંદના પુત્ર જલ્હને પુરો કર્યો હતો એમ કહેવાય છે. રાસો અનુસાર શહાબુદ્દીન ઘોરી જ્યારે પૃથ્વીરાજને કેદ કરીને ગઝની લઇ ગયો ત્યાર પછી કેટલેક દિવસે ચંદ પણ પાછળ ગયો. જતી વખતે કવિએ પોતાના પુત્ર જલ્હનના હાથમાં રાસો મુકયો અને એને પૂર્ણ કરવાનો સંકેત કર્યો. જલ્હનના હાથમાં રાસો સોપવાનો અને એને પૂર્ણ કર્યાનો ઉલ્લેખ રાસોમાં છે.–

**પુસ્તક જલ્હન હથ્થ દે ચલિ ગજ્જન નૃપ કાજ**

× × ×

**રઘુનાથ ચરિત હનુંમત કૃત ભૂપ ભોજ ઉદ્ધરિય જિમિ,**
**પૃથ્વીરાજ સુજસ કવિ ચંદ કૃત ચંદ નંદ ઉદ્ધરિય તિમિ.**

રાસોનો પ્રથમ ઉલ્લેખ શિવસિંહસરોજમાં મળે છે. પરંતુ સરોજકારે પણ એ ગ્રંથને જોયો ન હતો. સાભળી સાભળીને જેટલી હકીકત મળી એ

---

જદુનાથે રાસોની લબાઇ વિષે જણાવ્યું છે કે "એક લાખ રાસૌ કિયૌ સહસ પચ પરિમાણ, પૃથ્વી નૃપ કો સુજ સુ જાહર સકલ જિહાન" પોતાના પૂર્વજનો રાસો શુદ્ધ રૂપમાં પોતે ઘડેલો હોય તે ઉપરથી જદુનાથ આ પ્રમાણે લખે એ અનુમાન જ પંડિતજીને યોગ્ય લાગે છે. એટલે કે સં. ૧૮૦૦ થી તો હાલ રાસો આપણી પાસે છે તેજ ગ્રંથ રાસો તરીકે હતો એમ પંડિતજી સિદ્ધ ગણે છે. વળી રાસોની જુનામા જુની પ્રત સં. ૧૬૪૨ ની જ છે એ હકીકત પણ પંડિતજીના અનુમાનોના લાભમા જાય છે.

મર્વ એકત્રીત કરીને એમણે રાસો વિષે લખ્યું છે. કર્નલ ટૉડે પોતાનો રાજસ્થાનનો ઇતિહાસ રચવામાં આ ગ્રંથની ખુબ સહાય લીધી છે. ત્યાર પછી જ પરદેશી અને દેશી વિદ્વાનોનું લક્ષ એ તરફ દોરાયું, ત્યારબાદ બીમ્સ સાહેબે બંગાલની રૉયલ એશિયાટિક સોસાયટીના આશ્રય નીચે એ ગ્રંથના સંપાદનનો ભાર ઉપાડયો. પરંતુ તેઓ એક સર્ગ પણ પુરો ન કરી શકયા. ડૉકટર હૉર્નલીએ પણ વચમાં એના સંપાદનનું તથા એના અનુવાદનું કાર્ય શરૂ કરેલું. પરંતુ એ સમયમાં ઉદયપુરના કવિરાજ શ્યામલદાસજી એ એશિયાટિક સોસાયટીની પત્રિકામાં એક લેખ પ્રસિદ્ધ કર્યો. એમાં રાસો ઐતિહાસિક ગ્રંથ નથી તથા પૃથ્વીરાજના સમયનો પણ બનેલો નથી, અને એમાં ઘણી ઐતિહાસિક ભુલો છે એવી વાતો પ્રકટ કરેલી. ત્યારપછી જ રાસો વિષે વધારે ઐતિહાસિક અને પ્રમાણભૂત માહિતી એકઠી થવા માંડી.

રાસોમાં આબુના યજ્ઞ કુંડમાંથી ચાર ક્ષત્રિય કુલની ઉત્પત્તિ તથા ચૌહાણોની અજમેરમાં રાજ્યસ્થાપનાથી માંડીને પૃથ્વીરાજ કેદ થયો ત્યાં સુધીનું વિસ્તૃત વર્ણન છે. આ ગ્રંથ અનુસાર પૃથ્વીરાજ અજમેરના ચૌહાણ રાજા સોમેશ્વરનો પુત્ર અને અર્ણોરાજનો પૌત્ર હતો. સોમેશ્વરનો વિવાહ દીલ્હીના તોમર રાજા અનંગપાલની કન્યા સાથે થયો હતો. અનંગપાલને બે કન્યાઓ હતીઃ સુંદરી અને કમળા. સુંદરીનો વિવાહ કનોજના રાજા વિજયપાલ સાથે થયો જેના સંયોગથી જયચંદ્ર રાઠોડનો જન્મ થયો અને બીજી કન્યા કમળાનો વિવાહ સોમેશ્વર સાથે થયો જેનાથી 'પૃથ્વીરાજ થયો. અનંગપાલે પૃથ્વીરાજને દત્તક લીધો એટલે અજમેર અને દીલ્હીનું રાજ્ય એક થઇ ગયું. જયચંદ્રને આ વાત ઠીક ન લાગી એટલે એણે એક રાજસૂય યજ્ઞ કરીને સર્વ રાજાઓને યજ્ઞના જુદા જુદા કાર્યને માટે નિમંત્ર્યા અને યજ્ઞની સાથે સાથે પોતાની લાવણ્યમયી કન્યા સંયોગિતાનો સ્વયંવર પણ રચ્યો. રાજસૂય યજ્ઞમાં બધા રાજાઓ આવ્યા પણ પૃથ્વીરાજ ન આવ્યો. આ ઉપરથી જયચંદ્રે ગુસ્સે થઇને પૃથ્વીરાજની સુવર્ણમૂર્તિને પોતાના સિંહદ્વાર પર દ્વારપાલ તરીકે મુકી. સંયોગિતાનો

અનુરાગ પહેલાથી જ પૃથ્વીરાજ પર હતો એટલે જ્યારે જયમાળા પહેરાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેણે એક પણ જીવંત રાજમૂર્તિને એ વરમાળા ન પહેરાવતાં પૃથ્વીરાજની સુવર્ણમૂર્તિના કંઠમાં પહેરાવી. આથી જયચંદે એને ઘરમાંથી કાઢી મુકીને ગંગા કિનારે એક મહેલમાં મોકલી દીધી. આ બાજુ પૃથ્વીરાજના સામંતોએ આવીને યજ્ઞમાં ભંગાણ પાડયું અને પૃથ્વીરાજ ગુપ્ત રીતે આવીને સંયોગિતા સાથે ગાંધર્વ-વિવાહ કરી એનું હરણ કરીને ચાલ્યો ગયો. જયચંદ્રને આ વાતની જાણ થતાં એણે લશ્કર મોકલ્યું. રસ્તામાં ખુબ યુદ્ધ થયું પણ અંતે પૃથ્વીરાજ સંયુક્તાને સહીસલામત લઈને દીલ્હી પહોંચ્યો. દીલ્હીમાં પૃથ્વીરાજે સંયુક્તા સાથે ભોગવિલાસ માણવામાં પાછું વાળીને જોયું નહિ. આ વિલાસમાં એટલો બધો સમય રોકાવા લાગ્યો કે રાજકાર્ય તરફ પણ દુર્લક્ષ થવા માંડયું.

બળનો કેટલોક હ્રાસ તો જયચંદ્ર તથા બીજા રાજાઓની સાથે લડતાં લડતાં થઇ ચુકયો હતો અને કેટલાક મુખ્ય સામંતોના મરણો પણ નિપજ્યાં હતાં. આ અનુકૂળ અવસર જોઇને શહાબુદ્દીન ગોરી ચઢી આવ્યો પણ હાર્યો અને પકડાયો. પૃથ્વીરાજે એને વીરના ધર્મ પ્રમાણે મુક્તિ આપી છોડી દીધો. પરંતુ શહાબુદ્દીને પોતાના હુમલાઓ સતત ચાલુ રાખ્યા અને છેલ્લા હુમલામાં એ પૃથ્વીરાજને બંદીવાન બનાવી ગઝની લઇ ગયો એક દિવસ ચંદના ઇસારાથી પૃથ્વીરાજે શબ્દવેધી બાણ મારી શહાબુદ્દીનને હણ્યો અને પોતે અરસપરસ એક બીજાને મારીને મુકત બન્યા. શહાબુદ્દીન અને પૃથ્વીરાજના વેરનું કારણ એવું બતાવવામાં આવ્યું છે કે શહાબુદ્દીન પોતાને ત્યાંની એક પઠાણ સુંદરી પર આશક હતો; પરંતુ એ હુસ્નની પરી બીજા એક પઠાણ સરદાર હુસેનશાહને પ્યાર કરતી હતી. જ્યારે આ બન્ને આશક-માશુક શહાબુદ્દીનથી કંટાળ્યા ત્યારે એમણે પૃથ્વીરાજનો આશરો લીધો. શહાબુદ્દીને પૃથ્વીરાજને કહેણ મોકલ્યું કે એ બન્ને માણસોને પોતાને સ્વાધીન કરે. પરંતુ શરણે આવેલાને ખેવરા થતો નથી એવું વળતું કહેણ

પૃથ્વીરાજે કહેવડાવ્યું, આ વેરની ઝાળને મંતાપવા શહાબુદ્દીન વારંવાર દીલ્હીપર હુમલા કરવા લાગ્યો આ પૃથ્વીરાજનું મુખ્ય ચરિત્ર થયું. આ સિવાય વચમાં વચમા ઘણા રાજાઓ સાથેના પૃથ્વીરાજના યુદ્ધનું તથા અનેક રાજકન્યાઓ સાથેના પૃથ્વીરાજના વિવાહનુ રસભર વર્ણન છે,

રાસો વિષે અને એના સંવતો વિષે પંડિત ગૌરીશંકર ઓઝાનું મંતવ્ય આગળ જુદી નોંધમા જણાવ્યુ છે એમણે રાસોમા વર્ણવેલી ઘટનાઓને અને સંવતોને માત્ર ભાટોની કલ્પના જ માની છે પૃથ્વીરાજની રાજસભાના કાસ્મીરી કવિ જયાનકે સંસ્કૃતમા "પૃથ્વીરાજ-વિજય"ની રચના કરી છે એ કાવ્ય હજી મપૂર્ણ મળ્યું નથી. એ કાવ્યમા જે સંવત તથા ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે એ ઐતિહાસિક શોધ અનુસાર પ્રમાણભુત ઠરે છે. એમા પૃથ્વીરાજની માતાનું નામ કર્પુરદેવી લખ્યું છે અને એનું સમર્થન હાસીના શિલાલેખથી થાય છે એ ગ્રંથ અનુસાર પણ સોમેશ્વરનું લગ્ન દીલ્હીના તોમર રાજા અનંગપાલની પુત્રી સાથે થવું, પૃથ્વીરાજનુ દત્તક જવું તથા રાણા સમરસિંહે પૃથ્વીરાજના પક્ષમા લડવું વગેરે વાતો અસંગત દેખાય છે. આજ પ્રકારે આબુના યજ્ઞથી ચૌહાણ આદિ ચાર અગ્નિકુળોની ઉત્પત્તિની કથા પણ શિલાલેખોની તપાસ ઉપરથી કલ્પિત ઠરે છે કારણ કે એમાથી સાંવતી વગેરે કુળના પ્રાચીન રાજાઓના શિલાલેખ મળ્યા છે ને એમા એમને ચંદ્રવંશી કહ્યા છે, અગ્નિકુળના નામનો ઉલ્લેખ જ નથી.

આમ રાસોની ઐતિહાસિક પ્રમાણિકતા વિષે આજે ભિન્નમત છે. બન્ને પક્ષો પોતપોતાની દલીલો અને પ્રમાણોથી પોતાનો મત સિદ્ધ કરવાનો અથાગ પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ હજી છેવટનો નિર્ણય બંધાયો નથી. ઇતિહાસમૂર્તિ પંડિત ગૌરીશંકર ઓઝાના મંતવ્યને સંગીન ઐતિહાસિક પ્રમાણો હોવાથી નવા સંશોધકો તેમના મતને પ્રમાણભુત માને છે.

બીજી બાજુ પ્રાચ્યવિદ્યાવિશારદ મહામહોપાધ્યાય ડૉ. હરપ્રસાદ શાસ્ત્રી એ સન ૧૯૦૯ થી ૧૯૧૩ સુધી રાજપૂતાનામા પ્રાચીન ઐતિહાસિક

- સોમચંદ

- ગોવિંદચંદ
  - જયચંદ
    - માનચંદ
      - શાંતચંદ
      - બેનીચંદ
        - ગોકુળચંદ
          - કર્ણચંદ
            - ગુણમંગચંદ
            - મોહનચંદ
              - જગન્નાથ
              - રામેશ્વર
                - ગંગાધર
                  - ભગવાનસિંહ
                    - કર્મસિંહ
                      - માધુરસિંહ
                        - આગોવિંદસિંહ
                          - માનસિંહ
        - વસુચંદ
        - લેખચંદ
    - શિવચંદ
    - જવહીરચંદ




નાનૂરામનું કહેવું છે કે ચંદના ચાર પુત્રો હતા. જેમાંથી એક મુસલમાન
। ગયો, બીજાનો પત્તો ન લાગ્યો, ત્રીજાના વંશ જ આંબેર વસ્યા અને
થા જલ્હનનો વંશ નાગોરમાં ચાલ્યો.

રાસોમાં ચંદે દસ પુત્રોના નામ આપ્યા છે. આમ રાસો વિષે અને એના
ાં વિષે ઘણી વિરોધી હકીકતો મળે છે. નાનૂરામનું કહેવું છે કે ચંદે ત્રણ
ર હજાર શ્લોકમાં પોતાનો કાવ્યગ્રંથ લખ્યો હતો. ત્યારપછી એના પુત્રે
ાીના છેલ્લા દસ સમયો લખીને ગ્રંથ પૂર્ણ કર્યો. પાછળથી લોકો એમાં
ાતાની રુચિ અને આવશ્યકતા અનુસાર સુધારો વધારો કરતા ગયા. અંતમા
-નકબરના સમયમા આ ગ્રંથે એક પ્રકારનું પરિવર્તિત રૂપ ધારણ કર્યું.
અકબરે આ પ્રસિદ્ધ ગ્રંથને સાંભળ્યો હતો એમ પણ કહેવાય છે. નાનૂરામ
આગળ એમ પણ કહે છે કે અસલી પૃથ્વીરાજરાસોની પ્રતિલિપિ એમની
પાસે છે. એની મહોબ્બા સમયની એક નકલ એમણે શાસ્ત્રીજીને આપી હતી.
એ નકલને શાસ્ત્રીજીએ જેમની તેમ છાપી દીધી છે. એમાંથી નમુનાના બે
દોહરા આ રહ્યા

મોહણરાજ ચંદલ કર વોહ્યો બલવંતરાજાન,
પંથમ દિય કે પ્રચંડ મહાવીર બલવાન.

× × ×

સુનહિ બાત ભ્રાતન ઢિગ ન ઉપકરંત અમ્મેર,
માંનૂ ક્રોધ મેં કોપ કર કરમેં કર સમસેર.

રાસોમાં વીર અને શૃંગારરસ મુખ્ય છે. ચંદના વર્ણનો સ્વાભાવિક અને સજીવ છે. રાસોનો સમય સં. ૧૨૨૫ થી ૧૨૪૮ નો છે. એ સમયે પ્રાકૃત ભાષાનો અંત આવતો હતો અને હિંદીનું સુરેખ અને સ્પષ્ટ રૂપ ઘડાતું હતું. ચંદની ભાષામાં માધુર્ય અને પ્રસાદ ઓછાં છે પણ ઓજસ સભર ભર્યું છે. ચંદે શુદ્ધ હિંદી લખવાની અતિશય કાળજી ભરી મહેનત કરી છે છતાં એની ઉપર પ્રાકૃતની છાયા આવી ગઇ છે. નવા સંશોધકો ચંદની ભાષાને 'ડિંગલ' પણ કહે છે. પ્રાકૃતનું પ્રમાણ હોવાથી એમાં અનુસ્વરાંત શબ્દો વધારે પ્રમાણમાં દેખાય છે. ચંદના ભાષાવૈભવથી એનું અગાધ પાંડિત્ય પ્રકટ થાય છે. ચંદની ભાષા એકદમ સમજવી કઠણ છે. જ્યાંસુધી એના એક વાક્યને વાંચીને એના ઉપર આપણે શાંતિપૂર્વક વિચાર ન કરીએ ત્યાંસુધી એનો ભાવાર્થ સ્પષ્ટ થતો નથી. હિંદીના જન્મકાળ વખતે એનું કેવું રૂપ હતું એ ચંદની હિંદી જોતાં જણાય છે. એની ભાષામાં પ્રાકૃત કરતાં 'ડિંગલ'ની પ્રધાનતા અવશ્ય વધારે છે. ચંદે શૌરસેની અને ગુજરાતીની સહાય લઇને પોતાની ભાષા રચી છે.

ચંદ સૌંદર્યદર્શી કવિ હતો એ એના રસિક અને સુંદર શોભાવર્ણનો પરથી દેખાય છે. એના વર્ણનોમાં જેટલી સ્વાભાવિકતા છે તેટલી જ મનોહરતા ભરી છે. કાવ્યપ્રૌઢતામાં ચંદનું સ્થાન ઉંચું છે. મિશ્રબંધુઓએ પોતાના 'હિંદી નવરત્ન'માં ચંદને જે સ્થાન આપ્યું છે તે એ હિંદીનો આદિ કવિ હતો માટે નહિ પરંતુ એની કાવ્યપ્રતિભાને કારણે જ એને એ સન્માન મળ્યું છે.

રાસોનું કદ, એનો વિસ્તાર અને વિષય વધારે સ્પષ્ટ થાય એ માટે એના ૬૯ સમયો ( સર્ગો ) નો અનુક્રમ નીચે આપ્યો છે:–

૧ આદિપર્વ ૨ દસમ સમય ૩ દિલ્લી કિલ્લી કથા ૪ લોહાના આજાન બાહુ સમય ૫ કન્હપટ્ટી સમય ૬ આખેટક વીર વરદાન ૭ નાહરરાય કથા ૮ મેવાતી મુગલકથા ૯ હુસેનકથા ૧૦ આખેટક ચૂક વર્ણન ૧૧ ચિત્રરેખા સમય ૧૨ ભોલારાય સમય ૧૩ સલખ યુદ્ધ સમય ૧૪ ઇન્છની બ્યાહકથા ૧૫ મુગલ યુદ્ધકથા ૧૬ પુંડિર દાહિમી વિવાહ કથા ૧૭ ભૂમિસ્વપ્ન પ્રસ્તાવ ૧૮ દિલ્લી દાન પ્રસ્તાવ ૧૯ માધો ભાટ કથા ૨૦ પદ્માવતી વિવાહકથા ૨૧ પૃથા વિવાહ કથા ૨૨ હોલી કથા ૨૩ દીપમાલિકા કથા ૨૪ ધન કથા ૨૫ શશિવ્રતાવર્ણન ૨૬ દેવગિરિ સમય ૨૭ રેવતટ સમય ૨૮ અનંગપાલ સમય ૨૯ ઘઘર નદીકા યુદ્ધ ૩૦ કર્નાટીપાત્ર સમય ૩૧ પીપાયુદ્ધ ૩૨ કટહરા યુદ્ધ ૩૩ ઇન્દ્રાવતી વિવાહ ૩૪ જૈતરાવ યુદ્ધ ૩૫ કાંગુરાયુદ્ધ પ્રસ્તાવ ૩૬ હંસાવતી નામ પ્રસ્તાવ ૩૭ પંહાડરાય સમય ૩૮ વરૂણાકથા ૩૯ સોમબધ ૪૦ પજ્જુન છોગા નામ પ્રસ્તાવ ૪૧ પજ્જુન ચાલુક પ્રસ્તાવ ૪૨ ચંદ દ્વારકા ગમન ૪૩ કૈમાસ યુદ્ધ ૪૪ ભીમબધ ૪૫ વિનય મંગલનામ પ્રસ્તાવ ૪૬ પંગયદી વિધ્વંસ વર્ણન ૫૦ સંયોગિતા નામ પ્રસ્તાવ ૫૧ હાંસીપુર પ્રથમ યુદ્ધ ૫૨ દ્વિતીય હાસી યુદ્ધ ૫૩ પજ્જુન મહુવા પ્રસ્તાવ ૫૪ પજ્જુન પાતિસાહ યુદ્ધ પ્રસ્તાવ ૫૫ સામંત પગયુદ્ધ પ્રસ્તાવ ૫૬ સમરપંગ યુદ્ધ નામ પ્રસ્તાવ ૫૭ કૈમાસ યુદ્ધ સમય ૫૮ દુર્ગાકેદાર સમય ૫૯ દિલ્લી વર્ણન ૬૦ જંગમ કથા ૬૧ કનવન કથા ૬૨ શુકચરિત્ર ૬૩ આખેટક શાપ પ્રસ્તાવ ૬૪ ધીરપુંડીર પ્રસ્તાવ ૬૫ વિવાહ સમય ૬૬ બડી લડાઇ સમય ૬૭ બાન બેધ સમય ૬૮ રાજા રૈણસી નામ પ્રસ્તાવ ૬૯ મહોબા ખંડ.

ઉપર્યુક્ત અનુક્રમ જોતા ગ્રંથના વિસ્તાર અને વિષયનું આછું દર્શન આપણને થાય છે. રાસોનું અસલી સ્વરૂપ આજે મળવું દુર્લભ છે. કાશી નાગરી પ્રચારિણી સભાએ રાસોનું જે સંસ્કરણ પ્રસિદ્ધ કર્યું છે એમાં મહોબા સમયને સંદિગ્ધ બતાવ્યો છે. બંગાલની એશિયાટિક સોસાઇટીના પુસ્તકા-

લયમાં રાસો બે ખંડમાં સંઘરાયો છે. પરંતુ કાશી નાગરી પ્રચારિણીવાળા ગ્રંથમાં અને આ ગ્રંથમાં જમીન આસમાન જેટલું અંતર છે. સારાંશ એ છે કે હજુ સુધી મૂળ રાસોનો પત્તો લાગ્યો નથી રાસોની સૌથી પ્રાચીન પ્રત સંવત ૧૬૪૨ ની લખેલી મળી છે.

ચંદ બરદાઇની સાથે સાથે ભટ્ટ કેદાર અને મધુકર કવિની કવિતાનો સમય આવે છે.

## ભટ્ટ કેદાર અને મધુકર કવિ.

ચંદબરદાઇએ જેમ પૃથ્વીરાજની યશકીર્તિ ગાઇ છે તેવી જ રીતે ભટ્ટ કેદારે કનોજના સમ્રાટ જયચંદ્રના ગુણ ગાયા છે રાસોમા એક ઠેકાણે ચંદ અને કેદારના સંવાદનો પણ ઉલ્લેખ છે. કેદારે ' જયચંદ પ્રકાશ ' નામનું એક મહાકાવ્ય લખ્યું હતું અને તેમા જયચંદ્રના પ્રતાપ અને પરાક્રમનું વિસ્તૃત વર્ણન કર્યું હતું. આજ પ્રકારનો " જય મયકજસ ચંદ્રિકા " નામક મોટો ગ્રંથ મધુકર કવિએ પણ લખ્યો હતો પરતુ દુર્ભાગ્યે આ બન્ને ગ્રંથો આજે પ્રાપ્ત નથી. માત્ર સિઘાયચ દયાલદાસ કૃત " રાઠૌડૌરી ખ્યાત " મા એમનો ઉલ્લેખ મળે છે એ ' રાઠૌડૌરી ખ્યાત ' ગ્રંથ બીકાનેરના રાજપુસ્તક ભંડારમા સુરક્ષિત છે. એમાં લખ્યું છે કે દયાલદાસે આદિથી માંડીને કનોજ સુધીનો વૃત્તાંત એ બે ગ્રંથોને જ આધારે લખ્યો છે. એટલે એ બન્ને ગ્રંથો એક વખત વિદ્યમાન હતા એનું ચોક્કસ પ્રમાણ મળે છે

વિક્રમની તેરમી સદીના આરંભમા ઉત્તર ભારતમા બે મુખ્ય રાજ્યો હતા એક તો ગહરવરો ( રાઠોડો ) નું રાજ્ય કે જેની રાજ્યધાની કનોજમા હતી અને જેની અંતર્ગત આખોય મધ્યદેશ અને કાશીથી કનોજ સુધીનો પ્રદેશ હતો, અને બીજું રાજ્ય તે ચૌહાણોનું કે જેનુ પાટનગર દીલ્હી હતું. એમના તાબામા દીલ્હીથી અજમેર સુધીનો પશ્ચિમી પ્રાંત હતો આ બન્નેમા રાઠોડોનું સામ્રાજ્ય વધારે વિશાળ, સમૃદ્ધ

અને સમર્થ હતું. રાઠોડોની બે રાજધાનીઓ હતી: ૧ કનોજ અને બીજી કાશી. એટલે રાઠોડોનો શિરતાજ કાશીરાજ કહેવાતો. જેમ પૃથ્વીરાજનો પ્રભાવ રાજપૂતાનાના રાજાઓ ઉપર હતો તેમ રાઠોડોનો પ્રભાવ બુંદેલખંડના રાજાઓ ઉપર હતો. મહોબાના ચંદેલ રાજા પરમર્દિદેવ જયચંદના મિત્ર અને સામંત હતા એટલે જ પૃથ્વીરાજે એમના ઉપર ચઢાઇ કરી હતી.

કેદાર અને મધુકરના ગ્રંથો વિષે તથા તે વખતની પરિસ્થિતિ વિષે આટલી જ માહિતી આપીને મન વાળવું પડે છે. એમના ગ્રંથો જો આજે પ્રાપ્ત હોત તો એમને વિષે આપણને થોડું વધારે જાણવાનું મળત અને એમની કાવ્યપ્રતિભા તથા લેખનશૈલિ વિષે વિસ્તૃત માહિતી મળત.

## જગનિક (સં. ૧૨૩૦)

કાલિંજરના રાજા પરમાલને ત્યાં જગનિક નામના એક ભાટ રહેતા હતા અને એમણે મહોબાના બે પ્રસિદ્ધ વીર–આલ્હા અને ઉદલ (ઉદયસિંહ)–ની શૌર્યકથા અને વીરજીવનનું વર્ણન વીરગીતના રૂપમાં કર્યું હતું અને તે ખુબ જ લોકપ્રિય થયું હતું. જગનિકના મૂળ કાવ્યોનો આજે ક્યાય પત્તો મળતો નથી પરંતુ એ કાવ્યોના આધારે પ્રચલિત થએલાં ગીતો હિંદીભાષા બોલતા પ્રાંતોમાં ગામે ગામ ગવાય છે. આ ગીતો 'આલ્હા' નામથી પ્રસિદ્ધ છે અને ખાસ કરીને વર્ષાઋતુમાં ગવાય છે. ઉત્તરહિંદના ગામોમા વરસાદના દિવસોમાં એક તરફ મેઘગર્જના થતી હોય, રતિના નયનબાણ સમી વિદ્યુતલેખા કાળાં વાદળાઓ સાથે સંતાકુકડી રમતી હોય ત્યારે બીજી બાજુ ઘેરા અવાજવાળા એક મોટા ઢોલની સાથે તાલબદ્ધ 'આલ્હા' ની રમઝટ જામી હોય. કુદરત અને માનવ–આત્મા વચ્ચેની મધુર સંવાદિતા જાણે મૂર્તિમંત ન થતી હોય એવું શાંત અને ગંભીર વાતાવરણ બની રહે છે. 'આલ્હા' નો એક નમુનો આ રહ્યો :–

**બારહ બરિસ લૈ કુકર જીએં ઔ તેરહ લૈ જીએં સિયાર**
**બરસ અઠ્ઠારહ છત્રી જીએં આગે જીવન કે ધિક્કાર**

આમ સાહિત્યક રૂપમાં ન રહેવા છતાં લોકસમાજના કંઠમાં જગનિકનું સંગીત અનેક વળ ખાતું ખાતું આજ સુધી અખંડિત ચાલ્યું આવ્યું છે. લાંબો સમય અને લોકસંઘની પલટાતી પરિસ્થિતિ એ બન્ને કારણોને લઇ એનું કલેવર ઘણું બદલાઇ ગયું છે; દેશ અને કાળને અનુકૂળ ભાષામાં પણ પરિવર્તન થયું છે અને વસ્તુનું પણ રૂપાંતર થયું છે. જુના જુના અસ્ત્રશસ્ત્રોની સાથે નવાયુગના શસ્ત્રો બંદુક, તમંચા, કિરીચ વગેરે અને જુની જુની જાતિઓ ઉપરાંત નવી જાતિઓ ફિરંગી વગેરે નામો ઉમેરાયાં છે. એનો કોઇ ગ્રંથ સાહિત્યક પ્રબંધ પદ્ધતિ પર લખાયેલો હોત તો કોઇને કોઇ રાજપુસ્તકાલયમા એ ગ્રંથ સંઘરાયો હોત. પરંતુ આ ગીતો જનતામાં ગાવા માટે જ રચાયલાં અને લોકસમાજમાં જાહેર સંપત્તિ તરીકે સોંપાયલાં એટલે એનું મૂળ રૂપ આજે નજ મળે. આપણા લોકગીતોની જેમ આજે એના પણ અનેક પાઠાંતરો થઇ ગયા છે અને થતાં જાય છે. એક આલ્હા એક ગામમાં જે રીતે ગવાતો હોય તેના જ એજ જુદા રૂપમાં બીજા ગામમાં ગવાતો હોય એવું સ્વાભાવિક રીતેજ બને છે. લોકહૃદયમાં એ ગીતોનું ગુંજન આજે દેખાય છે પણ એનું મૂળ શાબ્દિક રૂપ મળવું દુર્લભ છે. જે વખતે લોક ગીતો શોધવાની અને શોધીને સંઘરવાની કોઇને પડેલી નહિ એવા વખતમાં ફરૂકાબાદના કલેક્ટર ચાર્લ્સ ઇલીયટે ખુબ જહેમત કરીને આ ગીતોનો પ્રથમ સંગ્રહ ‘આલ્હાખંડ’ નામથી લગભગ ૬૦–૬૭ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ કર્યો હતો. આજે તો ઘણા લોકસાહિત્યપ્રેમીઓ એની શોધ પાછળ જહેમત ઉઠાવે છે. આલ્હાનો પ્રચાર એમતો આખાય ઉત્તર હિંદુસ્થાનમા છે પણ એનું મુખ્ય કેન્દ્ર બૈસવાડા મનાય છે. ત્યાં મૂળ હલક અને લય પ્રમાણે એના ગાવાવાળાઓ મળે છે. બુંદેલખંડમાં ખાસ કરીને મહોબાની આસપાસ એનો પ્રચાર છે.

જગાનકની સાથે સાથે ચંદના પુત્ર જલ્હનનો પણ ઉલ્લેખ કરવો યોગ્ય લાગે છે. એનો રચનાકાળ ચંદના મરણ પછી એટલે સં. ૧૨૪૮ પછીનો

લાગે છે. જલ્હને રાસોના અંતિમ દસ સર્ગો પુરા કર્યા હતા અને એ ઉપરાંત થોડાં કાવ્યો પણ રચ્યાં હતાં. જલ્હનની કવિતાનું સ્વરૂપ આ છંદ પરથી સમજાય છે.

**પરયો સભરી રાય દીસં ઉત્તંગા; મનો મેર બજ તુય શ્રંગ ભંગા**
**જિને બારબાર સુરતાન સાહયો જિને ભીજકે ભીમ ચાલુક્ષ ગાયો**

જેમ ચંદની પહેલાંના કવિઓના વિષયમાં નિશ્ચિત રૂપે હકીકત મળતી નથી એવું જ કંઇ જલ્હન પછીના તરતના કવિઓ માટે છે. ઇ. સ. ૧૯૧૬ ની શોધમા મોહનલાલ દ્વિજ નામનો એક કવિ મળી આવ્યો છે. એનો ગ્રંથ "પત્તસિ" સં. ૧૨૪૭ માં રચાયો હતો એવી હકીકત મળે છે. આ ગ્રંથ મથુરા જીલ્લાના બલદાઉ ગામના શ્યામલાલ શર્માની પાસે છે. એમાં કૃષ્ણ ભગવાનના વિવાહમાં નંદના વર્ણનોના છંદો સુંદર છે. એની કવિતાનું એક ઉદાહરણ અહિં લીધું છે.

**સુનો રહૈ। વહુ રાખત જાનૈ। બારહુ સૈ। ઔ સૈતાલાનો।**
**સાવન સુધી સાતન મન રંગી છંદ હિભંગી પત્તસિ ચંગી ॥**
**શીશભાલ શ્રુતિ વા સકા ગ્રીવા ઉર દહિ બાહુ।**
**મૂલપાની અગુરી ચરન ભૂષન્ રચી અબગાહૂ ॥**

આ ઉપરાંત અનન્યદાસ નામના એક કવિનો ઉલ્લેખ મળે છે અને એના ગ્રંથનું નામ 'અનન્ય યોગ' છે. પરંતુ એમને વિષે કંઇ પણ પ્રમાણભૂત માહિતી મળતી નથી.

શિવસિંહ સરોજમા સં. ૧૩૦૦ ની લગભગ અણુહિલવાડના મહારાજા કુમારપાલના નામપર 'કુમારપાલ–ચરિત્ર'ની રચના અને સં. ૧૩૧૬માં નવલદાસ નામના કવિની રચના આપી છે. નવલદાસની ભાષામાં આધુનિક અંશો ઘણા હોવાથી એ પ્રાચીન મનાતી નથી. ત્યારબાદ સં. ૧૩૨૭ માં કોઇ કવિના રચેલા ગ્રંથ "સપ્તક્ષેત્રિરાસ"નો ઉલ્લેખ મળે છે. પરંતુ એના કર્તાનું નામ જડતું નથી.

ઇ. સ. ૧૩૫૩ ની લગભગ 'હમીરરાસો' અને 'હમીરકાવ્ય'ના કર્તા સારંગધરનું નામ આવે છે. મહારાજ પૃથ્વીરાજના મરણ પછી શહાબુદીને પૃથ્વીરાજના પુત્ર ગોવિંદરાજને પોતાની સત્તા નીચે અજમેરની ગાદીએ બેસાડ્યો. પૃથ્વીરાજના ભાઈ હરિરાજે મુસલમાનોનું સ્વામીત્વ સ્વીકાર્યું. એટલે અજમેર ગોવિંદરાજ પાસેથી લઇ લેવાયું અને ત્યાં હરિરાજ ગાદીનશીન થયા. આમ થવાથી ગોવિંદરાજ રણથંભોર ચાલ્યા ગયા અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. આજ ગોવિંદરાજના વંશજ પ્રખ્યાત હમીરદેવ થયા. હમીરદેવે પોતાના સામર્થ્ય અને શૌર્યથી મુસલમાનો સામે લાંબો સમય ટક્કર ઝીલી અને આખરે ૧૩૫૮ ની અલાઉદ્દીનની બીજી ચઢાઇમાં માર્યા ગયા. ૧૩૫૭ ની અલાઉદ્દીનની પહેલી ચઢાઇમાં જ્યારે અલાઉદ્દીનને હાર ખાઇને પાછા ફરવું પડયું હતું તે વખતે હમીરદેવના શૌર્ય અને પ્રતાપના પરચુરણ કવિનો લોકોમા પ્રચલિત હતાં એમાથી કેટલાક મળે છે પણ ખરાં.

નયનચંદ્રસૂરિએ 'હમીર મહાકાવ્ય' નામનો એક બૃહદ્ ગ્રંથ સંસ્કૃતમા લખ્યો છે. એવા જ સારંગધરના બે ગ્રંથો " હમીર રાસો " અને "હમીર કાવ્ય" પ્રસિદ્ધ છે. આજે જે 'હમીર રાસો' મળે છે એમાં ઘણા આધુનિક અંશો ભળી જવા પામ્યા છે. સારંગધરના ત્રીજા સંગ્રહગ્રંથનો પણ એક ઠેકાણે ઉલ્લેખ મળે છે એ ગ્રંથનું નામ " સારંગધર-પદ્ધતિ " છે. એમની કવિતાનો એક નમુનો અહિ મુક્યો છે. એમની ભાષામાં વ્રજ અને અવધીના મળેલા ઘણા પ્રયોગો થયા છે.

સિંહ ગમન સુપુરૂષ બચન કદલિ ફરૈ ઇક સાર
તિરિયા તેલ હમીર હઠ ચઢૈ ન દુજિ બાર

સારંગધર પછી નલ્લસિંહ ભટ અને એમના ગ્રંથ ' વિજયપાલરાસો ' વિષે માહિતી મળે છે. આ કવિનો સ ૧૩૫૫ ની આસપાસ મનાય છે. એમની ભાષામા પ્રાકૃત અને અપભ્રંશના ઘણા અંશો છે. એમના ગ્રંથમાં કરૌલીના રાજા વિજયપાલના યુદ્ધોનું વર્ણન છે.

ત્યાર પછી સ ૧૪૭૧ મા થએના અબ્દેવ જૈનનુ નામ આવે છે એમણે "સઘપતિ સમરારાસ" નામના ગ્રથની રચના કરી છે એવો ઉલ્લેખ મળે છે

સારગધર પહેલા એમને લગભગ સ ૧૩૨૫ ની આસપાસ મહારાષ્ટ્રમા દામોદર પડિતે મરાઠી હિંદી મિશ્રિત "વત્સહરણ" ગ્રથ રચ્યો અને સ ૧૩૫૦ ની આસપાસ શ્રી જ્ઞાનેશ્વર અને મુક્તાબાઇએ હિંદીને અપનાવી નામદેવની કવિતાનો સમય પણ લગભગ આજ સમયમા મનાય છે

અહિ આદિકાળ અથવા ચદયુગ પૂરો થાય છે એને બાબુ રામચદ્ર શુકને વીરગાથાકાળ કહ્યો છે ચદયુગના છેલ્લા પ્રસિદ્ધ કવિ તરીકે સારગધરનુ નામ આવે છે હમીરદેવ સુધી દેશની સામાન્ય પરિસ્થિતિ યુદ્ધો અને હુમલાઓથી ઘેરાયની હતી એટલે એ વખતની લોકસમાજની ચિત્તવૃત્તિને અનુકૂળ વીરગીતો અને એવા જ બીજા વીરરસના કાવ્યોનો ઉદ્ભવ થયો છે આ યુગમા શૃગારરસ પણ વર્ણવાયો છે પરતુ ગૌણ રીતે આ યુગનો મુખ્ય રસ વીરરસ કહેવાય છે હિંદી સાહિત્યના અભ્યુદયના કાળમા જ એને વિચિત્ર અને અનેકધારા સજોગોમાથી પસાર થવુ પડયુ છે એમને જેટલો સમગ્ર વિકાસ એનો થવો જોઇએ એટલો નથી થયો તોપણ એવા સક્રાતિયુગમા હિદી સાહિત્યને ચદવરદાઇ જેવો પ્રતિભાશાળી મહાકવિ સાપડયો એ એની સુભાગી શરૂઆતનુ ધન્ય ચિહ્ન છે



# ૫

## ભક્તિયુગ.

### ( પૂર્વકાળ )

દેશમા મુસલમાનોનુ રાજ્ય સ્થાપિત થઇ ગયા પછી હિંદુજનતાના હૃદયમાથી ગૌરવ, અભિમાન અને ઉત્સાહ ઓસરતા જતા હતા એમની જ સામે એમના દેવમદિરો જમીનદોસ્ત થતા હતા, એમની જ દૃષ્ટિ સમીપ એમની દેવમૂર્તિઓ અને પૂજ્ય પુરૂષોનુ અપમાન થતુ હતુ હિંદુજનતા જાણે પોતાનુ પૌરૂષ હારી બેઠી હતી એ વિષમકાળમા પૌરૂષ અને સામર્થ્યથી હતાશ બનેલી જાતિમા ભગવાનની શક્તિ અને કરૂણાનો સદેશ લઇને કવિઓએ નવો પ્રાણ પ્રકટાવ્યો કાળના પ્રતિનિધિ કવિએ સમાજના હૃદયને સભાગવા અને લીન રાખવા ભક્તિનુ મધુર સગીત ગાયુ. ધીરે ધીરે ભક્તિનો પ્રવાહ એટલો વિશાળ અને પ્રબળ બનતો ગયો કે હિંદુઓ જ નહિ પરતુ સહૃદય મુસલમાનો પણ એનાથી ભિંજાયા પ્રેમસ્વરૂપ ઇશ્વરને સન્મુખ રાખીને ભક્ત કવિઓએ હિંદુ અને મુસલમાન બન્નેને માનવતાનુ એક સમાન રૂપ દેખાડ્યુ, અને ભેદભાવના દરયોને પાછળ મૂકી દીધા

ભક્તિનો એક ધમમસનો પ્રવાહ જે દક્ષિણ તરફથી ઉત્તરમાં આવી રહ્યો હતો એને રાજનૈતિક પરિવર્તનને કારણે મૂના પડેલા લોકસમાજના હૃદયમા ફેલાવાનું પુરૂ સ્થાન મળ્યું. રામાનુજાચાર્યે ( સ. ૧૦૭૩ ) શાસ્ત્રીય પદ્ધતિથી ભક્તિનું જે નિરૂપણ કર્યું હતું એ તરફ સમાજ આકર્ષાતો જતો હતો.

ગુજરાતમા સ્વામી માધવાચાર્યજીએ ( સં. ૧૨૫૪ થી ૧૩૩૩ ) પોતાનો દ્વૈતવાદી વૈષ્ણવ સંપ્રદાય ચલાવ્યો હતો એ તરફ પણ લોકોનો ઘણો ઝુકાવ હતો દેશના પૂર્વ ભાગમા જયદેવના કૃષ્ણપ્રેમ સંગીતનું ગુંજન ઘણા વિરોધી બળો વચ્ચે પોતાની ચોક્કસ અસર પાથરી રહ્યું હતું; એમા મિથિલાના કોકિલકવિ વિદ્યાપતિએ પોતાનો સૂર મિલાવ્યો ઉત્તર અને મધ્યભારતમા ઇસ્વીસનની પંદરમી સદીમા રામાનુજાચાર્યની શિષ્યપરંપરામા સ્વામી રામાનંદ થયા એમણે વિષ્ણુના અવતાર રામની ઉપાસના પર જોર દીધું અને એક જુદો જ સંપ્રદાય જમાવ્યો બીજી બાજુ વલ્લભાચાર્યે પ્રેમમૂર્તિ શ્રીકૃષ્ણને લઇને જનતાને રસમગ્ન કરવા માંડી આ રીતે કૃષ્ણભક્તિ અને રામભક્તિના ઉપાસકોની આખી પરંપરા ચાલી આ પરંપરામા હિંદીકાવ્યને પ્રૌઢતા અને ગુરુતા અર્પનાર ઘણા તેજસ્વી રત્નો થયા.

એક બાજુ પ્રાચીન સગુણ ઉપાસનાનુ આ કાવ્યક્ષેત્ર તૈયાર થઇ રહ્યું હતું ત્યારે બીજી બાજુ મુસલમાનોના વસવાટથી દેશમા જે નવી પરિસ્થિતિ જન્મી, તેની દૃષ્ટિયો હિંદુ મુસલમાન બન્નેને માટે એક સામાન્ય ભક્તિમાર્ગનો વિકાસ પણ થવા માંડ્યો. આ માર્ગ એકેશ્વરવાદનુ એક અનિશ્ચિત સ્વરૂપ લઇને તૈયાર થયો જે ક્યારેક બ્રહ્મવાદ તરફ પણ ઢળતો અને ક્યારેક પયગંબરી ખુદાવાદ તરફ પણ ઝુકાવતો આ ભક્તિવાદ 'નિર્ગુણપંથ' નામથી પ્રસિદ્ધ થયો. આ વાત તરફ ધસડી જનારી સૌથી પહેલી પ્રવૃત્તિ લક્ષિત થઇ તે ઉચનીચ અને જાતપાતના ભેદભાવનો ત્યાગ અને પ્રભુની ભક્તિ માટે મનુષ્ય માત્રના સમાન અધિકારનો સ્વીકાર હતો. આ ભાવનો

પ્રચાર અને વિસ્તાર બંગદેશમાં જેમ ચૈતન્ય પ્રભુ દ્વારા થયો તેજ પ્રકારે મહારાષ્ટ્ર અને મધ્યદેશમાં નામદેવ અને રામાનંદજી દ્વારા થયો નામદેવ સતારા જીલ્લાના નરસી ગામના દરજી હતા ભક્તમાળમાં એમના ઘણા ચમત્કારોનો ઉલ્લેખ છે એમના મહાત્મ્યે એ વખતે સિદ્ધ કરી આપેલું કે 'જાતિ પાતિ પુછે નહિં કોઇ હરિકો ભજે સો હરિ કા હોઇ' નામદેવ જો કે સગુણોપાસક હતા છતાં મુસલમાનોના અત્યાચારથી પીડા પામીને એમણે અનેક સ્થાને 'રામ રહીમ'ની એકતા સમજાવવા માટે બ્રહ્મજ્ઞાનનો બોધ કર્યો છે

આ ઉપરથી નિર્ગુણવાદીઓ પણ પોતાની પરંપરાની શરૂઆતમાં એમનું નામ લે છે ગુરુ નાનકે પોતાના ગ્રંથસાહેબમાં એમના ઘણા પદો લીધા છે નામદેવે ભક્તિપૂર્વક ભગવાનની અવતારલીલાના પણ પદો ગાયા છે એ ઉપરાંત એમણે કટાક્ષભરી ભાષામાં જ્ઞાનચર્ચા પણ કરી છે જેનું અનુકરણ પાછળથી કબીરસાહેબ વગેરે નિર્ગુણપંથીઓએ કર્યું છે

**માઇ ન હોતી બાપ ન હોતા કર્મ ન હોતી કાયા,**
**હમ નહિ હોતે તુમ નહિ હોતે કૌન કહાં તે આયા.**

નામદેવે ફારસી શબ્દો અને વાક્યોથી ભરેલા પદો પણ રચ્યા છે

**દરિયાવ તૂ દિહંદ તૂ બિસિયાર તૂ ધની**
**દેહિ લેહિ એક તૂ દીગર કોઇ નહિ.**

"નિર્ગુણ માર્ગ"ના પ્રધાન પ્રવર્તક તરીકે તો મહાત્મા કબીર સાહેબનું જ નામ આવે છે કબીર સાહેબે એક તરફ રામાનંદજીના શિષ્ય બનીને ભારતીય અદ્વૈતવાદની કેટલીક સ્થૂલ વાતો ગ્રહણ કરી અને બીજી બાજુ કેટલાક સુફી ફકીરો અને ઓલીઆઓ પાસેથી સુફીધર્મના સંસ્કાર પણ લીધા એટલે એમની વાણીમાં તથા નિર્ગુણવાદ વાળા બીજા સંતોના વચનોમાં કેટલેક ઠેકાણે અદ્વૈતવાદની ઝલક મળે છે કેટલેક ઠેકાણે સુફીઓના પ્રેમતત્ત્વની અને ક્યાંક પયગંબરી ખુદાવાદની અસર પણ દેખાય છે

એટલે તાત્વિક દૃષ્ટિએ એમને પુરા અદ્વૈતવાદી પણ કહી શકાતા નથી અને પુરા એકેશ્વરવાદી તરીકે પણ ઓળખી શકાતા નથી એમની વાણીમા બન્ને ભાવો દેખાય છે. એમનું લક્ષ એક એવી સામાન્ય ભક્તિ પદ્ધતિનો પ્રચાર હતો કે જેમા હિંદુ અને મુસલમાન બન્ને સાથ દઇ શકે. એટલે જ એમણે કોઇ પણ એક પથનો પ્રચાર ન કરીને શુદ્ધ ઇશ્વર પ્રેમ અને સાત્વિક જીવનનો પ્રચાર કરવાનો હેતુ રાખ્યો હતો

આ રીતે દેશમા સગુણ અને નિર્ગુણના નામથી ભક્તિકાવ્યોની બે ધારાઓ વિક્રમની ૧૫ મી સદીના અતિમ ભાગથી માંડીને ૧૭ મી સદીના અંતસુધી સમાતરે વહેતી રહી. ભક્તિના ઉત્થાનકાળમા હિંદીભાષાની વિસ્તૃત રચના પહેલા કબીર સાહેબની મળે છે એમની પહેલા થોડા નાના કવિઓ થયા છે. હવે આપણે ક્રમસર ઇતિહાસ શરૂ કરીએ.

### અમીર ખુશરો.

ચંદ્યુગ પછી ભક્તિયુગના આરભમા સીધી જબાન માટે વિખ્યાત અમીર ખુશરોનું નામ આવે છે ખુશરોનો દેહાત સ. ૧૩૮૨ મા થયો. ખુશરો ફારસીના પ્રસિદ્ધ કવિ હતા, પરતુ એમણે હિંદીમા પણ પોતાના જ દેશની રચના કરી છે હિંદીભાષાના ક્રમવિકાસવાળા પ્રકરણમા અમીરખુશરોને ખડીબોલીના આદિ કવિ કહ્યા છે સુપ્રસિદ્ધ કોષ "ખાલકબારી" ખુશરોની અમર રચના છે "ખાલકબારી"ની રચનાનો સમય ફારસી અને હિંદીના સંયોગથી જન્મેલી વર્તમાન ઉર્દુનો જન્મકાળ કહેવાય છે ખુશરોની ભાષા સીધી અને સરળ છે એની કવિતાનુ એક સુદર ઉદાહરણ આ રહ્યુ —

અંધા ગૂંગા બહરા બોલે ગૂંગા આપ કહાએ
દેખ સફેદી હોત અંગારા ગૂંગેસે ભીડજાએ
બાંસકે મદિર વાકા બાસા બાસે કા વહ ખાજા
સંગ મીલે તો સરપર રખૈ વાકે રાવલ રાજા
સીસી કર કે નામ બતાયા તામેં બૈઠા એક
ઉલ્ટા સીધા હીર ફીર દેખો વહી એકકા એક.

મુલ્લા દાઉદ પણ અમીરખુશરોનો સમકાલીન હતો. એની કવિતાનો સમય ૧૩૮૫ ની આસપાસ મનાય છે. એણે નૂરક અને ચંદાની પ્રેમકથા પદ્યમાં લખી છે.

## મહાત્મા ગોરખનાથજી

ખુશરો પછી ગોરખનાથજીનું નામ દેખાય છે. ગોરખનાથનો રચનાકાળ સં. ૧૪૦૭ થી આરંભ થાય છે. ગોરખનાથ પહેલા બ્રાહ્મણ કવિ હતા. અને મહાત્માઓમાં એમણે જ પહેલા સંસ્કૃતની સાથે હિંદીમાં પણ પોતાની રચનાઓ કરી છે. ગોરખનાથ એક પ્રસિદ્ધ પંથપ્રવર્તક અને વિખ્યાત મત્સ્યેન્દ્રનાથના શિષ્ય હતા. એટલે બીજા પંથપ્રવર્તકોની જેમ એમણે પણ દેશભાષામાં જ પોતાના પંથનો પ્રચાર કરવો ઉચિત માન્યો. આથી કરીને હિંદીને નવો વેગ મળ્યો અને પંડિત સમાજમાં સંસ્કૃતની સાથે હિંદીને પણ સ્થાન મળ્યું. ગોરખનાથના ગ્રંથોમાં લહીઆઓની અસાવધાનતાથી કેટલાક છંદભંગ થયા છે. હસ્ત. ૧૯૦૨–૩ ની નોંધમાં એમના ૧૧ ગ્રંથો મળ્યા છે. ગોરખબોધ, દત્ત ગોરખ સંવાદ, ગોરખનાથજીરા પદ, ગોરખનાથજી કૃત શ્લોક, જ્ઞાન સિદ્ધાંત યોગ, જ્ઞાનતિલક, યોગેશ્વરી સાખી, નરવૈ બોધ, વિરાટપુરાણ, ગોરખ સાગર અને ગોરખનાથકી બાની. આ ગ્રંથો સિવાય એમણે ગોરખશતક (જ્ઞાનશતક) ચતુરશીત્યાસન, જ્ઞાનામૃત યોગ, ચિંતામણિ, યોગ મહિમા, યોગ માર્તંડ, યોગ સિદ્ધાંત પદ્ધતિ, વિવેક માર્તંડ અને સિદ્ધ સિદ્ધાન્ત પદ્ધતિ નામના નવ ગ્રંથો પણ બનાવ્યા છે. ગોરખનાથ શૈવ હતા અને ગોરખપુરમાં એમનું મંદિર પણ છે. એઓ દેવની જેમ એમના શિષ્ય મંડળમાં પૂજાતા હતા. એમનો ચલાવેલો પંથ ગોરખપંથ કહેવાય છે અને ઉત્તરભારતમાં અને દેશના બીજા વિભાગોમાં એના લાખો અનુયાયીઓ આજે પણ વસે છે. ઉપરના ગ્રંથો સિવાય સં. ૧૯૦૨ ની શોધના ૪૪ માં પૃષ્ઠ ઉપર બીજા ૨૭ નાના મોટા ગ્રંથોનાં નામો આપ્યાં છે. ગોરખનાથનો લખેલો એક ગદ્યગ્રંથ પણ મળ્યો છે. એટલે સૌથી પ્રથમ ગદ્યલેખક તરીકે ગોરખનાથનું નામ મુકાય છે. એમની કવિતા સાધારણ પંક્તિની છે —

**અખંડ રહિયા હારે આરે રૂપ બિરખ કી છાયા**
**તજિબા કામ ક્રોધ લોભ મોહ સંસાર કી માયા.**

એમના ગદ્યનો નમુનો પણ અહિં ઉદાહરણ માટે મુકયો છે —

'શ્રી ગુરૂ પરમાનંદ તિનકો દંડવત હૈ હૈ કૈસે પરમાનંદ આનંદ સ્વરૂપ હૈ સરીર જિન્હિકો, જિન્હિકે નિત્ય ગાયેં તે સરીર ચેતન્નિ અરૂ આનંદમય હોતુ હૈ "

## વિદ્યાપતિ ઠાકુર.

ગોરખનાથજી પછી મૈથિલ કોકિલ મહાકવિ વિદ્યાપતિનો રચનાકાળ આવે છે વિદ્યાપતિનો જન્મ મિથિલા દેશના બિસપી ગામમાં થયો હતો. એઓ મૈથિલ બ્રાહ્મણ હતા એમના પિતાનું નામ ગણપતિ ઠાકુર, દાદાનું નામ જયદત્ત ઠાકુર અને વડદાદાનું નામ ધીરેશ્વર ઠાકુર હતું એમનો જન્મકાળ મળતો નથી પરંતુ એમને બિસપી ગામ રાજા શિવસિંહ ભુપે તામ્રપત્રથી મળ્યું હતું એનું દાનપત્ર હજી એમના વંશજોની પાસે છે એ લક્ષ્મણસેનના પ્રચારિત સન ૨૯૩ નું લખેલું છે, જેનો વિક્રમ સંવત ૧૪૫૯ થાય છે એટલે અનુમાન કરીને મિશ્રબંધુઓએ એમનો જન્મ સં ૧૪૨૦ માં માન્યો છે એ રીતે એમનો કવિતાકાળ સં ૧૪૪૫ માં પડે છે વિદ્યાપતિ સંસ્કૃતના વિદ્વાન હતા અને એમણે એ દેવવાણીમાં પાંચ પ્રસિદ્ધ ગ્રંથની રચના કરી છે આ ગ્રંથોની બિહારમાં ખુબ નામના છે એમણે મૈથિલ ભાષામાં પણ કેટલાક પદો રચ્યા છે જે બિહાર અને બંગાળમાં પણ બહુ લોકપ્રિય છે બિહાર અને બંગાળના લોકસમાજ એમની કવિતાને પૂજ્ય દૃષ્ટિએ જુએ છે આરા નાગરી પ્રચારિણી સભાએ એમની કવિતાના સંગ્રહની પોતાના ઉપહારમાં લ્હાણી કરીને પ્રશંસનિય કામ કર્યું છે. ઈ. સ. ૧૯૧૦ માં નગેન્દ્રનાથ ગુપ્તે એમની પદાવલિને સંકલિત કરીને પ્રગટ કરી છે એમાં ૮૪૧ પદ રાધાકૃષ્ણના શ્રૃંગાર વિષયક, ૪૪ પદ શિવપાર્વતીના અને ૩૧ પદ વિવિધ વિષયના છે. વિદ્યાપતિની કવિતામાં શ્રૃંગારરસ પ્રધાન

છે. એમની ભાષા મુખ્યત્વે મિશ્રી છે પણ સુંદર છે. કાવ્યપ્રતિભાની દૃષ્ટિએ મિશ્રબંધુઓએ એમને સેનાપતિની સાથે મુક્યા છે. બીજા કેટલાક હિંદી વિવેચકોએ એમની સરખામણી પ્રસિદ્ધ બંગાળી કવિ ચંડીદાસ સાથે કરી છે. ચંડીદાસની જેમ વિદ્યાપતિની કવિતા પણ ચૈતન્ય પ્રભુને ખુબ પ્રિય હતી. વિદ્યાપતિની કાવ્યપ્રતિભા ઉંચા પ્રકારની મનાય છે. એમની કવિતાના મુખ્ય ગુણ ભાવ અને માધુર્ય છે. વિદ્યાપતિએ કાવ્યો ઉપરાંત 'પારિજાત હરણ' અને રૂક્મિણી પરિણય' નામના બે નાટકગ્રંથો પણ રચ્યા છે. વિદ્યાપતિ હિંદીના પ્રથમ નાટ્યકાર છે. એકંદરે એમની કવિતા મહત્ત્વ, મધુર અને ભાવપૂર્ણ છે. એમની કવિતાના એક બે ઉદાહરણો અહિં મુક્યાં છે.

**મધુપુર મોહન ગેલે રે મોરા વિહુરત છાતિ**
**ગોપી સકલ બિસરતનિ રે જત છિલ અહિવાતિ**

× × × ×

**અંગને આઓબ રસિયા પલટિ ચલબ હમ ઇષત હંસિયા**

× × × ×

**સરસ બસંત સમય ભલ પાઓલિ દછિન પવન બહુ ધીરે**
**સપન હુ રૂપ બચન ય. ભાષય મુખસે દુરિ કરૂ ચીરે**

ચિતોડના પ્રસિદ્ધ મહારાણા કુંભકર્ણે સં. ૧૪૭૯ થી ૧૪૧૯ પર્યંત રાજ કર્યું હતું. એઓ પણ હિંદીના કવિ હતા અને એમણે ઘણા કવિઓને આશ્રય આપ્યો હતો એમણે ગીતગોવિંદ પર ટીકા લખી હતી એમ કહેવાય છે પરંતુ એ ગ્રંથનો પત્તો મળેલો નથી. ઘણા લોકોનો ભ્રમ છે કે મીરાબાઇ આ કુંભકર્ણની પત્ની હતા પણ એ વાત ઐતિહાસિક દૃષ્ટિએ બીલ્કુલ અસત્ય અને અશુદ્ધ છે.

સંવત ૧૪૫૩ માં નારાયણદેવ કવિએ "હરિચંદ પુરાણ કથા" નામક સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની જીવનકથા લખી હતી. આ ગ્રંથની

ભાષા પ્રાચીન ભાષાને મળતી આવે છે એમા છંદની પ્રમાણતા જળવાઇ નથી

. વૈષ્ણવ મતના સંસ્થાપક આચાર્ય રામાનંદજી સં ૧૪૫૬ ની આસ પાસના કાળમા થયા છે એમને વિષે કહેવાય છે કે એઓ સિદ્ધપુરુષ હતા કબીરસાહેબ આદિ રામાનંદજીના શિષ્ય હતા અને ગોસ્વામી તુલસીદાસજીએ આજ રામાનંદી પંથનો સ્વીકાર કર્યો હતો રામાનંદી પંથના સાધુઓ, મઠો અને અખાડાઓ ભારતના જુદા જુદા ભાગમા આજેય હસ્તિ ધરાવે છે એમણે હિંદીમા કેટલાક પદ રચ્યા છે એટલે આચાર્ય ઉપરાંત કવિ તરીકે પણ સાહિત્યમા એમનુ સ્થાન આવે છે એઓ મહાત્મા રાઘવાનંદના શિષ્ય હતા

રાઘવાનંદ વૈષ્ણવ સંપ્રદાયના પ્રધાન આચાર્ય મનાય છે વિક્રમની ચૌદમી સદીમા એમનો સમય આવે છે એમનુ નિવાસસ્થાન કાશી હતુ એમની છેલ્લી અવસ્થામા સંપ્રદાયના સિદ્ધાંતોની રક્ષા કોણ કરશે એ પ્રશ્ને એઓ ખુબ ચિંતિત રહેતા એજ સમયે પ્રયાગના પુષ્પસદન શર્માને ઘેર રામાનંદજીનો જન્મ થયો રામાનંદની માતાનુ નામ સુશીલા હતુ ૭ વર્ષની વયે યજ્ઞોપવિત સંસ્કાર પછી એમનો વિદ્યાભ્યાસ માટે રાઘવાનંદજીના આશ્રમમા મુકવામા આવ્યા એમની લોકોત્તર પ્રતિભા અને જ્ઞાનતેજ જોઇને અને રાઘવાનંદે સંપ્રદાયનુ આચાર્ય પદ રામાનંદજીને જ સોંપ્યુ અને પોતે નિરાંતે પરલોકવાસી થયા રામાનંદજીએ ત્યાર પછી આખાય ભારતવર્ષમા ફરીને પોતાના સંપ્રદાયનો પ્રચાર કર્યો તત્ત્વદૃષ્ટિએ એઓ રામાનુજાચાર્યના મતાવલંબી હોવા છતા પણ એમણે પોતાની ઉપાસના સ્વતંત્ર રીતે કરી પોતાની ઉપાસનાને માટે એમણે વિષ્ણુનુ સ્વરૂપ ન લેતા લોકસંઘમા પોતાની અવતાર લીલાનો વિસ્તાર કરી રહેલા રામચંદ્રનો આશ્રય સ્વીકાર્યો એમના ઇષ્ટ દેવ રામચંદ્ર થયા અને એમનો મૂળ મંત્ર 'રામ નામ' સંપ્રદાયમા ગુંજન કરી રહ્યો આ પરિવર્તનની સાથે જ એમણે ઉદારતાપૂર્વક મનુષ્ય માત્રને આ મુક્ત,

ભક્તિનો અધિકારી માન્યો અને દેશભેદ તથા વર્ણભેદ આદિ વિચારોને પોતાના માર્ગથી દૂર જ રાખ્યા. રામાનુજ સંપ્રદાયની દીક્ષા કેવળ બે જ જાતિઓને અપાતી હતી પરંતુ રામાનંદે રામભક્તિના દ્વાર સર્વને માટે ખુલ્લા મુક્યા. એમણે એક વિરક્તસંઘની સ્થાપના કરી, જે આજે પણ 'વિરાગી' અથવા 'બૈરાગી' નામના સાધુઓથી પ્રસિદ્ધ છે. આ સંઘના મુખ્ય સ્થાનો અયોધ્યા અને ચિત્રકૂટ છે.

રામાનંદજીએ બ્રહ્મસૂત્ર પર "આનંદ ભાષ્ય" "શ્રી ભગવદ્ગીતા ભાષ્ય", "વૈષ્ણવ મતાબ્જ ભાસ્કર" "શ્રી રામાર્ચન" પદ્ધતિ વગેરે ઘણા સંસ્કૃત ગ્રંથોની રચના કરી છે. એમાંથી થોડી પંક્તિઓ અહિં મુકી છે —

**આરતિ કિજે હનુમાન લલાકી દુષ્ટ દલન રઘુનાથ કલાકી**
**જા કે બલભર તે મહિ કંપે રોગ માગ જા કે સિમાઁન ચાઁપે**
**અંજનીસુત મહાબલ દાયક સાધુ સંત પર સદા સહાયક**
**બાંયે ભૂજ સબ અસૂર સંધારી દહિન ભૂજ સબ સંતઉગારી.**

જયદેવ મિથિલનો સમય પણ સં. ૧૪૫૭માં જ આવે છે. જયદેવ વિદ્યાપતિના સમકાલીન હતા. એમનો કોઈ ગ્રંથ હજી સુધી મળતો નથી પરંતુ એમના પદો લોકવિખ્યાત છે.

એજ સમયમાં સેનનાઈ રીવાવાસીનું નામ પણ મળે છે. એઓ રામાનંદજીના શિષ્ય હતા. એમની કવિતા શીખોના ગ્રંથસાહેબમાં મળે છે. શિવસિંહ સરોજમાં સેનનો સમય સં. ૧૫૬૦ લખ્યો છે પરંતુ એ સેન આ સેનનાઈથી જુદી જ વ્યક્તિ છે એમ કહેવાય છે. કહેવાય છે કે રીવાના મહારાજા આ મહાત્માના શિષ્ય હતા.

આ ઉપરાંત ૧૪૫૭ના ગાળામાં રામાનંદજીના શિષ્ય સ્વામી ભવાનંદ, પીપા મહારાજ, ધના ભગત અને રૈદાસના નામો મળે છે. ભવાનંદજીએ 'અમૃતધાર' નામનો ચૌદ અધ્યાયનો એક વેદાંતગ્રંથ લખ્યો

છે. પીપા મહારાજની કીર્તિ પ્રસિદ્ધ કવિ તરીકે ખુબ હતા. કહેવાય છે કે એઓ ગાગરોનગઢના રાજા હતા પરંતુ બધું છોડીને સાધુ બની જઈ સ્વામી રામાનંદ સાથે દ્વારકાં ચાલ્યા ગયા હતા. ધનાભગત અને રૈદાસના નામો કવિ કરતા ભક્ત તરીકે વધારે પ્રસિદ્ધ છે. એટલે જ એમના ભજનો આજ સુધી લોકસમાજની સંપત્તિ બની રહ્યાં છે. રૈદાસ કાશીના ચમાર હતા પરંતુ એમની વિશુદ્ધ અને ઉત્કૃષ્ટ ભક્તિને લઇને અંતિમાં એમની ખુબ પ્રતિષ્ઠા અને માન હતાં. ઇ. સ. ૧૯૦૨ ની શોધમાં " રૈદાસકી વાણી " " રૈદાસકી સાખી " રૈદાસકા પદ " નામના ત્રણ ગ્રંથો મળ્યા છે.

વિ. સં. ૧૪૫૭ થી ૧૪૬૧ સુધીમા બીજાં પણ ત્રણ નામો મળે છે. એક તો ભકતમાળમાં જેનો ઉલ્લેખ છે તે મહાત્મા અંગદ, વિદ્યાપતિના સમકાલીન ઉમાપતિ મૈથિલ અને શ્રીમાચારણ. અંગદની રચનાઓ ગ્રંથ સાહેબમાં મળે છે. ઉમાપતિના પદો વિદ્યાપતિના પદો સાથે ઘણાંખરા મળી ગયાં છે. છતાં એમના ઘણા ભજનો બિહારમા ખુબ પ્રસિદ્ધ છે. શ્રીમાચારણની કવિતાનો પત્તો નથી.

## મહાત્મા કબીર.

હજી સુધી ચંદબરદાઇ અને વિદ્યાપતિ ઠાકુરને બાદ કરીએ તો હિંદીનો કોઈ પ્રતિભાશાળી કવિ થયો ન હતો સં. ૧૪૭૫ ની આસપાસ હિંદી જગતમાં એક તેજસ્વી અને પ્રતિભાવાન મહાકવિ અને મહાત્માના દર્શન થાય છે. એ વિભૂતિ તે મહાત્મા કબીર.

કબીરના જન્મ અને મૃત્યુનો સમય વિવિધ ગ્રંથોમા જુદી જુદી રીતે લખાયલો દેખાય છે. ' કબીર કસૌટી 'મા જન્મ સં. ૧૪૫૫ અને મૃત્યુ સં. ૧૫૭૫; " ભકિત–સુધા–બિંદુ–સ્વાદ " મા સં. ૧૪૫૧ અને ૧૫૫૨ અને કબીર સંપ્રદાયમા સં. ૧૨૦૫ અને ૧૫૦૫ એમ વિવિધ સંવતો લખેલા મળે છે. ડૉ. હંટરે કબીરનો જન્મકાળ ૧૪૩૭ અને વિલ્સને મૃત્યુકાળ ૧૫૦૫ બતાવ્યો છે. વેસ્કટે " Kabir and the Kabir

Pantha–કબીર અને કબીરપંથ " માં આ કાળને ૧૪૫૭ અને ૧૫૭૫ વર્ણવ્યો છે. પંડિત અયોધ્યા સિંહ ઉપાધ્યાયે જન્મ સમય ' કબીર કસૌટી ' નો માન્યો છે અને મૃત્યુ સંવત ' ભક્તિ–સુધા–બિંદુ–સ્વાદ' નો સ્વીકાર્યો છે. કબીર સાહેબ બાદશાહ સીકંદર લોદીના સમયમા હતા. એમની અવસ્થા ૧૨૦ વર્ષની મનાય છે. ' હિંદી નવરત્ન ' ના કર્તા મિશ્રબંધુઓએ પણ પંડિત અયોધ્યાસિંહનો નિર્ણય સ્વીકાર્યો છે. 'કબીર કસૌટી'માં જન્મ કાળ સાફ સાફ સં. ૧૪૫૫ ની જેઠ સુદ પૂનમ લખ્યો છે અને 'ભક્તિ–સુધા–બિંદુ–સ્વાદ'માં એજ પ્રમાણે સ્પષ્ટ રીતે લખ્યું છે કે "શ્રી કબીરજી સં. ૧૫૪૯ માં મગહર ગયા અને ત્યાં સં. ૧૫૫૨ ની માગશર સુદ અગીઆરસે પરમધામ પહોંચ્યા." આ હિસાબે કબીર સાહેબની ઉમ્મર લગભગ ૯૭ વર્ષની નીકળે છે. પંડિત રામચંદ્ર શુક્લે કબીરનો જન્મકાળ સં. ૧૪૫૬ ના જેઠ સુદી પૂર્ણિમા અને સોમવાર માન્યો છે.

કબીરસાહેબના જન્મ વિષે એવું કહેવાય છે કે કાશીમાં સ્વામી રામાનંદનો એક બ્રાહ્મણ ભક્ત રહેતો હતો. એની વિધવા કન્યાને સ્વામીજીએ ભૂલથી પુત્રવતી થવાનો આશીર્વાદ આપી દીધો. એના ફળરૂપી એક બાળકનો જન્મ થયો. બાઇ વિધવા હોવાથી લોકલાજના ભયથી એ બાળકને કાશીના લહરતારા તળાવની પાસે મુકી આવી. એ વખતે નીરૂ જુલાહો ( મુસલમાનની એક જાત ) પોતાની સ્ત્રી નીમા સાથે એ રસ્તે થઇને જતો હતો. એ દંપતિએ આ બાળકને જોયું અને એ અનાથને પોતાને ઘેર લાવીને પોતાના બાળકની પેઠે ઉછેર્યું. મિશ્રબંધુઓ આ લોકકથાને કલ્પિત માને છે. એમનો મત છે કે કબીર ખરી રીતે નીરૂ અને નીમાના જ પુત્ર હતા. કબીર બાળપણથી જ ધાર્મિક વૃત્તિવાળા હતા અને એમને ઉપદેશ સાંભળવો ખુબ ગમતો હતો. બીજી લોકકથા એવી પણ છે કે સ્વામી રામાનંદ એક પ્રહર રાત્રિ રહેતાં હમેશાં ગંગાસ્નાન કરવા જતા હતા. એક દિવસે એ સમયે કબીર પણ એ ઘાટ ઉપર જઇને સુતા હતા. અચાનક

તરત કહ્યું "ભાઇ રામ રામ કહો" કબીરે આને જ ગુરુમંત્ર માની લીધો અને પોતાને રામાનંદના શિષ્ય કહેવડાવવા લાગ્યા ગમે તેમ હો પરંતુ એમણે રામાનંદને ગુરુ કર્યા હતા એ વાત સિદ્ધ છે

કબીરસાહેબના ધાર્મિક સિદ્ધાંતો પરથી જણાય છે કે એમને સુફીમતનું ઉંડુ જ્ઞાન હતું એ અથવા બીજા કોઇ કારણોને લઇ મૌલવી ગુલામ સરવરે 'ખજીન તુલ અસફિયા'માં કબીરને ઝાંસીવાળા શેખ તકીના શિષ્ય કહ્યા છે સરવરનું કહેવું છે કે કબીરસાહેબને હિંદુ લોકો 'ભગત કબીર' અને મુસલમાન લોક 'પીર કબીર' કહેતા હતા કબીરે પોતાની કવિતામાં શેખ તકીનું નામ લખ્યું છે પણ એ પોતાના ગુરુ હતા એવું ન્યાય લખ્યું નથી એથી ઉલટું કબીરસાહેબે વારંવાર પોતાની કવિતામાં રામાનંદજીને પોતાના ગુરુ કહ્યા છે એટલે કબીરના ગુરુ તરીકે રામાનંદજી જ હતા, શેખ તકી નહિ એ ઐતિહાસિક પ્રમાણ છે

કબીરસાહેબ અભણ હતા એમણે જેટલી કવિતા રચી છે તે બધી મૌખિક જ છે 'બીજક'માં એમણે પોતે લખ્યું છે કે —

**મસિ કાગજ છુયો નહીં કલમ ગહ્યો નહિં હાથ**
**ચારિઉ જુગકા મહાતમ કબિરા મુખહિ જનાઇ બાત**

કબીરસાહેબ સેંકડો ભજનોની રચના કરતા અને ઘણો સમય જ્ઞાનચર્ચા કરતા તો પણ પોતાના બાપદાદાનો ધંધો એમણે મૂકી દીધો ન હતો એમણે એક ઠેકાણે કહ્યું છે

**કાસીકે મે બાસી બૉભન નામ મેરા પરબીના**
**એક બાર હરિ નામ બિસારા પકરિ જોલાહા કિના**
**ભાઇ મેરે કૌન બિનેગો તાના.**

કબીરસાહેબના લગ્ન વિષે એવું કહેવાય છે કે એમણે બનખંડી બેરાગીની પાલક કન્યા લોઇ સાથે વિવાહ કર્યો હતો લોઇ ખુબ જ રૂપાળી

સ્રો હતી અને કબીરના સદ્‌ગુણો પર મોહ પામીને એણે કબીરનો સંગ સ્વીકાર્યો હતો. આજ બાઈથી કબીરસાહેબને કમાલ અને કમાલી નામના પુત્ર અને પુત્રી અવતર્યાં હતાં.

કબીરસાહેબે આખા દેશમાં ભ્રમણ કર્યું હતું એમ કહેવાય છે. એઓ ઘણા મતના આચાર્યો, યોગીઓ અને સાધુઓને મળ્યા હતા; અને દરેકની સાથેના અનુભવો વિષે એમણે કવિતા કરી છે.

કબીરના મૃત્યુ વખતે એમના હિંદુ અને મુસલમાન શિષ્યોમાં અંતિમ સંસ્કાર વિષે ઝઘડો ઉઠ્યો. શબ ઉપર ચાદર ઓઢાડીને સૌ વિવાદ કરતા હતા. પછી ચાદર ઉઘાડીને જુએ છે તો શબને ઠેકાણે ફૂલનો ઢગ માલૂમ પડ્યો. આ ફૂલના બે ભાગ કરવામાં આવ્યા. એક ભાગ હિંદુઓ કાશીમાં લાવ્યા અને એની ઉપર કબીરચોરો બંધાવ્યો અને બીજા ભાગને મુસલમાનોએ મગહરમાં દાટીને એની ઉપર કબર બનાવી. આ બન્ને સ્થળો આજે પણ છે.

કબીર એક સિદ્ધ યોગી હતા. એમના ધાર્મિક વિચારો બહુ ઉચ્ચ કોટિના હતા. કબીર સાહેબના ઘણા શિષ્યો એમના જીવનકાળમાં જ થઈ ગયા છે. એમની હયાતી બાદ કબીરપંથ આજ સુધી અખંડિત ચાલી રહ્યો છે. ભારતમાં લગભગ દસેક લાખ માણસો કબીરના અનુયાયી હશે.

રીવાં નરેશ મહારાજા વિશ્વનાથ સિંહે કબીર સાહેબનું ખુબ સન્માન કર્યું હતું. એમણે એમના બીજક ઉપર એક ટીકા પણ લખી હતી એમ કહેવાય છે. કબીર સાહેબના મૃત્યુ પછી એમના મતની બાર શાખાઓ થઈ અને એના જુદા જુદા નેતાઓ નીચે પ્રમાણે હતા: ૧ શ્રુતગોપાલ ૨ ભગ્ગુદાસ ૩ નારાયણદાસ ૪ ચુડામણિદાસ ૫ જગ્ગુદાસ ૬ જીવનદાસ ૭ કમાલ ૮ ટાકશાલી ૯ જ્ઞાની ૧૦ સાહેબદાસ ૧૧ નિત્યાનંદ ૧૨ કમલાનંદ.

કબીર સાહેબે પોતે એકેય ગ્રંથ લખ્યો નથી. એ તો માત્ર મુખેથી બોલતા અને એમના શિષ્યો એને લિપિબદ્ધ કરતા. આ કારણે એમની કવિતામાં અને એમના ગદ્યમાં અશુદ્ધિનો સંભવ વધારે જણાય છે.

કબીર સાહેબની શીલસુરી સ્પષ્ટ છે. એઓ રામનામનો મહિમા ગાતા હતા; એક જ ઇશ્વરને માનતા હતા; કર્મકાંડના ઘોર વિરોધી અને સર્વ ભાવના અવિચલ ભક્ત હતા અવતાર, મૂર્તિ, રોજો, ઇદ, મસીદ, મંદિર આદિને એઓ બીલકુલ માનતા ન હતા. અહિંસા, મનુષ્ય માત્રની સમતા તથા સંસારની અસારતા એમણે વારંવાર ગાઇ છે. એમણે માત્ર એક 'રામનામ' સત્ય માન્યું જેને એઓ 'સત્યનામ' પણ કહેતા. આજે પણ 'સત્યનામ' કબીરપંથીઓનો મૂળ મંત્ર છે.

મહાત્મા કબીરદાસના ઘણા ગ્રંથો મળે છે જે ૭૫ ગ્રંથો આજ સુધીની શોધને પરિણામે પ્રાપ્ત થયા છે એમનો ઉલ્લેખ મિશ્રબંધુ વિનોદમા મળે છે.–

૧ અમરમુલ ૨ અનુરાગ સાગર ૩ ઉગ્રજ્ઞાન મૂલ સિદ્ધાંત ૪ બ્રહ્મ નિરૂપણ ૫ હંસમુક્તાવલી ૬ કબીર પરિચયકી સાખી ૭ શબ્દાવલી ૮ પદ ૯ સાખીયાં ૧૦ દોહે ૧૧ સુખનિધાન ૧૨ ગોરખનાથકી ગોષ્ઠી ૧૩ કબીરપંજી ૧૪ બલકકી રમૈની ૧૫ વિવેકસાગર ૧૬ વિચારમાલા ૧૭ કાયાપંજી ૧૮ રામરક્ષા ૧૯ અઠ્ઠપહેરા ૨૦ નિર્ભયજ્ઞાન ૨૧ કબીર ઔર ધર્મદાસ કી ગોષ્ઠી ૨૨ રામાનંદ ગી ગોષ્ઠી ૨૩ આનંદરામ ૨૪ સાગર મંગલ ૨૫ અનાથમંગલ ૨૬ અક્ષરભેદકી રમૈની ૨૭ અક્ષરખંડકી રમૈની ૨૮ અલિફનામા ૨૯ અર્જનામા ૩૦ આરતી ૩૧ ભક્તિકા અંગ છપ્પય ૩૩ ચૌકા ઘરકી રમૈની ૩૪ જ્ઞાનગુદરી ૩૫ જ્ઞાનસાગર ૩૬ જ્ઞાન સ્વરોદય ૩૭ કબીરાષ્ટક ૩૮ કરમખંડકી રમૈની ૩૯ મુહમ્મદ બોધ નામ મહાત્મ્ય ૪૦ પિયા પહિચાન બેકો અંગ ૪૧ પુકાર, કબીરકૃત ૪૨ શબ્દ અલહટુક ૪૩ સાધુકો અંગ ૪૪ મતસંગકો અંગ ૪૫ સ્વાસ ગુંજાર ૪૬ તીસા જંત્ર ૪૭ જન્મબોધ ૪૮ જ્ઞાન સંબોધ ૪૯ મખહોમ ૫૦ નિર્ભયજ્ઞાન ૫૧ સતનામ અથવા સતકબીર ૫૨ બાની ૫૩ જ્ઞાન સ્તોત્ર ૫૪ સતકબીર બંદી છોરો ૫૫ શબ્દાવલી ૫૬ ઉગ્રગીતા ૫૭ વસંત ૫૮ હોલી ૫૯ રેખતા ૬૦ ઝુલના ૬૧ ખમરા ૬૨ હિંડોલા

૬૩ બારહમાસા ૬૪ ચાચરા ૬૫ ચૌંતીસા ૬૬ રમૈની ૬૭ બીજક ૬૮ આગમ કઇ રામસાર ૭૦ સોગ્રા ૭૧ કબીરજી કો કૃત ૭૨ શબ્દપારખા ૭૩ આદિગ્રંથ ૭૪ જ્ઞાનબત્તીસી અને ૭૫ જ્ઞાનતિલક.

ઉપર્યુક્ત ગ્રંથોમાંથી કેટલાક ગ્રંથ સંદિગ્ધ પણ છે. કબીર સાહેબનો મુખ્ય ગ્રંથ તો ' બીજક ' અને " આદિ ગ્રંથ " છે. બેલવેડિયર પ્રેસ –પ્રયાગે ચાર ભાગમાં ' શબ્દાવલી ' પ્રસિદ્ધ કરી છે એ સિવાય મહાત્મા પૂર્ણદાસ કૃત બીજકની ટીકા અને મનોરંજન પુસ્તકમાળામાં ' કબીર બચનાવલી ' પણ પ્રસિદ્ધ થયા છે. પંડિત અયોધ્યાસિંહ ઉપાધ્યાયે ' બચનાવલી ' ને અતિશય શ્રમ અને ચતુરાઇપૂર્વક સંપાદન કરી છે. કાશી નાગરી પ્રચારિણી સભાએ અત્યંત કાળજી અને શ્રમપૂર્વક સંપાદન કરાવેલી કબીર ગ્રંથાવલી 'કબીર સાહિત્ય'માં મૂલ્યવાન ઉમેરો છે.

કબીર સાહેબ કવિ કરતાં ઉપદેશક, ધર્મપ્રચારક અને પંથપ્રવર્તક હતા, એટલે તુલસી કે સૂર જેટલી એમની કાવ્યપ્રતિભા તેજસ્વી અને સિદ્ધ નથી લાગતી કબીરની કવિતામાં શાંતરસ કરતાં અદ્‌ભૂતરસ, ભયાનકરસ અને બીભત્સ રસ વધારે છે.

કબીરના સમય વખતે હિંદીભાષા એની પ્રારંભિક દશામાં હતી. એમની પહેલાંના સત્કવિઓમાં માત્ર ચંદ અને વિદ્યાપતિની જ ગણના થાય છે. એટલે એમના સમયમાં હિંદીનો વિકાસ અને વિસ્તાર અવશ્ય સધાયા છે

કબીર સાહેબનું વ્યક્તિત્વ ઉંચા પ્રકારનું હતું હિંદીની રચનાઓ કરનારાઓમાં ગોરખનાથ, કબીર, તુલસી, સૂર અને નાનક વગેરે સર્વોત્કૃષ્ઠ પુરૂષો કહેવાય છે ઇશ્વર સંબંધી ભાવોને જેટલી વિવિધ રીતે, સ્પષ્ટ અને બુદ્ધિપૂર્વક કબીર સાહેબે કહ્યા છે એ રીતે કોઇપણ કવિએ કહ્યા નથી.

કબીર સાહેબની કવિતા ઉપર લખતા વર્તમાન ભારતના કવિવર રવીન્દ્રનાથે ટાગોરે એમને સત્કવિ કહ્યા છે અને એમના કેટલાક પદોનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે કાવ્યપ્રતિભાની [illegible]

એમનુ સ્થાન "હિદી નવરત્ન" મા કેશવદાસ અને મતિરામની વચમા રાખ્યુ છે વ્યક્તિત્વની દષ્ટિએ કબીર સાહેબ તુલસી અને સુરદાસની સાથે આવે છે પરતુ સાહિત્યની દષ્ટિએ કબીરનુ સ્થાન કેશવદાસની પાછળ છે કબીરની ભાષામા ખડીબોલી અવધી અને પૂર્વીનુ મિશ્રણ છે

કબીર સાહેબના ઘણા પદો ગુજરાતમા પ્રસિદ્ધ હોવાથી અહિ એમની કવિતાના ઉદાહરણો આપ્યા નથી

કબીર સાહેબ પછી એમના શિષ્ય ભગ્ગુદાસ અને શ્રુતિગોપાલના નામો આવે છે ભગ્ગુદાસે 'બીજુ ગ્રથ' રચ્યો છે અને શ્રુતિ ગોપાને 'સુખનિધાન' ગ્રથની રચના કરી છે એમનો સમય સ ૧૪૭૭ ની આસપાસ આવે છે

## નામદેવ.

નામદેવ વૈષ્ણવ સપ્રદાયવાળા સ્વામી જ્ઞાનદેવના શિષ્ય હતા એમનો કવિતા કાળ સ ૧૪૮૦ નો મનાય છે એમના પદો નાનક સાહેબે એમના ગ્રથસાહેબમા મુક્યા છે નામ દેવ કી બાની નામનો એમ ગ્રથ એક શોધમા મળ્યો છે નામદેવની ભાષા વ્રજભાષા છે એમની કવિતા ભક્તિ ભાવ ભરી છે એક ઉદાહરણ આ રહ્યુ —

> અભિઅતર કાલા રહૈ બાહેર કરૈ ઉજ્જલ
> નામ કહૈ હરિ ભગતિ બિનુ નહુ ચૈ નરક નિવાસ
> અભિ અ તર રાતો રહૈ બાહેર રહૈ ઉદાસ
> નામ કહૈ મૈ પાઇઓ ભાવ ભગત બિસવાસ.

ત્યાર પછી સ ૧૪૮૨ મા વિષ્ણુદાસનુ નામ આવે છે એમનુ નિવાસ સ્થાન ગોપાચલગઢ (ગ્વાલિયર) મા હતુ પ્રથમ ત્રૈ શોધમા એમના ત્રણ ગ્રથો મળ્યા છે મહાભારત કથા સ્વર્ગારોહણ, રૂકિમણી મગલ' ત્યારબાદ ૧૫૦૭ મા કબીરના પુત્ર કમાલે પણ થોડી રચનાઓ કરેલી દેખાય છે

દામો કવિએ સં. ૧૫૧૬ માં લક્ષ્મણસેન-પદ્માવતી નામની એક પ્રેમકથા લખી છે. એમાં લક્ષ્મણ સેનના બે વિવાહ વર્ણવ્યા છે. એમની ભાષા રાજસ્થાની ભાષા સાથે મળતી આવે છે.

## ધરમદાસ

ધરમદાસ બાંધવગઢના રહેવાસી અને જાતના વાણિયા હતા. બાલપણથી જ એમના અંતરમાં ભક્તિના અંકુરો સ્પષ્ટ દેખાતા હતા અને સાધુસંતોનો સમાગમ એમનો મનગમતો વ્યવસાય હતો. મથુરાથી પાછા ફરતાં કબીર સાહેબ સાથે એમનો મેળાપ થયો. એ વખતે સંતસમાજમાં કબીર સાહેબ વિખ્યાત થઇ ચુક્યા હતા. કબીર સાહેબનું જીવનતેજ જોઇને એમણે 'સતનામ' ની દીક્ષા લીધી અને એઓ કબીરના મુખ્ય શિષ્યોમાંથી એક બની ગયા. કબીરના મૃત્યુ પછી એમની ગાદી ધરમદાસને મળી હતી એમ કહેવાય છે. કબીર સાહેબ પાસે દીક્ષા લીધા પછી એમણે પોતાની બધીય સંપત્તિ લુંટાવી દીધી હતી એવી લોકકથા છે. ધરમદાસ કબીરની ગાદી પર લગભગ ૨૦ વર્ષ રહ્યા અને અત્યંત વૃદ્ધ થઈને એમણે દેહત્યાગ કર્યો. ધરમદાસની શબ્દાવલીનો સંતોમાં ખુબ આદર છે, એમની રચના થોડી હોવા છતાં ખુબ સહૃદયતાભરી છે. એમાં કઠોરતા અને કર્કશતા બીલકુલ નથી. એમણે પૂર્વી ભાષાનો જ ઉપયોગ કર્યો છે. એમની અન્યોક્તિઓના વ્યંગચિત્રો સુંદર અને માર્મિક છે. કારણકે એમણે ખંડન મંડન સાથે વિશેષ સંબંધ ન રાખતાં માત્ર પ્રેમ તત્ત્વને જ સન્મુખ રાખીને પોતાની વાણીનો વિસ્તાર અને પ્રચાર કર્યો છે. એમણે 'દ્વાદશ પંથ', 'નિર્ભય જ્ઞાન' અને 'કબીર બાની' નામના ત્રણ ગ્રંથ બનાવ્યા છે. એમની સાદી વાણીનું એક ઉદાહરણ આ રહ્યું:—

ઝરી લાગે મહલિયા ગગન ઘહરાય
ખન ગરજૈ, ખન બિજુલી ચમકૈ, લહરિ ઉઠૈ સોભા બરનિન જાય
સુન મહલસ અમૃત બરસૈ પ્રેમ અનંદ હૈ સાધુ નહાય

**ખુલી દેવરિયા, મિટી અંધિયરિયા ધનિ સતગુરૂ જિન દિયા**
**લખાય ધરમદાસ વિનવૈ કરજોરી સતગુરૂ ચરનમે રહત સમાય**

ધરમદાસ પછી સં ૧૫૩૭ માં ચરણદાસજીએ 'જ્ઞાન સ્વરોદય' નામના ગ્રંથની રચના કરી અને સં ૧૫૪૦ માં અલિભગવાનજીએ પોતાના પરચુરણ પદો રચ્યાં

## ગુરૂનાનક

ગુરૂનાનકનો જન્મ સં ૧૫૨૬ ની કાર્તિકી પૂર્ણિમાને દિવસે લાહોર જીલ્લાના તિલવંડી ગામમાં થયો હતો એમના પિતા કાલુચંદ ખત્રી તિલવંડીના સુબા બુલાર પઠાનના કારભારી હતા એમની માતાનું નામ તૃપ્તા હતું ગુરૂનાનક બચપણથી જ સાધુ સ્વભાવના હતા સં ૧૫૪૫ માં એમનું લગ્ન ગુરદાસપુરના મુલચંદ ખત્રીની કન્યા સુલક્ષણી સાથે થયું હતું સુલક્ષણીથી એમને શ્રીચંદ અને લક્ષ્મીચંદ નામના બે પુત્રો થયા શ્રીચંદ તો પાછળથી ઉદાસી સંપ્રદાયના પ્રવર્તક થયા.

નાનકના પિતાએ એમને ગૃહસ્થ બનાવવા ઘણા પ્રયત્નો કર્યાં પણ બધા નિષ્ફળ ગયા કહેવાય છે એક વખત એમના પિતાશ્રીએ વેપાર કરવા કેટલુંક ધન આપ્યું તેને નાનકજીએ સંતોમાં લુટાવી દીધું,

પંજાબમાં મુસલમાનોનો વધારે પ્રભાવ અને વસવાટ હોવાથી એમના કટ્ટર એકેશ્વરવાદના સંસ્કાર પ્રબળ બની ગયા હતા શાસ્ત્રોનો અભ્યાસ અને જ્ઞાનચર્ચાનો લગભગ અભાવ થઇ ગયો હતો ધર્મ અને ઉપાસનાનાં ગૂઢ તત્ત્વો સમજવાની અને સાક્ષાત્ કરવાની લોકશક્તિ ધીરે ધીરે ઘસાતી જતી હતી એટલે જ્યાં ઘણા લોકોને જબરજસ્તીથી મુસલમાન બનાવવામાં આવતા હતા ત્યાં કેટલાક લોકો શોખથી અને સ્વેચ્છાથી પણ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરતા હતા એવી નાજુક અવસ્થામાં કબીરદ્વારા પ્રવર્તિત નિર્ગુણ મતમતે ખુબ સહાય કરી અને પ્રજાની ધાર્મિક ભાવનાનો વિનાશ થતો બચાવ્યો

નાનક શરૂઆતથી ભક્ત હતા એટલે એમનું આવા મત તરફ આકર્ષિત થવું સ્વાભાવિક હતું. એમને પણ એવી જ કોઇ ઉપાસના જોઇતી હતી કે જે હિંદુ અને મુસલમાન બન્નેને ગ્રાહ્ય હોય. આ અભિલાષાને લઇને એમણે દેશદેશાંતરમાં ખુબ ભ્રમણ કર્યું અને પોતાની મહેચ્છા છીપાવવા માટે એમને વિશાળ અનુભવ અને જ્ઞાનની સહાય મળી. અંતે કબીરની નિર્ગુણ ઉપાસનાનો એમણે પંજાબમાં પ્રચાર શરૂ કર્યો અને હિંદુ મુસલમાન બન્નેમાંથી નવીજ શીખ જાતિનું બીજ રોપ્યું; અને શીખસંપ્રદાયના આદિ પુરૂષ બન્યા. કબીર સાહેબની જેમ નાનક પણ બહુ ભણ્યા નહતા. ભક્તિભાવમાં લીન થઇને એઓ જે ભજનો ગાતા અને રચતા એનો સંગ્રહ 'ગ્રંથ સાહેબ' રૂપે થયો છે. એમાં કેટલાક ભજનો પંજાબીમાં છે અને, કેટલાંક હિંદીમાં છે. નાનકે ભક્તિ, નમ્રતા, સહૃદયતા અને વિનયના ભાવો સાદી અને સ્પષ્ટ ભાષામાં કહ્યા છે. જેના અંતરમા ભાવોનું દર્શન સ્પષ્ટ અને સુરેખ હોય છે એનું નિરૂપણ પણ એટલુંજ સ્પષ્ટ અને સચોટ હોય છે. વિચાર સ્પષ્ટ હોય તો ભાષા એની મેળે એ સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે. આનું મૂર્તિમંત ઉદાહરણ નાનક છે. એમનો દેહાત સં. ૧૫૯૬ માં થયો. સંસારની ક્ષણભંગુરતા, ભગવદ્‌ભક્તિ અને સાધુ સ્વભાવ એ એમના પદોના મુખ્ય વિષયો હતા. એમના પદોમાંથી ઉદાહરણ તરીકે બે પદ અહિં મુક્યા છે.

જો નર દુખમેં દુખ નહિ માનૈ ।

સુખ સનેહ અરૂ ભય નહિં જાકે કંચન માટી જાનૈં ॥  
નહિ નિંદા નહિ અસ્તુતિ જાકે લોભ મોહ અભિમાના ।  
હર્ષ શોકમેં રહે નિયારો નાહિં માન અપમાના ॥  
આસા મનસા સકલ ત્યાગી કૈ જગત રહે નિરાસા ।  
કામ ક્રોધ જેહિ પરસૈ નાહિન તે હિં ઘટ બ્રહ્મ નિવાસા  
ગુરૂ કિરપા જેહિ નરપે કિન્હી તિનય જુગતિ પિછાની ।

નાનક લીન ભયો ગોવિંદસો જ્યોં પાની સંગ પાની ॥

× × × ×

ગુન ગોવિંદ ગાયો નહિં જનમ અકારથ કીન
નાનક ભજુરે હરિમના જેહિ બિધિ જલકો મીન
બિષયન સોં કાહે રચ્યો નિમેષ ન હોય ઉદાસ
કહિ નાનક ભજુ હરિમના પરૈ ન જમકી પાસ

ગુરૂ નાનક પછી સં. ૧૫૫૭ મા અનંતદાસનું નામ મળે છે. એમના ગ્રંથો "રૈદાસકી પરિચઇ," "કબીરાસકી પરિચઇ" અને "ત્રિલોચન-દાસકી પરિચઇ" છે. એમની કવિતા સામાન્ય કોટિની લાગે છે.

## વલ્લભ મહાપ્રભુ.

સં. ૧૫૬૦ માં વૈષ્ણવમતના આચાર્ય સ્વામી વલ્લભાચાર્ય મહાપ્રભુની કવિતાનો સમય આવે છે. એમનો જન્મ સં ૧૫૩૫ અને મૃત્યુ ૧૫૮૭ મા થયું. વલ્લભપ્રભુ સંસ્કૃતના ધુરંધર પંડિત અને સુકવિ હતા. એઓશ્રી પોતાના વલ્લભી સંપ્રદાયમા શ્રીકૃષ્ણનો અવતાર મનાતા અને આજ એજ ભાવે એમના ભક્તો એમની પૂજા કરે છે. એમના સંસ્કૃતમાં લખેલા ઘણા ગ્રંથો છે, હિંદીમા પણ એમણે કેટલાક ઉત્તમ પદોની રચના કરી છે. હિંદીના ઉન્નત અને પ્રગતિકાળ પર વલ્લભાચાર્યના જીવનતેજની અને એમના ભક્તોની કાવ્યપ્રતિભાની અમર અસર છે વલ્લભપ્રભુની કાવ્યભાષા શુદ્ધ વ્રજભાષા છે વ્રજભાષાનુ કાવ્ય સાહિત્ય ઉપર જે સામ્રાજ્ય જામ્યું અને એનુ મહત્વ તથા ઓજસ્ વધ્યા એનું કારણ વલ્લભી સંપ્રદાયના મોટા મોટા ભક્તો અને મહાકવિઓએ પોતાની રચના વ્રજભાષામા જ કરી એ હતુ. વલ્લભ મહાપ્રભુના જીવનની અસર સમાજ ઉપર અને એ વખતના કાવ્ય સાહિત્ય ઉપર કેવી અને કેટલી પડી એ બીજા પ્રકરણમા જરા વિસ્તારથી જોઇશુ.

વલ્લભાચાર્ય પછી 'મૃગાવતી'ના ગ્રંથકાર કુતબન શેખનું નામ મળે છે. કુતબન સુરહાર ચિસ્તીના શિષ્ય અને શેરશાહના પિતા હુસેનશાહના આશ્રિત હતા. એમનો સમય વિક્રમની સોળમી સદીના મધ્ય ભાગમાં એટલે લગભગ સં. ૧૫૫૦ માં કહેવાય છે. એમણે 'મૃગાવતી' ની રચના દુહા ચોપાઇમાં હીજરી સન ૯૦૯ ( સં. ૧૫૫૮ ) માં કરી. એમાં ચન્દ્રનગરના રાજા ગણપતિ દેવના રાજકુમાર અને કંચનપુરના રાજા રૂપમુરારિની કન્યા 'મૃગાવતી'ની પ્રેમકથાનું વર્ણન છે. આ પ્રેમકથા દ્વારા કવિએ પ્રેમ ધર્મનાં ત્યાગ, ભક્તિ અને કષ્ટનું નિરૂપણ કરીને સાધકના ભગવદ્ પ્રેમનું સ્વરૂપ બતાવ્યું છે. વચ્ચે વચ્ચે સુફીઓની શૈલી પ્રમાણે સુંદર અને રહસ્યમય આધ્યાત્મિક ભાવો પણ વર્ણવ્યા છે.

નિર્ગુણોપાસક ભક્તોની બીજી શાખા સુફી કવિઓની છે. આ કવિઓ એ પ્રેમકથાઓના રૂપમાં ઇશ્વરને પામવાના પ્રેમતત્ત્વનું વર્ણન કર્યું છે. સુફીઓ દિવ્ય અને અલૌકિક પ્રેમનો આભાસ લૌકિક પ્રેમમાં મળે છે એમ માને છે. આ સંપ્રદાયનો કુતબનશેખ પહેલો કવિ છે. એની કવિતાની થોડી પંક્તિઓ આ રહી.

રૂકમિનિ કિ પુનિ વૈસ હિ મરિ ગઇ ।
કુલવંતી સત સોં સતિ ભઇ ॥
બાહર વહુ ભીતર વહુ હોઇ ।
ઘર બાહર કો રહે ન જોઇ ॥
બિધિ કર ચરિત ન જાને આનૂ ।
જો સિરજા સો જાહિ નિ આનુ ॥

એ સિવાય એ સમયમાં એટલે લગભગ સં. ૧૫૬૦ માં સરોજકારે સેન કવિનો સમય લખ્યો છે; અને કહ્યું છે કે એમના છંદ કાળીદાસ કૃત 'હજારા'માં છે. સેનની કવિતા મધુર છે પણ ભાષામાં ઘણા વર્તમાન અંશો મળે છે.

અહિં ભક્તિયુગના પૂર્વકાળની સમાપ્તિ થાય છે. પૂર્વ માધ્યમિક હિંદીનો સમય પણ અહિં પુરો થાય છે. આ કાળમાં વિદ્યાપતિ અને કબીર જેવા મહા કવિઓએ હિંદીનું મુખ ઉજ્જ્વલ અને પ્રતિભાવાન બનાવીને એનુ વાસ્તવિક મૌલિક રૂપ સર્જ્યું. મહાત્મા રામાનંદ, ગુરુનાનક અને વલ્લભ મહાપ્રભુ જેવા લોકોત્તર પુરુષોએ પણ આજ કાળમાં પોતાની રચનાઓથી હિંદીનું મહત્વ અને તેજસ્વીતા વધાર્યાં. પ્રસિદ્ધ મહારાણા કુંભકર્ણે પણ હિંદીને અપનાવી અને એના કવિઓને ખોબા ભરી ભરીને નવાજ્યા. આ સમયમાં હિંદીનું સામ્રાજ્ય છેક પંજાબથી બિહાર સુધી વિસ્તર્યું હતું. રાજાઓના યશકિર્તનની પ્રથાનો અસ્ત થઇ ગયો હતો અને ધાર્મિક સાહિત્યનો વિકાસ અને પ્રગતિ પ્રબળ રીતે સધાઇ રહ્યાં હતાં. આ કાળમાં ઘણા કવિઓ, સંતો અને એમના શિષ્યો જ નીકળશે. બીજી બાજુ દામો અને કુતબન શેખે ચંદ અને મુલ્લા દાઉદની ચલાવેલી પ્રેમકથા લખવાની પ્રણાલિને દૃઢ કરી અને એને એક પગલુ આગળ વધારી. કાવ્યસાહિત્યની ભાષા ઉપર વ્રજભાષાનું પ્રભુત્વ વધ્યું અને સૂરયુગ માટેના પોતાના સામર્થ્યના એણે દર્શન કરાવ્યાં.



## ૬

# ભક્તિયુગ

## ( મધ્યકાળ )

વિક્રમની પંદરમી અને સોળમી સદીના લોકજીવન ઉપર વૈષ્ણવધર્મના પ્રભાવબળે અદ્‌ભૂત અસર કરી છે ચૈતન્યમહાપ્રભુ જેવા સમર્થ અને અલૌકિક ભક્તના જીવનરંગથી બંગાળનો લોકસમાજ નવા રંગે રંગાતો હતો, ઉત્તરભારતમાં મહાપ્રભુ વલ્લભાચાર્ય અને મહાત્મા હિતહરિવંશની લોકોત્તર જીવનપ્રતિભા જનતાનું આંતરજીવન પલટી રહી હતી વૈષ્ણવધર્મના ઉદયકાળની આ સમર્થ ત્રિપુટીએ કૃષ્ણભક્તિનો જે અનુપમ અને વિસ્તીર્ણ સ્રોત વહેવડાવ્યો એમાં પૂર્વ અને ઉત્તરભારતનું સમસ્ત લોકજીવન ભિંજાયું અને પાવન થયું, અને એ પ્રવાહના નીર અનેક રીતે સમગ્ર દેશમાં ફરી વળ્યા એ પલટાયેલા લોકજીવનમાંથી ભક્ત મહાકવિઓ જન્મ્યા અને ભિંજાયેલા અંતરના પ્રકટ સ્વરૂપ જેવા મધુર અને અમર ગાનોનું સર્જન થયું હિંદી અને બંગાળી કાવ્યસાહિત્ય ઉપર આ સમયની અસરે ન ભુંસાય એવો અપૂર્વ ભાગ ભજવ્યો છે.

વૈષ્ણવમતની ચાર મુખ્ય શાખાઓ માધ્વ વિષ્ણુ, નિમાર્ક અને રામાનુજ. આ ચારે સંપ્રદાયમા રામ અને કૃષ્ણની ઉપાસનાની ઉપશાખાઓ છે માધ્વસપ્રદાયમા નારાયણની ઉપાસના છે ચૈતન્યપ્રભુ આજ સપ્રદાયના હતા ચૈતન્યે શ્રીકૃષ્ણની ભક્તિને પ્રધાનતા આપી અને નામકીર્તનને જ ઉપાસનાનુ મુખ્ય અગ માન્યુ ચૈતન્ય વલ્લભાચાર્યના સહપાઠી હતા એમ કહેવાય છે ચૈતન્યપ્રભુનો મુખ્ય વસવાટ બગાળ અને જગન્નાથપુરીમા જ હતો એટલે ઉત્તરભારતમા વલ્લભાચાર્યની અસરે જ વધારે વિસ્તાર લીધો છે ચૈતન્ય પ્રભુનો સપ્રદાય ગૌડીય સપ્રદાય પણ કહેવાય છે આ સંપ્રદાયના અનુયાયી બગાળમા વિશેષ છે એમા પણ લલિતકિશોરી, કુદનલાલ અને લલિતમાધુરીજી જેવા કવિઓ થઇ ગયા છે

વિષ્ણુસપ્રદાયમા શ્રીકૃષ્ણની ભક્તિ પ્રધાન છે મહાપ્રભુ વલ્લભાચાર્ય આ સપ્રદાયના હતા ચોરાસી અને બસોબાવન વૈષ્ણવોની વાર્તાઓમા આજ સપ્રદાયના મહાત્માઓનુ વર્ણન છે વલ્લભાચાર્યે વેદાતસૂત્રો અને ગીતાજી ઉપર પોતાના સ્વતત્ર ભાષ્યની રચના કરીને શુદ્ધાદ્વૈતવાદની સ્થાપના કરી એમના મત પ્રમાણે સત્ ચિત્ત અને આનદ સ્વરૂપ બ્રહ્મ પોતાની ઇચ્છાનુસાર આ ત્રણે સ્વરૂપોનો આવિર્ભાવ અને તિરોભાવ કરે છે જડ જગત પણ બ્રહ્મ જ છે અને એણે પોતાના ચિત્ત અને આનદ સ્વરૂપોનો પૂર્ણ તિરોભાવ કર્યો છે અને સત્ સ્વરૂપનો અશત આવિર્ભાવ કર્યો છે ચેતન જગત પણ બ્રહ્મ જ છે અને એમા સત્ ચિત્ત અને આનદ એ ત્રણે સ્વરૂપોનો કઇક આવિર્ભાવ અને કઇક તિરોભાવ છે માયા બ્રહ્મની શક્તિ છે અને એની ઇચ્છા પ્રમાણે જ એ વિભક્ત થાય છે એટલે માયાત્મક જગત મિથ્યા નથી પણ સત્ય છે જીવ પોતાના શુદ્ધ બ્રહ્મ સ્વરૂપને ત્યારે જ પ્રાપ્ત કરે છે જ્યારે આવિર્ભાવ અને તિરોભાવ મટી જાય છે આ વાત કેવળ ઇશ્વરના અનુગ્રહથી જ જેને ' પુષ્ટિ ' અથવા પોષણ કહે છે તેનાથી જ થાય છે એટલે દાર્શનિક પક્ષમા વલ્લભાચાર્યનો મત જેમ શુદ્ધાદ્વૈત કહેવાય છે તેમ ભક્તિપક્ષમા 'પુષ્ટિમાર્ગ' કહેવાય છે

વલ્લભાચાર્યે પોતાના આ મતનો પ્રચાર સમગ્ર દેશમાં ફરીને કર્યો અને અંતે પોતાના ઉપાસ્ય દેવ શ્રીકૃષ્ણની જન્મભૂમિ વ્રજમાં આવીને પોતાની ગાદી સ્થાપી. વલ્લભાચાર્યના વ્રજમાં આવવાથી વ્રજભાષામાં નવું ઓજસ અને માધુર્ય આવ્યું અને ઉર્મિગીતિનો સ્રોત સદીઓ સુધી અખંડિત વહ્યો મહાકવિ સુરદાસ અને બીજા ' અષ્ટ છાપ ' કવિઓ આ સંપ્રદાયના મશહૂર કવિઓ છે.

નિંબાર્ક સંપ્રદાયમાં પણ શ્રીકૃષ્ણનું પૂજન મુખ્ય છે. મહાકવિ ઘનાનંદજી અને મહાત્મા હરિદાસજી આ સંપ્રદાયના હતા. હરિદાસજીએ ઉત્તરભારતમાં પ્રચલિત ' ટટ્ટીવાલી ' શાખા ચલાવી અને વિરક્તિ તથા બ્રહ્મચર્ય પર વધારે ઝોક આપીને મૂર્તિપૂજાનું બળ ઓછું કર્યું. પ્રસિદ્ધ કવિ મહારાજા નાગરીદાસજી તથા રીતલદાસજીએ આજ સંપ્રદાયને શોભાવ્યો છે.

રામાનુજ સંપ્રદાયમાં નારાયણભક્તિ પ્રધાન છે. એમાં ભગવાનના શરણાગતભાવ તથા યજ્ઞાદિક તરફ વધારે ધ્યાન આપ્યું છે. મહાત્મા રામાનંદજી આ સંપ્રદાયના હતા. વલ્લભાચાર્યે જેમ શ્રીકૃષ્ણને ઉપાસ્ય દેવ તરીકે સ્વીકાર્યા તેમ રામાનંદજીએ રામચંદ્રજીને પોતાના ઇષ્ટદેવ માન્યા અને રામભક્તિની ધૂન મચાવી. આ પ્રકારે રામાનુજ સંપ્રદાયની શાખારૂપ રામાનંદી સંપ્રદાય ચાલ્યો. ગૌસ્વામી તુલસીદાસ અને અયોધ્યાના મહંત એ રામાનંદી સંપ્રદાયના ભક્તો હતા.

ગૌસ્વામી હિતહરિવંશને એક દિવસ રાધાજીએ સ્વપ્નમાં મંત્ર આપ્યો હતો એમ કહેવાય છે. ત્યારથી એઓ પોતાને રાધાજીના શિષ્ય માનવા લાગ્યા અને હિતસંપ્રદાય નામનો નવો જ સંપ્રદાય ચલાવ્યો. આ સંપ્રદાયને રાધાવલ્લભીય સંપ્રદાય પણ કહે છે.

હવે ભક્તિ અને એના ભાવો વિષે જરા સ્પષ્ટીકરણ કરીને આપણે ઇતિહાસ શરૂ કરીએ. ભક્તિ પાંચ ભાવોથી કરી શકાય છે. શાંત, દાસ, વાત્સલ્ય, સખ્ય અને શૃંગાર એ ભાવોના પાંચ સ્વરૂપો છે. પ્રહલાદની

ભક્તિ શાંત ભાવની હતી; હનુમાન, રામાનંદ અને તુલસીદાસ વગેરેની ભક્તિ દાસભાવની કહેવાય છે, વલ્લભીય સંપ્રદાયવાળા વાત્સલ્ય ભાવની ભક્તિ કરતા હતા પરંતુ એમાં સૂરદાસે અને બીજા કેટલાક કવિઓએ વાત્સલ્યની સાથે સખ્યભાવ પણ ગુંથ્યો હતો, શૃંગાર ભાવની ભક્તિમાં ભક્ત પોતાને પ્રિયા અથવા માશુક સમજે છે. હરિદાસજી, હિતહરિવંશજી અને ચૈતન્યપ્રભુની ભક્તિ આ ભાવની હતી. શૃંગાર અથવા સખીભાવનું તાત્પર્ય એ છે કે કેવળ ઇશ્વર જ પુરૂષ છે અને સર્વ ભક્તો એના આશ્રિત છે એટલે એમાં માશુકભાવ છે. કૃપાનિવાસ, અગ્રદાસ અને નાભાદાસ સખીભાવના ભક્તો હતા, વૈષ્ણવ સંપ્રદાયની રામાનંદી શાખાનો દાસભાવ અને વલ્લભીય શાખાનો ભાવ વાત્સલ્ય છે. બાકીના સંપ્રદાયોમાં સખીભાવ જ પ્રાધાન્ય છે.

વૈષ્ણવ સંપ્રદાયોમાંથી સૌથી પહેલા વલ્લભીય શાખાનો પ્રભાવ સાહિત્ય ઉપર પડયો એ દૃષ્ટિએ મહાત્મા સૂરદાસનું નામ પ્રથમ આવે છે.

## સૂરદાસ.

સૂરદાસના જન્મકાળ વિષે ચોક્કસ માલ મળતી નથી. પરંતુ 'ભક્તમાળ' 'બસો બાવન વૈષ્ણવની વાર્તા' અને બીજા કેટલાક વિદ્વાનોના નિર્ણયને આધારે એ સમય સં. ૧૫૪૦ ની આસપાસ નક્કી થાય છે એમની જન્મભૂમિ વિષે પણ એવા જ અનિશ્ચિત મતો છે. મિશ્રબંધુઓએ 'નવરત્ન'માં એમની જન્મભૂમિ દીલ્હી પાસેનું સીહી ગામ બતાવ્યું છે. પંડિત રામચંદ્ર શુકલે ચોરાસી વૈષ્ણવની ટીકાનુસાર રુનકતા ગામ (રેણુકાક્ષેત્ર) જે મથુરાથી આગ્રા જનારી સડક ઉપર આવ્યું છે તે માન્યું છે. એ વાર્તાનુસાર એઓ સારસ્વત બ્રાહ્મણ હતા અને એમના પિતાનું નામ રામદાસ હતું. 'ભક્તમાળ' માં પણ એમને બ્રાહ્મણ જ કહ્યા છે; અને આઠ વર્ષે એમને યજ્ઞોપવિત આપેલું લખ્યું છે સૂરદાસની 'દૃષ્ટિકુટે' પર લખેલી એક ટીકા મળે છે. એ

૧૧૬ પદ અલંકાર અને નાયિકા ભેદના ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવ્યાં છે. ટીકાની નીચે સૂરદાસનું નામ મળે છે. આ ટીકાને અંતે એક મોટું પદ છે એમાં સૂરદાસે પોતાના વંશનો પરિચય આપ્યો છે. એ પદ પ્રમાણે તો એઓ બ્રહ્મભટ્ટ હતા અને મહાકવિ ચંદબરદાઇના વંશજ હતા. ચંદ કવિના કુળમાં હરિચંદ થયા અને એ હરિચંદના સાત પુત્રોમાં ચૌથી નાના સુરજદાસ હતા. એ જ આ ભક્ત સૂરદાસ. બાકીના ૭ ભાઇઓ મુસલમાનો સાથેના યુદ્ધમાં જ્યારે માર્યા ગયા ત્યારે અંધ સૂરદાસ ઘણા દિવસ સુધી ભટકતા રહ્યા. એક દિવસ રખડતાં એક કુવામાં પડી ગયા અને ૭ દિવસ સુધી એ કુવામાંથી એમને કોઇએ કાઢયા જ નહિ. સાતમે દિવસે ભગવાન પોતાના કૃષ્ણ સ્વરૂપે એમની સમીપ પ્રકટ થયા અને સૂરદાસને દૃષ્ટિ આપીને પોતાના રૂપનું દર્શન કરાવ્યું. ભગવાને કહ્યું કે દક્ષિણના એક સમર્થ અને બલવાન બ્રાહ્મણકુળ દ્વારા શત્રુઓનો નાશ થશે અને તું પણ સર્વ વિદ્યાઓમાં નિપૂણ થઇશ. ત્યાર પછી સૂરદાસે વર માગ્યો કે જે નેત્રોથી મેં ભગવાનનું રૂપદર્શન કર્યું, એ નેત્રોથી હવે હું બીજું કશું જ જોઇ ન શકું અને સર્વદા આપનું ભજન કરૂં. સૂરદાસજી કુવામાંથી નીકળ્યા પછી અંધ જ રહ્યા અને વ્રજમાં વાસ કર્યો.

આ પદ ઘણા કારણોસર પ્રમાણભૂત મનાયું નથી. સૂરદાસના જીવનકથનના લેખક અને વિવેચક કોઇએ એને સાચું માન્યું નથી એટલે ચોરાસી વૈષ્ણવની વાર્તા અને ભક્તમાળની હકીકત ઉપર જ વિશ્વાસ રાખીને આગળ ચાલવું પડે છે. એ વાર્તાનુસાર સૂરદાસ મથુરા અને આગ્રાને વચ્ચે થોડે છેટે ગઉઘાટમાં રહેવા લાગ્યા. મહાપ્રભુ વલ્લભાચાર્ય જ્યારે ભ્રમણ કરતા કરતા ત્યાં પધાર્યા ત્યારે સૂરદાસે એમની પાસેથી દીક્ષા લીધી અને સદ્‌ગુરૂ તરીકે સ્વીકાર્યા. ગુરૂની આજ્ઞાથી સૂરદાસે ભાગવતની કથાને પદોમાં ઉતારી અને એ ગ્રંથ ‘સૂરસાગર’ નામથી પ્રસિદ્ધ થયો. સૂરસાગરમાં સવા લાખ પદો કહેવાય છે. પરંતુ હજી

સુધી ૭ સાત હજાર પદોથી વધારે મળ્યા નથી કેટલાક ભક્તોનું માનવું છે કે સૂરદાસ ઉદ્ધવના અવતાર હતા અને એમની ભક્તિ અખંડ સખ્ય ભાવની હતી. સૂરદાસનું મૃત્યુ પારસોલી ગામમા ગૌસ્વામી વિઠ્ઠલનાથજીની દૃષ્ટિ આગળ સ ૧૬૨૦ ની લગભગ થયું.

શ્રીવલ્લભાચાર્ય પછી એમના પુત્ર ગૌસ્વામી વિઠ્ઠલનાથજી ગાદી પર બેઠા. એ સમય સુધીમા કેટલાય પુષ્ટિમાર્ગી કવિઓએ સુદર પદોની રચના કરી હતી વિઠ્ઠલનાથજીએ એ કવિઓમાથી આઠ સર્વોત્તમ કવિઓને વિણીને "અષ્ટછાપ" ની પ્રતિષ્ઠા કરી એ અષ્ટ છાપમા સુરદાસ, કુભનદાસ, પરમાનંદદાસ, કૃષ્ણદાસ, છીતસ્વામી, ગોવિંદસ્વામી, ચતુર્ભુજદાસ, અને નંદદાસ ને લીધા

કૃષ્ણભક્તિની પરપરામા શ્રીકૃષ્ણની પ્રેમમૂર્તિને દૃષ્ટિસમીપ રાખીને પ્રેમતત્ત્વની ખુબ વિસ્તારપૂર્વક વ્યંજના થઇ છે આ કૃષ્ણભક્તોના કૃષ્ણ, પ્રેમઘેલી અને રસોન્મત ગોપીઓથી ઘેરાયેલા શ્રીકૃષ્ણ છે, મોટા મોટા ભૂપાળો, યોદ્ધાઓ અને રાજપુરુષોની વચ્ચે લોકવ્યવસ્થા સ રક્ષતા દ્વારિકાના શ્રીકૃષ્ણ નથી કૃષ્ણના જે મધુર સ્વરૂપને ભક્તોએ વર્ણવ્યુ છે એ રૂપ તો જીવન ઓવારી નાખવાનુ સમર્પણ જગાવે એવુ દિવ્ય અને અનુપમ છે એ સાર્વભૌમ પ્રેમતત્ત્વની સન્મુખ ભક્તનો અતરાત્મા એક જુદા જ પ્રેમલોકમા વિહરે છે કૃષ્ણભક્તો એવા પ્રેમરગમા મસ્ત રહેનાર જીવો હતા સમાજ કઇ તરફ જાય છે એ વાતની એમને પરવા ન હતી પોતાના ભગવદ્પ્રેમની પુષ્ટિને માટે જે શૃગારમયી લોકોત્તર છટાથી અને આત્મા-સર્ગની અભિવ્યજનાથી જેમણે જનતાને રસોન્મત અને ઘેલી બનાવી દીધી તેની અસર લૌકિક અને સ્થૂલ દૃષ્ટિ રાખનાર વિષયવાસનાથી ભરેલા જીવો ઉપર કેવી થશે એનુ એમણે બીલકુલ ધ્યાન ન રાખ્યુ જે રાધાકૃષ્ણના દિવ્ય પ્રેમને પોતાની નિગૂઢ અને અપૂર્વ ભક્તિનો સકેત બનાવ્યો એનો આશરો લઇને પછીના કાળના હિંદી કવિઓએ શૃગારની ઉન્માદ અને આવેશભરી ઉર્મિઓથી હિંદીકાવ્યને ભરી દીધુ

કૃષ્ણચરિત્રના ગાનમાં ઊર્મિગીતોની જે ધારા પૂર્વમાં જયદેવ અને વિદ્યાપતિએ વહાવી એનું અવલંબન વ્રજના ભક્ત કવિઓએ પણ કર્યું. પછીના અલંકાર કાળના કવિઓએ પોતાની શૃંગારમયી મુક્ત કવિતાને માટે રાધા અને કૃષ્ણનો જ પ્રેમ લીધો આ પ્રકારે કૃષ્ણ સંબંધીની કવિતાનું સ્ફુરણ પ્રબંધના ક્ષેત્રમાં ન થતાં મુક્તકના ક્ષેત્રમાં જ થયું ઘણા સમય પછી લગભગ ૧૮૦૯ માં વ્રજવાસીદાસે 'રામચરિતમાનસ'ના ઢંગ પર દુહા અને ચોપાઇમાં પ્રબંધકાવ્યના રૂપમાં કૃષ્ણચરિતનું વર્ણન કર્યું પણ ગ્રંથ ઘણું જ સામાન્ય કોટિનો બન્યો અને એનો એટલો પ્રસાર પણ ન થયો

કૃષ્ણભક્ત કવિઓની પરંપરા પોતાના ઇષ્ટદેવની કેવળી બાળલીલા અને યૌવનલીલાને લઇને જ અગ્રેસર થઈ એ સમયે પ્રબંધ કાવ્ય કરતાં ઊર્મિ અને મુક્તક કાવ્યને માટે વધારે ઉપયુક્ત હતા. અને કાવ્યના આ ક્ષેત્રમાં કૃષ્ણભક્ત કવિઓએ અને આલંકારિક કવિઓએ શૃંગાર અને વાત્સલ્ય રસની પરાકાષ્ટા બતાવી આપી છે

સૂરદાસના પાંચ ગ્રંથો છે એમાંથી ત્રણતો જાણીતા છે બાકીના બે કેટલી શોધમાં મળ્યા છે ૧ સૂરસાગર ૨ સૂરસાગરવલી ૩ સાહિત્યલહરી (દષ્ટિકૂટ) ૪ નળ દમયંતિ અને ૫ બ્યાહલો

સાહિત્ય લહરીને સૂરદાસે સં ૧૬૦૭ માં સંકલિત કરી હતી. આમાં કેટલાક પદો સૂરસાગરમાંથી અને કેટલાક કુટ મુક્યા છે આ લહરીની સરદાસના નામથી એક છંદોબદ્ધ ટીકા પણ છે પરંતુ આ ટીકાની વાસ્તવિકતા વિષે શંકા છે ટીકામાં પ્રત્યેક પદના અલંકાર નાયિકા આદિનું વર્ણન છે પરંતુ સૂરદાસે રીતિબદ્ધ કવિતા કરી જ નથી સ્વાભાવિક રીતે જે વર્ણન જ્યાં ઉચિત હતું તે કર્યું છે એટલા માટે મિશ્રબંધુઓએ આ ટીકા માટે શંકા બતાવી છે સરદાર કવિએ પોતાની ટીકામાં પદોના ૧૧૭ પદ આપ્યા છે અને ૬૩ બીજા લખ્યા છે આ રીતે એમની પ્રતમાં કુલ ૧૮૦ પદ છે. આ કુટોમાં નાયિકા અને અલંકારના વિષયો મળે છે, પરંતુ ટીકાની સહાયતા વિના સમજવા અઘરા છે

સૂરસારાવલીમાં સૂરદાસે સૂરસાગરની સૂચિ જ જાણે આપી છે, એમાં ૧૧૦૭ પદ છે પરંતુ આખાય ગ્રંથમા એક જ છંદ હોવાને કારણે વાચવાનું રુચિકર નથી લાગતું. જો આ દૂષણને છોડી દઇએ તો આ ગ્રંથમા સૂરદાસની એજ અદ્ભૂત છટા દેખાય છે.

સૂરસાગર બાર સ્કંધમા સમાપ્ત કર્યો છે સાગરમા ભાગવતના દશમ સ્કંધની કથા જ મોટે ભાગે લેવાઈ છે એજ કથાને એમણે વિસ્તારથી ગાઈ છે. બાકીના સ્કંધોની કથા સંક્ષિપ્તમા થોડા પદોમા કહેવાઇ છે

સૂરસાગરમા કૃષ્ણજન્મથી માંડીને શ્રીકૃષ્ણના મથુરા ગમન સુધીની કથા અત્યંત વિસ્તારથી ગાઇ છે જુદાં જુદી લીલાઓના પ્રસંગોને લઇને આ રસમગ્ન કવિએ મધુર અને મનોહર પદોની વર્ષા કરી છે. આ પદોના સંબંધમા સૌથી પહેલી વાત ધ્યાનમા આવે છે તે એ છે કે પ્રચલિત વ્રજભાષામા સૌથી પ્રથમ સાહિત્યક રચના હોવા છતા પણ એ પદો સંપૂર્ણ સપ્રમાણ અને પરિમાર્જિત છે પહેલી સાહિત્યક રચના અને તેય એટલી પ્રગલ્ભ, વિશદ અને કાવ્યાંગપૂર્ણ છે કે પાછળ થએલા કવિઓની શ્રૃંગાર અને વાત્સલ્યની ઉક્તિઓ સૂરદાસની એંઠી કવિતા લાગે છે એક કવિએ કહ્યુ છે :—

**કર અમિત વિષય વર્ણન વિશદ સબી પરમ સુંદર કહે,**
**સબ કવિયોં કે હિત યે વિષય ઇસ કવિકે જુઠે રહે.**

સૂરસાગરમા ઉર્મિગીતોની પરંપરાનો ખુબ વિકાસ સધાયો લાગે છે. રામભક્તોમા જેમ તુલસીદાસનુ નામ સર્વશ્રેષ્ઠ છે તેમ કૃષ્ણ ભક્તોમા સૂરદાસનુ છે. હિંદી કાવ્યસાહિત્યના આકાશના આ બે મહાકવિઓ સૂર્ય અને ચન્દ્ર કહેવાય છે. જે તન્મયતા આ બન્ને ભક્તકવિની વાણીમા મળે છે તેની કંઇક ઝલક માત્ર મીરાબાઇમા મળે છે. હિંદીકવિતા આ જ તેજસ્વી રત્નોથી અમર બની છે, એમની જ સરસતાથી હિંદીનો લીલમલીલો કાવ્યસ્રોત આજસુધી અખંડિત વહેતો રહ્યો છે

સુરદાસના વિષયમાં એ દોહરો ખુબ પ્રસિદ્ધ છે.

કિધૌ સૂરકો સર લગ્યો કિધા સૂરકી પીર
કિધૌ સૂરકો પદ લગ્યો બેધ્યો સકલ સરીર.

સુરદાસનું કાવ્યક્ષેત્ર તુલસીના જેટલું વ્યાપક નથી કે જેમાં જીવનની અનેક દશાઓનો સમાવેશ થઇ શકે; પરંતુ જેટલી પરિમિત ભૂમિમાં એમની પુણ્યવાણીનો સંચાર થયો છે ત્યાં એક તસુ જગ્યા પણ ભિંજાયા વિનાની નથી રહી. શૃંગાર રસને વાત્સલ્યના ક્ષેત્રમાં જ્યાંસુધી સૂરની દૃષ્ટિ પહોંચી વળી છે, ત્યાં સુધી કોઇ કવિની દૃષ્ટિ પહોંચી નથી. કવિના બાળ ચેષ્ટાનાં સ્વાભાવિક અને મનોહર ચિત્રો જુઓ.

૧ કાહેકો આરિ કરત મેરે મોહન ! યોં તુમ આઁગન લોટી
જો મેં ગ હુ સો દેહું મનોહર યહે બાત તેરી ખોટી
સૂરદાસ કો ઠાકુર ઠાઢો હાથ લકુટ લિયે છોટી

૨ સોભીત કર નવનીત લિયે
ઘુંટુરન ચલત, રેનુ-તન-મંડિત મુખદધિ લેપ કિયે

૩ સિખવત ચલન જસોદા મૈયા
અરબરાય કર પાનિ ગહાવત ડગમગાય ધરૈ પૈયા

બાળકોના સ્વાભાવિક ભાવોની વ્યંજનાના કોણ જાણે આવાં કેટલાંય પદો છે. સ્પર્ધાનો સુંદર ભાવ આ પદમાં વ્યક્ત થાય છે :—

મૈયા કબહિં બઢેગી ચોટી
કિતી બાર મોહિં દૂધ પિયત ભઇ યહ અજહૂઁ હૈ છોટી
તૂજો કહતિ । બલકી બેની જ્યોં હૈ હૈ લાઁબી મોટી

એવી રીતે ક્ષોભના આ વચનો સરસ છે :—

ખેલત મેં કો કાકો ગોસૈંયા ?
જાતિ પાઁતિ હમ તેં કછુ નાહિં ન બસત તુમ્હારી છૈયાં
અતિ અધિકાર જનાવત યાતે અધિક તુમ્હારે હૈ કછુ ગૈયાં

વાત્સલ્યની જેમ શ્રૃંગારના સંયોગ અને વિયોગ બન્ને પક્ષોનો આટલો પ્રચુર વિસ્તાર બીજા કવિમાં નથી મળતો. ગોકુળમાં જ્યાં સુધી શ્રી કૃષ્ણ રહ્યા ત્યાં સુધીનું એમનું આખું જીવન જ સંયોગપક્ષ છે. દાણલીલા, માખણલીલા, ચીરહરણલીલા, રાસલીલા આદિ કેટલીય લીલાઓ પર હજારો પદો સૂરદાસે રચ્યાં છે. રાધાકૃષ્ણના પ્રેમના પાદુર્ભાવની કેવી સ્વાભાવિક અવસ્થાઓ ચિતરી છે.

૧ કરિ લ્યો નારિ, હરિ આપનિ ગૈયાઁ
નહિં ન બસાત લાલ કછુ તુમ સોં સબૈ ગ્વાલ એક ઠૈયાં ।

૨ ધેનુ દુહત અતિહી રતિ બાઢી
એક ધાર દોહુ નિ પહુઁચાવત, એક ધાર જહુઁ પ્યારી ઠાઢી
મોહન કરતેં ધાર ચલતિ પય, મોહ નિ-મુખ અતિહી છબિબાઢી.

શ્રૃંગારની અંતર્ગત ભાવપક્ષ અને વિભાવપક્ષ બન્નેનાં અત્યંત વિસ્તૃત અને અપૂર્વ વર્ણનો સૂરસાગરમાં લ્હેરાય છે. રાધાકૃષ્ણના રૂપવર્ણનના જ સેંકડો પદો એણે ગાયા છે. એ પદોમા ઉપમા, રૂપક અને ઉત્પ્રેક્ષાનો પાર નથી. આંખ ઉપર જ કેટલી ઉક્તિઓ રચી કાઢી છે.

દેખિરી હરિ કે ચંચલ નૈન ।
ખંજન મીન મૃગજ ચપલાઇ, નહિં પટતર એક સૈન ॥
રાજિવદલ, ઈંદીવર, શતદલ, કમલ કુશે શય જાતિ ।
નિસિ મુદ્રિત પ્રાતહિ વૈ બિગસત, યે બિગસે દિન રાતિ ॥
અરૂન અસિત સિત ઝલક પલક પ્રતિ કો બરનૈ ઉપમાય ।
મનો સરસ્વતી ગંગ જમુન મિલિ આગમ કિન્હો આય

નેત્રો પ્રતિ કેટલેક ઠેકાણે ઉપાલંભ પણ મનોહર છે:

મેરે નૈના વિરહ કી બેલિ બઇ ।
સીંચત નૈન-નીર કે સજની મૂલ પતાર ગઇ ॥

**બિગસતિ લતા સુભાય આપને છાયા સઘન ભઇ।**
**અબ કૈસે નિરૂવારૈ સજની સબતન પસરી છઇ ॥**

આ ગીતની સાથે મીરાના 'ગિરિધર ગોપાલ' વાળા ગીતની "અસુ બન જલ સિંચ સિંચ પ્રેમ બેલિ બોઇ" નો ભાવ ખુબ મળતો આવે છે આ ઉપરથી એક વસ્તુ જડે છે કે ભક્તોનું દર્દ લગભગ એક સરખુ હોય છે. એમની ઉંડી અસહ્ય વેદના પછી, એમના અકથ્ય વચનલ્હાર પછી લાધતુ ભાવદર્શન કેટલુ સૌમ્ય અને શાંત, છતા કેટલુ દર્દભર્યું હોય છે એવુ લાગે છે જાણે આંસુની શાહીથી શરીરની ચામડીના બનાવેલા કાગળ ઉપર ન લખ્યુ હોય ?

આ ઉપરાંત કાલિંદીના તટ ઉપર કે વ્રજની મધુકુંજોમા અથવા શરદની જ્યોત્સનામા રચાયલા રાસના શોભાવર્ણનો સુરદાસે પોતાની સ્થૂલ દષ્ટિ બંધ હોવા છતા અંતરદષ્ટિથી નિરખ્યા છે અને પ્રેમલોકના એ આનંદને પોતાનામા સાક્ષાત્કાર કરતા જે રોમાંચ અને આનંદના આંસુ શબ્દમા મૂર્ત કર્યાં છે એ જોતા તો સુરદાસની કાવ્યપ્રતિભા ઉપર, ભાવ ગ્રહાણવાની અને પ્રકટ કરવાની એની અદ્દભુત શક્તિ ઉપર વારી જવાય છે

કૃષ્ણના મથુરા જવા પછી ગોપીઓને જે વિરહ સાલે એનુ એવુ જ અને એટલુ જ દર્દ જાણે સુરદાસને પોતાને થતુ હોય એટલી સ્વાભાવિક રીતે સુરદાસે પોતાના સર્જનોમા એ વિરહવેદના અને ગાઢાઇ બતાવ્યા છે વિયોગની જેટલા પ્રકારની દશા હોઇ શકે એ સર્વનો સમાવેશ એમણે સુર-સાગરમા કર્યો છે નમતી સધ્યાના વિવિધ રંગોથી આકાશ શ્રીકૃષ્ણના ઉત્તરરંગ જેવુ શ્યામસુંદર બન્યુ હોય ત્યારે એ સામ્ય જોઇને ગોપીઓને સ્મૃતિ જાગે છે

**એહિ બેરિયા બન તે ચલિ આવતે।**
**દૂર હિં તે વહ બેનુ અધર ધરી બારબાર બજાવતે।**

પોતાના નિરસ જીવનને જોઇને ગોપીઓનું અદમ્ય અતર વૃંદાવનના હરિયાળાં ખેતરોની શોભા પણ સહન કરી શકતું નથી:—

મધુબન ! તુમ કત રહત હરે ?
બિરહ વિયોગ શ્યામસુંદર કે ઠાઢે કયોં ન જરે ?
તુમહો નિલજ લાજ નહિં તુમકો ફિર સિર પુહુપ ધરે.
સસા, સ્યાર ઔ બનકે પખેરૂ ધિકધિક સબન કરે,
કૌન કાજ ઠાઢે રહે બનમેં કાહેન ઉકઠિ પરે ?

સૂરસાગરનો સૌથી મર્મસ્પર્શી અંશ 'ભ્રમરગીત' છે. આવું સુંદર ઉપાલંભ કાવ્ય વિરલ છે. ઉદ્ધવ પોતાના નિર્ગુણ બ્રહ્મજ્ઞાન અને યોગકથા દ્વારા ગોપીઓને પ્રેમથી વિરક્ત કરવા માગે છે અને ગોપીઓ, પોતાની વેદના ઉદ્ધવ સમજતો નથી એ કારણે એને પેટ ભરીને બનાવે છે; કયારેક વિવશતા અને દીનતા નિવેદન કરે છે અને કયારેક વેદનાભર્યું મૌન રાખીને ઉદ્ધવને અવાક બનાવી મુકે છે. ગોપીઓ ઉદ્ધવને પુછે છે:

નિર્ગુણ કૌન દેસકો વાસી ?
મધુકર હંસી સમજાય; સૌંહ દે બુઝતિ સાંચ ન હાંસી !

અને કહે છે કે ચારે તરફ ભાસતી સગુણ મત્તાનો નિષેધ કરીને તું શા માટે એના અવ્યક્ત અને અનિર્દિષ્ટ પક્ષની તરફેણ કરીને વ્યર્થ બોલ બોલ કરે છે:

સુનિ હૈ કથા કૌન નિર્ગુનકી રચિ પચિ બાત બનાવત
સગુન સુમેરૂ પ્રગટ દેખિયત તુમ તૃન કી ઓર દુરાવત

અને બતાવો તો ખરા કે એ નિર્ગુણ અને અવ્યક્તનો માનવહૃદય સાથે શું સંબંધ છે ?

રેખા ન રૂપ, બરન જાકે નહિં તાકો હમૈ બતાવત,
અપની કહો, દરસ ઐસે કો તુમ કબ હૂં હો પાવત ?
મુરલી અધર ધરત હૈ સો પનિ ગોધન બનબન ચારત,
નૈન બિસાલ, ભૌંહ બંકટ કરિ દેખ્યો કબહું નિહારત ?

તન ત્રિભંગ કહી નટવર વપુ ધરી પિતાંબર તેહિ સોહત,
સૂરશ્યામ જ્યોં દેત હમૈ સુખ ત્યોં તુમકો સોઉ મોહત ?

અંતે હારીને ગોપીઓ ઉધ્ધવને કહે છે કે તમારા એ નિર્ગુણ કરતાં તો અમને શ્રીકૃષ્ણના અવગુણો વધારે ગમે છે.

ઉનો કર્મ કિયો માતુલ બધિ, મદિરા મત્ત પ્રમાદ
સૂરશ્યામ એ તે અવગુનમેં નિર્ગુન તેં અતિ સ્વાદ

સૂરદાસનું આ 'ભ્રમરગીત' ઉત્તરભારતમાં લોકવિખ્યાત છે અને સૂરની શ્રેષ્ઠ રચનાઓમાંનુ એક છે.

સૂરદાસની કવિતામા સૌથી પ્રધાનગુણ ભક્તિ છે. એમના પદોમાથી એમના અનંત ભક્તિ નીતરે છે. કવિનું કાવ્ય ઉત્કૃષ્ટ ત્યારે જ બને છે જ્યારે એ અંતરથી સાચો હોય છે. સૂરદાસે ભક્તિને માનવ હૃદયનો શણગાર માનો છે સૂરદાસની ભક્તિ વાત્સલ્ય અને સખ્ય ભાવની હતી. એમની ભાષા શુદ્ધ વ્રજભાષા છે સૂરની કવિતાનો બીજો ગુણ એ વિષયનું સાંગોપાગ વર્ણન છે આ ગુણમા એમની બરોબરીનો હિંદી સાહિત્યમા કોઇ કવિ નથી થયો, એવો હિંદીના પ્રસિદ્ધ વિવેચક મિશ્ર બંધુઓનો મત છે. સૂરદાસની કવિતાનુ પોત ભાવ અને વર્ણનના તાણાવાણાથી ઘટ્ટ અને મોહક બન્યું છે અને એમા પુરેલો કસબ એ સૂરદાસના જીવનસાધનાનો નિચોડ છે. ભક્તિ ઉપરાંત માધુર્ય અને પ્રસાદ એ સૂરની કવિતાના બીજા આગળ પડતા ગુણો છે. એમના અર્થગાંભીર્ય ઉપમા અને પદલાલિત્ય નિરખીને એક કવિએ કહ્યું છે,

ઉત્તમપદ કાવ્ય ગંગ કે ઉપમાકો બલબીર ( બીરબલ )
કેસવ અરથ ગંભીરતા સૂર તીન ગુન ધીર.

રીવા નરેશ મહારાજા રઘુરાજસિંહજી વ્રજ કવિતાના ધીટ અભ્યાસી મનાય છે. એમની વિવેચનાનું હિંદી સાહિત્યમા માનભર્યું સ્થાન છે. એમણે એક કાવ્યમા પોતાના અનુભવોનો સાર લખ્યો છે.

અતિરામ, ભૂષન, બિહારી, નિલકંઠ, ગંગ,
બેની, સંભુ, તોષ, ચિંતામની, કાલિદાસકી
ઠાકુર, નેવાજ, સેનાપતિ, સુખદેવ, દેવ
પજન, ધનાનંદ ઘનશ્યામ દાસકી
સુંદર, મુરારિ, બોધા, શ્રીપતિ હૂ દયાનિધિ
જુગલ, કબિંદ ત્યોં ગોબિંદ, કેસોદાસકી
'રઘુરાજ' ઔર કબિગનકી અનુઠી ઉકિત
મોહિં લગી ઝુઠી જાનિ જૂઠી સૂરદાસકી

સૂરદાસને વિષે હિંદી અને અંગ્રેજ વિવેચકોનો મત બંધાયો છે કે સૂરદાસ અંગ્રેજીમાં જેને Poets of General Visions સર્વવ્યાપક દૃષ્ટિનો કવિ કહે છે એવા સત્કવિ હતા. મિશ્રબંધુઓએ 'હિંદીનવરત્ન'માં સૂરદાસને તુલસીદાસ પછી બીજું સ્થાન આપ્યું છે. સૂરદાસને હિંદી સાહિત્યના વાલ્મીકી કહીને હિંદી વિવેચકોએ એ મહાકવિને પોતાની પ્રેમળ શ્રદ્ધાંજલિ અર્પી છે.

## કૃષ્ણદાસ.

કૃષ્ણદાસ વલ્લભાચાર્યના શિષ્ય હતા. 'અષ્ટછાપ'ના કવિઓમાં કૃષ્ણદાસનું નામ આવે છે. એઓ જાતિએ શુદ્ર હોવા છતાં સાચા વૈષ્ણવ હોવાથી એમને શ્રીનાથજીના મંદિરના વ્યવસ્થાપક નીમવામાં આવ્યા હતા. કહેવાય છે કે એક દિવસ વિઠ્ઠલનાથજી ઉપર ચિડાઇને એમણે એમની ડ્યોઢી બંધ કરી દીધી વિઠ્ઠલનાથજીને આથી ખુબ કષ્ટ થયું. આ દશા સાભળીને વિઠ્ઠલનાથજીના શિષ્ય મહારાજા બીરબલે એમને કેદ કર્યા હતા. આ વસ્તુસ્થિતિને માટે વિઠ્ઠલનાથજીને પાછળથી એટલો શોક થયો કે એમણે અન્નજળનો પણ ત્યાગ કરેલો. આ જોઇને બીરબલે એમને મુકત કર્યા અને વિઠ્ઠલનાથજીએ ફરીથી એમની વ્યવસ્થાપક તરીકે નીમણુક કરી. કૃષ્ણદાસે "જુગલમાન ચરિત્ર,' 'ભકતમાલપર ટીકા' 'ભ્રમર ગીત' અને 'પ્રેમસત્ત્વ નિરૂપ' નામના ગ્રંથો રચ્યા છે. કવિતામાં એઓ સૂરદાસ સાથે પણ હરિફાઈ

કરતા એવું કહેવાય છે. છેલ્લી શોધમા એમનો "વૈષ્ણવનંદન" નામનો એક ગ્રંથ મળ્યો છે. શિવસિંહ સરોજમાં એમના 'પ્રેમરસ-રાસ' ગ્રંથનો પણ ઉલ્લેખ મળે છે. પરંતુ કૃષ્ણદાસ નામના બીજા પણ કવિઓ થઇ ગયા છે એટલે એ નિશ્ચય નથી થતો કે બધા ગ્રંથો એમના જ રચેલા છે કે બીજા કોઇનો. કૃષ્ણદાસે પણ રાધાકૃષ્ણના પ્રેમને લઇને ભક્તિપૂર્ણ શૃંગારરસનું જ વર્ણન કર્યું છે. એમના બીજા છુટક પદો પણ મળે છે. સુરદાસ અને નંદદાસની કવિતા આગળ કૃષ્ણદાસની કવિતા ઝાખી લાગે છે. એમની કાવ્ય ભાષા વ્રજ છે. એમની રચનાઓ ભાવપૂર્ણ, નિર્દોષ અને સોહામણી છે. લગભગ સં. ૧૬૦૦ ની આસપાસ એમનો સમય આવે છે. કૃષ્ણદાસનું ચરિત્ર ૮૪ વૈષ્ણવની વાર્તાઓમા પણ આવે છે. એમની કવિતાના ઉદાહરણ રૂપ એક પદ અહિં મુકયું છે.

**રાસ રસ ગોબિંદ કરત બિહાર ।**
**સૂરસુતા કે પુલિન રમ્ય મહુઁ ફુલે કુંદ મંદાર ।**
**અદભૂત સતદલ બિકસિત કોમલ મુકુલિત કુમુદ કલ્હાર ।**
**મલય પવન બહુ સારદ પુરન ચંદ મધુપ ઝંકાર ।**
**સુઘરરાય સંગીત કલાનિધિ મોહન નંદકુમાર ।**
**બ્રજ ભામિનિ સંગ પ્રમુદિત નાચત તન ચરચિત ઘનસાર ।**
**ઉભૈં સ્વરૂપ સુભગતા સીવાં કૌક કલાસુખ સાર ।**
**કૃષ્ણદાસ સ્વામી ગિરિધર પિય પહિરે રસમૈં હાર ।**

### પરમાનંદદાસ.

પરમાનંદદાસ પણ વલ્લભાચાર્યના શિષ્ય અને 'અષ્ટછાપ' ના કવિ હતા. એમનું નિવાસસ્થાન કનોજ હોવાથી એમને કનોજીઆ બ્રાહ્મણ માનવામા આવ્યા છે. એમની કવિતા ખુબ મનોરંજક બનતી. આ કવિએ કૃષ્ણના બાલચરિત અને ગોપીઓના પ્રેમનું ખુબ વર્ણન કર્યું છે. એમના છુટક પદો મળે છે. એ સિવાય મિશ્રબંધુ વિનોદમાં 'પરમાનંદસાગર'

નામના એક ગ્રંથનો ઉલ્લેખ છે ઇ સ ૧૯૦૨ ની શોધમા "પરમાનંદદાસજી કે પદ" અને 'દાનલીલા' પણ મળ્યા છે કહેવાય છે કે એમનું એક પદ સાભળીને વલ્લભાચાર્ય એક વખત એટલા પ્રેમોન્મત્ત બની ગયા હતા કે દિવસો સુધી એમને દેહભાન પણ ન હતુ એમની કવિતામા તલ્લીનતા મુખ્ય છે. સ. ૧૬૦૬ એમની કવિતાનો સમય છે પ્ર ત્રૈ શોધમા એમનો 'ધ્રુવ ચરિત્ર' નામનો બીજો પણ ગ્રંથ મળ્યો છે પરમાનંદદાસની પણ વ્રજભાષા છે એમની કવિતા ભાવપૂર્ણ અને લલિત છે એમનુ એક પદ આપ્યુ. છે

**કહા કરૌ બૈકુંઠહિ જાય.**
**જહઁ નહિ નઁદ જહઁા નહિ જસોદા જહઁ નહિ ગોપી ગ્વાલ ન ગાય**
**જહઁ નહિ જલ જમુના કો નિર્મલ ઔર નહિ કદમન કી છઁાય**
**પરમાનંદ પ્રભુ ચતુર ગ્વાલિની વ્રજ રજ તજિ મેરી જાય બલાય.**

**કુંભનદાસ.**

કુંભનદાસનુ નામ વલ્લભાચાર્યના શિષ્ય અને અષ્ટ છાપના કવિ કરતા એ વખતના 'ભક્ત' તરીકે વધારે પ્રસિદ્ધ છે એઓ પરમાનંદદાસના સમકાલીન હતા એક વખત અકબરશાહે એમને ફતેહપુરસીક્રી બોલાવ્યા અને ખુબ સત્કાર કર્યો પણ પાછા આવ્યા પછી એ ખેદ ગયો જ નહિ એમની કવિતામા શૃંગારરસનુ પ્રાધાન્ય છે પણ એ રસ કૃષ્ણાનંદનો છે એમની કવિતા સામાન્ય કોટિની હતી એમનો રચેલો એકેય ગ્રંથ હજી સુધી મળ્યો નથી કેટલાક છુટા પદો મળ્યા છે એઓ જીવનભર ગરીબ રહ્યા પણ કોઇ ધનવાન પાસેથી એમણે પાઇ પણ ન લીધી એમનો કાળ પણ સ ૧૬૦૬ જ કહેવાય છે. એઓ ગૌરવા બ્રાહ્મણ હતા એમના સાત પુત્રોમાથી એક ચતુર્ભુજદાસ હતા એમના પૌત્ર ગધવદાસ પણ અચ્છા કવિ હતા એમનુ એક પદ અહિ લીધુ છે

**સંતન કો સિકરી સન કામ**
**આવત જાત પનહિયાઁ ટૂટી બિસરી ગયો હરિનામ**

જિનકો મુખ દેખે દુખ ઉપજત તિનકો કરિએ પરી.સલામ
કુંભનદાસ લાલ ગિરિધર બીન ઔર સબે બે કામ.

## ચતુર્ભુજદાસ.

ચતુર્ભુજદાસ સ્વામી વિઠ્ઠલનાથજીના શિષ્ય અને કુંભનદાસના પુત્ર હતા. એમણે 'મધુમાલતી રી કથા' અને 'ભક્તિપ્રતાપ' નામના ગ્રંથો રચ્યા છે. એમનો સમય સં. ૧૬૨૫ લગભગ હતો. 'સમૈયા કે પદ' અને 'દ્વાદશ યશ' ગ્રંથનો ઉલ્લેખ મિશ્રબંધુ વિનોદમાં મળે છે. શોધમાં એમનો "હિતજુકો મંગલ" નામક એક ગ્રંથ મળ્યો છે. એમની કવિતા સામાન્ય કોટિની મનાય છે. વિષય પણ બીજા કવિઓની જેમ કૃષ્ણભક્તિ છે.

## છીતસ્વામી.

છીતસ્વામી પણ ગૌસ્વામી વિઠ્ઠલનાથજીના શિષ્ય હતા. એઓ મથુરાના પંડા અને બીરબલના ગોર હતા. પહેલી અવસ્થામાં એઓ ચુસ્ત બદમાસ હતા; અને ગુંડાશાહી એમનો વેપાર હતો. વિઠ્ઠલનાથજીના દર્શન પછી એમનામાં પરિવર્તન થયું અને એઓ કૃષ્ણભક્ત બન્યા. એમનો સમય ૧૬૧૩ ની આસપાસ છે. એમનો કોઇ ગ્રંથ નથી પણ છુટક 'પદો' મળે છે. એમની કવિતા પણ સાધારણ શ્રેણિની મનાય છે.

## નંદદાસ.

નંદદાસનો કવિતાકાળ સં. ૧૬૨૩ માં આવે છે. અનેકાર્થ નામમાલા, રાસપંચાધ્યાયી, રૂક્મિણીમંગલ, હિતોપદેશ, દશમસ્કંધભાગવત, દાનલીલા, માનલીલા, જ્ઞાનમંજરી, અનેકાર્થમંજરી, રૂપમંજરી, નામમંજરી, નામ ચિંતામણિ માલા, રસમંજરી, વિરહમંજરી, નામમાલા, નાસકેતુ, પુરાણગદ્ય અને શ્યામ સગાઇ નામક એમના ગ્રંથો મળે છે. એમની ગણના પણ 'અષ્ટ છાપ' માં થઈ છે. એઓ સ્વામી વિઠ્ઠલનાથજીના શિષ્ય હતા. એમને વિષે કહેવાય છે કે એક વખત એઓ દ્વારકા જતા હતા ત્યાં રસ્તો ભુલવાથી સાનંદ નામના ગામમાં પહોંચ્યા. ત્યાં એક ખત્રીની સ્ત્રી પર આશક થયા.

પેની સ્ત્રીના સબંધીઓ આ સ્થિતિને ટાળવા ગોકુલ તરફ રવાના થયા નંદદાસ પણ પાછળ પાછળ ગોકુળ ગયા ત્યાં એમનો વિઠ્ઠલનાથજી સાથે મેળાપ થયો અને એમનો મોહ ગળી ગયો એમના વિકારી પ્રેમનું રૂપાંતર થયું અને વિશુદ્ધ પ્રેમપૂર્વક એમણે કૃષ્ણભક્તિ કરી ૨૫૨ વૈષ્ણવની વાર્તામાં આ હકીકત મળે છે નંદદાસ સનાઢ્ય બ્રાહ્મણ હતા એમની કવિતા મધુર, ઓજસ્વિની, ગંભીર અને મનોહારિણી છે મિશ્રબંધુઓએ એમની ગણના પદ્માકરની કક્ષામાં કરી છે સં ૧૬૨૫ પછી એમની કવિતાનો સમય મનાય છે. એમને તુલસીદાસના ભાઇ ગણવામાં આવ્યા છે પણ એ વાત પ્રમાણભૂત નથી એમના ચાર પુસ્તકો હજી સુધી પ્રકાશિત થયાં છે ૧ રાસપંચાધ્યાયી ૨ ભ્રમરગીત ૩ અને કાર્થમંજરી અને ૪ અનેકાર્થ-માળા આમાંથી રાસપંચાધ્યાયી અને ભ્રમરગીત લોકપ્રસિદ્ધ છે રાસપંચાધ્યાયી રોળાછંદમાં લખાઇ છે એમાં નામ પ્રમાણે કૃષ્ણની રાસલીલાનું વિસ્તૃત વર્ણન છે. એમની ભાષા મધુર અને સરસ છે મિશ્રબંધુઓએ એમનો એક ગ્રંથ 'વિજ્ઞાનાર્થ પ્રકાશિકા' છત્રપુરમાં જોયો છે એમની કવિતાનું એક ઉદાહરણ અહિં ઉતાર્યું છે

**પરમ દુસહ શ્રી કૃષ્ણ બિરહ દુખ બ્યાપ્યો તિનમેં**
**કોટિ બરસ લગિ નરક ભોગ દુખ ભુગતે છિનમેં**
**સુભગ સરિત કે તીર ધીર બલ બીર ગએ તહઁ**
**કોમલ મલય સમીર છબિનકી મહા ભીર જહઁ**
**કુસુમ ધરિ ધુધરી કુંજ છબિ પુંજનિ છાઇ**
**ગુંજત મંજુ મકરંદ બેનુ જનુ બજતિ સોહાઇ**
**ઇતમહકતિ માલતી ચારૂ ચંપક ચિત ચોતી**
**ઉતઘન સારૂ ઉસારૂ મલય મંદારૂ ઝકોરત**
**નવ મરકત મનિશ્યામ કનકમનિ મય બ્રજબાલા**
**બૃંદાવન ગુન રિઝી મનહુ પહિરાઇ માલા**

## ગોવિંદસ્વામી.

ગોવિંદસ્વામી અંતરીના નિવાસી સનાદય બ્રાહ્મણ હતા. એઓ વિરક્તની માફક આવીને મહાવનમાં રહેવા લાગ્યા. પાછળથી વિઠ્ઠલનાથજીના શિષ્ય થયા અને એમના પદોથી પ્રસન્ન થઈને ગોસ્વામીએ એમને અષ્ટછાપમાં લીધાં. ગોવિંદ સ્વામી ગોવર્ધન પર્વત ઉપર રહેતા હતા અને ત્યા એમણે કદંબનું એક સુંદર ઉપવન બનાવ્યું હતું. હજી સુધી એ ઉપવન " ગોવિંદસ્વામીકી કદંબ દંડી " કહેવાય છે. એમની કવિતાનો સમય સં. ૧૬૨૩ પછી આવે છે, ગોવિંદસ્વામી કવિ ઉપરાંત ઉત્તમ કોટિના ગવૈયા હતા; અને કયારેક તો તાનસેન પણ એમનું સંગીત સાંભળવા આવતા. આજે પણ એમની કવિતા સરસ રીતે તો ગવૈયાઓ જ ગાઈ શકે છે. એમનો રચેલો કોઇ ગ્રંથ નથી, છુટક પદો છે. એમની કવિતા સરસ અને મધુર છે.

**પ્રાત સમૈ ઉઠિ જસુમતિ જનની ગિરધર સુતકો ઉઠાવતિ**
**કરિસિંગાર બસન ભુષન સજિ ફુલન રચિ રચિ પાગ બનાવતિ**
**છુટબંદ બાગે અતિ શોભિત આજુકી છબિ કછુ કહતિ ન આવતિ**
**સુથનલાલ ફુંદના સોભિત આજુકીછબિ કછુ કહતિ ન આવતિ**
**વિવિધ કુસુમકી માલા ઉરધરી શ્રીકર મુરલી બેંત ગહાવતિ**
**લૈ દરસન દેખે શ્રી મુખકો ગોવિંદ પ્રભુ ચરન સિર નાવતિ**

## ગોસ્વામી હિતહરિવંશજી.

રાધાવલ્લભીય સંપ્રદાયના આદિ પ્રવર્તક ગોસ્વામી હિતહરિવંશનો જન્મ સં. ૧૫૫૯ માં મથુરાથી ચાર માઇલ દક્ષિણે બાદગામમા થએલો મનાય છે. મિશ્રબંધુઓએ એમનું જન્મસ્થાન સહરાનપુર પાસેનું દેવબંદ માન્યું છે. રાધાવલ્લભીય સંપ્રદાયના પંડિત ગોપાલપ્રસાદ શર્માએ ગોસ્વામીનો જન્મ સં. ૧૫૩૦ માન્યો છે. મિશ્રબંધુઓએ તો એ સવત ઉપરાત વૈશાખ વદ ૧૧ નો દિવસ પણ બતાવ્યો છે. ઓડછા નરેશ મહારાજ મધુકર શાહના

ગજગુરુ શ્રી હરિરામ વ્યાસ સં ૧૬૨૨ ની આસપાસ એમના શિષ્ય થયા હતા એટલે પંડિત રામચંદ્ર શુક્લે હિતહરિવંશનો જન્મ સં ૧૫૫૯ માન્યો છે હિતજી ગૌડ બ્રાહ્મણ હતા અને એમના પિતાનું નામ કેશવદાસ મિશ્ર અને માતાનું નામ તારાવતી હતું

હિતહરિવંશ પહેલા માધ્વાનુયાયી ગોપાલ ભટ્ટના શિષ્ય હતા પાછળથી સ્વપ્નમા રાધિકાજીએ મંત્ર આપ્યો અને એમણે પોતાનો સ્વતંત્ર સંપ્રદાય ચલાવ્યો એટલે હિતસંપ્રદાયને માધ્વ સંપ્રદાયની અંતર્ગત માનવામા હરકત નથી હિતજીની સંતતિ વિષે પણ મતભેદ છે રામચંદ્ર શુક્લે એમને ચાર પુત્રો હતા એમ લખ્યું છે અને મિશ્ર બંધુઓએ ત્રણ પુત્રો અને એક પુત્રીનો ઉલ્લેખ કર્યો છે ગોસ્વામીએ સં ૧૫૮૨ મા શ્રી રાધાવલ્લભની મૂર્તિની વૃંદાવનમા પ્રતિષ્ઠા કરી અને ત્યાજ નિવાસ કર્યો હિતજી સંસ્કૃતના વિદ્વાન અને હિંદી કાવ્યના મર્મજ્ઞ હતા એમણે ૨૭૦ શ્લોકોનો રાધા સુધાનિધિ નામનો એક ગ્રંથ રચ્યો છે વ્રજ ભાષામા એમની રચના બહુ નથી, પરંતુ જેટલી છે એટલી ભાવપૂર્ણ, સરસ અને મનોહર છે ગોસ્વામીના ૮૪ પદોનો સંગ્રહ ' હિત-ચૌરાસી " ના નામથી પ્રસિદ્ધ છે એમની દ્વારા વ્રજભાષાની કાવ્યશ્રીના પ્રસારમા ખુબ સહાયતા મળી છે હરિરામ વ્યાસે એના મૃત્યુ ઉપર અંતરને અડકે એવા કરૂણ પદો રચ્યા છે હિતજીની કવિતાનો મુખ્ય ગુણ માધુર્ય છે એ મુખ્ય ગુણને લઇને એમ મનાય છે કે એઓશ્રી કૃષ્ણની બંસીનો અવતાર હતા એમનો રચનાકાળ સં ૧૬૦૦ થી ૧૬૪૦ મનાય છે બાબુ રાધાકૃષ્ણદાસના મત પ્રમાણે એમના બીજા છુટક પદો પણ મળે છે એમની ભાષા મૃદુ અને સુષ્ઠ છે હિતહરિવંશની કવિતા કવિતા માટે નથી રચાઇ એ તો એમના વિશુદ્ધ અને પવિત્ર જીવનનો એક અંશ છે ખોજી શોધમા ' ' નામનો એક ગ્રંથ મળ્યો છે એમની ' હિત-ચૌરાસી ' ઉપર લોકનાથ કવિએ એક ટીકા પણ લખી છે એમના પદોમાથી એક પદ અહિં મુકું છું

ચલ હિ કિન માનિનિ કુંજ–કુટીર
તો બિન કુંવર કોટિ બનિતા જુત મથત મદન કી પીર
ગદ ગદ સુર બિરહાકુલ પુલકિત શ્રવત બિલોચન નીર
કાલિ કાલિ વૃષભાનુ નંદિની બિલપત બિપીન અધીર
બસી બિસીખ બ્યાલ આલાવલિ પચાવન પીક કીર
મલયજ ગરજ હુતાસન મારુત આખા મૃગ રિપુ ચીર
હિત હરિબંસ પરમ કોમલ ચિત ચપલ ચલી પિય તીર
સુની ભય ભિત બ્રેજકો પિંજર સુરત સ્ફુર રન બીર

ગોસ્વામી હિતહરિવંશ પછી સં ૧૫૬૩ મા કોઇ ચંદ નામના કવિએ 'હિતોપદેશ' નામનો ગ્રથ બનાવ્યો અને સં ૧૫૭૫ મા છીહલે 'પંચ સહેલી' નામક એક પ્રેમકથા લખી આ કવિ મારવાડના દેખાય છે એમના ગ્રથમા પાચ સખીઓની વિરહવેદનાનુ વર્ણન છે કવિતાની દૃષ્ટિએ એઓ સામાન્ય કોટિના કવિ છે ત્યાર પછી રાયબરેલીના કે કોઇ કવિ લાલદાસે સં ૧૫૮૫ મા 'હરિચરિત' અને સ ૧૫૮૭ મા ભાગવત દશમ સ્કંધ" રચ્યા આ બન્ને પુસ્તકો સામાન્ય છે

પ્રસિદ્ધ કવિ મહાપાત્ર નરહરિ બંદીજનનો જન્મ સ ૧૫૬૨ મા અને મૃત્યુ ૧૬૬૭ મા થયુ એટલે એમની અવસ્થા ૧૦૫ વર્ષની નિશ્ચે છે એમાથી એમનો કવિતાકાળ ૭૭ વર્ષનો મનાય છે મહાપાત્રની ઉપાધિ એમને અકબરના દરબારમા મળી હતી બંદીજન અસની (ફતેહપુરસીક્રી) ના રહીશ હતા અકબરના દરબારમા એમનુ બહુમાન હતુ એમણે છપ્પા અને કવિતો કહ્યા છે એમના રચેલા બે ગ્રંથો "રૂકિમની મંગલ" અને "છપ્પય નીતિ' પરંપરાથી પ્રસિદ્ધ છે એમનો ત્રીજો ગ્રથ 'કવિત સગ્રહ' પણ શોધમા મળ્યો છે કવિતાની દૃષ્ટિએ એમની ગણના તોપની કક્ષમા થાય છે એમનો જે દોહરો સાભળીને અકબરે ગૌવધ બધ કરાવ્યો હતો, એ આ રહ્યો

અરિ હુ દંત તનુ ધરૈ તાહિ નહિં મારી સકત કોઇ
હમ સંતત તિનુ ચરહિં વચન ઉચ્ચારહિં દિન હોઇ
અમૃત પયિ નિત સ્રવહિ બચ્ચ મહિં થંભના જાવાહુ
હિંદુહિ મધુર ન દે હિ કટુક તુરક હિ ન પિયાવહિ
કહ કવિ નરહરિ અકબર સુનો બિનવતિ ગઉજોરે કરન
અપરાધ કૌન મોહિં મારિયત મુએહુ ચામ સેવઇ ચરન

નરહરી બંદીજનના સમયમા જ બિલગ્રામના શાહ મહમ્મદ અને એમની સ્ત્રી ચપાએ પણ કવિતા કરી છે આવમની રચનાઓનો પણ આજ સમય મનાયો ત્યાર પછી સ્વામી નિપટ નિરંજનનો કવિતાકાળ આવે છે, એઓ હિંદીના પ્રકૃષ્ટ કવિ અને સિદ્ધ તરીકે મશહૂર હતા એમનો સમય સ ૧૫૬૫ મા આવે છે એમની કવિતામા વેગ અને વાસ્તવિકતા ખુબ હતા એમના 'સતસરસી' અને "નિરંજન સગ્રહ" નામના બે ગ્રંથો મળ્યા છે એમણે કબીર સાહેબની જેમ સામાન્ય વાતોમા પણ જ્ઞાનચર્ચા કરી છે એમણે ખડીબોલીમા કવિતા કરી છે એવુ દેખાય છે, ઘણુ મુખ્ય અશ એનો છે

## કૃપારામ.

સ. ૧૫૮૯ ની આસપાસ કૃપારામ કવિનુ નામ આવે છે એમના વિષયમા વિગતવાર માહિતી મળતી નથી એમણે સ. ૧૫૯૮ મા 'હિત તરગિની' નામનો એક રસગ્રથ બનાવ્યો છે એમા ઘણા રસોનુ વિસ્તારપૂર્વક દોહામા વર્ણન છે આ કવિની ભાષા શુષ્ઠ વ્રજભાષા છે આ ગ્રથમા ૩૮૭ દોહા છે અને લગભગ બધા જ દોહરા છે રીતિગ્રથના આચાર્ય તરીકે વિદ્વાનોએ મહાકવિ કેશવદાસને મુક્યા છે, પરતુ મિશ્રબધુ ઓએ કૃપારામને રસરીતિના આદિ કવિ કહ્યા છે એમની કવિતાનુ ઉદાહરણ આ રહ્યુ —

લોચન ચપલ કટાચ્છ સર અનિયારે વિષ પુરિ
મન મૃગ બેધૈ મુનિન કે જગ જન સોહત બિસૂરિ

આજુ અબારે હૌં ગઇ નંદલાલ હિત લાલ
કુમુદ કુમુદિની કે જાહુ નિરખે ઐરે હાલ
પતિ આયો પરદેસતે ઋતુ બસંત કી માની
ઝુમકી ઝુમકી નિજ મહલમેં ટહલૈ કરે સુરાની

મલિક મોહમદ જાયસી.

કૃપારામ પછી પ્રસિદ્ધ સુફી કવિ મલિક મોહમદ જાયસીને રચનાકાળ આવે છે જાયસી પ્રસિદ્ધ સુફી ફકીર શેખમોહિદીના શિષ્ય હતા અને જાયસમા રહેતા હતા એમણે શેરશાહના સમયમા અર્થાત ૧૫૪૭ની આસપાસ પ્રસિદ્ધ ગ્રંથ ‘ પદ્દમાવત ’ ની રચના કરી હતી એમણે પુસ્તકના આરંભમા રચનાકાળ આ પ્રમાણે આપ્યો છે

સન નૌસો સેતાલિત અહા, કથા અરંભિબૈન કવિ કહા.

પદ્દમાવતની હસ્તલિખિત પ્રતો અધિકતર ફારસી અક્ષરોમા લખેલી મળેલી છે એમા ઘણા લોકોએ હિજરી સન ૯૨૭ જોયો છે આ સન શેરશાહના રાજ્યકાળ સાથે મળતો નથી પદ્દમાવતનો એક પ્રાચીન અનુવાદ બંગાળી ભાષામા મળે છે, એમા પણ હિજરી સન ૯૨૭ જ લખ્યો છે આ ઉપરથી કેટલાકોએ અનુમાન કીધું છે કે કદાચિત જાયસીએ ૯૨૭ મા આ ગ્રંથનો આરંભ કર્યો હોય અને કોઇ ખાસ કારણે વચમા મુલત્વી રાખી પાછળથી શેરશાહના સમયમા પુરો કર્યો હોય. પરંતુ આ અનુમાન સંગત નથી લાગતુ ફારસી અક્ષરોમા " નૌસે સૈતાલિસ " ને બદલે " નૌસે સતાઇસ " વાચવુ સંભવિત છે

જાયસી એ સમયના સિદ્ધ ફકીરોમા ગણાતા હતા અમેઠીના રાજઘરાણામા એમનુ બહુ માન હતું, કારણ એમની દુઆથી અમેઠીના રાજાને પુત્ર થયો હતો અમેઠીના રાજાના કોટની સામે જ એમની કબર હજી સુધી છે આ ઉપરથી લાગે છે કે એમણે ત્યા જ શરીર છોડયુ હશે જાયસી કાણા અને દેખાવે કુબડા હતા એમની હયાતીમા જ એમના શિષ્યો એમના

બનાવેલા ભાવપૂર્ણ દોહા ચોપાઇઓ લોકસમાજમાં ગાતા ફરતા હતા એમણે બે ગ્રંથો રચ્યા છે. પદ્માવત અને અખરાવટ. અખરાવટમાં વર્ણમાળાના એક એક અક્ષરને લઇને સિદ્ધાંત સંબંધી તત્ત્વોથી સભર ચોપાઇઓ કહી છે. આ નાનાશા પુસ્તકમાં ઇશ્વર, સૃષ્ટિ, જીવ, ઇશ્વરપ્રેમ આદિ વિષયો ઉપર જાયસીએ પોતાના વિચારો પ્રકટ કર્યાં છે. પરંતુ જાયસીની અક્ષય કીર્તિનો આધાર તો 'પદ્માવત' છે. આ ગ્રંથના વાચનથી સમજાય છે કે જાયસીનું હૃદય કેટલું કોમળ અને 'પ્રેમની પીર'થી ભરેલું હશે. લોકપક્ષ અને અધ્યાત્મપક્ષ બંને તરફ જાયસીની ગૂઢતા, ગંભીરતા અને સરસતા વિલક્ષણ દેખાય છે.

કબીરે પોતાના કટાક્ષભર્યા શબ્દબાણોથી હિંદુઓ અને મુસલમાનોનું કટ્ટરપણું દૂર કરવાનો જે પ્રયત્ન કર્યો છે તે અધિકતર ચિઢ ચઢે એવો દેખાય છે; હૃદયને સ્પર્શ કરે છે પણ સોંસરો નહિ વગ ખાઇને. માનવ માનવ વચ્ચે જે એક રાગાત્મક સંબંધ છે તે એમના દ્વારા જોઇએ તેટલી અને તેવી રીતે વ્યક્ત નથી થયો. પોતાના નિત્યના જીવનમાં જે અંતર-સામ્યનો અનુભવ માણસ ક્યારેક કરે છે એની અભિવ્યંજના એમનાથી નથી થઇ કુતબન, જાયસી આદિ સૂફી કવિઓએ પ્રેમનો એ શુદ્ધ માર્ગ બતાવવાની સાથે મનુષ્ય માત્રના હૃદય ઉપર જેનો પ્રભાવ પડે એવી સામાન્ય જીવનદશા પણ સૂફી મુસલમાન અને હિંદુઓના હૃદયનો અંતરભેદ ભુંસી નાખનારાઓમાં જાયસીનું નામ મોખરે આવે છે. એમણે મુસલમાન થઇને હિંદુઓની વાતો, હિંદુ દૃષ્ટિએ, હિંદુઓની ભાષામાં સહૃદયતાપૂર્વક કહીને જીવનની મર્મસ્પર્શી અવસ્થાઓની સાથે પોતાના ઉદાર હૃદયનું સંપૂર્ણ સામંજસ્ય કરી બતાવ્યું. કબીરે કેવળ ભિન્ન પ્રતીત થતી પરોક્ષ સત્તાની એકતાનો આભાસ કરાવ્યો હતો પરંતુ પ્રત્યક્ષ જીવનની એકતાનું દશ્ય દૃષ્ટિ સમીપ લાવનાર તો જાયસી જ.

પદ્માવતમાં પ્રેમગાથાની પરંપરા પૂર્ણ પ્રૌઢતાએ પહોંચેલી દેખાય છે. એ પરંપરાનો સૌથી પ્રસિદ્ધ ગ્રંથ પદ્માવત છે. પદ્માવતની કહાણીમાં એક

વિશેષતા પણ છે. એમાં ઇતિહાસ અને કલ્પનાનો સુયોગ છે. ચિત્તોડની મહારાણી પદ્મિનીનો ઇતિહાસ હિંદુ હૃદયના મર્મને સ્પર્શ કરે એવો રંગ દર્શી છે. જાયશીએ જો કે ઇતિહાસ પ્રસિદ્ધ નાયક અને નાયિકા લીધાં છે; પરંતુ પોતાની કહાણીનું રૂપ તો કલ્પનાના ઉત્કર્ષદ્વારા સાધારણ જનતાના હૃદયમાં પ્રતિષ્ઠિત હતું એજ લીધું છે, આ રીતે આ પ્રેમકથાનો પૂર્વાર્દ્ધ કલ્પિત અને ઉત્તરાર્દ્ધ ઐતિહાસિક છે. 'પદ્માવત'ની કથાનો સારાંશ આવો છેઃ—

"સિંહલદ્વિપના રાજા ગંધર્વસેનની એક પરમ રૂપવતી કન્યા હતી. રૂપ અને ગુણમાં પદ્મિની હોવાથી માબાપે એનું નામ પદ્મિની જ રાખ્યું હતું. એ કન્યા પાસે હિરામણ નામનો એક ચતુર પોપટ હતો. એક દિવસ રાજાના ક્રોધથી પોપટ ઉડી ગયો. એ પોપટ એક શિકારીને હાથ આવ્યો અને એણે ચિતોડના મહારાણા રતનસેનને વેચ્યો. એ પોપટે રતનસેન આગળ પદ્મિનીની રૂપકથા એવી ચતુરાઈથી કહી કે મહારાણા પદ્મિની શોધમાં યોગી થઈને ચાલી નિકળ્યા. ખુબ મુશ્કેલી અને અપાર દુઃખ પછી પદ્મિનીનું લગ્ન રતનસેન સાથે થયું અને મહારાણાનું મનમાન્યું થયું. રતનસેન અને પદ્મિની ઘણા દિવસ સુધી સુખી જીવન જીવ્યાં. એક દિવસ રતનસેનની સભાના પંડિત રાઘવચેતનને કેટલાક કારણોસર સભામાંથી કાઢી મુકવામા આવ્યો. આ પંડિતે રાણા ઉપર વેર વાળવા દીલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન આગળ પદ્મિનીનું રૂપવર્ણન કર્યું. આવું અદ્‌ભૂત અને રંગદર્શી વર્ણન સાંભળીને બાદશાહને મોહ થયો અને વાસના જાગી. એણે પોતાના સમગ્ર બળ સહિત ચિતોડપર ચઢાઈ કરી. લડાઇ બાર વર્ષ ચાલી પણ બાદશાહને પદ્મિની કે દુર્ગ એમાંથી કંઇ મળ્યું નહિ એક દિવસ સંધીની મસલતને બહાને અપાર યુક્તિથી દર્પણદ્વારા શાહે પદ્મિનીનું રૂપ જોયું અને છળથી રતનસેનને કેદ કરીને દીલ્હી લઇ ગયો રાણી પદ્મિનીની ખાતર ગોરા અને બાદલ નામના વીરો પોતાના પરાક્રમથી મહારાણાને છોડાવી લાવ્યા. ગોરાનું રસ્તામાં જ વીરમૃત્યુ થયું, પાછળથી મહારાણા રતનસેન

અને ગગન દેવપાલ વચ્ચે પણ પદ્મિની ખાતર જ યુદ્ધ થયું તેમા બન્ને માર્યા ગયા રતનસેનનું શબ ચિત્તોડ લાવવામાં આવ્યું, એમની બન્ને રાણીઓ પદ્માવતી ( પદ્મિની ) અને નાગમતી પતિ સાથે સતી થઈ. પાછળથી જ્યારે એના મહિત બમણા બળ મહિત અલ્લાઉદ્દીન પદ્મિની મેળવવા ચિત્તોડ પર ચઢી આવ્યો ત્યારે ત્યા એણે પદ્મિનીને બદલે એની રૂપાળી દેહની રાખનો ઢગલો જોયો ”

ઉપર કહ્યા પ્રમાણે પ્રેમગાથાની પરપરામા પદ્માવત સૌથી પ્રૌઢ અને મરમ ગ્રંથ છે. પ્રેમમાર્ગી સૂફી કવિઓની બીજી કથાઓ કરતા આ કથામા જે વિશેષતા છે તે એ છે કે આવા વર્ણનો અને રૂપકોથી માધકના માર્ગ એની મુશ્કેલીઓ અને સિદ્ધિના સ્વરૂપની પણ વ્યંજના થાય છે કવિ ગ્રથની સમાપ્તિ વખતે કહે છે.

તન ચિત્ત઼ઉર, મન રાજા કીન્હા

હિય સિંઘલ, બુદ્ધિ પદ્મિનિ ચીન્હા

ગુરૂ સુઆ જેઇ પંથ દેખાવા

બિન ગુરૂ જગતકો નિરગુન પાવા

નાગમતી યહ દુનિયા ધંધા

બાંચા સોઇ ન એહિ ચિત બંધા

રાઘવ દુત સોઇ સૈતાનૂ

માયા અલાઉદ્દી સુલતાનૂ.

‘પદ્માવત’ ની રચના સસ્કૃત. પ્રબધકાવ્યની સર્ગબદ્ધ પદ્ધતિ પર નથી પણ ફારસી શૈલી પર છે તો પણ શૃંગાર વીર આદિ રસવર્ણનો ચાલી આવતી ભારતીય કાવ્યપરપરા અનુસાર જ છે પદ્મિનીનુ જે રૂપવર્ણન જાયસીએ કર્યું છે એ વાચકને સૌદર્યની લોકોત્તર ભાવનામા લયલીન કરી મૂકે છે અનેક પ્રકારના અલકારોની પણ એમા સુદર યોજના છે

સરવર તીર પદ્મિની આઇ ખોંપા છોરિ કેસ મુકલાઇ
સાસ મુખ અંગ મલયગિરિ બાસા
નાગિનિ ઝાંપી લીન્હ ચહું પાસા
ઓ નઇ ઘટા પરી જગ છાંહા
સસિ કે સરન લીન્હ જનુ રાહા
ભૂલિ ચકોર દીઠિ મુખ લાવા મેઘ ઘટા મંહ ચંદ દેખાવા.

પદ્મિનીના રૂપવર્ણનમાં જાયસીએ કોઇ ઠેકાણે તો જેના વિરહથી આખીય સૃષ્ટિ વ્યાકુળ બનીને વેદના ખમી રહી છે એ અનંત સૌન્દર્યની તરફ પણ સુંદર સંકેત કર્યા છેઃ—

બરૂની કા બરનૌ ઇમિ બની સાધે બાન જાનુ દુઇ અની
ઉન બાનન્હ અસ કો જો ન મારા બેદ્ધિ રહા સગરો સંસારા
ગગન વખત જો જાહિં ન ગને વૈ સબ બાન ઓહિ કે હને
ધરતી બાન બેધિ સબ સખી રાખી સાઠ દેહિં બસ સાખી
રોવૈં રોવૈં માનુસ તન ઠાઢે સૂત હિં સૂત બેધે અસ ગાઢે
બરૂનિ–બાન અસ ચોપ હૈં બેધે રનબન ઢાંખ
સૌજ હિતન સબ રોવાં પંખ હિતન સબ પાંખ.

આવી રીતે જોગી રતનસેનના કઠિન માર્ગના વર્ણનો દ્વારા સાધકના માર્ગના વિઘ્નો ( કામ ક્રોધ આદિ વિકારો ) પણ બતાવ્યા છે.

ઓહ મિલાન જો પહુંચૈ કોઇ તબહમ કહબ પુરૂષ ભલ સોઇ
હૈ આગે પરબટ કે બાટા વિષમ પહાર અગમ સુઠિ ઘાટા
બિચ બિચ નદી ખોહ ઔનારા ઠાવ હિં ઠાવૈં બૈઠ બટ પારા.

જાયસીની ભાષા જોકે ગામડી પૂર્વી હિંદી છે છતા એમા સ્વાભાવિક માધુર્ય ભર્યું છે.

### ગદાધરભટ્ટ

જયગીના સમયમા જ ગદાધરભટ્ટનું નામ મળે છે. પંડિત રામચંદ્ર શુક્લના અનુમાન પ્રમાણે તો એઓ ચૈતન્ય પ્રભુના શિષ્ય હતા એમનો રચનાકાળ ૧૬૮૦ ની આસપાસ મનાય છે. આ હિસાબે એમનો સમય સૂરદાસની સાથે પડે છે. ગદાધરભટ્ટ સંસ્કૃતના પંડિત હતા એટલે શબ્દો ઉપરનો એમનો કાબુ સુંદર હતો એમની ભાષા નિર્દોષ અને કવિતા ભાવવાળી છે

### મીરાંબાઇ

સુફી કવિ જાયસીના સમય પછી તરત જ મૂર્તિમત કરૂણા સમી ભક્તિદેવી મીરાંનો સમય આવે છે. વૈષ્ણવધર્મના ઉદય કાળે ભક્તિની બીજ સરીખડી મીરાબાઇ મેડતિયાના રાઠોડ રત્નસિંહની પુત્રી, રાવ દુદાજીની પૌત્રી અને જોધપુર વસાવનાર પ્રસિદ્ધ રાવ જોધાજીની પ્રપૌત્રી હતી મીરાનો જન્મ સં. ૧૫૭૩ મા ચોકડી નામના ગામમા થયો હતો. અને એનો વિવાહ ઉદયપુરના યુવરાજ ભોજરાજજી સાથે થયો હતો મીરા બાલ્યાવસ્થાથી જ કૃષ્ણભક્તિના રંગે રંગાની જતી હતી. પીયરમા વૈષ્ણવધર્મના સંસ્કાર મળે એના અંતરમા ભક્તિ સ્વાભાવિક જ ઉગી હતી. વિવાહ પછી થોડા વખતમા જ એના પતિનો સ્વર્ગવાસ થયો. બીજા કેટલાક વિદ્વાનોનુ માનવું છે કે એના પતિ મીરાની પાછળ વૃંદાવન સુધી ગએલા. મીરાબાઇ વિષે ચોક્કસ ઐતિહાસિક પ્રમાણો અને માહિતી ન હોવાથી કશું જ નિશ્ચિત કહી શકાતુ નથી મીરાની ભક્તિ દિવસે દિવસે વિસ્તરતી ગઇ મીરા પ્રેમભક્તિમા લીન થઇને સંતોની સાથે ધૂન લગાવીને નાચતી એ એના સાસરિયાને અણછાજતુ લાગ્યુ આવા આવા કારણોથી ઉશ્કેરાઇને એમણે મીરાને ઝેર દેવાના અને બીજા ઘણા પ્રયત્નો કર્યાં હતા. પરંતુ ભગવાનની કૃપાએ એ બધી મુશ્કેલીઓમાથી ઉગરી ગઇ ઘરના માણસોના આવા દુષ્ટ આચરણોને લઇ મીરા આખરે ઘર છોડીને ચાલી નીકળી અને પોતાના પ્રિયતમની ક્રીડાભૂમિ વ્રજમા વાસ કર્યો મીરાની ભક્તિની ધૂનથી આખુ વ્રજ ગાજી ઉઠ્યુ અને જ્યા ત્યા મીરા ભક્તિની અસર છવાઇ રહી

મીરાંની ઉપાસના 'શ્રૃંગાર' ભાવની હતી. એને મન તો શ્રીકૃષ્ણ એકલા જ પુરુષ હતા. પોતે માશૂકભાવે એની પૂજા કરતી. મીરાંનું નામ અને ગુણગાન નાભાદાસ, ધ્રુવદાસ, વ્યાસજી, મલુકદાસ, રસિક આદિ પ્રસિદ્ધ ભક્તકવિઓએ કર્યાં છે. મીરાંના પદોની ભાષા રાજસ્થાની મિશ્રિત વ્રજ ભાષા છે. એના પદોનાં ઘણાં પાઠાંતરો થઇ ગયાં છે. કેટલાક તો શુદ્ધ ગુજરાતી જ બની ગયાં છે. મીરાંની કવિતા ભાવભક્તિ અને માધુર્યથી ભરપુર છે. એના દરેક પદમાં અખંડ ભક્તિ પ્રત્યક્ષ થાય છે. વિરહદર્દ અને નિગૂઢ ભક્તિના સંદોહિત વાસથી મીરાંના અંતરમાં થતાં તિવ્ર સંવેદનો એ જે શબ્દરૂપ ધર્યું છે, એની અસર તો ગાનાર કે વાચનાર ઉપર પણ થયા વિના નથી રહેતી. મીરાંના રચેલા ચાર ગ્રંથો પણ છે. નરસીજી કા માયરા, ગીત ગોવિંદકી ટીકા, રાગ સોરઠા કે પદ અને રાગ ગોવિંદ. મીરાંના પદોમાંથી ત્રણ ભજનો અહિં લીધા છે.

નયના લલચાવત જીયારે ઉદાસી
શ્યામલ બનમેં બાજે શ્યામલકી બાંસી
નેનામેં રેનામેં મોહે નીંદ ન આવે
પ્રીતમકો સ્વાસ મીરાં કુસુમ સુવાસી

બસો મેરે નૈનમેં નંદલાલ
મોહન સૂરતિ, સાંવરી સૂરતિ નૈના બને રસાલ
મોર મુકુટ મકરાકૃત કુંડલ અરૂન તિલક દિયે ભાલ
અધર સુધારસ મુરલી રાજતિ ઉર બૈજંતિ માલ
ક્ષુદ્ર ઘંટિકા કટિ તટ સોભિત નૂપૂર શબ્દ રસાલ
મીરાં પ્રભુ સંતન સુખદાઇ ભક્ત બછલ ગોપાલ

. કુંજન બન છાંડી હે માધો કોન ગુના તકસીર ?
'જલમેં હોતી જલકી મછલીયાં
પ્રભુ કરતે જબ સ્નાન ચરન છુ લેતી હે માધો

જો મેં હોતી બનકી કોયલીયાં
    ગૌંવા ચરાવન આત બોલીયાં સુનતી હે માધો
જો મેં હોતી છીપકો મોતી
    ગલે બન રહતી હાર હીયે પર રહતી હે માધો
જો:મેં હોતી બાંસકી મોરલીયાં
    કરતી મુખ પર રાસ અધરરસ પીતી હે માધો
જો મેં હોતી મોરકી પંછીયા
    પ્રભુ કરતે સિંગાર મુકુટ ચઢ રહતી હે માધો
જો તુમ ચાહો દરસ મીલનકો
    મીરાં કે ઘનશ્યામ દરસ બીન બ્યાકુલ હે માધો.

## નરોત્તમદાસ.

મીરાંબાઇ પછી નરોત્તમદાસનું નામ મળે છે. "મિશ્રબંધુ કવિ મંડળ" ના ભૂતપૂર્વ મંત્રી સ્વ. પંડિત દેવીદત્ત ત્રિપાઠીએ એમને સિતાપુર જીલ્લામાં વાડી કસ્બાના રહીશ બતાવ્યા છે; અને એવું પણ લખ્યું છે કે સં. ૧૬૦૭ સુધી એઓ વિદ્યમાન હતા. શિવસિંહ સરોજમાં એમનો સં. ૧૬૦૨ બતાવ્યો છે. એઓ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. એમનો 'સુદામાચરિત' ગ્રંથ લોક પ્રસિદ્ધ છે. એમાં સુદામાની દરિદ્રતા અને સંપત્તિ બન્નેનું બહુજ સુંદર અને યથાર્થ વર્ણન છે. સુદામાનો સંતોષ અને જીવન વિષેના ઉચ્ચ સ્વમાન વગેરે પ્રસંગો આ ગ્રંથના ભાવવાહી આલેખનો છે. એમનો શૃંગારરસનો એક ઉત્તમ છંદ મિશ્રબંધુઓ પાસે છે. એમની કવિતા સ્વાભાવિક, સરસ અને હૃદયંગમ છે. કાવ્યભાષા વ્યવસ્થિત અને પરિમાર્જીત છે. એમની કાવ્ય પ્રતિભા એમની ભાવુકતાનો પરિચય આપે છે. એમના એક ખંડકાવ્ય 'ધ્રુવ ચરિત્ર' નું નામ પણ મળે છે. આ ઉપરાંત 'વિચારમાળા' નામક એક ગ્રંથનો ઉલ્લેખ પણ મિશ્રબંધુ વિનોદમાં છે. સુદામાચરિતનું એમનું નીચેનું કવિત બહુ પ્રસિધ્ધ છે.

સીસ પગા ન ઝગા તન મૈ પ્રભુ જાને કો આહુ બસૈ કેહિ ગામા
ધોતી ફટીસી લટી દુપટી અરૂ પાયઁ ઉપાનહીકી નહિ સામા
દ્વાર ખડો દ્વિજ દુર્બલ એક રહો ચકિ સો બસુધા અભિરામા
પુછત દીનદયાલ કો ધામ બતાવત આપનો નામ સુદામા

ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથજી પણ આજ કાળમા થઇ ગયા છે મહાપ્રભુ વલ્લભાચાર્યના શિષ્ય અને પુત્ર તરીકે અને મૌથી વધારે તો 'અષ્ટછાપ'ના કર્તા તરીકે એમનુ નામ પ્રસિદ્ધ છે એમનો જન્મ સ. ૧૫૭૨ અને મૃત્યુ સ. ૧૬૪૨ મા થયુ વિઠ્ઠલનાથજી કવિ કરતા ગદ્યલેખક તરીકે વધારે મનાય છે ત્રીજી ત્રૈવાર્ષિક શોધમા એમના બે ગ્રથો 'યમુનાષ્ટક' તથા 'નવરત્ન સટીક' મળ્યા છે

ગોસ્વામી વિઠ્ઠલનાથજી પછી સ્વામી હિતહરિવંશના શિષ્ય શ્રીસેવકજી અને હરિવંશઅલીના નામો આવે છે સેવકજીનો જન્મકાળ સ ૧૫૭૦ લગભગ જણાય છે એમની કવિતાનો સમય સ. ૧૬૧૦ મનાય છે એમણે 'બાની' નામક એક ગ્રથ રચ્યો છે અને એમા ગુરુના યશનુ વર્ણન કર્યું છે હરિવંશઅલીએ બે 'અષ્ટકો' રચ્યા છે

## સ્વામી હરિદાસ.

ટટ્ટી સપ્રદાયના સસ્થાપક પ્રસિદ્ધ મહાત્મા હરિદાસ અકબરના સમયમા એક સિદ્ધ ભક્ત અને સગીત કલાકોવિદ તરીકે વિખ્યાત હતા પ્રસિદ્ધ સગીતાચાર્ય તાનસેન એમને ગુરૂ માનતા લોક કથા કહે છે કે એક દિવસ અકબરને તાનસેનના ગુરૂનુ સગીત સાભળવાની ઇચ્છા થઇ. મોટો બાદશાહ તોપણ એના પ્રભાવ કે સત્તાથી હરિદાસ ગાય એમ હતુ નહિ, એટલે એક દિવસ તાનસેન અને અકબર સાથે હરિદાસને ત્યા ગયા તાનસેને એક ગીત શરૂ કર્યું અને વચમા ખોટો આલાપ માર્યો એટલે તરત જ એને સુધારવા હરિદાસે આખુ ગીત એના સાચા સૂરમા ગાયુ.

એઓ સનાઢ્ય બ્રાહ્મણ હતા અને વૃંદાવનમાં ગયા પછી કેટલોક સમય નિધુવનમાં રહ્યા હતા. એમના પદના રાગો સંગીતજ્ઞાન સિવાય ગવાતાં નથી. એમની કવિતા સર્વત્ર મધુર અને કોમળ નથી પરંતુ ભાવો ઉત્કૃષ્ટ છે. એમના પદોના ત્રણ ચાર સંગ્રહ 'હરિદાસકો ગ્રંથ' 'સ્વામી હરિદાસજી કે પદ,' અને 'હરિદાસકી બાની' મળે છે. એમની કવિતાનો સમય ૧૬૦૦ થી ૧૬૧૭ સુધીનો મનાય છે. એક લોકકથા એવી પણ છે કે એઓ રાધાની પ્રિય સખી લલિતાના અવતાર હતા.

સ્વામી હરિદાસ પછી અકબરી દરબારના કવિઓનો સમય આવે છે. અકબરી દરબારના કેટલાક કવિઓની અને સ્વયં અકબરની કવિતા સં. ૧૬૩૧ પછી જ ખીલી હતી: એટલે ગોસ્વામી તુલસીદાસના સમયની સાથે એમની કવિતાનો સમય પણ મુકી શકાય. મિશ્ર બંધુઓએ અકબરી દરબારના કવિઓને સૂરયુગમાં ગણી લીધા છે: અને એ ઉચિત લાગે છે. એટલે અહિં પણ તુલસીના કવનકાળ પહેલા જ આ કવિઓ અને બીજા કેટલાક કવિઓ વિષે આપણે વિવરણ કરીશું આ રીતે પહેલું નામ ટોડરમલનું આવે છે.

## ટોડરમલ.

મહારાજા ટોડરમલનો જન્મ સં. ૧૫૮૦ અને મૃત્યુ સં. ૧૬૪૬ માં થયું. ટોડરમલ અકબરના મુલકી વહીવટના મુખ્ય મંત્રી હતા. કેટલોક વખત એમણે બંગાલના સુબા તરીકે પણ કામ કર્યું હતું. ટોડરમલ હિંદીના કવિ હતા પરંતુ એમની કવિતા સાધારણ પંક્તિની હતી. એમની કવિતાની થોડી પંક્તિઓ આ રહી·

> **સો હૈ જિન સાસન મેં આતમાનુ સાસન સુ**
> **જી કે દુખહારી સુખકારી સૈંાચી સાંસના**
> **જાકો ગુન ભદકાર ગુણભદ જાકો જાનિ**
> **ભદ ગુનધારી ભવ્ય કરત ઉપાસના.**

## બીરબલ.

મહારાજા બીરબલનો જન્મ સં ૧૫૮૫ માં કાનપુર જીલ્લાના ત્રિકવાપુર ગામમાં એક સાધારણ કાન્યકુબ્જ બ્રાહ્મણ ગંગદાસને ત્યાં થયો હતો આ વાતનો ઉલ્લેખ પ્રયાગના અશોક સ્થંભ ઉપર મળે છે. એ સ્થંભ ઉપર નીચેનું „વાક્ય કોતરાયનું છે. "સંવત ૧૬૩૨ શાકે ૧૪૯૩ માર્ગ બદી ૫ સોમવાર ગંગાદાસ સુત મહારાજ બીરબલ શ્રી ભરથરાજ પ્રયાગકી યાત્રા સુફલ લિખિત "

એમની જન્મભૂમિના વિષયમાં તવારીખનવેશોમાં મતભેદ છે ઉપરની હકીકત ભૂષણના દોહરાને આધારે લીધી છે બીરબલ છે સામાન્ય સ્થિતિ માંથી ચઢીને પોતાની બુદ્ધિપ્રતિભા વડે અકબરના નવરત્નોમાંથી એક બન્યા હતા. એમનું મૃત્યુ સં. ૧૬૪૦ માં મનાય છે બીરબલ કવિતાપ્રેમી હતા અને પોતે પણ મનોહર કવિતા બનાવતા લાલિત્ય એ એમની કવિતાનો મુખ્ય ગુણ છે એમની ગણના તાનસેનની સાથે થઈ છે કવિ હોવા ઉપરાંત એમનામાં વિચારચાતુર્ય જબરૂ હતું બીરબલ ચતુર હોવાની સાથે બહુજ મર્મભેદક મજાક પણ કરતા અને એમના આ ખાસ ગુણ ઉપર બાદશાહ અકબર ખૂબ ખુશ રહેતા આનો ઉલ્લેખ 'બીરબલ વિનોદ' નામક ગ્રંથમાં મળે છે કહેવાય છે કે કેશવદાસની કવિતા પર આફ્રિન થઇને એમને એક લાખ મુદ્રા ભેટ આપીને પોતાના ઔદાર્યનો પરિચય કરાવ્યો હતો એ ઉપરાંત ઓડછા નરેશનો એક કરોડ મુદ્રાનો દંડ માફ કરાવીને પોતાના ઉદાત્ત અને ખાનદાન સ્વભાવની પ્રતીતિ કરાવી આપી હતી એમનું મૃત્યુ સં. ૧૬૪૦ માં થયું હતું એમની કવિતામાંથી એક ૭૬ અહિં મુકયો છે

એક સમે હરિ ધેનુ ચરાવત બેનુ બજાવત મંજુ રસાલહિં
ડીઠ ગઈ ચાલ મોહનકી વૃષભાનુ સુતા ઉર મોતિન માલહીં
સો છબિ બ્રહ્મ લપેટી હીયે કરસોં કર લૈ કર કંજ સવાલહિ
કસ કે મોર કુસુમકી માલ મનો પહિરાવતિ બ્યાલ ને બ્યાલહિં

ગંગ.

ગંગની કવિતા બહુ જ લોકપ્રિય અને લોકપ્રસિદ્ધ છે પરંતુ એમના જીવન વિષે પ્રમાણભૂત માહિતી બીલકુલ મળતી નથી. કેટલાક વિદ્વાનોએ એમને બ્રાહ્મણ અને કેટલાક એમને ભાટ માન્યા છે. ગંગ પણ અકબરી દરબારના નવ રત્નોમાંના એક હતા. એમનો સમય સં. ૧૫૯૦ થી ૧૬૭૦ સુધીનો અનુમાન થયો છે. ગંગની કવિતા ઘણીખરી લુપ્તપ્રાય થઇ ગઇ છે. પરંતુ જેટલી મળી છે તેટલી ઉપરથી એઓ પ્રથમ પંક્તિના કવિ ગણાયા છે; અને સેનાપતિની કક્ષામાં એમની ગણના થઇ છે. ત્રીજી શોધમાં 'ખાન ખાના કવિત' નામનો એમનો એક ગ્રંથ મળ્યો છે. એમની મુખ્ય ભાષા તો વ્રજ હતી પરંતુ એમણે બે ત્રણ ઉપભાષાનો ઉપયોગ કર્યો છે. એમની કવિતામાં ઉદ્દતાની માત્રા વધારે છે, હાસ્યરસના ગંગ આચાર્ય મનાય છે. એમના યુદ્ધના વર્ણનો ઉત્કૃષ્ટ અને સરસ છે. એમના બે છંદો અહિં મુક્યા છે.

બૈઠીતી સખિન સંગ પિયકો ગવન સુન્યો  
સુખ કે સમૂહમેં વિયોગ આગિ ભરકી  
ગંગ કહૈ ત્રિવિધ સુગંધ લૈ પવન બહ્યો  
લાગત હી તાકે તન ભઇ બિથા જરકી  
પ્યારી કો પરસી પૌન ગયો માનસર પહઁ  
લાગતહી ઔરે ગતિ ભઇ માનસર કી  
જલચર જરે ઔ સેવાર જરી છાર ભયો  
જલ જરી ગયો પંક સુખ્યો ભુમિ દરકી.

તાનસેન.

તાનસેનનું મુળ નામ ત્રિલોચન હતું. એમના પિતામહ એમને લઇને ગ્વાલીઅર નરેશ મહારાજા રામનિરંજનને ત્યાં જતા હતા, ત્યારે આ જ

મહારાજાએ એમને તાનસેનની ઉપાધિ આપી હતી સંગીત શાસ્ત્રમા પહેલા બૈજુ બાવરો એમના ગુરૂ હતા અને પાછળથી શેખમહંમદ ગોસના શિષ્ય થયા. સ્વામી હરિદાસને પણ એમણે ગુરૂ માન્યા છે. એવી લોકકથા છે કે એમના સંગીત ઉપર મુગ્ધ થઇને શાહી જનાનાની એક રૂપ અને લાવણ્યની મૂર્તિ જેવી એક મુસ્લીમ કન્યાએ તાનસેનના પ્રેમની માગણી કરી અને તાનસેને પણ એ પ્રેમ સ્વીકાર્યો અને મુસલમાન થયા. તાનસેનના "સંગીતસાર" "રાગમાલા" અને " શ્રી ગણેશસ્તોત્ર " નામના ગ્રંથો છે. એમનો કવિતા કાળ સં. ૧૬૧૭ ગણાય છે. તાનસેન કવિ કરતા સંગીતકલાના આચાર્ય ગણાતા હતા અને આ બન્ને તત્ત્વોના સુયોગને લઇને એઓ રાગને અનુરૂપ અર્થગંભીર પદો રચી શકતા એમના કેટલાક દીપક, ભૈરવ, શ્રી અને મેઘના ગીતો અર્થ-ગાંભીર્ય અને ભાવમાધુર્ય માટે લોકવિખ્યાત છે. આજે હિંદુસ્થાનના દરેક પ્રખ્યાત ગવૈયા પાસે તાનસેનની ત્રણચાર સુંદર ચીજો હોવાની જ.

## રહીમ ખાનખાના.

રહીમ ઉર્ફે અબ્દુર્રહીમ ખાનખાના અકબરશાહના માનીતા અમીર મોગલ સરદાર બૈરામખા ખાનખાનાનના પુત્ર હતા એમનો જન્મ સં. ૧૬૧૦ મા થયો હતો રહીમ સંસ્કૃત, અરબ્બી અને ફારસીના વિદ્વાન તથા હિંદી કાવ્ય અને ભાષાના મર્મજ્ઞ હતા રહીમ દાનેશ્વરી અને પરોપકારી પુરૂષ હતા એમની દાનશીલતા હૃદયની હતી; કીર્તિની લાલસા સાથે એનો સંબંધ ન હતો કહેવાય છે કે ગંગકવિને એક દિવસ ૩૬ લાખ રૂપીઆ આપી દીધા હતા અકબરના એઓ મુખ્યમંત્રી અને સેનાપતિ હતા અને મોટા મોટા યુદ્ધોના વિજેતા હતા

છેક જહાંગીરના સમય સુધી એઓ વિદ્યમાન હતા એક યુદ્ધમા દગો દેવાના ખોટા ગુન્હા માટે એમની જાગીર જપ્ત કરીને એમને કેદ કરવામા આવ્યા હતા કેદમાથી છુટયા પછી એમની અવસ્થા બહુ જ હીન અને દરિદ્ર થઇ ગઇ હતી એમની આવી અવસ્થામા પોતાની પાસે ધન ન હોવાથી એક

યાચકને એક દુહો લખી આપીને રીંવા નરેશ પાસે મોકલ્યો અને રાજાએ એ યાચકને એક લાખ રૂપીઆ આપ્યા રહીમની મોગલ સામ્રાજ્યની સેવાઓ ન ભૂલાય તેવી હતી. સંસારનો એમને ઉંડો અને વિશદ અનુભવ હતો; અને એવા અનુભવોના મર્મને ગ્રહણ કરવાની એમનામાં અદ્ભુત શક્તિ હતી પોતાના ઉદાર અને ઉદાત્ત હૃદયને સંસારના વાસ્તવિક વ્યવહારોની વચ્ચે રાખીને જે સંવેદનાનો એમણે સાક્ષાત્કાર કર્યો હતો એની જ વ્યંજના એમના દુહામા દેખાય છે. રહીમની રચનાઓ પ્રસિદ્ધ છે, અને એનુ કારણ જીવનની વાસ્તવિક પરિસ્થિતિનો માર્મિક અનુભવ છે. રહીમના દોહામા માર્મિકતા છે અને એમાથી સહૃદયતા નીતરે છે રહીમનું હૃદય આર્દ્ર હોવાથી એમને કલ્પનાના ઉડ્ડયનોની બહુ અપેક્ષા ન હતી એમના એક ગ્રંથમા એમણે નાયિકા ભેદના જે ચિત્રો આલેખ્યા છે તે પણ હુબહુ છે. એમના શ્રૃગાર ચિત્રોમા આર્યપ્રેમની ઉજ્જ્વળતા ભરી છે.

ભાષા ઉપર તુલસીદાસ જેટલુ રહીમનુ પ્રભુત્વ દેખાય છે એઓ વ્રજ અને અવધી બંને ભાષાઓમા કુશળ હતા. એમની કેટલીક પંક્તિઓ તો એટલી બધી સરસ અને હૃદયગમ છે કે મહાકવિ બિહારી જેવાએ પણ એનો ઉપયોગ કર્યો છે

રહીમનુ અવસાન સં ૧૬૮૨ મા થયુ હજી સુધી એમના 'રહીમ સતસઇ' 'બરવૈ નાયિકાભેદ' 'શ્રૃગાર સોરઠ', 'મદનાષ્ટક' અને 'રાસ પંચાધ્યાયી' નામના ગ્રંથો મળ્યા છે ભરતપુરવાળા પંડિત માયાશંકર યાજ્ઞિક 'નગરશોભા' નામના ગ્રંથની પણ શોધ કરી છે, અને એમણે જ 'રહીમ રત્નાવલી' નામક એક સગ્રહ પણ પ્રસિદ્ધ કર્યો છે

રહીમે ફારસીનો એક દિવાન પણ બનાવ્યો છે અને "વાકયાત બાબરી"નો તુર્કીમાથી ફારસીમા અનુવાદ પણ કર્યો છે એમની રચનાના થોડા નમુના અહિં આપ્યા છે —

જ્યાં રહીમ ગતિ દીપકી કુલ કપુત ગતિ સોય
બારે ઉજિયારો લગૈ બઢે અંધેરો હોય
રહીમ નવે નર મરિ ચુકે જે કહું માંગન જાય
ઉનતે પહિલે વે મુએ જિન મુખ નિકસત નાહિં

× × ×

'ઉત્તમ જાતિ હૈ બામ્હની દેખત ચિત્ત લુભાય
પરમ પાપ પલમેં હરત પરસત વાકે પાય
રૂપ રંગ રતિરાજમેં છતરાની ઇતરાન
માનો રચિ વિરંચી પચિ કુસુમ કનકમેં સાન
બનીયાની બની આઇ કે બૈની રૂપકી હાટ
પ્રેમ પેક તન હેરિકે ગરૂવૈ તારતી બાટ
ગરબ તરાજી કરતિ ચખ ભોંહ મોરિ મુસગાતિ
ડોં ડોં મારતી બિરહકી ચિત ચિંતા ધરી જાતિ

× × ×

કમલદલ નૈનકી ઉનમાનિ

બિસરતિ નહિં સખી! મો મન તે મંદ મંદ મુસકાની
બસુધાકી બસ કરી મધુરતા સુધાપગી બતરાની
મઢી રહે ચિત ઉર બિતારકી મુક્તમાલ લહરાની
નૃત્ય સમય પિતાંબર હુકી ફહર ફહર ફહરાનિ
અનુદિન શ્રી વૃંદાવન બ્રજતેં આવન આવન જાનિ
અબ રહીમ ચિત તેં નટરનિ હૈ સકલ સ્યામકી બાની

આ કવિઓ ઉપરાન્ત અકબરી દરબારના માનસિંહ, અબુલફઝલ, નરહરી અને અજવેલ વગેરે કવિઓએ પણ કવિતા કરી છે મહાત્મા

દાદુદયાળ અને બીજા સાત આઠ સમકાલીન કવિઓને જોઇને આપણે મધ્યકાળ પુરો કરી ।,

અકબરી દરબાર સિવાય સ ૧૬૧૫ મા ઓડછાના વ્યાસદેએ પણ કવિતા કરી છે એમના ગ્રંથો માની રામ કે પદ બ્રહ્મજ્ઞાન મંગલાચાર પદ અને રાગમાળા મનાય છે

વિ લવિપુનની રચના પણ આજ સમયમા મળે છે એમની રચના સાધારણ શ્રેણિની છે એઓ સ્વામી હરિદાસના શિષ્ય હતા એમનો જન્મ સ ૧૫૮૦ મનાય છે સ્વામી હરિદાસ પછી વિ નવિપુન ગાદીપતિ થયા હતા ત્યાર પછી સ ૧૬૭૦ ની લગભગ મનોહર વિનુ નામ મળે " એમનુ આખુ નામ મનોહરદાસ કછવાહા સરોજ' મા લખ્યુ છે કે એઓ સસ્કૃત અને ફારસીના વિદ્વાન હતા ફારસી શાયરીમા એઓ પોતાનુ નામ 'તોસની નખતા એમની ગણના તોસની શ્રેણિમા થાય છે એમણે 'શત પ્રશ્નોત્તરી' નામનો ગ્રથ પણ રચ્યો છે એમની કવિતા ભાવપૂર્ણ અને સરસ છે

## ગોસ્વામી ગોકુલનાથજી.

મહાપ્રભુ વલ્લભાચાર્યના પુત્ર વિ ઠ્ઠલનાથજી અને તેમના પુત્ર ગોકુલ નાથજીનો સમય સ ૧૬૨૫ ગણાય છે એમના બે ગ્રંથો ચોરાસી વૈષ્ણવની વાર્તા' અને બસો બાવન વૈષ્ણવની વાર્તા પ્રસિદ્ધ છે ગોરખનાથજી પછી લગભગ ૨૮૦ વર્ષ આ પિતા પુત્રની જોડીએ ગદ્ય લેખન તરફ વધારે ધ્યાન આપ્યુ એમણે ગદ્યમા કેટલાક સુધારા વધારા કરીને એનુ રૂપ બાધવાનો પ્રયત્ન કર્યો છે ગોકુલનાથજીએ વિ ન બનના સાધારણ જનભાષામા સરળ ગદ્ય જ લખ્યુ છે

## મહાત્મા દાદુદયાલ.

મહાત્મા દાદુદયાળનો જન્મ સ ૧૬૦૧ મા અને મૃત્યુ સ ૧૬૬૦ મા થયુ કેટલા લેખકો એમને મોચી અને કેટલાક વિવેચકો એમને

બ્રાહ્મણ માને છે દાદુજી ૧૪ વર્ષ સુધી આમેરમા રહ્યા ત્યાંથી મારવાડ, બિકાનેર વગેરે સ્થાનોમા ભ્રમણ કરતા સ ૧૬૫૬ મા નરાણા ( જયપુરથી ૨૦ માઇલ દુર ) આવીને કાયમનો નિવાસ કર્યો આ સ્થાન દાદુપથીઓનું યાનામ્થળ છે, અને ત્યા એમના કપડા અને પોથી વગેરેની પૂજા થાય છે નિર્ગુણ પથીઓની જેમ દાદુપંથીઓ પણ પોતાને નિરજન નિરાકારના ઉપાસક માને છે, દાદુદયાળનો ઉપદેશ લગભગ કબીરમતને મળતો છે. છતા દાદુપથ સ્વતન્ત્ર પથ મનાય છે.

દાદુની વાણી પણ કબીરવાણીથી મળતી આવે છે એમની ભાષા પશ્ચિમી હિદી અને રાજસ્થાની મિશ્રિત છે એમની રચનામા અરબી અને ફારસી શબ્દોનો ઉપયોગ પણ થયો છે સ ૧૯૦૨ ની શોધમા એમના ત્રણ ગ્રથ મળ્યા છે દાદુજીકા અધ્યાત્મ દાદુ દયાલકા કૃત્ય અને સમર્થઇકા અગ એમનુ એક ભજન આ રહ્યુ —

અજ હું ન નિકસે પ્રાન કઠોર

દરસન બિના બહુત દિન બીતે સુદર પ્રીતમ મોર
ચાર પહર ચારહુ જુગ બીતે રૈન ગઁવાઇ ભોર
અબધિ ગઇ અજહુઁ નહિં આયે કતહુઁ રહે ચિત્તચોર
કબહુ નૈન નિરખિ નહિ દેખે મારગ ચિતવત તોર
દાદૂ અઇસ હિ આતુરિ વિરહિની જઇસહિ ચંદ ચકોર

શ્રીભટ્ટ.

દાદુદયાળ પછી નિબાર્ક સપ્રદાયના વૃદાવન નિવાસી શ્રીભટ્ટ વૈષ્ણવ, બિહારીદાસજી અને નાગરીદાસજીનુ નામ આવે છે શ્રીભટ્ટનો કવિતાકાળ ૧૬૩૦ ની આસપાસ કહેવાય છે એમનો 'આદિવાણી' નામનો ગ્રંથ છે એમનુ વર્ણન ભક્તમાળમા મળે છે સન ૧૯૮૦ ની શોધમા એમનો 'જુગલ શત' ગ્રથ પણ મળ્યો છે બિહારીદાસજી સ્વામી હરિદાસના

શિષ્ય હતા, એમની કવિતાનો સમય સં. ૧૬૩૦ આવે છે. સન ૧૯૮૦ ની શોધમાં 'સમય પ્રબંધ' નામનો એમનો ગ્રંથ પણ મળ્યો છે. નાગરીદાસની કવિતાનો સમય ૧૬૩૦ છે. નાગરીદાસ હિતસંપ્રદાયના હતા. એમના એ ગ્રંથ ' સમય પ્રબંધ ' ના નામથી મળે છે. એમની કવિતા ગંભીર અને ભાવવાળી છે. એમની ગણના તોષની કક્ષામાં થઇ છે.

## હિત અને રસિક.

નાગરીદાસ પછી ભગવાન હિત અને રસિકના સમય સાથે ભક્તિયુગનો મધ્યકાળ એટલે સૂરયુગ પૂરો થાય છે. હિતજી શ્રીહિત સંપ્રદાયના અનુયાયી હતા. એમના બનાવેલા દસ ભજનો નવલકિશોરપ્રેસ દ્વારા મુદ્રિત સુરસાગરમાં મળ્યાં છે. આ ઉપરથી જણાય છે કે એઓ પોતાનું નામ જનભગવાન અથવા હિતભગવાન લખતા હતા. એમની કવિતાનો આગળ પડતો ગુણ ' માધુર્ય ' છે. એમની કવિતાનો સં. ૧૬૩૧ મનાય છે.

ભક્તિયુગનો મધ્યકાળ અહિં સમાપ્ત થાય છે. રહીમખાન તુલસીયુગમાં એટલે ભક્તિયુગના ઉત્તરકાળમાં પણ જઈ શકે છે; પરંતુ અકબરી દરબારના કવિઓ સાથે ક્રમમાં રાખી શકાય એ હેતુથી એમને મધ્યકાળમા લઈ લીધા છે. બાકી એમની રચના બન્ને કાળમા થઈ છે. તલ્લીનતા એ જીવનનું એક અમોઘ બળ છે. જીવનના જે અંગ તરફ તલ્લીનતા વળે છે, ત્યા કંઇક અવનવો જ રંગ જામે છે. સૂરયુગના કવિઓની કવિતામા તલ્લીનતા આગળ તરી આવે છે. કૃષ્ણભક્તિની પાછળ ગાંડાતુર બની ગએલા કવિઓની તલ્લીનતામાંથી અમર કાવ્યો સર્જાયાં છે. આ કાળમા વ્રજભાષાનું ખેડાણ ખુબ થયું છે.

આ વખતના કેટલાક મુખ્ય કવિઓએ કવિતા ખાતર કવિતા નથી કરી. પોતાના અંતરમાં ભક્તિને લઇ 'પ્રેમ પીડા'ના અસહ્ય દર્દથી જે સંવેદના થઇ એ નૈસર્ગિક રીતે પ્રકટ કરી. એટલે ભાષાના શબ્દો એમને લાવવા નથી પડ્યા પણ ભાવને અનુરૂપ આવી મળ્યા છે. આ સુયોગથી આ વખતની કાવ્ય ભાષાનું જે રૂપ બંધાયું તે રૂપ લગભગ ત્યાર પછી ૩૦૦ વર્ષ સુધી સ્થિર રહ્યું એજ એની મહત્તાનું સૂચક છે. મધ્યકાળની મહત્તાને અપૂર્વ ઓજસ વડે દેદીપ્યમાન બનાવતા ભક્તિયુગના ઉત્તરકાળનું વિવરણ આપણે હવે કરીશું.

બ્રાહ્મણ માને છે. દાદુજી ૧૪ વર્ષ સુધી આમેરમાં રહ્યા. ત્યાંથી મારવાડ, બિકાનેર વગેરે સ્થાનોમા ભ્રમણ કરતા સં. ૧૬૫૬ માં નરાણા ( જયપુરથી ૨૦ માઇલ દુર ) આવીને કાયમનો નિવાસ કર્યો. આ સ્થાન દાદુપંથીઓનું યાત્રાસ્થળ છે; અને ત્યાં એમના કપડાં અને પોથી વગેરેની પૂજા થાય છે. નિર્ગુણ પંથીઓની જેમ દાદુપંથીઓ પણ પોતાને નિરંજન નિરાકારના ઉપાસક માને છે, દાદુદયાલનો ઉપદેશ લગભગ કબીરમતને મળતો છે. છતા દાદુપંથ સ્વતંત્ર પંથ મનાય છે.

દાદુની વાણી પણ કબીરવાણીથી મળતી આવે છે. એમની ભાષા પશ્ચિમી હિંદી અને રાજસ્થાની મિશ્રિત છે. એમની રચનામાં અરબી અને ફારસી શબ્દોનો ઉપયોગ પણ થયો છે. સં. ૧૯૦૨ ની શોધમાં એમના ત્રણ ગ્રંથ મળ્યા છે. દાદુજીકો અધ્યાત્મ. દાદુ દયાલકો કૃત્ય અને સમર્થાઇકો અંગ એમનું એક ભજન આ રહ્યું.—

અજ હું ન નિકસે પ્રાન કઠોર

દરસન બિના બહુત દિન બીતે સુંદર પ્રીતમ મોર
ચાર પહર ચારહુ જુગ બીતે રૈન ગઁવાઇ ભોર
અબધિ ગઇ અજહું નહિં આયે કતહું રહે ચિત્તચોર
કબહુ નૈન નિરખિ નહિ દેખે મારગ ચિતવત તોર
દાદૂ અઇસ હિ આતુરિ વિરહિની જઇસહિ ચંદ ચકોર

**શ્રીભટ્ટ.**

દાદુદયાળ પછી નિંબાર્ક સંપ્રદાયના વૃંદાવન નિવાસી શ્રીભટ્ટ વૈષ્ણવ, બિહારીદાસજી અને નાગરીદાસજીનું નામ આવે છે. શ્રીભટ્ટનો કવિતાકાળ ૧૬૩૦ ની આસપાસ કહેવાય છે. એમનો 'આદિવાણી' નામનો ગ્રંથ છે. એમનું વર્ણન ભક્તમાળમા મળે છે. સન ૧૯૮૦ ની શોધમાં એમનો 'જુગલ શત' ગ્રંથ પણ મળ્યો છે. બિહારીદાસજી સ્વામી હરિદાસના

શિષ્ય હતા, એમની કવિતાનો સમય સં. ૧૬૩૦ આવે છે. સન ૧૯૮૦ ની શોધમાં 'સમય પ્રબંધ' નામનો એમનો ગ્રંથ પણ મળ્યો છે. નાગરીદાસની કવિતાનો સમય ૧૬૩૦ છે. નાગરીદાસ હિતસંપ્રદાયના હતા. એમના એ ગ્રંથ ' સમય પ્રબંધ ' ના નામથી મળે છે. એમની કવિતા ગંભીર અને ભાવવાળી છે. એમની ગણના તોષની કક્ષામાં થઇ છે.

## હિત અને રસિક.

નાગરીદાસ પછી ભગવાન હિત અને રસિકના સમય સાથે ભક્તિયુગનો મધ્યકાળ એટલે સૂરયુગ પૂરો થાય છે. હિતજી શ્રીહિત સંપ્રદાયના અનુયાયી હતા. એમના બનાવેલા દસ ભજનો નવલકિશોરપ્રેસ દ્વારા મુદ્રિત સૂરસાગરમાં મળ્યાં છે. આ ઉપરથી જણાય છે કે એઓ પોતાનું નામ જનભગવાન અથવા હિતભગવાન લખતા હતા. એમની કવિતાનો આગળ પડતો ગુણ ' માધુર્ય ' છે. એમની કવિતાનો સં. ૧૬૩૧ મનાય છે.

ભક્તિયુગનો મધ્યકાળ અહિં સમાપ્ત થાય છે. રહીમખાન તુલસીયુગમાં એટલે ભક્તિયુગના ઉત્તરકાળમાં પણ જઈ શકે છે; પરંતુ અકબરી દરબારના કવિઓ સાથે ક્રમમાં રાખી શકાય એ હેતુથી એમને મધ્યકાળમાં લઈ લીધા છે. બાકી એમની રચના બન્ને કાળમા થઈ છે. તલ્લીનતા એ જીવનનું એક અમોઘ બળ છે. જીવનના જે અંગ તરફ તલ્લીનતા વળે છે, ત્યા કંઇક અવનવો જ રંગ જામે છે. સૂરયુગના કવિઓનો કવિતામા તલ્લીનતા આગળ તરી આવે છે. કૃષ્ણભક્તિની પાછળ ગાડાતુર બની ગએલા કવિઓની તલ્લીનતામાંથી અમર કાવ્યો સર્જાયાં છે. આ કાળમા વ્રજભાષાનું ખેડાણ ખુબ થયું છે.

આ વખતના કેટલાક મુખ્ય કવિઓએ કવિતા ખાતર કવિતા નથી કરી. પોતાના અંતરમાં ભક્તિને લઇ ' પ્રેમ પીડા 'ના અસહ્ય દર્દથી જે સંવેદના થઇ એ નૈસર્ગિક રીતે પ્રકટ કરી. એટલે ભાષાના શબ્દો એમને લાવવા નથી પડ્યા પણ ભાવને અનુરૂપ આવી મળ્યા છે. આ સુયોગથી આ વખતની કાવ્ય ભાષાનું જે રૂપ બંધાયું તે રૂપ લગભગ ત્યાર પછી ૩૦૦ વર્ષ સુધી સ્થિર રહ્યું એજ એની મહત્તાનું સૂચક છે. મધ્યકાળની મહત્તાને અપૂર્વ અંજલિ વડે દેદીપ્યમાન બનાવતા ભક્તિયુગના ઉત્તરકાળનું વિવરણ આપણે હવે કરીશું.

# ૭

## ભક્તિયુગ.

### ( ઉત્તરકાળ )

ભક્તિયુગના ઉત્તરકાળની સુભગ શરૂઆત ગોસ્વામી શ્રી તુલસીદાસની સર્વતોમુખી પ્રતિભાના ઉદયથી થાય છે. ભક્તિસાહિત્યનો ઉત્તરકાળ બીજી રીતે બાદશાહ અકબરનો શાસનકાળ બનો. અકબરથી માંડીને ઔરંગઝેબ સુધી ઉત્તરભારતમાં ઠીક શાન્તિ રહી હિંદુમુસલમાનોમાં વિખવાદ અને અંતરભેદ વધવાને બદલે કંઇક શમ્યા અને એ શાંત પ્રજાજીવનની અસર સાહિત્ય પર પણ પડી. હિંદી સાહિત્યની દૃષ્ટિએ અકબર–જહાંગીરનો શાસનકાળ એ હિંદી સાહિત્યનો સુવર્ણયુગ છે. કાવ્ય સાહિત્યે મધ્યકાળ કરતાં ઉત્તરકાળમાં વધારે વિકાસ અને વિસ્તાર સાધ્યા છે. ઉત્તરકાળમાં ભક્તિ ઉપરાંત શૃંગાર અને વીરરસના કાવ્ય સાહિત્યનું પણ સર્જન થયું છે. અકબરના શાસનકાળમાં પ્રચલિત સાહિત્યક ભાષામાં ફારસી શબ્દોનો ઉપયોગ વધવાને કારણે ભાષાનું રૂપ કંઇક ફેરવાયું અને ફારસી શબ્દો

ઉપરાંત ફારસી ભાષા પણ સાહિત્યમાં આવ્યા. અકબર જહાંગીરના જમાનાની શાંતિના લીધાથી પ્રજાજીવનમાં વિલાસ માણવાની વૃત્તિએ ઠીક ઠીક વિસ્તાર સાધ્યો હતો. લોકજીવનની આવી ચિત્તવૃત્તિને પોષવા ભક્તિ ઉપરાંત રસ સાહિત્યની પણ શરૂઆત થઇ. વલ્લભીય સંપ્રદાયના ભક્ત કવિઓમાં ભક્તિ ભાવને લઇને વિશુદ્ધ અને ઉચ્ચ શૃંગારનું પ્રાધાન્ય હતું. તેને કેટલાંક અભક્ત કવિઓએ શ્રીકૃષ્ણને શૃંગારી નાયક બનાવીને ભક્તિના ઓથ તળે નાયિકાભેદ દ્વારા શૃંગારી કવિતાથી હિંદી કાવ્ય સાહિત્યને ભરી દીધું. આવી ભક્તિ વિનાની શૃંગારી કવિતાના પહેલા આચાર્ય મહાકવિ કેશવદાસ થયા. એમનો 'રસિકપ્રિયા' ગ્રંથ રસરીતિનો અપૂર્વ ગ્રંથ છે. મહાકવિ તુલસીદાસે પોતાના પ્રભાવશાળી અને તેજસ્વી વ્યક્તિત્વથી આ યુગમાં શૃંગારવાળી કવિતાનું અંગ હોવા છતાં એ અંગને ભક્તિની બળવત્તર અસર નીચે રાખ્યું અને રામભક્તિના મધુર ગુંજનથી સમસ્ત ઉત્તરભારતને ભરી દીધું. આજ સુધી હિંદી સાહિત્યમાં તુલસીદાસ જેવા લોકપ્રિય અને લોકકલ્યાણ કવિ નથી થયા. તુલસીદાસનું સ્થાન હિંદી સાહિત્યમાં સર્વશ્રેષ્ઠ અને અમર છે.

## ગોસ્વામી તુલસીદાસ.

પ્રતિભા-પ્રતિ મૂરતિ ભગત, કવિતા-કામિની કંત
રામ નામકો જપ કરત, તુલસી સુખદ સંત.

ગૌસ્વામીના બે જીવન ચરિત્રોનો પત્તો હજીસુધી લાગ્યો છે.

૧ ગૌસ્વામીના શિષ્ય બાબા બેનીમાધવદાસ કૃત 'ગોસાઇ ચરિત્ર' જેનો ઉલ્લેખ શિવસિંહ સરોજમાં પણ મળે છે. આ ગ્રંથ પુરો મળતો નથી. જેટલો મળ્યો છે તેટલામાં ગૌસ્વામીનું કંઈક સંક્ષિપ્ત વૃત્તાંત આવે છે.

૨ બીજો ગ્રંથ કે જેની સૂચના 'મર્યાદા' પત્રિકામાં જેઠ ૧૯૬૯ ના અંકમાં શ્રી. ઇંદ્રદેવ નારાયણે આપી હતી તે ગૌસ્વામીના બીજા શિષ્ય મહાત્મા રઘુવરદાસનું 'તુલસી ચરિત્ર' છે.

આ બન્ને વૃત્તાંતોમાં પરસ્પર ઘણો વિરોધ છે. બાબા બેનીમાધવદાસના આધારે ગૌસ્વામીના પિતા યમુના કિનારાના દુબેપુરવા નામક ગામના દુબે અને સુખી હતા. અને એમના પૂર્વજો પત્યૌજ ગામથી ત્યાં આવ્યા હતા. બાબા રઘુવરદાસના 'તુલસી ચરિત્ર'માં લખ્યું છે કે મઝૌલીથી ત્રેવીસ ગાઉ દુર કસયા ગામમાં ગૌસ્વામીના પ્રપિતામહ પરશુરામ મિશ્ર રહેતા હતા. એઓ તિર્થયાત્રા કરતા કરતા ચિત્રકુટ પહોંચ્યા અને એ તરફ જ રાજાપુરમા વસ્યા. એમના પુત્ર શંકર મિશ્ર થયા. શંકર મિશ્રના રૂદ્રમિશ્ર અને તેમના મુરારિમિશ્ર થયા. એ મુરારિમિશ્રના પુત્ર તુલારામજ સમય જતાં ભકત ચુડામણિ તુલસીદાસ થયા.

બન્ને ચરિત્રોમાં ગૌસ્વામીનો જન્મ સં. ૧૫૫૪ આપ્યો છે. બેની માધવદાસના ગ્રંથમાં તો શ્રાવણ સુદ સાતમની તિથિ પણ આપી છે. આ સંવતને ગ્રહણ કરવાથી તુલસીદાસની ઉમ્મર ૧૨૬–૨૭ વર્ષની થાય છે. શિવસિંહ સરોજમાં લખ્યું છે કે ગૌસ્વામી સં. ૧૫૮૩ મા જન્મ્યા હતા. મિરઝાપુરના પ્રસિદ્ધ રામભક્ત અને રામાયણી પંડિત રામગુલામ દ્વિવેદીએ ભક્તોની જનશ્રુતિ અનુસાર એમનો જન્મ સં. ૧૫૮૯ માન્યો છે. આજ સંવતને ડૉ. ગ્રિયર્સને પણ સ્વીકારી લીધો છે. એમનું સરયુપારી બ્રાહ્મણ હોવું તો બન્ને ચરિત્રોમાં મળે છે; અને એ સર્વમાન્ય છે. "તુલસી પરાસર ગોત દૂબે પતિઓ જાકે" એ પ્રસિદ્ધ વાક્યનું સમર્થન પંડિત

રામગુલામે પણ કર્યું છે. ઉક્ત પ્રસિદ્ધિ અનુસાર ગૌસ્વામીના પિતાનું નામ આત્મારામ દૂબે અને માતાનું નામ હૂલસી હતું. માતાના નામના પ્રમાણમાં રહીમનો આ દોહો કહેવાય છે.

સુરતિય નરતિય નાગતિય સબ ચાહતિ અસ હોય
ગદિ લિયે હુલસી ફિરે તુલસી સો સુત હોય

તુલસીદાસે કવિતાવલીમાં કહ્યું છે કે "માતુ પિતા જગજાઈ તજ્યો બિધિ હુ ન લિખ્યો કછુ ભાલ ભલાઈ." આજ પ્રમાણે 'વિજયપત્રિકા'માં પણ આ વાક્ય છે "જનક જનનિ તજ્યો જનમિ, કરમ બિનુ બિધિ હુ સૃજ્યો અવડે રે" તથા "તનુ તજ્યો કુટિલ કીટ જ્યોં; તજ્યો માતુ પિતાહુ." આ વચનો પ્રમાણે લોકકથા ચાલતી આવી છે કે તુલસીદાસને એમના માતાપિતાએ ત્યજી દીધા હતા. બેનીમાધવદાસે લખ્યું છે કે ગૌસ્વામી જ્યારે જન્મ્યા ત્યારે પાંચ વર્ષના બાળક સમાન હતા. એમને દાંત પણ પુરા હતા. એઓ જન્મતાં વેંત રડયા પણ નહિ માત્ર 'રામ' શબ્દનો ઉચ્ચાર એમના મુખમાંથી સંભળાયો. બાળકને રાક્ષસ સમજીને પિતાએ એની ઉપેક્ષા કરી પરંતુ માતાએ રક્ષા માટે ઉદ્વિગ્ન થઇને એ બાળક પોતાની મુનિયા નામની દાસીને સોંપ્યો. મુનિયા એ બાળકને લઇને પોતાને સાસરે ચાલી ગઇ. પાચ વર્ષ પછી મુનિયા જ્યારે મરી ગઇ ત્યારે રાજાપુરમા બાળકના પિતાને સંદેશ મોકલવામા આવ્યો પરંતુ પિતાએ બાળકનો સ્વીકાર ન કર્યો. અંતે બાબા નરહરીદાસે એ બાળકને રક્ષણ આપ્યું અને પોતાની પાસે રાખીને સંસ્કાર આપવા માંડયા. આજ ગુરૂ પાસે ગૌસ્વામી રામકથા સાભળતા. ગુરૂની સાથે કાશીમાં જઇને પંચગંગાના ઘાટપર સ્વામી રામાનંદના સ્થાનપર ગૌસ્વામીએ રહેવા માંડયું. એ સ્થળે મહાત્મા શેષ સનાતનજીએ ગૌસ્વામીને વેદ, દર્શન, ઇતિહાસ, પુરાણ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો. પંદર વર્ષ સુધી અધ્યનન કરીને ગૌસ્વામી એક વખત પોતાની પ્રિય જન્મભૂમિ રાજાપુર આવ્યા પણ ત્યાં તો કુટુંબ અને ઘરનું નામ નિશાન પણ ન હતું.

યમુનાની પેલેપાર વસનાર ભારદ્વાજ ગોત્રી એક બ્રાહ્મણ યમદ્વિતીયાને દિવસે રાજાપુરમા સ્નાન કરવા આવ્યા હતા એમણે તુલસીદાસના વિદ્યા વિનય અને શીલપર મુગ્ધ થઇને પોતાની રૂપવતી કન્યાનુ તુલસીદાસ સાથે લગ્ન કર્યુ આ સ્ત્રીના ઉપદેશથી ગૌસ્વામીનુ વિરાગી થવુ અને ભક્તિની સિદ્ધિ પ્રાપ્ત કરવી એ કથા પ્રસિદ્ધ છે ગૌસ્વામી પોતાની આ પત્નીપર એટલા બધા આસકત હતા કે એકવાર પૂર આવેલી નદીને પાર કરીને પણ એને પીએર જઇને મળ્યા સ્ત્રીએ એ વખતે જે દોહો કહેલો એ લોકવિખ્યાત છે

લાજન લાગત આપકો દૌરે આયે હુ સાથ
ધિકધિક ઐસે પ્રેમ કો કહા કહો મૈ નાથ
અસ્થિ-ચર્મ મય દેહ મમ તામે જૈસી પ્રતિ
તૈસી જો શ્રી રામ મહૅ હોતિ ન તૌ ભવ ભીતિ

આ વચનોએ તુલસીદાસના જીવનપ્રવાહને નવીન દિશા તરફ વાળ્યો એઓ તરત જ કાશી પાછા આવીને વિરકત બન્યા આ વૃત્તાંતને પ્રિયાદાસે પોતાની ભકતમાળની ટીકામા પણ આપ્યો છે અને રઘુવરદાસે પણ પોતાના પુસ્તકમા આનો ઉલ્લેખ કર્યો છે •

સ ૧૫૯૦ મા ગૌસ્વામીએ પોતાનુ ઘર છોડ્યુ અને કાશીથી અયોધ્યા જઇને ચાર મહિના રહ્યા પછી તિર્થયાત્રા કરતા કરતા જગન્નાથપુરી રામેશ્વર અને દ્વારકા થઇને બદરીનાશ્રમ ગયા ત્યા કૈલાસ અને માનસરોવર સુધી ફરી આવ્યા આ લાબી યાત્રામા એમને ૧૯ વર્ષથી પણ વધારે સમય લાગ્યો અતે ચિત્રકુટ આવીને રહ્યા અહિ એમને સ ૧૬૧૬ મા ભક્ત સુરદાસનો મેળાપ થયો આ વાતાવરણમા ગીતાવલી રામાયણ' અને 'કૃષ્ણગીતાવલી' ગ્રથો રચાયા ત્યાર પછી સ ૧૬૩૧ મા અયોધ્યા જઇને એમણે 'રામચરિત માનસ' નો આરભ કર્યો અને બે વર્ષે સાત મહિને એ ગ્રથ પૂરો કર્યો રામાયણનો કેટલોક અશ કાશીમા પણ રચાયો છે રામાયણ સમાપ્ત કર્યા પછી એઓ ઘણો સમય કાશીમા જ રહ્યા.

કાશીમાં એમને અનેક વિદ્વાનો અને સાધુઓ મળતા. આ વખત એમની વિખ્યાતિ આખા દેશમાં વ્યાપી ચુકી હતી. એ વખતના પ્રસિદ્ધ વિદ્વાન મધુસુદન સરસ્વતી સાથે પણ એમને જ્ઞાનચર્ચા થઇ હતી. ગૌસ્વામી પર પ્રસન્ન થઇને મધુસુદને નીચલો શ્લોક કહ્યો હતોઃ—

આનંદ કાનને કશ્ચિ જ્ઞ્ંગમસ્તુલસી તરુઃ ।
કવિતા મંજરી દસ્ય રામ ભ્રમર ભુષિતા ॥

ગૌસ્વામીના સ્નેહીઓમાં અબ્દુર્રહીમ ખાનખાના, મહારાજા માનસિંહ, નાભાજી અને મધુસુદન સરસ્વતી વગેરે હતા.

ગૌસ્વામીના મૃત્યુપર આ દોહો લોકપ્રસિદ્ધ છે.

સંવત સોરહસૈ અસી અસી ગંગ કે તીર
શ્રાવણ શુકલા સપ્તમી તુલસી તજ્યો શરીર

બાબા બેનીમાધવદાસના પુસ્તકમાં બીજી પંક્તિમા ભેદ છે. એમા છેઃ—

શ્રાવણ કૃષ્ણ તીજ શનિ તજ્યો સરીર

અને આ બીજી તિથિ જ કંઇક સાચી લાગે છે. કારણ ગૌસ્વામીના સ્નેહી કાશીના ટોડરમલના વંશજો આજ તિથિએ ગૌસ્વામીનું શ્રાદ્ધ કરે છે.

ગૌસ્વામીનો પ્રાદુર્ભાવ હિંદીકાવ્યના ક્ષેત્રમા એક ચમત્કાર છે. હિંદી કાવ્યશક્તિનો પૂર્ણ પ્રસાર ગૌસ્વામીની જ રચનાઓમા પ્રથમ દેખા દે છે. ચંદયુગના કવિ પોતાના સંકુચિત ક્ષેત્રમાં કાવ્યભાષાના પ્રાચીનરૂપને લઇ એક વિશેષ શૈલીની પરંપરા નિભાવતા હતા. ચાલુ ભાષાના સંસ્કાર અને સમુન્નતિ એમના દ્વારા નથી થઇ. ભક્તિયુગમા ભાષાના ચાલુ રૂપને સમાશ્રય મળ્યો. કબીરદાસે એજ ચાલુ રૂપમા પોતાની કવિતા કરી પરંતુ એ રૂપમાં કશું ઠેકાણું ન હતું. શૌરસેની અપભ્રંશ અથવા નાગર અપભ્રંશનું જે સામાન્ય રૂપ સાહિત્યને માટે સ્વીકૃત હતું એની સાથે કબીરસાહેબને સંબંધ ન હતો. એમણે પૂર્વી હિંદીની સાથે ખડીબોલીના રૂપોનું મિશ્રણ

કરીને એક બીજી જ ભાષા ઘડી કાઢી ખડીબોલી અથવા પંજાબીના રૂપોનો છૂટો છવાયો વ્યવહાર નિર્ગુણપંથી સાધુઓની વાણીનું પ્રધાન લક્ષણ હતું. એનું કારણ એ હતુ કે મુસલમાનોની ભાષાએ જ ખડીબોલીનું રૂપ ધારણ કર્યું હતું, અને નિર્ગુણપંથી સાધુઓનું લક્ષ્ય મુસલમાનો પર પણ પ્રભાવ નાખવાનું હતું. એટલે એમની ભાષામા ખડીબોલીના ઉપયોગ ઉપરાંત અરબી અને ફારસી શબ્દોનો પણ મનમાન્યો પ્રયોગ મળે છે. એમનુ કોઇ સાહિત્યિક લક્ષ્ય ન હતુ અને સરકારી તથા કેળવાયલા વર્ગથી એમનો ઉપદેશ દૂર જ રહેતો.

ચંદયુગના કવિઓના હાથમા સાહિત્યની જે ભાષા ઘણુંખરૂ પોતાના પ્રાચીન રૂપમા જ રહી તેને પ્રચલિત ભાષાના સંયોગથી મધુરોપાસક કવિઓદ્વારા નવજીવન મળ્યુ. ભક્તવર સૂરદાસ, વ્રજની ચાલુ ભાષાને પરંપરાથી ચાલતી આવેલી કાવ્યભાષાની વચ્ચે પૂર્ણરૂપે પ્રતિષ્ઠિત કરીને, એને લોકવ્યવહારમા લઇ આવ્યા એમણે ચાલતી આવેલી કાવ્યભાષાનો તિરસ્કાર ન કરતા એને એક નવુ જ સ્વરૂપ આપ્યું. સૂરસાગરને ધ્યાનપૂર્વક જોવાથી એમા ક્રિયાઓના કેટલાક પ્રાચીન પ્રયોગો, કેટલાક સર્વનામો તથા ઘણા પ્રાકૃતના શબ્દો મળી આવશે ભાષાનુ એક શિષ્ટ સામાન્ય રૂપ એમણે રાખ્યુ જેનો વ્યવહાર આગળ જતાં કવિઓમાં થવા માંડ્યો આ તો વ્રજભાષાની વાત થઇ આની સાથે સાથે અવધી પણ સાહિત્યનિર્માણ તરફ અગ્રેસર થઇ આ ભાષાને સાહિત્યના ક્ષેત્રમાં લાવવાનો યશ નિર્ગુણધારાના પ્રેમમાર્ગી શાખાના સૂફી મુસલમાન કવિઓને ઘટે છે. અને તેમાંય મુખ્ય નામ જાયસીનું આવે છે આ પ્રકારે ગોસ્વામી તુલસીદાસે પોતાના સમયમાં કાવ્યભાષાના બે રૂપો વ્રજ અને અવધી પ્રચલિત કર્યા.

એ વખતના પદ્યના સ્વરૂપને જોઇએ તો ગોસ્વામીની સામે પાચ શૈલીઓ મુખ્ય હતી ૧ આદિકાળની છપ્પય પદ્ધતિ ૨ વિદ્યાપતિ અને સૂરદાસની ગીત પદ્ધતિ ૩ ગંગ આદિ ભાટોની કવિત્ત-સવૈયા પદ્ધતિ ૪ કબીરદાસની નીતિ સંબંધી વાણીની દુહા પદ્ધતિ અને પ જાયસીની દુહા

ચોપાઇવાળી પદ્ધતિ આ રીતે કાવ્યભાષાના બે રૂપ અને રચનાના પાચ શૈલીઓ ગૌસ્વામીને સાહિત્યક્ષેત્રમા મળ્યા તુલસીદાસના રચનાવિધાનની સૌથી મોટી વિશેષતા એ છે કે એઓ પોતાની સર્વતોમુખી પ્રતિભાના બળથી સર્વના સૌંદર્યની પરાકાષ્ઠા પોતાની મધુરવાણીમા ઉતારીને સાહિત્ય-ક્ષેત્રમા પ્રથમ પદના અધિકારી બન્યા હિંદી કવિતાના પ્રેમીઓ જાણે છે કે ગૌસ્વામીનું વ્રજ અને અવધી ઉપર સમાન પ્રભુત્વ હતુ. વ્રજભાષાનું જે માધુર્ય સૂરસાગરમા દેખાય છે એજ માધુર્ય વધારે સંસ્કૃત રૂપમા 'ગીતાવલી' અને 'કૃષ્ણ ગીતાવલી'મા માલમ પડે છે અવધીની જે મીઠાશ જાયસીના 'પદ્માવત'મા મળે છે તેજ આપણે 'જાનકી મગલ', 'પાર્વતી મંગલ', 'બરવા રામાયણ' અને "રામલલા નહછુ"મા જોઇએ છીએ. એથી વિરુદ્ધ આપણને એ પણ દેખાય છે કે સૂરદાસનુ અવધી ઉપર અને જાયસીનું વ્રજભાષા ઉપર પ્રભુત્વ ન હતું.

ચંદયુગની છપ્પય પદ્ધતિ ઉપર ગૌસ્વામીની રચના થોડી છે તો પણ એમની નિપુણતા સંપૂર્ણપણે પ્રદર્શિત કરે છે

કત હું વિટપ ભૂધર ઉપારિ પરસેન બરક્ખત
કત હું બાજિસોં બાજિ મર્દિ ગજરાજ કરક્ખત
ચરન-ચોટ ચટકન ચકોર અરિ ઉર સિર બજ્જત
વિકટ કટક બિદ્દરત બીર બારિદ જિમિ ગજ્જત
લંગૂર લપેટત પટકી ભટ 'જયતિ રામજય' ઉચ્ચરત
તુલસીદાસ પવનનંદન અટલ જુદ્ધ-ક્રુદ્ધ કૌતક કરત

ડિગતિ ઉર્વિ અતિ ગુર્વિ સર્વ પબ્બૈ સમુદ્ર સર
બ્યાલ બધિર્ત્ત તેહિ કાલ બિકલ દિગપાલ ચરાચર
દિગ્ગયંદ લરખરત પરત દસકંઠ મુકખ ભર
સૂર બિમાન હિમ ભાનુ સંઘટત હોત પરસ્પર

**ચોંકે બિરંચિ સંકર સહિત કોલ કમઠ અહિ કલમલ્યો**
**બ્રહ્માંડ ખંડ કિયો ચંડ ધ્રુનિ જબહિ રામ સિપધનુ દલ્યો.**

વિદ્યાપતિ અને સૂરદાસની ગીતપદ્ધતિ ઉપર પણ ગોસ્વામીએ ખુબ-વિસ્તૃત અને બહુજ સુંદર રચના કરી છે. ગોસ્વામીની રચનામાં સંસ્કૃતની જે 'કોમલ કાંત પદાવલી' અને અનુપ્રાસોની જે વિલક્ષણ યોજના છે તે સૂરદાસમાં નથી. બન્ને ભક્ત શિરોમણીઓની રચનામાં આ ભેદ આગળ તરી આવે છે; અને એ ઉપર અવશ્ય ધ્યાન જાય છે. ગોસ્વામીની રચના અધિક સંસ્કૃત-ગર્ભિત છે છતાં એમના પદોમાં દેશભાષાનું માધુર્ય છે. એમણે બન્ને પ્રકારના માધુર્યનો અપૂર્વ મેળ સાધ્યો છે. હૃદયના વિવિધ ભાવોની વ્યંજના 'ગીતાવલી' ના મધુરપદોમાં જોવા જેવી છે. કૌશલ્યાની સામે ભરત પોતાની આત્મગ્લાનિ બતાવે છે :—

**જો હૌં માતુમતે મહઁ હૈ હૌં**
**તૌ જનની જગમેં યા મુખકી કહાઁ કાલિમા ઢ્વ હૌ**
**ક્યોં હૌં આજુ હોત સુચિ સપથનિ, કૌન માનિ હૈ સાઁચી**
**મહિમા મૃગી કૌન સુકૃતી કી ખલ-બચ બિસિખનહ બાઁચી**

આજ પ્રકારે ચિત્રકુટમાં રામની સન્મુખ જતા ભરતની અવસ્થાનું પણ સુંદર ચિત્ર છે.

**બિલોકે દૂરિ તેં દોઉ વીર**

**મન અગ હુંડ, તન પુલક શિથિલ ભયો નયન નલિન ભરે નીર,**
**ગડત ગોડ મનો સકુચ-પંક મહઁ કઢત પ્રેમ બલ ધીર.**

ગંગ વગેરે ભાટોની કવિત સવૈયા પદ્ધતિ ઉપર તો એમણે આખું રામચરિત્ર કર્યું છે. ગોસ્વામીની અમર અને સમર્થ રચનાઓમાં વિધવિધ રસોનો સન્નિવેશ અત્યંત વિશદ રૂપમાં અને અત્યંત પુષ્ટ તથા સ્વચ્છ ભાષામાં મળે છે. વિવિધરસમયી રામકથા તુલસીદાસે અનેક પ્રકારની

રચનાઓમા કહી છે. કવિતાવલીમા રસને અનુકૂળ શબ્દયોજના સુંદર છે; જે તુલસીદાસ આટલી કોમળ ભાષાનો ઉપયોગ કરે છે.

રામકો રૂપ નિહારત જાનકિ કંકન કે નગકી પરછાહીં
યાતેં સબૈ સુધ ભૂલી ગઇ કર ટેકિ રહી પલટારતિ નાહીં

× × × ×

ગોરો ગરૂર ગુમાનભરો યહ કૈસિક છોટોમો ઢોરો હૈ કાકો ?

× × × ×

જલકો ગએ લકખન, હૈ લરિકા, ખરિઔ, પ્રિય છોંહ
ધરીક હૈ ઠાઢે
પોંછિ પસેઉ બયાર કરૌં અરૂ પાયેં પખારિ હૈં
ભૂભૂ રિ ડાઢે

તેજ તુલસીદાસ વીર અને ભયાનક પ્રસગમા આવી શબ્દાવલી વાપરે છે.

પ્રબલ પ્રચંડ અરિખંડ બાહુ દંડ વીર
ધાયે જાતુધાન હનુમાન લિયો ઘેરી કે
મહાબલ પુંજ કુંજ રારિ જ્યોં ગરજિ ભટ
જહાં તહાં પટકે લંગુર ફેરિફેરિ કૈં
મારે લાત તોરે ગાત ભાગે જાત હાહાખાત
કહૈ તુલસીસ ' રાખિરામકી સૌં ' ટેરિ કે
ઠહર ઠહર પરે કહરિ કહરિ ઉઠે
હહરિ હહરિ હર સિદ્ધ હંસે હેરિ કે

× × × ×

બાલ ધી–બીસાલ બિકરાલ જ્વાલ લાલ માનો
લંક લીલિ બેકો કાલ રસના પસારી હૈ

કે દો ખ્યોમ બીધિકા ભરે હેં ભૂરિ ધુમકતુ
બીરરસ બીર તરવારિસી ઉધારી હૈ

નીતિના ઉપદેશની સૂક્તિ પદ્ધતિ ઉપર ઘણા દોહા રામચરિતમાનસ અને દોહાવલીમા મળશે જેમા મર્મપૂર્વક અને રચનાકૌશલથી ઘણી વ્યવહારિક વાતો કહી છે અને ભક્તિ તથા પ્રેમની મર્યાદા બતાવી છે.

રીઝિ આપની બુઝપર, ખીઝિ વિચાર વિહીન
તે ઉપદેસ ન માનહીં મોહ મહોદધિ મીન
લોગ ન ભલો મનાવજો ભલો હોન કી આસ
કરત ગગનકો ગેંડુઆ સઠ તુલસીદાસ
કી તોહુ લાગાહુ રામ પ્રિયકી તુ રામ પ્રિય હો હિ
દુઇ મહું રૂચૈ જો સુગમ સો કીએ તુલસી તો હિ

ચોપાઈ દુહાના ક્રમથી જે પ્રકારે જાયસીએ પોતાનું 'પદમાવત' નામનું પ્રબંધ કાવ્ય લખ્યું એજ ક્રમ પ્રમાણે ગૌસ્વામીએ એમનું અમર મહાકાવ્ય રામચરિત માનસ રચ્યું છે. ભાષા તો એજ અવધી છે માત્ર પદવિન્યાસનો ભેદ છે. ગૌસ્વામી શાસ્ત્રપારગત વિદ્વાન હતા એટલે એમની શબ્દ યોજના સાહિત્યક અને સંસ્કૃત છે. જાયસીમા ગામડી અવધીનું માધુર્ય છે. નીચે આપેલી બે ચોપાઇઓથી બન્નેનો ભાષાભેદ સ્પષ્ટ થશે.

જબ હુંત કાહુગા પંખિ સંદેસી । સુનિઉં તુ આવા હૈ પરદેસી ॥
તબ હુંત તુમ્હ બિનુ રહૈન જીઉ । ચાતક ભઇઉં કહત પિઉ પિઉ॥
ભઇઉં બિરહ જરિ કોઇલ કારી । ડાર ડાર જો કુકિ પુકારી ॥
—જાયસી

અમિય મૂરિમય ચૂરન ચારૂ । સમન સકલ ભવરૂજ પરિવારૂ ॥
સુકૃત સંભુ તનુ બિમલ બિભુતિ । મંજુલ મંગલ મોદ પ્રસૂતિ ॥
જન-મન-મંજુ મુકુર મલહરની । કિયે તિલક ગુન-ગન બસ કરની॥
—તુલસી

આટલા વિવિધ ઉદાહરણો આપવાનો સારાશ એ છે કે ગૌસ્વામીએ સર્વ પ્રકારની રચનાશૈલી ઉપર પોતાનું ઉંચુ આસન પ્રતિષ્ઠિત કર્યું છે. આવુ પ્રતિભાનું સામર્થ્ય બીજાને વર્યું નથી

હવે આપણે એ વિચાર કરીએ કે ગૌસ્વામીની કવિતામા માનવજીવનનાં કેટલી દશાઓનો સન્નિવેશ છે તુલસીદાસ પોતાના દૃષ્ટિવિસ્તારના કારણે જ ઉત્તરભારતની સમગ્ર જનતાના ઉદયમા સપૂર્ણ પ્રેમ અને પ્રતિષ્ઠા સાથે વસી ગયા છે. બીજા કવિઓ જીવનનો એક જ પક્ષ લઇને આગળ વધ્યા છે. ચન્દ્યુગના કવિઓએ ઉત્સાહ અને શૌર્યને, ભક્તિયુગના કવિઓએ પ્રેમ ભક્તિ અને જ્ઞાનને અને અલંકાર યુગના કવિઓએ પ્રણય, દાપત્ય અને શૃંગારને પોતાની વાણીમા મૂર્ત કર્યા છે. પરંતુ ગૌસ્વામીએ તો પોતાની વાણીમા માનવજીવનના સર્વભાવો અને પક્ષોને આલેખ્યા છે, ગૌસ્વામીની વાણી એક તરફ વ્યક્તિગત સાધનાના માર્ગમા વિરાગપૂર્ણ, શુદ્ધ ભગવદ્-ભક્તિનો ઉપદેશ કરે છે અને બીજી બાજુ લોકપક્ષમા આવીને કૌટુમ્બિક અને સામાજિક કર્તવ્યોનું સૌંદર્ય બતાવીને મુગ્ધ કરે છે વ્યક્તિગત સાધનાની સાથે એમનામા લોકધર્મની અત્યંત ઉજ્જવલ છટા વિદ્યમાન છે.

નિર્ગુણધારાના સંતોની વાણીમા લોકધર્મની એક પ્રકારની અવહેલના છુપાયલી હતી સગુણધારાના ભારતીય પદ્ધતિના ભકતોમાથી ગૌસ્વામીએ જ કબીર અને દાદુઆદિના લોકધર્મ–વિરોધી સ્વરૂપને ઓળખ્યુ એમણે જોયુ કે એ સંતોના વચનોથી જનતાની ચિત્તવૃત્તિમા એવા ઘોર વિકારની આશંકા છે કે જેનાથી સમાજ વિશ્રૃંખલ થઇ જશે અને એની મર્યાદા તુટી જશે. ગૌસ્વામીને નિર્ગુણપથીઓની વાણીમા લોકધર્મની ઉપેક્ષાનો ભાવ સ્પષ્ટ દેખાયો બીજી એક વસ્તુને એમણે પારખી લીધી તે એ કે ઘણા અનધિકારી અને અશિક્ષિત માણસો વેદાતના કેટલાક ચાલુ શબ્દોને પકડીને, એનું તાત્પર્ય અને રહસ્ય સમજ્યા વિના, મફતના 'જ્ઞાની' બનીને ભોળી જનતાને લૌકિક કર્તવ્યોથી ભ્રષ્ટ કરીને મુર્ખતા ભર્યા અહંકારની વૃદ્ધિ કરી રહ્યા છે આ દશા જોઇને એમણે આ પ્રકારના વચનો કહ્યા કે —

શ્રુતિ સમ્મત હરિભક્તિપથ સંજુત-વિરતિ વિવેક
તેહિ પરિહરહિ વિમોહબસ કલ્પહિં પંથ અનેક
સાખી સબદી દોહરા કહિ કહની ઉપખાન
ભગતિ નિરૂપહિ ભગત-કસિ નિંદ હિં બેદ પુરાન
બાદ હિ શુદ્ર દ્વિજન સન હમ તુમતેં કછુ ઘાટિ
જાનહિ બ્રહ્મસો બિપ્રવર આંખિ દેખાવહિં ડાંટિ

પ્રાચીન ભારતીય-ભક્તિમાર્ગમા પણ એમણે ઘણી વધની જતી બુરાઈ-ઓને રોકવાનો પ્રયત્ન કર્યો છે. શૈવો અને વૈષ્ણવોમા વધતા જતા દ્વેષને ગોસ્વામીએ પોતાના સામજસ્યભરી વ્યવસ્થા દ્વારા બળપૂર્વક રોકયો. આ કારણથી દક્ષિણભારતમા એ દ્વેષે જેટલું ભયંકર સ્વરૂપ પકડ્યું, તેટલું ઉત્તરભારતમા શકય ન બન્યું. એટલું જ નહિ પરંતુ જે પ્રમાણે એમણે લોકધર્મ અને ભક્તિસાધનાને એકમાં સમ્મિલીત કરીને બતાવ્યા તેજ પ્રમાણે કર્મ, જ્ઞાન અને ભક્તિની પરાકાષ્ઠાએ પહોચીને પણ એમણે લોક-પક્ષ ન છોડયો. લોક સંગ્રહનો ભાવ એ એમની ભક્તિનું એક અંગ હતું. કૃષ્ણના ઉપાસક ભક્તોમા આ અગની ઉણપ હતી. એમનામા તો ઉપાસ્ય અને ઉપાસકના સંબંધનીજ ગૂઢતમ વ્યંજના થઈ છે; અન્ય પ્રકારનો લોક-વ્યાપક સંબંધોના કલ્યાણકારી સૌન્દર્યની પ્રતિષ્ઠા નથી થઈ એટલેજ ગોસ્વા-મીની ભક્તિરસભરી વાણી મગલકારિણી મનાઇ છે રાજાથી માંડીને રંક સુધીના હિંદી જાણનાર માણસને એમના રામચરિત માનસનો પરિચય છે.

પોતાની સગુણોપાસનાનું નિરૂપણ ગોસ્વામીએ ઘણી રીતે કર્યું છે રામચરિતમાનસમા નામ અને રૂપ બન્નેને ઇશ્વરની ઉપાધિ કહીને એનીજ અભિવ્યક્તિ એઓ માને છે

નામ રૂપ દુઇ ઇસ ઉપાધિ । અકથ અનાદિ સુસામુઝિ સાધી
નામ રૂપ ગતિ અકથ કહાની । સમુઝત સુખદ ન પરત બખાની
અગુન સગુન બિચ નામ સુસાખી । ઉભય પ્રબોધક ચતુર દુભાખી

ગોસ્વામીના નામથી નિમ્ન લિખિત ગ્રંથો પ્રસિદ્ધ છેઃ-

રામચરિતમાનસ, કવિતવલી રામાયણ, ગીતાવલી રામાયણ, છંદાવલી રામાયણ, બરવૈ રામાયણ, પદાવલી રામાયણ, કુંડલિયા રામાયણ, છપ્પે રામાયણ, કડખા રામાયણ, રોલા રામાયણ, ઝુલના રામાયણ, રામાજ્ઞા, રામલલા નહછુ, જાનકી મંગલ, પાર્વતી મંગલ, કૃષ્ણ ગીતાવલી, હનુમાન બાહુક, સંકટમોચન, હનુમાન ચાલીસા, રામશલાકા, રામ સત સઇ, વૈરાગ્ય સંદીપની, વિનયપત્રિકા, કલિધર્માધર્મ નિરૂપણ અને દોહાવલી.

પ્રસિદ્ધ રામાયણી પંડિત રામગુલામ દ્વિવેદીએ ગૌસ્વામીના માત્ર બાર જ ગ્રંથો માન્યા છેઃ—

- દોહાવલી, કવિત્ત રામાયણ, ગીતાવલી, રામચરિત માનસ, રામાજ્ઞા પ્રશ્નાવલી, વિનયપત્રિકા એ મોટા ગ્રંથો તથા રામલલા નહછુ, પાર્વતી મંગલ, જાનકી મંગલ, બરવૈ રામાયણ, વૈરાગ્ય સંદીપની અને કૃષ્ણ ગીતાવલી એ નાના ગ્રંથો. ગૌસ્વામીની સર્વાંગપૂર્ણ કાવ્યકુશળતાના અને કાવ્યપ્રતિભાના ગૂઢ રહસ્યના વિગતવાર અને સંપૂર્ણ વિવેચન માટે તો જુદો ગ્રંથ રચવો પડે. તુલસીદાસની સાહિત્ય મર્મજ્ઞતા, ભાવુકતા અને ગંભીરતાના સંબધમા બે ચાર વાતો જાણી લેવાની આવશ્યકતા અનિવાર્ય છે. ગૌસ્વામીએ રચનાનૈપુણ્યનું કદરૂપું પ્રદર્શન નથી કર્યું, તેમ શબ્દચમત્કારના ખોટા ખેલ પણ નથી કર્યા. અલંકારોની યોજના એમણે એવી માર્મિક રીતે કરી છે કે એ અલકારો દરેક ઠેકાણે ભાવોની વ્યંજનાને પ્રસ્ફુટિત કરતા દેખાય છે. ગૌસ્વામીના અલંકારો પોતાના સ્વતંત્ર ચમકાર નથી કરતા પરંતુ ભાવને સપૂર્ણ અને સમ્યક્ રીતે પ્રકટ કરવામાં પોતાની પ્રભા અર્પે છે. ભાષાને ભાવોને અનુરૂપ વાપરવામા ગૌસ્વામી અજોડ છે. એમના જેવી ભાવાનુકુળ ભાષા બીજા કવિની નથી. સુરદાસનાં એવા ઘણા વાક્યો મળે છે કે જે વિચાર પ્રવાહને આગળ

શ્રુત સમ્મત હરિભક્તિપથ સંજુત-વિરતિ વિવેક
તેહિ પરિહરહિં વિમોહબસ કલ્પહિં પંથ અનેક
સાખી સબદી દોહરા કહિ કહની ઉપખાન
ભગતિ નિરૂપહિ ભગત-કલિ નિંદ હિં બેદ પુરાન
બાદ હિ શુદ્ર દ્વિજન સન હમ તુમતેં કછુ ઘારિ
જાનહિ બ્રહ્મસો બિપ્રવર આંખિ દેખાવહિં ડાંટિ

પ્રાચીન ભારતીય-ભક્તિમાર્ગમાં પણ એમણે ઘણી વધતી જતી બુરાઈઓને રોકવાનો પ્રયત્ન કર્યો છે. શૈવો અને વૈષ્ણવોમાં વધતા જતા દ્વેષને ગૌસ્વામીએ પોતાની સામંજસ્યભરી વ્યવસ્થા દ્વારા બળપૂર્વક રોક્યો. આ કારણથી દક્ષિણભારતમાં એ દ્વેષે જેટલું ભયંકર સ્વરૂપ પકડયું, તેટલું ઉત્તરભારતમાં શકય ન બન્યું. એટલું જ નહિ પરંતુ જે પ્રમાણે એમણે લોકધર્મ અને ભક્તિસાધનાને એકમાં સમ્મિલીત કરીને બતાવ્યા તેજ પ્રમાણે કર્મ, જ્ઞાન અને ભક્તિની પરાકાષ્ઠાએ પહોંચીને પણ એમણે લોકપક્ષ ન છોડયો. લોક સંગ્રહનો ભાવ એ એમની ભક્તિનું એક અંગ હતું. કૃષ્ણના ઉપાસક ભકતોમા આ અંગની ઉણપ હતી. એમનામાં તો ઉપાસ્ય અને ઉપાસકના સંબંધનીજ ગૂઢતમ વ્યંજના થઈ છે; અન્ય પ્રકારનાં લોકવ્યાપક સંબંધોના કલ્યાણકારી સૌન્દર્યની પ્રતિષ્ઠા નથી થઈ. એટલેજ ગૌસ્વામીની ભક્તિરસભરી વાણી મંગલકારિણી મનાય છે. રાજાથી માંડીને રંક સુધીના હિંદી જાણનાર માણસને એમના રામચરિત માનસનો પરિચય છે.

પોતાની સગુણોપાસનાનું નિરૂપણ ગૌસ્વામીએ ઘણી રીતે કર્યું છે. રામચરિતમાનસમા નામ અને રૂપ બન્નેને ઇશ્વરની ઉપાધિ કહીને અનીજ અભિવ્યક્તિ એઓ માને છે.

નામ રૂપ દુઇ ઇસ ઉપાધિ । અકથ અનાદિ સુસામુઝિ સાધી
નામ રૂપ ગનિ અકથ કહાની । સમુઝત સુખદ ન પરત બખાની
અગુન સગુન બિચ નામ સુસાખી । ઉભય પ્રબોધક ચતુર દુભાખી

વિદ્યમાન છે. પરંતુ એકંદરે એમના આઠ ગ્રંથોનો ઉલ્લેખ મળે છે. બાની, સમય પ્રબંધ, વૃંદાવન રહસ્ય, મર્મતત્વ મારોદ્ધાર, ગનશિક્ષા બત્તીસી, સિદ્ધાંત સાર, વંશીયુક્ત યુગલધ્યાન, માનસિક સેવા પ્રબંધ. એમની કવિતા સામાન્ય શ્રેણિની મનાય છે.

પ્રસિદ્ધ કવિ બલભદ્ર મિશ્રનો કવિતાકાળ પણ સં. ૧૬૪૦ મા જ આવે છે. મિશ્રજી ઓડછાના સનાઢ્ય બ્રાહ્મણ પંડિત કાશીનાથના પુત્ર અને પ્રસિદ્ધ મહાકવિ કેશવદાસના મોટાભાઈ હતા. એમનો જન્મકાળ સં. ૧૬૦૦ છે. કેશવદાસે પોતાના ' કવિપ્રિયા ' ગ્રંથમા એમનું નામ લખ્યું છે. એમનો ' નખશિખ ' ગ્રંથ શૃંગારનો પ્રસિદ્ધ ગ્રંથ છે. આ ગ્રંથમાં એમણે ઉપમા, ઉત્પ્રેક્ષા, સંદેહ આદિ અલંકારો દ્વારા નાયિકાના અંગોનુ રમ્ય વર્ણન કર્યું છે. કૃપારામે જે પ્રમાણે રસરીતિનું અવલંબન કરીને નાયિકાઓનું વર્ણન કર્યું તે પ્રમાણે બલભદ્રે નાયિકાના અંગોને એક સ્વતંત્ર વિષય બનાવ્યો. એમની રચના પ્રૌઢ અને પરિમાર્જિત છે અને એમની ભાષા શુદ્ધ વ્રજભાષા છે. આ ગ્રંથમા ૬૫ ધનાક્ષરી ૭૬ અને છપ્પા છે. એમની કવિતાનો ગુણ લાલિત્ય છે મિશ્રબંધુઓની દૃષ્ટિએ બલભદ્ર દાસની શ્રેણિમા જાય છે. સં ૧૮૯૧ મા ગોપાલ કવિએ બલભદ્રના નખશિખ ઉપર એક ટીકા લખી હતી એ ટીકામા એમણે બલભદ્રના ત્રણ ગ્રંથો, બલભદ્રી વ્યાકરણ, હનુમન્નાટક અને ગોવર્દ્ધન સતસઈના નામો આપ્યા છે પહેલી શોધમા એમના ' ભગવદ્ ભાષ્ય અને બીજીમા ' દુષણ વિચાર ' નામના ગ્રંથો મળ્યા છે. એમની કવિતાના ઉદાહરણ તરીકે ' નખશિખ ' માથી એક ૭૬ આ રહ્યો.

પાટલ નયન કોકનદ કૈ=મે દલ દોઉ
બલભદ્ર બાસર ઉનીદી લખી બાલમૈં
સોભા કે સરોવરમેં બાડવકી આભા કૈધૌ
દેવ ધુનિ ભારતી મિલી હૈ પુન્ય કાલમૈં

વધારવામાં જરાય વેગ નથી આપતાં; જાણે માત્ર પાદપૂર્તિને અર્થે જ રચાયાં હોય એવું લાગે છે. ગોસ્વામીની રચના અત્યંત પ્રૌઢ અને સુવ્યવસ્થિત છે, એમની વાક્યરચનામાં શબ્દની અનુપયોગિતા માલમ નથી પડતી. ગોસ્વામીએ બધા જ રસોની સમ્યક્ વ્યંજના કરી છે. પરંતુ મર્યાદાનું ઉલ્લંઘન નથી કર્યું. એમનું પ્રેમ અને શૃંગારનું વર્ણન રમ્ય, મધુર, પ્રાસાદિક અને પ્રતિભાવંતુ હોવા છતાં નિર્દોષ અને વિશુદ્ધ છે. તુલસીની રચનાઓમાં જે નિત્ય પ્રકાશતું ઔચિત્ય છે એ, બીજા કવિમાં નથી અને તેથી જ હિંદી સાહિત્યમાં મંગલ તેજકલાએ પ્રકાશતા આ કવિવરને સર્વશ્રેષ્ઠ સ્થાન મળ્યું છે.

## અગ્રદાસ.

ગોસ્વામી પછી સ્વામી અગ્રદાસનું નામ આવે છે. અગ્રદાસ પ્રસિદ્ધ ભક્ત નાભાદાસના ગુરૂ અને તુલસીદાસના સમકાલીન હતા. એઓ અષ્ટછાપવાળા કૃષ્ણદાસના શિષ્ય હોવા છતા એમણે રામભક્તિનાજ પદો રચ્યાં છે. એમનો જન્મ જયપુર રાજ્યમા ગલતા નામના ગામમાં થયો હતો. સં. ૧૬૩૨ મા એમનો કવિતાનો સમય આવે છે. એમના રચેલા ચાર ગ્રંથોનો પત્તો મળે છે. હિતોપદેશ ઉપખાના બાવરી, ધ્યાનમંજરી, રામધ્યાનમંજરી અને કુંડલિયા. આ સિવાય 'રામચરિતકે પદ' નામના પાંચમા ગ્રંથનો ઉલ્લેખ મળે છે. એમની કવિતા તોપની કક્ષામાં આવે છે.

ત્યારપછી સં. ૧૬૩૭ મા કરનેસ બંદીજનનું નામ આવે છે. એમને વિષે કહેવાય છે કે એઓ નરહરિ કવિની સાથે અકબરના દરબારમાં જતા હતા. એમની કવિતા સાધારણ છે અને એમની કાવ્યભાષા ખડીબોલી છે. એમના ત્રણ ગ્રંથોનો ઉલ્લેખ મળે છે. કરણા ભરણ, શ્રુતિભૂષણ અને ભૂપભૂષણ.

સં. ૧૬૪૦ મા રાધા વલ્લભીય સંપ્રદાય વાળા ગોસ્વામી હિતરૂપલાલની રચનાઓ મળે છે. છત્રપુર દરબારના પુસ્તકાલયમાં એમના બે ત્રણ ગ્રંથ

વિદ્યમાન છે. પરંતુ એકંદરે એમના આઠ ગ્રંથોનો ઉલ્લેખ મળે છે. બાની, સમય પ્રબંધ, વૃંદાવન રહસ્ય, સર્વતત્ત્વ સારોદ્ધાર, ગનશિક્ષા બત્તીસી, સિદ્ધાંત સાર, વંશીયુકત યુગલધ્યાન, માનસિક સેવા પ્રબંધ. એમની કવિતા સામાન્ય શ્રેણિની મનાય છે.

પ્રસિદ્ધ કવિ બલભદ્ર મિશ્રનો કવિતાકાળ પણ સં. ૧૬૪૦ માં જ આવે છે. મિશ્રજી ઓડછાના સનાઢ્ય બ્રાહ્મણ પંડિત કાશીનાથના પુત્ર અને પ્રસિદ્ધ મહાકવિ કેશવદાસના મોટાભાઇ હતા. એમનો જન્મકાળ સં. ૧૬૦૦ છે. કેશવદાસે પોતાના 'કવિપ્રિયા' ગ્રંથમા એમનું નામ લખ્યું છે. એમનો 'નખશિખ' ગ્રંથ શ્રૃંગારનો પ્રસિદ્ધ ગ્રંથ છે. આ ગ્રંથમાં એમણે ઉપમા, ઉત્પ્રેક્ષા, સંદેહ આદિ અલંકારો દ્વારા નાયિકાના અંગોનું રમ્ય વર્ણન કર્યું છે. કૃપારામે જે પ્રમાણે રસરીતિનું અવલંબન કરીને નાયિકાઓનું વર્ણન કર્યું તે પ્રમાણે બલભદ્રે નાયિકાના અંગોને એક સ્વતંત્ર વિષય બનાવ્યો. એમની રચના પ્રૌઢ અને પરિમાર્જિત છે અને એમની ભાષા શુદ્ધ વ્રજભાષા છે. આ ગ્રંથમાં ૬૫ ધનાક્ષરી છંદ અને છપ્પા છે. એમની કવિતાનો ગુણ લાલિત્ય છે. મિશ્રબંધુઓની દષ્ટિએ બલભદ્ર દાસની શ્રેણિમાં જાય છે. સં. ૧૮૯૧ મા ગોપાલ કવિએ બલભદ્રના નખશિખ ઉપર એક ટીકા લખ હતી. એ ટીકામાં એમણે બલભદ્રના ત્રણ ગ્રંથો, બલભદ્રી વ્યાકરણ, હનુમન્નાટક અને ગોવર્દ્ધન સતસઇના નામો આપ્યા છે. પહેલી શોધમા એમના 'ભગવદ ભાષ્ય અને બીજીમા 'દુષણ વિચાર' નામના ગ્રંથો મળ્યા છે. એમની કવિતાના ઉદાહરણ તરીકે 'નખશિખ' માંથી એક છંદ આ રહ્યો.

પાટલ નયન કોકનદ કે-સે દલ દોઉ
    બલભદ્ર બાસર ઉનીદી લખી બાલમેં
સોભા કે સરોવરમેં બાડવકી આભા કૈધૌ
    દેવ ધુનિ ભારતી મિલી હૈ પુન્ય કાલમેં

કામદે વગત કે ધ્રા નામિશ્ર ઉરૂપ બેઠો
એવત શિકાર તરૂની કે મુખનાલમે
લોચન મિતાસિતમૈં લોહિત લકીર માનો
બાંધે જુગ મીન લાલ પ્રેમ કે જાલમેં

હોનરાય બ્રહ્મભટ્ટનુ નામ પણ સ ૧૬૪૦ મા જ મળે છે હોલરાય એક રીતના સમયના હરિવંશરાયના આશ્રિત હતા અને એમની જોડે અકબરના દરબારમા પણ જતા હતા અકબરે એમને થોડી જમીન આપી હતી અમા એમણે હોનપુર ગામ વસાવ્યુ હતુ હોનપુર ગામ રાયબરેલી જીલ્લામા છે એક વખત હોનરાયને તુલસીદાસ સાથે પણ મેળાપ થએલો. એમણે નાજાઓ અને બાદશાહો તથા અભાગિની જ બીરદાવલી ગાઈ છે એમની કવિતામા લોકસમુદને આકર્ષે એવુ તત્ત્વ ન હોવાથી એમની કવિતા બહાર જ આવી નથી

સ ૧૬૪૩ મા નાનચદ કવિનુ નામ મળે છે એમણે ઇતિહાસ ભાષા નામનો ગ્રથ રચ્યો છે એવો ઉલ્લેખ શોધમા મળે છે 'બલિભાવનકી કથા' નામક બીજો ગ્રથ પણ પ્રથમ તે શોધમા મળ્યો છે એમાં સામાન્ય રીતે મહાભારતની કથાનુ વિવરણ કર્યુ છે

મહારાજ અનતદાસની કવિતાનો સમય સ ૧૬૪૫ ની આસપાસ આવે છે એમણે નામદેવ આદિ કી પરિચી અગ્રદ પીપાજી કી પરચી, રાયદાસજીકી પરચી, સમન એઉજીકી પરચી કબીરજી કી પરચી ભિખારી બાઈકી પરચી રકા બકાકી પરચી અને ત્રિલોચનદાસકી પરચી નામક આઠ ગ્રથો રચ્યા છે આમ્લી વિશદ રચના હોવા છતા કવિતા સાધારણ શ્રેણીની છે

## રસખાન.

આજ સમયમા વૈષ્ણવ કવિ રસખાનનુ નામ આવે છે એઓ દીલ્હીના પઠાણ હતા ૨૫૨ વૈષ્ણવની વાર્તામા એમનુ થોડુંક વૃત્તાંત આવે છે એઓ

ગોસ્વામી વિઠ્ઠલનાથજીના શિષ્ય હતા અને વિઠ્ઠલનાથજીનો અંતકાળ સંવત ૧૬૪૩ માં થયો એટલે રસખાનનો જન્મ સં. ૧૬૧૫ માં થયો એવું અનુમાન દોરાયું છે ભક્તમાળમાં જે વૃત્તાન્ત આપ્યું છે તેમાં રસખાન એક રૂપાળા છોકરાપર આશક હતા એવું લખ્યું છે. બીજી એક લોકકથા એવી પણ છે કે એઓ એક લાવણ્યવતી સ્ત્રી ઉપર આસક્ત હતા ભાગવતના શ્રીમદ્ભાગવતના (?) ભાગવતની તરજુમાના વાચન પછી એમને શ્રી કૃષ્ણ પ્રત્યે પ્રેમ જાગ્યો અને રસખાન પ્રભુપ્રેમી ભક્ત બન્યા એમના બે નાનાશા પુસ્તકો 'પ્રેમ વાટિકા અને 'સુજાન રસખાન' ગોસ્વામી કિશોરીલાલજીએ પ્રસિદ્ધ કર્યા છે. એક મુસલમાનને શુદ્ધ કરીને વૈષ્ણવધર્મની દીક્ષા આપી એ એ વખતના વૈષ્ણવધર્મની ઉદારતા અને એના ગાદીપતિની સાચી સમજણ બતાવે છે. ભારતેંદુ હરિશ્ચંદ્રે ઉત્તર ભક્તમાળમાં અને પંડિત રાધાચરણ ગોસ્વામીએ નવભક્તમાળમાં રસખાનની પ્રશંસા કરી છે પ્રેમવાટિકામાં ૫૨ દોહા અને સોરઠા છે એમનો રચનાકાળ સં. ૧૬૪૦ છે. પ્રેમ વાટિકાનો રચનાકાળ સં. ૧૬૭૧ કહેવાય છે એટલે વિઠ્ઠલનાથજીના શિષ્ય થયા પછી એમનો વાણી પ્રવાહ ચાલ્યો હશે એવું અનુમાન થાય છે 'સુજાન રસખાન'માં ૧૨૬ ૭૬ છે. એમની ભાષા શુદ્ધ વ્રજ ભાષા છે આ છંદોમાં રસખાનની ભક્તિ સ્પષ્ટ દેખાય છે. રસખાનની રચનામાં માધુર્ય, સરસતા અને ભાવ આગળ તરી આવે છે, એઓ ભક્ત હોવા છતાં શૃંગારની પણ ઉત્કૃષ્ટ રચનાઓ કરતા હતા એમની રચના પ્રમાણમાં વધારે નથી પરંતુ જેટલી છે તેટલી પ્રેમીના મર્મને સ્પર્શે એવી ભાવભરી અને મધુર છે એમની કવિતા દાસની શ્રેણીમાં આવે છે બે ઉદાહરણો અહિં મુકયા છે.

માનુષ હૌંતો વહી રસખાન બસૌં સંગ ગોકુલ ગાંવ કે ગ્વારન
જૌ પસુ હૌંતો કહા બસુમેરો ચરૌં નિત નંદકી ધેનુ મઁઝારન
પાહન હોતો વહી ગિરિ કો જો કિયો હરિ છત્ર પુરંદર ધારન
જૌ ખગ હૌં તો બસેરો કરૌં મિલિ કાલિંદી કૂલ કદંબકી ડારન

× × × ×

જે હિ બિનુ જાને કછુ હિ નહિં જાન્યો જાત બિસેસ
સોઇ પ્રેમ જેહિ જાન કે રહિન જાત કુછ સેસ
પ્રેમ ફાંસ સો ફંસિ મરે સોઇ જિયે સદાહિ
પ્રેમ પરમ જાને બિના મરી કોઉ જિવત નાહિં

## આચાર્ય કેશવદાસ.

ઉત્તરકાળમાં ગોસ્વામી તુલસીદાસ પછી પ્રતિભાશાળી કવિ તરીકે આચાર્ય કેશવદાસનું નામ આવે છે. રસરીતિના આચાર્ય તરીકે મહાકવિ કેશવનું સ્થાન હિંદી સાહિત્યમાં માનભર્યું છે. મિશ્રબંધુઓએ પોતાના 'હિંદીનવરત્ન' માં કેશવનું સ્થાન છઠ્ઠું રાખીને હિંદીના સર્વોત્તમ મહાકવિઓની હરોળમાં બેસવાની પ્રતિષ્ઠા અર્પી છે.

કેશવદાસ સનાઢ્ય બ્રાહ્મણ કૃષ્ણદત્તના પૌત્ર અને કાશીનાથના પુત્ર હતા. એમનો જન્મ સં. ૧૬૧૨ માં અને મૃત્યુ સં. ૧૬૭૪ માં થયું. ઓડછા નરેશ મહારાજા રામસિંહના ભાઇ ઇંદ્રજીતસિંહની સભામાં કેશવનું બહુમાન હતું. એમના કુળમાં સંસ્કૃતના પ્રખર પંડિતો થઇ ગયા છે. કેશવના મોટા ભાઇ બલભદ્ર મિશ્ર પણ હિંદીના અચ્છા કવિ હતા. એમની કવિતાના સમય પહેલાં રસ અને અલંકાર આદિ કાવ્યાંગોના નિરૂપણ તરફ કેટલાક કવિઓનું ધ્યાન વળ્યું હતું. લક્ષ્યગ્રંથો પછી જ લક્ષણગ્રંથોનું નિર્માણ થાય છે. કેશવદાસ સંસ્કૃતના પંડિત હતા એટલે શાસ્ત્રીય પદ્ધતિથી સાહિત્ય ચર્ચાનો પ્રચાર હિંદી ભાષામાં પૂર્ણ રૂપે કરવાની એમની ઇચ્છા સ્વાભાવિક જ હતી.

કેશવદાસ પહેલાં સં. ૧૫૯૮ માં કૃપારામે થોડું રસનિરૂપણ કર્યું હતું. આ ઉપરાંત ગોપ કવિએ પણ સં. ૧૬૧૫ ની આસપાસ 'રામભૂષણ' અને 'અલંકાર ચંદ્રિકા' નામનાં બે પુસ્તકોમાં અલંકારની ચર્ચા કરી હતી. એજ વખતે ચરખારીના મોહનલાલ મિશ્રે પણ 'શ્રૃંગાર સાગર' નામનો

એક રસગ્રંથ લખ્યો હતો. નરહરિ કવિની સાથે અકબારી દરબારમાં જનારા કરનેસ બંદીજને પણ 'કર્ણાભરણ', 'શ્રુતિ ભૂષણ' અને 'ભૂપ ભૂષણ' નામના ત્રણ ગ્રંથો અલંકાર સંબંધી લખ્યા હતા. પરંતુ હજી સુધી કોઇ કવિએ કાવ્યના સર્વ અંગોનું સમ્યક નિરૂપણ કર્યું ન હતું. આ કાર્ય કેશવે કર્યું. કેશવદાસ કાવ્યમાં અલંકારોની પ્રધાનતા માનનારા ચમત્કારવાદી કવિ હતા. એટલે એમણે મમ્મટ અને વિશ્વનાથ આદિ રસવાદી કવિઓનું અનુકરણ ન કરતાં દંડી અને રૂય્યક આદિ આચાર્યોનું અનુકરણ કર્યું. કેશવે સં. ૧૬૪૮ માં 'રસિક પ્રિયા' નામક પ્રસિદ્ધ રસગ્રંથની અને સં. ૧૬૫૮ માં 'કવિ પ્રિયા' નામના વિખ્યાત અલંકાર ગ્રંથની રચના કરી. 'રસિક પ્રિયા' મા દામ્પત્ય અને રતિભાવને લઇને એના ભેદો બતાવતા શ્રૃંગારરસના આલંબન આદિનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આકારમાં આ ગ્રંથ પદ્માકરના 'જગદ્વિનોદ' જેવો અને ઉત્તમતામા મહાકવિ મતિરામના 'રસરાજ' જેવો છે. 'કવિ પ્રિયા' મા એમણે કાવ્યભેદ, અલંકાર, દોષ, મહાકાવ્યના વર્ણ્યઆદિ વિષયોનો સમાવેશ કર્યો છે. આ બન્ને ગ્રંથોની રચના પ્રૌઢ છે. કેશવના ઉદાહરણુમા રમ્ય અને ગગનગામી કલ્પનાઓ વિહરે છે અને ભાષામા લાલિત્ય અને પ્રસાદ આગળ તરી આવે છે

આ બે ગ્રંથો ઉપરાત એમનુ પ્રબંધ કાવ્ય 'રામ ચંદ્રિકા' (સં. ૧૬૫૮) પણ પ્રસિદ્ધ છે. પ્રબંધ કાવ્યની દષ્ટિએ કેશવને આમા જોઇએ તેટલી સફળતા નથી મળી છતા એમાં સંવાદ સુંદર છે. પહેલા તો એમા સંબંધ નિર્વાહ જેવો જોઇએ તેવો નથી અને બીજું એમનામા કથાના મર્મસ્થળોને ઓળખવાની ભાવુકતાનો અભાવ છે. વર્ણનો પ્રસંગોને અનુમોદિત ન હોઇને સ્વતંત્ર દેખાય છે અને અલંકારોની એટલી બધી અતિશયતા છે કે એઓ રસના સહાયક બનવાને બદલે એને દબાવીને પોતાની નિરાળી સત્તા જ બતાવે છે. ગ્રંથ ઝીણવટથી જોનારને તરત જ ખબર પડી જાય કે એમાં અંતરની સાચી પ્રેરણાવાળું સુંદર સર્જન નથી; પરંતુ માત્ર ચમત્કાર અને શબ્દકૌશલ દેખાડવા માટે જ એની રચના થઇ છે.

આ કલા પ્રદર્શિત કરવા માટે કેશવે કાદમ્બરી, અનર્ઘરાઘવ અને હનુમન્નાટકમાંથી વાક્યોના વાક્યો જેમના તેમ ઉતારીને મુકી દીધા છે. કેશવની કવિતા કઠિન કહેવાય છે. "કવિ કો દિન ન ચહૈ બિદાઇ, પુછૈ કેશવકી કવિતાઇ" આ કઠિનતા ઘણુંખરું સંસ્કૃત શ્લોકોના ભાવો હિંદી પદ્યમાં યથાર્થ રીતે વ્યક્ત ન થવાને કારણે આવી ગઈ છે. શ્રીહર્ષનું 'નૈષધ કાવ્ય' પણ આ કઠિનતાનું ઉદાહરણ છે

'રામચન્દ્રિકા' માટે એક મત ઉપર વર્ણવ્યો તેવો છે અને બીજો મત કે જેમાં મિશ્રબન્ધુઓ વગેરે છે તે, 'રામચંદ્રિકા' ને એક ભવ્ય અને રોચક ગ્રંથ તરીકે વધાવે છે અને નિર્ણય આપે છે કે તુલસીના 'રામ ચરિત માનસ' પછી 'રામચન્દ્રિકા' નો નંબર આવે છે

ગમે તેમ હો પરંતુ શાસ્ત્રીય પદ્ધતિપર સાહિત્ય મીમાંસાનો માર્ગ સંપૂર્ણ રીતે ખુલ્લો કરવા માટે હિંદી સાહિત્ય આચાર્ય કેશવનું સદા ઋણી રહેશે તુલસી અને સૂર જેવી સરસતા અને તન્મયતા એમનામાં નથી પરંતુ રસ, અલંકાર આદિનો વિસ્તૃત ભેદનિરૂપણ અને ઉદાહરણદ્વારા સાહિત્યના સમ્યક પર્યાલોચનનુ ગૌરવ તો કેશવને જ વરે છે કેશવ રસિક પુરુષ હતા. એક દિવસ એ કુવા પર બેઠા હતા ત્યાં પનિયારીએ એમને બાબા કહીને બોલાવ્યા આ સંબોધન નો એમણે ઉત્તર વાળ્યો એ લોકપ્રસિદ્ધ છે

કેસવ કેસનિ અસકરી બૈરિ હુ જસ ન કરાંહિ<br>
ચંદ્ર બદનિ મૃગલોચની બાબા કહિ કહિ જાંહિ

ઉપરના ત્રણ પ્રસિદ્ધ અને મોટા ગ્રંથો સિવાય એમના બીજા પણ નવ પુસ્તકો 'વિજ્ઞાનગીતા', 'વીરસિંહ દેવ ચરિત' અને 'જહાંગીર-જસ-ચન્દ્રિકા' છે આ ત્રણે ગ્રંથો સામાન્ય કોટિના છે અને ત્રણેનુ વસ્તુવિધાન જેટલુ જોઇએ તેટલુ સમર્થ નથી કેટલાક તો શંકા કરે છે કે 'રસિક પ્રિયા' અને 'કવિ પ્રિયા' ના રચનાર કેશવને હાથે આવું નિર્જીવ અને નિરસ

સર્જન કેમ થાય? મિશ્રબંધુઓએ એમને Poet of general vision કહીને હિંદી કવિતાના મિલ્ટન કહ્યા છે. એમની કવિતાના થોડાંક ઉદાહરણો—

કો હૈ દમયંતી, ઇંદુમતી, રતિ રાતિ દિન
હોહિત છબીલી છિન છન જો સિંગારિયે
કેસવ લજાત જલજાત જાત બેદ યોમ
જાત રૂપ બાપુરો બિરૂપ–સો નિહારિયે
મદન નિરૂપમ નિરૂપ મન નિરૂપ ભયો
ચંદ બહુરૂપ અનરૂપક બિચારિયે
સિતા જી કે રૂપ પર દેવતા કુરૂપ કો હૈ
રૂપ હુ કો રૂપ સો લૈ વારિ વારિ ડારિયે.

× × ×

કેસવ સરિતા સકલ મિલત સાગર મન મોહૈ
લલિત લતા લપટાનિ તરૂન તન તરૂબર સોહૈ
રૂચિ ચપલા મિલિ મેઘ ચમલ ચમકત ચહું ચોરન
મન ભાવન કહું ભેરિ ભૂમિ કૂજન મિસ મોરન
ઇહ રીતિ રમન રમનીન સો રમન લગે મન ભાવને
પ્રિય, ગમન કરન કી કો કહું ગમન ન સુનિયત સાવને.

× × ×

બનમેં બૃપભાન કુમારિ મુરારિ રમૈ રૂચિ સોં રસરૂપ પિએ.
કલ કૂજિત પૂજિત કમ્મ કલા બિપરિત રચી રતિ કેલી કિએ.
મન સોભિત સ્યામ જરાઇ જરી અતિ ચૌકી ચલે ચલ ચારૂ હિએ.
મખતૂલ કે ઝૂલ ઝૂલાવના કેસવ ભાનુ મનૌ સનિ અંકલિએ.

મહાકવિ કેશવદાસ પછી સં. ૧૬૫૦ મા પ્રવીણરાય વેશ્યાનું નામ મળે છે. આ બાઇ સંગીતમાં કુશળ હતી અને ઓડછાના મહારાજા ઇંદ્રજીત

પાસે રહેતી હતી. કેશવદાસે 'કવિપ્રિયા' ગ્રંથ આ પ્રવીણરાય માટે બનાવ્યો હતો એમ કહેવાય છે. વેશ્યા હોવા છતાં એ બાઇ પોતાને પતિવ્રતા કહેવડાવતી. એક વખત અકબરે એના રૂપનું વર્ણન સાંભળીને એને પોતાના દરબારમાં બોલાવી પણ એણે એક કવિત લખીને એની દ્વારા ના કહેવડાવી. એની કવિતા સાધારણ શ્રેણિમાં પ્રથમ મુકી શકાય એવી છે.

લાલનદાસનું નામ સં. ૧૬૫૨ ની લગભગ જ આવે છે. એમની કવિતામાં શાંતરસનું સુંદર નિરૂપણ થતું હતું. એમની કેટલીક રચનાઓ સરસ છે. એમની કવિતા તોપની શ્રેણિમાં ગણાય છે.

## નાભાદાસ.

'ભક્તમાળ' ના કર્તા નાભાદાસનો સમય સં. ૧૬૫૭ માં આવે છે. નાભાદાસ અગ્રદાસના શિષ્ય હતા. એમનો પ્રસિદ્ધ ગ્રંથ' ભક્તમાલ સં. ૧૬૪૨ પછી બન્યો અને સં. ૧૭૬૯ માં એમના શિષ્ય પ્રિયાદાસે એની ટીકા લખી. આ ગ્રંથમા ૨૦૦ ભક્તોનાં ચમત્કારપૂર્ણ ચરિત્રો ૩૧૬ છપ્પાઓમાં લખ્યાં છે. આ ચરિત્રોમાં સંપૂર્ણ જીવનવૃત્ત નથી પરંતુ કેવળ ભક્તિના મહિમાની વાતો સંઘરી છે. આનો ઉદ્દેશ ભક્તો પ્રત્યે સમાજમાં પૂજ્ય બુદ્ધિ જાગૃત કરવાનો હોય એમ લાગે છે; અને ઘણે અંશે એ ઉદ્દેશ સફળ પણ થયો છે. આજે ઉત્તર ભારતના ગામડાંઓમાં શાસ્ત્રજ્ઞ વિદ્વાનો અને પંડિતો કરતાં સાધુઓનું વધારે સન્માન થાય છે, તે ઘણું ખરું ભક્તોના આવા ચમત્કારપૂર્ણ વૃત્તાંતોના સમ્યક પ્રચારને આભારી છે. સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ પણ 'ભકતમાલ' ની કિંમત ઘણી છે.

નાભાજીને કેટલાક લોકો ડોમ માને છે (ડોમ એટલે હનુમાન). 'ભકતમાલ'ની ટીકામાં એમને હનુમાનવંશી કહ્યા છે. કેટલાક એમને ક્ષત્રિય પણ માને છે. પોતાના ગુરૂ અગ્રદાસની જેમ નાભાદાસે પણ રામભક્તિ-વિષયક કવિતા કહી છે. વ્રજભાષા ઉપર એમનો ઠીક કાબુ હતો અને પદ્યરચનામાં એમને નિપૂણાતા પ્રાપ્ત થઈ હતી. રામચરિત્ર સંબંધી એમન

પદોનો એક સંગ્રહ હમણાં મળ્યો છે. આ પુસ્તકો સિવાય એક વ્રજ ભાષાના ગદ્યમાં અને બીજો 'રામચરિત માનસ'ની શૈલીપર દુહા ચૌપાઇઓમા બે 'અષ્ટયામ' પણ બનાવ્યા છે. એમની કવિતા પદ્‌મકરની શ્રેણિમાં આવે છે. એમના ગદ્યપદ્યના નમુના—

ગદ્ય:—

તબ શ્રી મહારાજ કુમાર પ્રથમ શ્રી વસિષ્ઠ મહારાજ કે ચરન ધુઇ પ્રનામ કરત ભયે ફિરિ અપર વૃદ્ધ સમાજ તિનકો પ્રનામ કરત ભયે. ફિરિ શ્રી રાજાધિરાજ જુકો જોહાર કરિ કૈ શ્રી મહેન્દ્રનાથ જુકે નિકટ બૈઠત ભયે

પદ્ય:—

અવધપુરીકી સોભા જૈસી કહિ નહિં સકહિં શેષ શ્રુતિ તૈસી
રચિત કોટ કલધૌત સુહાવન વિવિધરંગ મતિ યતિ મન ભાવત
ચહું દિસિ બિપિન પ્રમોદ અનૂપા ચતુર વીસ જો જન રસ રૂપા
સુદસિ નગર સરજૂ સરિ પાવનિ મનિમય ભરથ પરમ સુહાવનિ
વિગસે જલજ ભૃગ રસભૂલે ગુંજત જલ સમૂહ દોઉ કુલે

સંસ્કૃતમા રામચરિત સબંધી કેટલાય નાટકો છે. એમાથી કેટલાક તો નાટકના સાહિત્યક નિયમાનુસાર છે અને કેટલાક માત્ર સંવાદ રૂપમા હોવાને કારણે નાટકો મનાયા છે. આ બીજી પદ્ધતિ ઉપર સ. ૧૬૫૭ મા પ્રાણચંદ ચૌહાણે 'રામાયણ મહાનાટક' રચેલુ મળે છે એમને વિષે બીજી કઇ માહિતી મળતી નથી.

સં. ૧૬૬૦ મા કાદિરબખ્શના નામનો ઉલ્લેખ મળે છે. કાદિર હરદોઇ જીલ્લાના પિહાની ગામના મુસલમાન હતા અને સૈયદ ઇબ્રાહીમના શિષ્ય હતા. એમનો એકેય ગ્રંથ મળતો નથી પરતુ છુટક કવિતા મળે છે. એમનો જન્મ સં. ૧૬૩૫ મા કહ્યો છે. એમની જેટલી કવિતા મળે છે એમાં સ્પષ્ટ ભાવો અને મોહક ભાષા દેખાય છે. એમનું એક લોક પ્રસિદ્ધ કવિત્ત આ રહ્યું :

ગુન કૌન પૂછે કોઉ ઐાગુન કી બાત પૂછે
કહા ભયો દઈ! કલિકાલ યોં ખરાનો હૈ
પોથી ઔ પુરાન જ્ઞાન ઠટ્ઠન મેં ડારિ દેત
ચુગલ ચવાઇન કો માન ઠહરાનો હૈ
કાદિર કહત યાસો કછુ કહિએ કી નાહિં
જગત કી રીતિ દેખી ચુપ મન માનો હૈ

સં. ૧૬૬૦ માં અમરેશ અને મુક્તામણિદાસના નામો મળે છે. અમરેશના પરચુરણ છંદો મળે છે. મુક્તામણિદાસે ગૌસ્વામી હિતહરિ વંશના પુત્ર ગૌસ્વામી બનચંદની આજ્ઞાથી 'સાર સંગ્રહ' નામના એક પુસ્તકમાં ૧૫૦ કવિઓની કવિતાનો સંગ્રહ કર્યો છે, એમની પોતાની મૌલિક કવિતા મળતી નથી.

## મુબારક

સૈયદ મુબારકઅલીનો સમય સં. ૧૬૭૦ માં આવે છે. એમનો જન્મ સં. ૧૬૪૦ માં થયો હતો. મુબારક સંસ્કૃત, ફારસી અને અરબીના પંડિત અને હિંદીના સહૃદય કવિ હતા. એમની કવિતા શૃંગારરસ-પ્રધાન છે. એમની કવિતાનો મુખ્ય વિષય નાયિકા ભેદ અને તેમાંય નાયિકાના દસ અંગોનું એમણે વિસ્તારથી વર્ણન કર્યું છે. નાયિકાના એક એક અંગ પર એમણે સો સો દુહા બનાવ્યા છે. 'અલક શતક' 'અને તિલ શતક' નામક એમના બે ગ્રંથો પણ છે. આ બે ગ્રંથો ઉપરાંત એમનાં કવિત પણ છે. એમની કવિતા સરસ અને મોહક છે. એમનાં રૂપક, ઉત્પ્રેક્ષા અને વર્ણનો સુંદર છે. એમની કવિતાના બે સુંદર ઉદાહરણો:—

પરી મુબારક તિય બદન અલક ચોપ અતિ હોય
મનોચંદ કી ગોદમેં રહી નિસાસી સોય
ચિબુક-કુપમેં મન પરયો છબિજલ તૃપા વિચારી
કઢતિ મુબારક તાહિતિય અલક-ડારી સી ડારિ

ચિબુક-કુપ રસરી અલક તિલસુ ચરસ દગ બૈલ
બારી બૈસ સિંગારકી સીંચત મનમથ છૈલ

× × ×

કરન-અરન બાલ, નગન-લસત ભાલ
 મોતિન કે માલ ઉર સોહેં ભલી ભાંતિ હૈ
ચંદન ચઢાય ચારૂ ચંદમુખી મોહિનીસી
 પ્રાત હી અન્હાય પગ ધારે મુસકાતિ હૈ
ચૂનરિ વિચિત્ર સ્યામ સજિ કૈ મુબારક જૂ
 ઢાંકિ નખ સિખ તેં નિપટ સકુચાતિ હૈ
ચંદ્રમેં લપેટિ કૈ સમેટિ કૈ નખત માનો
 દિનકો પ્રનામ કિયે રાત ચલી જાતી હૈ

## બનારસીદાસ.

બનારસીદાસ જોનપુરના રહેવાસી અને જૈન ઝવેરી હતા એમના પિતાનું નામ ખડગસેન હતુ. એમનો જન્મ સં ૧૬૪૩ મા થયો હતો. બનારસીદાસે સં. ૧૬૯૮ સુધીનુ પોતાનું જીવન ચરિત "અર્ધકથાનક" નામક ગ્રંથમા આપ્યુ છે. એ ઉપરથી જણાય છે કે યુવાવસ્થામા એમનું આચરણ શુદ્ધ ન હતું અને એક ભયંકર રોગના ભોગ પણ થઇ પડેલા પરંતુ જ્યારે એમને જ્ઞાન થયુ ત્યારે એ વખતમા રચેલી બધી શ્રંગારી કવિતાને ગોમતી નદીમા પધરાવી દીધી અને પછી જ્ઞાનોપદેશભરી કવિતા રચવા માંડી એમણે જૈનધર્મ સબધી ઘણા પુસ્તકોનો અનુવાદ હિંદીમા આપ્યો છે

બનારસીદાસના પુસ્તકોમાથી અત્યારસુધી નીચે લખેલા ગ્રથો મળ્યા છે,—

બનારસી વિલાસ ( પરચુરણ કવિતાનો સંગ્રહ ) નાટક સમયસાર ( કુંદકુંદાચાર્ય કૃત ગ્રથનો સાર ), નામમાળા ( કોષ ) અર્ધકથાનક

બનારસા પદ્ધતિ મોક્ષપદી ધ્રુવવંદના, કલ્યાણ મંદિર ભાષા, વેદનિર્ણય પચાશિકા મારગન વિદ્યા

એમની રચનાશૈલિ પુષ્ટ અને કવિતા દાદુપથી સુંદરદાસને મળતી આવે છે એમનુ એક પદ આ રહ્યુ .—

ભોંદુ તે હિરદય કી આંખેં ।

જો કરખૈ અપની સુખ-સંપત્તિ ભ્રમ કી સંપત્તિ ભાખૈ ॥
જિન આંખિન સોં નિરખિ ભેદ ગુન જ્ઞાની જ્ઞાન વિચારૈ ।
જિન આંખિન સોં સાખ સરૂપ મુનિ ધ્યાન ધારના ધારૈ ॥

## ઉસમાન.

ઉસમાન ગાજીપુરના નિવાસી અને બાદશાહ જહાગીરના સમકાલીન હતા. એમના પિતાનુ નામ શેખહુસેન હતુ એમને પાચ ભાઇ હતા એમણે પોતાનુ ઉપનામ માન લખ્યુ છે ઉસમાન શાહ નિજામુદ્દીન ચિસ્તીની શિષ્ય પરંપરામા હાજીબાબાના શિષ્ય હતા એમણે સં ૧૬૭૦ મા ‘ચિત્રાવલી’ નામનુ એક પુસ્તક જાયસીની શૈલીપર લખ્યુ છે જાયસીએ જેટલા વિષયો ચર્ચ્યા છે એ બધાજ વિષયો ઉપર ઉસમાને પણ કંઇ કર્યું છે. કેટનેક ઠેકાણે તો શબ્દો અને વાકયો પણ જાયસીના જ દેખાય છે. ‘ચિત્રાવલી’ એક કવિ કપિત પ્રેમકથા છે બીજા સૂફી કવિઓની જેમ ઉસમાને પણ આ પ્રેમકથાદ્વારા પ્રેમની ફીલસુફી કહી છે ઉસમાને કથાના નાયક સુજાનકુમારને માત્ર સાધક જ નહિ પરન્તુ પૌરાણિક શૈલીનુ અવલંબન કરીને એને શિવના અંશથી ઉત્પન્ન થયેલો પરમયોગી માન્યો છે. કમળાવતી અને ચિત્રાવલી એ બન્નેને વિદ્યા અને અવિદ્યાના રૂપમા કલ્પી છે. સુજાનનો અર્થ જ્ઞાની કર્યો છે સાધનામા અવિદ્યાને દૂર કર્યા વિના વિદ્યાની પ્રાપ્તિ નથી થતી એ રહસ્યને ગુથીને કવિએ કથામા સુજાન પાસે પ્રતિજ્ઞા લેવડાવી છે કે કમળાવતી પ્રાપ્ત નહિ થાય ત્યા સુધી ચિત્રાવલીનો

સમાગમ નહિ કરે. એ ઉપરાંત જાયસીની પદ્ધતિ પ્રમાણે જ શોભાવર્ણનો, દાનમહિમા અને યાત્રા વગેરેનું વર્ણન છે. સરોવર ક્રિડાના વર્ણનમાં ઉસમાને પ્રશ્વરપ્રાપ્તિ માટે એક બીજી જ સાધનાનો સંકેત કર્યો છે. ચિત્રાવલી (અવિદ્યા) સરોવરના ગહન ઉંડાણમાં એવું કહીને છુપાઇ જાય છે કે જે મને શોધી કાઢશે તેની જીત થશે. આનું રહસ્ય ઉપનિષદના પેલા વાક્ય " અવિદ્યયા મૃત્યુ તિર્ત્વા " સાથે મળે છે. અવિદ્યાને તરીને મૃત્યુને પેલેપાર જા એટલે સત્ય વસ્તુને મેળવ. ઉસમાને વિરહ અને ઋતુનાં વર્ણન સુંદર કર્યાં છે. એમનું વસંત વર્ણન આ રહ્યું :—

**ઋતુ વસંત નૌતન બન ફુલા જહઁ તહઁ ભૌર કુસુમ રંગભુલા**
**આહિ કહાં સો ભઁવર હમારા જેહિ બિનુ બસત બસંત ઉજારા**
**હાત બરન પુનિ દેખિન જાઇ માનહુઁ દવા દહુઁ દિલિલાઇ**
**રતિપતિ દુરહ ઋતુપતી બલી કાનન-દેહ આઇ દલમલી**

લીલાધર કવિની રચના સં. ૧૬૭૬ માં મળે છે. આ કવિ જોધપુરના મહારાજા ગજસિંહને ત્યાં હતા. એમનો રચેલો કોઇ ગ્રંથ નથી પણ છુટક છંદો છે. સુદન કવિએ એમનું નામ લખ્યું છે. અને દાસે પણ પોતાના ' કાવ્યનિર્ણય'માં એમનો ઉલ્લેખ કર્યો છે.

## પુહકર.

પુહકર કવિ મૈનપુરી જીલ્લાના પરતાપપુરના રહેવાસી હતા. એમણે પાછળથી ગુજરાતમાં વાસ કર્યો હતો. પુહકર જાતે કાયસ્થ હતા અને જહાંગીરના સમયમાં વિદ્યમાન હતા. એવી લોકકથા છે કે કોઇ ગુન્હાસર જહાંગીરે એમને આગ્રાના કિલ્લામાં કેદ કરેલા ત્યાં કારાગારમાં જ કવિએ ' રસ-રતન ' નામના ગ્રંથની રચના સં. ૧૬૭૩ માં કરી. આ ગ્રંથથી પ્રસન્ન થઇને જહાંગીરે પુહકરને મુક્ત કરી દીધા. આ ગ્રંથમા રંભાવતી અને સૂરસેનની પ્રેમકથા છે. પદ્યમાં જુદા જુદા છંદોનો વ્યવહાર કર્યો છે.

કલ્પિત કથા લઈને પ્રબંધકાવ્ય લખવાની પ્રથા પ્રાચીન હિંદી કવિઓમાં બહુ ઓછી દેખાય છે. જાયસી વગેરે સૂફી કવિઓએજ આ પ્રકારના પુસ્તકો લખ્યાં છે; પરંતુ એમની રીત ભારતીય ન હતી. આ દૃષ્ટિએ પુહકરના 'રસ-રતન' નું હિંદી સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન છે.

ગ્રંથમાં સંયોગ અને વિયોગની વિવિધ દશાઓનું સાહિત્યની રીતિ અનુસાર વર્ણન છે. પૂર્વરાગ, સખીમંડન, નખશિખ, ઋતુ વર્ણન આદિ શૃંગાર રસની સર્વ સામગ્રી અને વાતાવરણ આમાં ગુંથવામાં આવ્યાં છે. પુહકરની કવિતા સરસ અને ભાષા પ્રૌઢ છે. એમની કવિતાનું ઉદાહરણઃ—

ચંદકી ઉજારી પ્યારી નૈનન નિહારી પરે
　　ચંદકી કલામેં દુતિ દૂની દરસાતિ હૈ
લલિત લતાનિમેં લતાસી ગહિ સુકુમારી
　　માલતી સી ફુલૈ જબ મૃદુ મુલકાતી હૈ
પુહકર કહૈ જિત દેખિએ બિરાજૈ તિત
　　પરમ વિચિત્ર ચારુ ચિત્ર મિલિ જાતિ હૈ
આવૈ મન માહિં તબ રહૈ મન હિ મેં ગડ
　　નૈનનિ બિલોકો બાલ નૈનનિ સમાતિ હૈ

## સુંદરદાસ.

નાગરી પ્રચારિણી સભાની શોધ પ્રમાણે પાંચ સુંદરદાસના નામો મળે છે. શિવસિંહ સરોજમાં ત્રણ સુંદરદાસ લખ્યા છે. ના પ્ર. સભાવાળા પાંચમાંથી ત્રણ વિષે કંઇક માહિતી છે અને બેના તો માત્ર ઉલ્લેખ છે. પાંચમાંથી એકનો કવિતા કાળ સં ૧૮૫૭ થી ૧૮૬૯ સુધીનો અને બાકીના ચારનો સં ૧૬૫૭ થી ૧૭૧૦ નો લખ્યો છે. મિશ્રબંધુઓના અનુમાન પ્રમાણે આ ચાર કવિઓમાંથી બે સાચા છે અને બેનાં નામો અનુમાનેલા

છે. એક સુંદરદાસ તો શાહજહાં ને ત્યાં હતા અને એમણે 'સુંદર શ્રૃંગાર' 'સિંહાસન બત્તીસી' અને 'બારામાસે' નામનાં ત્રણ પુસ્તકો રચ્યાં છે. આ ત્રણે ગ્રંથોનો રચનાકાળ સં ૧૬૮૮ ની આસપાસ મનાય છે. બીજા સુંદરદાસ પ્રસિદ્ધ દાદુપંથી કવિ અને દુસર વાણીઆ હતા અને જ્યપુરના પાસે દૌસા-ગામમાં જન્મ્યા હતા. એમનો સમય સં. ૧૬૭૭ થી ૧૭૪૬ નો દેખાય છે. એમણે નીચેના ગ્રંથો રચ્યા છે:–

હરિબોલ ચિંતાવની, 'સાખી, સુંદરદાસજી કે સવઇઆ (૧૬૭૭) 'સુંદરસાંખ્ય સવૈયા તર્કચિંતામણી' 'વિવેક ચિંતામણી' પંચઇંદ્રીનિર્ણયગ્રંથ (૧૬૯૧) બાની 'જ્ઞાનસમુદ્ર' 'દીનવિલાસ' 'સુંદરવિલાસ' 'સુંદરકાવ્ય' સવૈયા સુંદરાષ્ટક, સર્વંગિયોગ, સુખસમાધી, સ્વપ્નબોધ, વેદવિચાર, ઉક્તઅનુપ, સુંદરભાવની, સહજાનંદ, ગૃહવૈરાગબોધ, ત્રિવિધ અંતઃ કરન ભેદ અને પદ. એ ઉપરાંત દ્વિ. ત્રૈ. શોધમા રકમા ગંદકી, એકાદશીકથા, જ્ઞાન સાગર, વિવેક ચેતાવની, સુંદરગીતા અને વિચારમાલા પણ મળ્યા છે.

સુંદરદાસના જે છુટક છંદો મળે છે એ ઉપરથી એઓ ભક્ત હતા અને ભાષા ઉપર એમનું અનુકરણીય પ્રભુત્વ હતું એ સિદ્ધ થાય છે. સુંદરદાસ ફારસી અને સંસ્કૃતના પણ પંડિત હતા. એમની કવિતામા વ્રજભાષા, ખડીબોલી અને પંજાબીનું મિશ્રણ છે. પંડિત ચંદ્રિકાપ્રસાદ તિવારીએ દાદુપંથી કવિઓ માટે અને ખાસ કરીને સુંદરદાસ માટે ખુબ શ્રમ લઇને પોતાના નિર્ણયો પ્રસિદ્ધ કર્યા છે. એમનું કહેવું છે કે સુંદરદાસ દાદુપંથી સં. ૧૬૫૩ માં જન્મ્યા અને ૧૭૪૬ મા પંચત્વને પામ્યા. સુંદરદાસ ૧૧ વર્ષની વયે ફકીર થઇ ગયા હતા એમનો કવિતાકાળ ૧૬૭૭ થી ૧૭૪૬ છે. ઉપરના ગ્રંથો સિવાય તિવારીજીએ બીજા ૨૩ ગ્રંથોના નામો પણ લખ્યા છે. સુંદરદાસની કવિતા તોપની કલામા બેસે છે.

સુંદરદાસ પછી સં. ૧૬૭૮ માં તાહિર આગ્રાવાગીનું નામ મળે છે. એમણે 'કોકસાર' કેટલાક સુંદર છંદોમા કહ્યો છે. એમાં કોકશાસ્ત્રના વિષયો ચર્ચ્યાં છે. એમની કવિતા લલિત અને ગંભીર છે..

ઘાસીરામનું નામ પણ સં. ૧૬૮૦ માંજ મળે છે. એમણે 'પક્ષિવિલાસ' નામનો એક અપૂર્વ ગ્રંથ રચ્યો છે. એમની કવિતા લલિત અને મોહક છે. એમણે પ્રેમ, નીતિ અને શૃંગારનાં ઉત્કૃષ્ઠ વર્ણનો કર્યાં છે.

પંજાબવાળા હૃદયરામે પણ સં. ૧૬૮૦ માં જ સંસ્કૃત હનુમન્નાટકના આધારે હિંદીમાં હનુમાનનાટક લખ્યું છે. હૃદયરામની કવિતા સુંદર અને પરિમાર્જિત છે. ગૌસ્વામી તુલસીદાસે એ વખતની પ્રચલિત બધી જ પદ્ધતિઓમાં રામચરિત્રનું સંગીત ગાયું છે; માત્ર નાટક અને રૂપકના રૂપમાં એમણે કશું લખ્યું નથી. ગૌસ્વામીએ ફેલાવેલા રામભક્તિના તરંગમાં ભિંજાઇને બીજી જે રચનાઓ થઇ છે એમાં હૃદયરામનું 'હનુમાન નાટક' અધિક પ્રસિદ્ધ છે.

## જટમલ

જટમલની સાથે ભક્તિયુગ સમાપ્ત થાય છે. જટમલે સં. ૧૬૮૦ માં ગોરાબાદલની કથા ગદ્યમાં લખી છે. એમની ભાષામાં ખડીબોલીનું સામ્ય છે. જટમલનું સ્થાન હિંદીસાહિત્યમા પ્રાચીન ગદ્યલેખક તરીકે માનભર્યું છે.

ભક્તિયુગમાં કબીર, સૂર અને તુલસી જેવા ભક્ત મહાકવિઓ અને કેશવદાસ જેવા રસરીતિના આચાર્ય થયા છે. હિંદીભાષાના વિકાસ અને વિસ્તારને વધારનાર ભક્તિયુગનાં સર્જનોથી હિંદીસાહિત્ય સમૃદ્ધ બન્યું છે.



## ૮

## અલંકારયુગ.

### ( પૂર્વાર્ધ )

ચંદયુગ એ હિંદી સાહિત્યની બાલ્યાવસ્થા હતી. ભક્તિયુગમાં એની પ્રફુલ્લ અને વિકસતી કુમારાવસ્થા દેખાય છે. અલંકારયુગ એ હિંદી ભાષા અને સાહિત્યનો મધમધતો, મસ્તીભર્યો અને તેજસ્વી યૌવનકાળ છે. ચંદે ભાષાનું સ્વરૂપ સ્થિર કર્યું, સૂરદાસે એમા માધુર્ય આણ્યુ, તુલસીદાસે એમાં પ્રૌઢતા ઉમેરી અને અલંકારયુગના મહાકવિઓએ એને લાલિત્ય, પ્રસાદ, ચારૂતા અને લાવણ્યભરી દેદીપ્યમાન રૂપસુંદરી બનાવી. અલંકારયુગમાં હિંદી સાહિત્યના વિકાસ અને વિસ્તાર અનુપમ છે.

અલંકારયુગના સાહિત્ય સાથે એ વખતના પ્રજાજીવનના સંસ્કારો અપૂર્વ રીતે વણાઇ ગયા છે. મુસલમાનોના સંસ્કાર અને સત્તાથી ગુંગળાતું હિંદુલોકજીવન મરણિયું થઇને પોતાનું અસ્તિત્વ ટકાવવા આ કાળમાં માથું ઉંચકે છે; અને શતાબ્દિઓ થયાં સ્થિર થએલી વિજયી મોગલસલ્તનત

જમીનદોસ્ત થઇને કાળના વિકરાળ મુખમાં સમાઇ જાય છે. એટલે એક રીતે અલંકારયુગ એ ભારતના સમગ્ર પ્રજાજીવનનો પ્રબોધકાળ છે. આજ યુગમાં રાષ્ટ્રવીર શિવાજી મહારાજે બિજાપુર, ગોવળકોંડા અને દીલ્હીને વિમર્દિત કરીને વિશાળ મહારાષ્ટ્ર સ્થાપ્યું, મહારાજા જસવંતસિંહે શિવાજી મહારાજને મળી જઇ શાહી સુબા શાઇસ્તખાંની દુર્ગતિ કરી; અને મહારાણા રાજસિંહે મોગલોની પરાધીનતાની ઝુંસરીને લાત મારીને પાંચ પાંચ પ્રચંડ યુદ્ધો કરી શહેનશાહ ઔરંગઝેબનું જીવન નીચોવી નાંખ્યું. આજ યુગમાં મહારાજા જસવંતસિંહના પરલોકવાસ પછી શૂરવીર રાઠોડોએ સતત્ ત્રીસ વર્ષ સુધી મુગલમાનો સાથે ઘોર સંગ્રામ ખેલીને પોતાના બાળક મહારાજ અજીતસિંહ અને મારવાડ રાજ્યની રક્ષા કરી, ચંપતિરાયે પોતાના પ્રભાવથી બુંદેલખંડને દીપ્તિમાન કરીને મોગલાઇને હલાવી દીધી; અને મહારાજા છત્રસાલે બુંદેલખંડના વિશાળ મહારાજ્યની સ્થાપના કરી. આજ યુગમાં શૌર્યમૂર્તિ બાલાજી વિશ્વનાથ અને વીર બાજી પ્રભુએ મોગલ સામ્રાજ્યનો ધ્વંસ કરીને ૫૦૦ વર્ષોથી માટીમાં મળી ગએલા આર્યસામ્રાજ્યનું પુનર્વિધાન કર્યું.

આવા ગૌરવપૂર્ણ અને પ્રતિભાશાળી કાળમાં સાહિત્યની વિશદ સમુન્નતિ થઇ જે સ્વાભાવિક હતી. સુર અને તુલસીના સમયમાં જેમ કૃષ્ણભક્તિ અને રામભક્તિના ધસમસતા પ્રવાહે સમસ્ત ઉત્તર ભારતને પુનિત કર્યું હતું તેવી રીતે ભૂષણ, બિહારી, મતિરામ અને દેવના યુગમાં ઉત્સાહ અને ઉલ્લાસની મૂર્તિ જેવા વીર અને શ્રૃંગાર રસથી હિંદી સાહિત્ય નવપલ્લવિત બન્યું. અલંકારયુગના હિંદી સાહિત્યનું સ્વરૂપ જાણે દીપક રાગનું પ્રતિરૂપ હતું. સુરદાસના સમય પછી તુલસીકાળમાં વિવિધ વિષય વર્ણનની જે પ્રણાલિકા શરૂ થઇ હતી તે અલંકારયુગમાં પુષ્ટ બની; અને એણે હિંદીના સેંકડો વિષયોનાં પુસ્તકોને સર્વાંગપૂર્ણ બનાવ્યાં. ભક્તિયુગે ત્રણ મહાકવિઓ સરજાવ્યા ત્યારે અલંકારયુગે

ચાર મહાકવિઓ પ્રકટ કરીને પોતાનાં સામર્થ્ય અને પ્રતિભા સિદ્ધ કર્યાં. પ્રથમ કક્ષાના આટલા કવિઓ બીજા સમયમાં નથી દેખાતા.

હિંદી કાવ્યને પ્રૌઢતા વરી ચુકી હતી. સં. ૧૫૯૮ માં કૃપારામે થોડું રસ-નિરૂપણ પણ કર્યું હતું. ત્યારપછી ગોપ કવિએ સં. ૧૬૧૫ માં અલંકારો તરફ વધારે ધ્યાન આપ્યું અને 'રામભૂષણ' તથા 'અલંકાર ચંદ્રિકા' નામના ગ્રંથો રચ્યા. લગભગ આજ સમયમાં ચરખારીના મોહનલાલ મિશ્રે " શૃંગાર સાગર " નામક શૃંગાર રસનો ગ્રંથ બનાવ્યો અને નરહરિ કવિના સાથી કરનેસ બંદીજને ' કર્ણાભરણ ' ' શ્રુતિ ભૂષણ ' અને 'ભૂપ ભૂષણ' નામના ત્રણ અલંકાર ગ્રંથો લખ્યા. રસનિરૂપણ અને અલંકાર નિરૂપણની આ પ્રકારે શરૂઆત થઇ ચુકી હતી ત્યાં આચાર્ય કેશવદાસે કાવ્યનાં સર્વ અંગોનું નિરૂપણ શાસ્ત્રીય પદ્ધતિસર કરીને એ પ્રણાલિકાને ખુબ વેગ આપ્યો. કાવ્યરીતિનું સમ્યક પ્રતિપાદન આચાર્ય કેશવે કર્યું એમાં સંદેહ નથી પરંતુ અલંકાર ગ્રંથોની અવિરત અને અખંડિત પરંપરા તો કેશવદાસના ' કવિપ્રિયા ' ગ્રંથ પછી લગભગ પચાસ વર્ષે ચાલી. એ પરંપરાએ કેશવનો આદર્શ ન સ્વીકાર્યો પરંતુ એક જુદા જ આદર્શનો આશ્રય લીધો. કેશવે કાવ્યાલંકારોના નિરૂપણમાં દંડી અને રૂય્યકનું અનુકરણ કર્યું હતું; પરંતુ પાછળથી રીતિ ગ્રંથોની જે પરંપરા ચાલી એણે તો ચંદ્રાલોક અને કુવલયાનંદને આધાર ભુત માન્યા. આ કારણથી અલંકારયુગનો આરંભ કેશવદાસથી ન માનતા સેનાપતિથી માન્યો છે. સેનાપતિ પછી જ લક્ષણગ્રંથોનો વિસ્તાર વધતો ગયો. ત્યાર પછીના કવિઓએ એક પ્રણાલિક બનાવી દીધી કે પહેલા દુહામા અલંકાર અથવા રસનાં લક્ષણો આલેખવાં અને પછી ઉદાહરણ રૂપમા કવિત્ત અને સવૈયા લખવાં. હિંદી સાહિત્યમા આ રીતે એક નવી જ પ્રણાલિકા શરૂ થઇ. સંસ્કૃત સાહિત્યમા કવિ અને આચાર્ય એ બન્ને ભિન્ન ભિન્ન શ્રેણિઓની વ્યક્તિઓ છે. હિંદી કાવ્યક્ષેત્રમાં આ ભેદ લુપ્ત થઇ ગયો. પરંતુ આ એકીકરણનો પ્રભાવ ઠીક ન પડ્યો. આચાર્યત્વને માટે જે સૂક્ષ્મ વિવેચન અને પર્યાલોચનની શક્તિ હોવી જોઇએ એનો વિકાસ ન સધાયો.

કવિઓ એક જ દુહામાં અપર્યાપ્ત લક્ષણ કહીને પોતાના કાવ્યમાં પ્રવૃત્ત થઇ જતા હતા. એટલે કાવ્યના અંગોનો વિકાસ અને એનું વિસ્તૃત વિવેચન, તર્કદ્વારા ખંડનમંડન તથા નવા નવા સિદ્ધાંતોનું પ્રતિપાદન વગેરે જેટલું થવું જોઇએ તેટલું ન થયું. આનું કારણ એ પણ કહી શકાય કે ગદ્યનો વિકાસ એ વખતે બીલકુલ થયો ન હતો. જે કંઇ લખાતું હતું તે લગભગ પદ્યમાં જ લખાતું હતું. એકલા પદ્યમાં કોઇ પણ વસ્તુની, તત્ત્વની, સિદ્ધાંતની કે આદર્શની સમ્યક્ મીમાંસા અને વિવરણ થઇ શકતા નથી આવી અવસ્થામાં એક શ્લોક અથવા એક જ ચરણમાં લક્ષણ કહીને છુટી જવાની ચંદ્રાલોકની પદ્ધતિ કવિઓને વધારે સુગમ પડી.

ઉપરની વાતો પર ધ્યાન દેતા સ્પષ્ટ થાય છે કે હિંદીમાં લક્ષણગ્રંથોની રચના કરનારા જે સેંકડો કવિઓ થયા તેઓ આચાર્યની કોટિમાં નથી આવી શકતા. વાસ્તવિક રીતે તેઓ કવિ જ હતા. એમનામાં આચાર્યત્વના ગુણો લગભગ નહિ જેવા જ હતા. એમના અપર્યાપ્ત લક્ષણો સાહિત્યશાસ્ત્રનો સમ્યક બોધ કરાવવામાં અસમર્થ છે. શબ્દશક્તિના વિષય તરફ તો બે ચાર જ કવિઓએ ધ્યાન દીધું છે. કાવ્યના સામાન્ય રીતે બે ભેદ છે: શ્રવ્ય અને દશ્ય. આમાંથી દશ્ય કાવ્યનું નિરૂપણ તો લગભગ થયું જ નથી. આટલુ લખવાનો સારાંશ એટલો જ છે કે અલંકારયુગમાં હિંદીની અપૂર્વ ઉન્નતિ થઇ હોવા છતાં સાહિત્યશાસ્ત્ર ઉપર ગંભીર, સમર્થ અને વિશદ વિવેચન તથા નવા મૌલિક સર્જનો જોઇએ તેટલા થયા નથી.

અલંકારગ્રંથોના કર્તાઓ ભાવુક, સહૃદય અને નિપુણ કવિઓ હતા. તેઓનો ઉદ્દેશ કાવ્યના અંગોનું શાસ્ત્રીય પદ્ધતિપર નિરૂપણ ન કરતાં કવિતા કરવાનો હતો એટલે તેઓ દ્વારા જે સુંદર કાર્ય થયું તે એ કે રસો (ખાસ કરીને શૃંગાર) અને અલંકારોમાં મગ્ન, ભવ્ય અને હૃદયંગમ ઉદાહરણોથી હિંદી સાહિત્ય ભરાઇ ગયું. હિંદીના કેટલાક વિવેચકો અને અભ્યાસકોનું એટલે સુધી માનવું છે કે સંસ્કૃત સાહિત્યના લક્ષણ ગ્રંથોના સરસ અને

મનોહર ઉદાહરણો એકત્ર કરવામાં આવે તો પણ હિંદી જેટલાં નહિ થાય. અલંકારો કરતાં નાયિકાભેદ તરફ કંઇક વધારે ઝોક રહ્યો એટલે શ્રૃંગારરસની અંતર્ગત ઘણી જ સુંદર અને મુક્તક રચનાઓ હિંદીમાં થઇ. આ રસનો વિસ્તાર હિંદી સાહિત્યમાં એટલો બધો સધાયો છે કે એના એક એક અંગ ઉપર સ્વતંત્ર ગ્રંથો રચાયા છે. આ રસનો બધો જ વૈભવ કવિઓએ નાયિકાભેદના ગ્રંથોમાં જ દર્શાવ્યો છે. રસગ્રંથો ખરી રીતે તો નાયિકા ભેદના જ ગ્રંથો છે. એમાં પાછળથી ગૌણ રીતે બીજા રસોને વહેતા મુક્યા છે. નાયિકા શ્રૃંગારરસનું આલંબન છે. આ આલંબનના અંગોનું વર્ણન એક સ્વતંત્ર વિષય થઈ પડ્યો; એટલે કોણ જાણે કેટલાય ગ્રંથો નખશિખ વર્ણનના લખાયા. આ પ્રકારે ઉદ્દીપનના રૂપમાં ૭ ઋતુઓના વર્ણનો પર પણ કેટલાક સ્વતંત્ર ગ્રંથો લખાયા. વિપ્રલંભ સંબંધી વર્ણનના બારમહિના પણ કેટલાક કવિઓએ લખ્યા છે.

રસગ્રંથોની આ પરંપરા દ્વારા સાહિત્યના સમગ્ર વિકાસમા કંઇક બાધાઓ પણ નડી. પ્રકૃતિની અનેકરૂપતા, જીવનની ભિન્નભિન્ન સમસ્યાઓ તથા જગતનાં વિવિધ રહસ્યો તરફ કવિની દૃષ્ટિ પહોચી શકી નહિ. એ વખતે કવિ દાષ્ટ એક રીતે બદ્ધ અને પરિમિત થઇ ગઇ હતી અને એનું ક્ષેત્ર સંકુચિત બની ગયું હતુ : એટલે અનુભવના કેટલાય ગોચર અને અગોચર વિષયો રસાસિકત થઇને સમીપ આવતા રહી ગયા. બીજી વાત એ બની કે કવિઓની વ્યક્તિગત વિશેષતાની અભિવ્યક્તિનો અવસર ઘણો જ થોડો રહ્યો. કેટલાક કવિઓની ભાષાશૈલી, પદવિન્યાસ, અલંકારવિધાન વગેરે બાહ્ય વાતોનો ભેદ આપણે કદાચ જોઇ શકીએ પરંતુ એમની આભ્યંતર પ્રકૃતિના વિશ્લેષણમા સમર્થ અને ઉચ્ચ કોટિની આલોચનાની સામગ્રી આપણને નહિ જેવી જ મળશે. અલંકારયુગમા બીજા પણ એક અભાવની પૂર્તિ થઇ જવી જોઇતી હતી પણ તે ન થઇ. જે સમયે હિંદી ભાષા મંજો કવિઓ દ્વારા પરિમાર્જિત થઇને પ્રૌઢતાને પહોંચી ચુકી હતી એ વખતે વ્યાકરણ દ્વારા એનું સ્વરૂપ વ્યવસ્થિત થવું જોઇતું હતું. આ

ત્રુટિ રહેવાથી ભાષામાં જેટલી સુવ્યવસ્થા, નિર્દોષતા અને સ્વચ્છતા આવવાં જોઇએ તે ન આવ્યાં. ઘણા થોડા કવિઓ આપણને મળે છે કે જેમની વાક્યરચના સુવ્યવસ્થિત અને નિર્દોષ છે. ભૂષણ મહાકવિ હતા. જે રસને એમણે લીધો એનો પુરો આવેશ એમનામાં હતો પરંતુ એમની ભાષા અનેક સ્થળોએ દોષભરી છે. જો શબ્દોનાં રૂપ સ્થિર બની જાત અને એમાં શુદ્ધ રૂપો ઉપર વધારે ભાર મુકવામાં આવ્યો હોત તો શબ્દોને તોડી મરોડીને વિકૃત કરવાની કોઇ કવિ હિંમત અને સાહસ ન કરી શકત. આવી કોઇ વ્યવસ્થા ન હોવાને કારણે ભાષામાં બહુ જ ગડબડ રહી ગઇ.

ભાષાની આ ગડબડનું એક કારણ વ્રજ અને અવધી એ બન્ને કાવ્યભાષાઓનું કવિની ઇચ્છાનુસાર મિશ્રણ પણ હતું. અલંકારગ્રંથોનો વિકાસ અધિકતર અવધી ભાષામાં થયો છે. એટલે કાવ્યની વ્રજભાષામાં અવધીના પ્રયોગોનો તોટો નથી. મોટા મોટા કવિઓએ પણ પોતાની મરજી પ્રમાણે બન્ને ભાષાઓનું મિશ્રણ કર્યું છે. આ વસ્તુ તરફ કેટલાક કવિઓનું ધ્યાન પણ ગયું છે. દાસજીએ પોતાના ' કાવ્ય નિર્ણય ' મા કાવ્યભાષા ઉપર પણ દષ્ટિપાત કર્યો છે, દાસનું તો કહેવું છે કે તુલસી અને ગંગ જેવા કવિઓના મુકુટમણિઓએ પણ ભાષાનું મિશ્રણ કર્યું છે.

ભક્તિયુગની પ્રારંભિક અવસ્થામાં જ મુસલમાનોના સંસર્ગથી કેટલાક ફારસી શબ્દો અને ભાવોનું આપણને દર્શન થાય છે. અલંકારયુગમાં આવા શબ્દો અને ભાવોમા વધારો થયો. પરંતુ હિંદી ભાષાની સ્વાભાવિક સરસતાનુ ધ્યાન રાખનાર ઉત્કૃષ્ટ કવિઓએ આવા શબ્દો અને ભાવોને નહિ જેવું સ્થાન આપ્યું છે, એટલે જ અલંકારયુગમાં દેવ અને મતિરામ જેવા ભાષાની દૃષ્ટિએ શ્રેષ્ઠ કવિઓ આપણને મળે છે.

અલંકારયુગના કવિઓના પ્રિય છંદ કવિત્ત અને સવૈયા જ હતા. કવિત્ત છંદ તો શ્રૃંગાર અને વીર બન્ને રસોને માટે સમાન રૂપે ઉપયુક્ત મનાયો

હનો વાચવાની રીતમા થોડો ફેરફાર કરવાથી એમા બન્ને રસોને અનુકૂળ માદર્ભાદર્ય મળે છે. સવૈયા શ્રૃંગાર અને કરણુ એ બન્ને કોમળ રસને માટે ઉપયુક્ત છે. આ રીતે તો આ યુગમાં શ્રૃંગાર અને વીરરસની કવિતા થઈ છે, પરંતુ પ્રધાનરસ શ્રૃંગાર જ રહ્યો છે. શ્રૃંગારના વર્ણનોને કેટલાક કવિઓ તો અસ્લીલતાની સીમા સુધી લઈ ગયા છે. આનું કારણુ જનતાની રૂચિ નહિ પરંતુ રાજા મહારાજાની વિલાસી અને પામર રુચિ હતું. એટલે જ આ યુગમાં વીરજીવન કરતા શ્રૃંગારજીવન આગળ તરી આવે છે. હિંદી-સાહિત્યની આ યુગની ગતિનો જે સંક્ષિપ્ત ઉલ્લેખ થયો તેનાથી અલંકાર-યુગની સામાન્ય પ્રવૃત્તિનું આછું દર્શન થઇ શકે છે. હવે આપણે આ યુગના મુખ્ય મુખ્ય કવિઓનું વિવરણુ કરીએ

## સેનાપતિ.

સેનાપતિ અનૂપ શહેરના રહેવાસી હતા. એમના પિતાનું નામ ગગાધર અને દાદાનુ નામ પરશુરામ હતું. એમના ગુરુનું નામ હિરામણિ હતુ. સેનાપતિ કાન્યકુબ્જ બ્રાહ્મણુ હતા એમનો જન્મ સં. ૧૬૪૬ ની આસપાસ મનાય છે. એમણે 'કાવ્યકલ્પદ્રુમ' અને 'કવિત્ત–રત્નાકર' નામક બે લોકપ્રસિદ્ધ ગ્રંથની રચના કરી છે 'કવિત્ત રત્નાકર' ની રચનાનો સમય સં. ૧૭૦૬ કવિએ પોતે લખ્યો છે

'કવિત્ત રત્નાકર'મા પાચ તરગો છે. પહેલા તરગમા ૯૪ છંદ છે અને એમા શ્લેષ કવિતા તથા રૂપકોનુ કથન છે બીજા તરંગમા ૭૪ છંદો દ્વારા શ્રૃંગારરસનું નિરૂપણુ કર્યું છે. ત્રીજા તરગમા ૫૬ છંદોમા ૭ ઋતુ-ઓનું વર્ણન આવે છે. ચોથા તરગમા ૭૬ છંદ છે અને એમા રામાયણુ કથા વર્ણવી છે, તથા પાચમા તરગમા ૫૭ છંદો દ્વારા ભક્તિ અને ૨૭ છંદો દ્વારા ચિત્રકવિતા ગાઇ છે.

સેનાપતિ સહૃદય કવિ હતા. ઋતુ વર્ણનોમા એ અજોડ છે એમના ઋતુવર્ણનોમાં સ્વભાવ ઉપરાંત પ્રકૃતિ નિરીક્ષણુ ભવ્ય છે. એમના પદવિન્યાસ

પણ લલિત અને છટાદાર છે. પોતાની વિખ્યા નામના ચામ એટલા માટે સેનાપતિ પોતાની કવિતા સંતાડી રાખતા હતા. એમની ભાષા શુદ્ધ વ્રજભાષા છે. એમના અનુપ્રાસ અને યમકના ચમત્કાર પણ મનોહર છે. એમણે પાછળથી ક્ષેત્રસંન્યાસ લીધો હતો. સેનાપતિના જીવનનો મુખ્ય ગુણ એમની અટલ ભક્તિ છે; એટલે ભક્તિભીના હૃદયમાંથી પ્રકટેલી કવિતામાં મીરાં જેવી તલ્લીનતા દેખાય છે. કેટલેક ઠેકાણે કવિની પ્રતિભાએ જીવનના કોમળ ભાવોને બહુ જ સુંદર અને સ્વાભાવિક રીતે મૂર્ત કર્યા છે. સેનાપતિની કવિતા જેવી સજીવ કવિતા ઘણા ઓછા કવિઓની છે. હિંદીના 'નવરત્નો' ને બાદ કરીએ તો સેનાપતિ હિંદી કાવ્યની પ્રથમ શ્રેણિના પ્રથમ કવિ છે. સેનાપતિની કવિતા મર્મસ્પર્શી અને રચના પ્રૌઢ છે. માધુર્ય અને લાલિત્ય એ સેનાપતિની કવિતાના મુખ્ય ગુણો છે. એમનાં લોક વિખ્યાત ઋતુવર્ણનોમાંથી એક ઉદાહરણ બસ છે :—

લાલ લાલ ટેસૂ ફૂલિ રહે હૈ વિલાસ સંગ શ્યામ રંગ
ભઇ માનો મસિમેં મિલાયે હૈ
તહાં મધુ કાજ આઇ બૈઠે મધુકર પુંજ મલય પવન
ઉપવન વન ધાયે હૈ
સેનાપતિ માધવ મહિના મેં પલાસ તરૂ દેખિ દેખિ ભાવ
કવિતા કે મન આયે હૈ
આધે અંગ સુલગિ રહે આધે માનો વિરહી દહન કામ
કૈલા પરચાયે હૈ
કેતક અસોક નવચંપક બકુલ કુલ કૌન ધો વિયોગિન કો
ઐસો બિકરાલુ હૈ
સેનાપતિ સાંવરે કી સૂરત કી સૂરતિ કરાય કરિ
ડારતુ વિહાલુ હૈ

દચ્છિન પવન એના તાહુ કી દવન જઉ સૂનો હૈ ભવનુ
. પરદેશ પ્યારો લાલુ હૈ
લાલ હૈ પ્રવાલ ફુલિ દેખત બિસાલ જઉ ફુલે ગોટ
સાલપૈ રસાલ ઉર સાલુ હૈ

## ધ્રુવદાસ.

ધ્રુવદાસ સ્વપ્નમાં મહાત્મા હિતહરિવંશના શિષ્ય થયા હતા. આ વિના એમનો બીજો કંઇ જ જીવન પરિચય મળતો નથી. ઘણુંખરૂં એઓ વૃંદાવનમાં જ રહેતા હતા. એકંદરે અત્યારસુધીમાં એમના ચાળીસ ગ્રંથો મળ્યા છે. વૃંદાવનસત, સિંગારસત, રસરત્નાવલી, નેહમંજરી, રહસ્યમંજરી, સુખમંજરી, રતિમંજરી, બનવિહાર, રંગવિહાર, રસવિહાર, આનંદદસાવિનોદ, રંગવિનોદ, નૃત્યવિલાસ, રંગહુલાસ, માનરસ લીલા, રહસલતા, પ્રેમલતા, પ્રેમાવલી, ભજન કુંડલિયા, ભક્તનામાવલી, મન સિંગારભજન સત, પ્રીતિ ચૌવની, રસમુક્તાવલી, બાવન બૃહન પુરાણકી ભાષા, સભામંડલી, રસાનંદલીલા, સિદ્ધાંત વિચાર, રસહીરાવલી, હિત સિંગારલીલા, વ્રજલીલા, આનંદલતા, અનુરાગલતા, જીવદશા, વૈધલીલા દાનલીલા અને બ્યાહલો,

નાભાદાસની ભક્તમાળના અનુકરણ જેવી ધ્રુવદાસે ભક્તનામાવલી લખી છે; એમાં પોતાના સમય સુધીના ભક્તોનો ઉલ્લેખ કર્યો છે. એમના કેટલાક પુસ્તકોના સંવત પણ આપ્યા છે. આ ઉપરથી એમનો રચનાકાળ સં. ૧૬૬૦ થી ૧૭૦૦ સુધીનો આવે છે. ધ્રુવદાસની રચનાઓ શુદ્ધ વ્રજભાષામાં છે. એમની કવિતા મધુર, સરસ અને ભક્તિપૂર્ણ છે. ધ્રુવદાસની ભક્તનામાવલીને બાબુ રાધાકૃષ્ણદાસે સંપાદન કરીને નાગરી પ્રચારિણી સભાદ્વારા પ્રકાશિત પણ કરી છે. એમની કવિતાનું એક ઉદાહરણઃ—

રૂપજલ ઉઠત હૈ કદા છનકે અંગ અંગ ભોરન કી અતિ ગહરાઇ હૈ

નૈનન કો પ્રતિબિંબ પરયો હૈ કપલિનમેં તેઇ ભયે મીન તહૅાં
ઐસી ઉર આઇ
અરૂન કમલ સુમુકાન માનો ફબિ રહી થિરકન બેસરી કે મોતી
કી સુહાઇ;
ભયો હૈ મુદિત સખી લાલ કો મરા લ મન જીવન જુગલ ધ્રુવ
એક ઠૌર પાઇ હૈ

ધ્રુવદાસ પછી સ. ૧૬૮૪ માં સ્વામી ચતુર્ભુજદાસ, ૧૬૮૫ મ મથુરાવાળા વ્યાસજી અને સદાનંદના નામો મળે છે. સ્વામી ચતુર્ભુજદાસે દસેક ગ્રંથો રચ્યા છે ધર્મવિચાર, બાની, ભક્તપ્રતાપ, સતપ્રમાદ વિચ્છાસાર, હિતઉપદેશ, પતિતપાવન, મોહનીજસ, રાધાભજન, મંગળસાર અને વિમુખ સુખભંજન વ્યાસજીએ પણ મહાબાની, પદ, નીતિ કે દોહે. રાગમાલ, પદાવલી અને પંચાધ્યાયી નામના પુસ્તકો રચ્યા છે આ બન્નેની કવિતા સામાન્ય કહેવાય છે સદાનંદના કોઇપણ પુસ્તકનો પત્તો લાગ્યો નથી પરંતુ ત્રણચાર છ દો મિશ્રબંધુઓને મળ્યા છે.

## મલુકદાસ.

મલુકદાસનો સમય સ. ૧૬૮૫ મા આવે છે એમનો જન્મ અલ્હાબાદ જીલ્લાના કડા ગામે સુદરદાસ ખત્રીને ત્યા સં. ૧૬૩૧ ના વૈશાખ વદ ૫ ને દિવસે થયો હતો મલુકદાસ ૧૦૮ વર્ષનું આયુષ્ય ભોગવીને સ ૧૭૩૯ મા મરણ પામ્યા ઔરંગઝેબના સમયમા નિર્ગુણમતના પ્રસિદ્ધ સત તરીકે મલુકદાસ મશહૂર છે એમના નામ પાછળ ચમત્કારોની આખી પરપરા ઉભી છે 'રત્નખાન' અને 'જ્ઞાનબોધ' નામના એમના બે ગ્રથો પ્રસિદ્ધ છે મલુકદાસના કાવ્યોનો વિષય મુખ્યત્વે આત્મબોધ વૈરાગ્ય, પ્રેમ અને મોહ આદિ છે એમની રચના મોહક અને વ્યવસ્થિત છે. એમના કેટલાક દોહાઓ તો છેક ગુજરાતમાં માગનારા સાધુઓ લલકારે છે

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લે
જૈસી જીનકી ચાકરી વૈસા ઉનકો દે.

એ પંક્તિઓ તો આખા ભારતમાં પ્રસિદ્ધ છે. મલુકદાસ આત્મવિકાસમાં માનતા હતા. અને એમની કવિતામાંથી પણ આત્મબોધ નીતરે છે. એમના બે દોહા આ રહ્યા :—

સબહિન કે હમ સબે હમારે જીવ જંતુ મોહિ લગે પિયારે
તીના લોક હમારી માયા અંત કતહું સે કોઇ નહિં પાયા
છતિસ પવન હમારિ જાતિ હમહી દિન ઔ હમહી રાતિ
હમહી તરવર કીટ પતંગા હમહી દુર્ગા હમહી ગંગા.

## કવીંદ્રાચાર્ય.

કવીંદ્રે શહાજહાંની પ્રશંસા માટે "કવીંદ્ર—કલ્પલતા" નામનો ગ્રંથ બનાવ્યો હતો. આ ગ્રંથમાં ૧૫૦ છંદોમાં બાદશાહની સ્તુતિ છે. કવીંદ્રનો જન્મકાળ સં, ૧૬૫૦ છે. એમનો 'અમર સાગર' ગ્રંથ સં. ૧૬૮૭ મા રચાયેલો લાગે છે. કવીંદ્ર સંસ્કૃતના વિદ્વાન હતા. એમની રચનામા વ્રજ અને અવધીનો મેળ છે. લાલિત્ય એ એમની કવિતાનો મુખ્ય ગુણ છે.

કવીંદ્રાચાર્ય પછી સં. ૧૬૮૭ મા માધુરીદાસ, સં. ૧૬૮૮ મા સુંદર બ્રાહ્મણ અને જૈયસી કવિના નામો મળે છે, પરંતુ સેનાપતિ પછી પ્રસિદ્ધ કવિ તરીકે ચિંતામણિ ત્રિપાઠીનું નામ આવે છે.

## ચિંતામણી ત્રિપાઠી.

કાનપુર જીલ્લાના તિકવાંપુર ગામના રત્નાકર ત્રિપાઠીના ચિંતામણિ સૌથી નાના પુત્ર થાય. એમના બીજા ભાઇઓમાંથી બે તો પ્રસિદ્ધ મહાકવિ ભૂષણ અને મતિરામ અને ત્રીજા ભાઇનું નામ જટાશંકર. ચિંતામણિનો જન્મકાળ સં. ૧૬૬૬ છે. એમના રચેલા પાંચ ગ્રંથો છંદવિચાર કાવ્યવિવેક, કવિકુલકલ્પતરૂ, કાવ્યપ્રકાશ અને રામાયણ છે. એમની

કવિતામાં રચેલું રામાયણ સરળ અને સુંદર છે. એમનો સૌથી પ્રસિદ્ધ ગ્રંથ ' કાવ્ય કલ્પતરૂ ' છે. આ ગ્રંથમાં ગુણ, શ્લેષ, અલંકાર, દોષ, પદાર્થ પદાર્થ નિર્ણય, ધ્વનિ, ભાવ, રસ, ભાવાભાસ અને રસાભાસનાં વિશદ વર્ણનો છે. પ્ર. ત્રૈ. શોધમાં એમનો ' રસમંજરી ' નામનો બીજો એક ગ્રંથ પણ મળ્યો છે. ચિંતામણિની ગણના સાહિત્યના આચાર્યોમાં થાય છે. એમની ભાષા શુદ્ધ વ્રજ ભાષા છે, સાનુપ્રાસવાળી મધુર ભાષાશૈલી એ એમના સફળ પ્રયોગ છે. એમનાં વર્ણનો છટાદાર અને મનોહર છે. એમની રચના પ્રથમ પંક્તિની કહેવાય છે. એમનો કવિતાકાળ ૧૭૮૦ માં આવે છે.

સં. ૧૬૯૦ માં અસનીના બંદીજન બેની અને મહારાજા જસવંતસિંહના ભાઇ અમરસિંહના રાજકવિ બનવારીએ પણ કવિતા કરી છે. આ બન્ને કવિઓએ રાજામહારાજાને ખુશ કરવા કવિતા કરેલી હોવાથી એમની રચનાઓ લોકવિખ્યાત નથી બની.

## મહારાજા જસવંતસિંહ.

મારવાડના પ્રસિદ્ધ મહારાજા જસવંતસિંહનું નામ જેમ વીર તરીકે પ્રસિદ્ધ છે, એટલી જ કવિ તરીકે એમની કીર્તિ છે. એમનો ' ભાષા ભૂષણ્ ગ્રંથ અલંકારશાસ્ત્રનો બહુ જ પ્રમાણભુત અને પ્રચલિત ગ્રંથ છે. મહારાજા ગજસિંહના પ્રથમ પુત્ર અમરસિંહને ઉદ્ધત સ્વભાવને કારણે પદભ્રષ્ટ કરીને જોધપુરના ગાદીપતિ તરીકે મહારાજા જસવંતસિંહની વરણી કરવામાં આવી હતી. જસવંતસિંહજી સાહિત્યમર્મજ્ઞ અને તત્વચિંતક હતા. એમના રાજ અમલમાં જ્ઞાનચર્ચા અને કાવ્યચર્ચાનો શુમાર ન હતો. મહારાજાના દરબારમાં ઘણા કવિઓ અને તત્વજ્ઞાનીઓ અહર્નિશ ચાલ્યા જ આવતા. ઔરંગઝેબે એમને કેટલાક સમય માટે ગુજરાતના સુબા બનાવ્યા હતા. ત્યારથી શાઇસ્તખાનની સાથે મહારાજા શિવાજીની સામે એમને દક્ષિણમા મોકલવામાં આવ્યા હતા. આખરે એમણે પોતે જ શાઇસ્તખાનની દુર્ગતિ કરી અને મહારાજા શિવરાજને સંગીન સહાય કરી. ત્યાર

પછી એમને અફઘાનોને જીતવા મોકલ્યા, અને ત્યાંજ સં. ૧૭૩૮ માં એઓ પરલોકવાસી થયા.

હિંદી સાહિત્યના પ્રધાન આચાર્યોમાં મહારાજા જસવંતસિંહનું નામ પ્રથમ પંક્તિમાં આવે છે. મહારાજા કવિ કરતાં આચાર્ય હતા અને એ આચાર્યત્વ એમના 'ભાષાભૂષણ' માં દેખાય છે. અલંકારયુગમાં 'લક્ષણગ્રંથો' ના રચનારા ઘણાખરા કવિઓ જ થયા છે અને એમણે કવિતા કરવાના ઉદ્દેશથી જ એવા ગ્રંથોની રચના કરી છે. પરંતુ મહારાજા જસવંતસિંહ તો કવિતા કરવા ખાતર નહિ પરંતુ વિષયનું વાસ્તવિક પ્રતિપાદન કરવા સાહિત્યક્ષેત્રમાં આવ્યા અને એ દૃષ્ટિએ 'ભાષાભૂષણ' રચ્યો. એમણે પોતાના આખાય ગ્રંથમાં ચંદ્રાલોકનું અનુકરણ કર્યું છે. અને એમની જ સંક્ષિપ્ત પ્રણાલિકાને• અનુસર્યા છે. ચંદ્રાલોકે જેમ એક જ દુહામાં લક્ષણ અને ઉદાહરણ બતાવ્યાં છે એવું જ 'ભાષા-ભૂષણ' માં પણ થયું છે. એટલે વિદ્યાર્થિને અલંકારના અભ્યાસમા આ ગ્રંથથી ખૂબ સગવડ થઇ છે. અને આ કારણથી આ ગ્રંથ ખૂબ લોકપ્રિય અને પ્રચલિત બન્યો છે,

. 'ભાષાભૂષણ' સિવાય બીજા તત્ત્વજ્ઞાન સંબંધી ગ્રંથો પણ એમણે રચ્યા છે; પરોક્ષસિદ્ધાત, અનુભવપ્રકાશ, આનંદવિલાસ, સિદ્ધાતબોધ, સિદ્ધાંતસાર અને પ્રબોધચંદ્રોદય નાટક એ મહારાજાના મુખ્ય ગ્રંથો છે. આ બધા જ ગ્રંથો પદ્યમાં છે. આ ઉપરથી પદ્ય ઉપરનો એમનો કાબુ અને પ્રેમ જણાય છે. પરંતુ સાહિત્યની દૃષ્ટિએ કવિ કરતાં એમને આચાર્ય કહેવા જ વાસ્તવિક છે.

'ભાષાભૂષણ' ઉપર ત્રણ ટીકાઓ રચાઈ છે. એક 'અલંકાર રત્નાકર' નામની દલપતિરાય બંસીધરે સં. ૧૭૯૨ મા રચી, બીજી પ્રતાપસાહિએ રચી અને ત્રીજી ગુલાબ કાવની 'ભૂષણચંદ્રિકા'. એ સિવાય કવિરાજા મુરારીદાને પણ 'યશવંત યશોભૂષણ'મા 'ભાષાભૂષણ' ઉપર કેટલોક પ્રકાશ પાડ્યો છે.

મહારાજા જસવતસિંહ પછી સ. ૧૭૮૦ મા તાજ નામની એક મુસલમાન બાઇએ પણ સરસ અને મનોહર કવિતા કરી છે એના સેકડો છ દો પ્રસિદ્ધ ગુજરાતી ચારણ સ્વ ગોવિંદ ગલાભાઈ પાસે છે રસખાનની જેમ તાજ પણ કૃષ્ણભક્તિથી રગાયલી હતી. એની કવિતામા અવધી અને પજાબીનુ મિશ્રણ દેખાય છે

## મહાકવિ બિહારી.

હિંદી કાવ્યસાહિત્યમા બિહારીનુ સ્થાન અનોખુ છે. એમના અજોડ ગ્રથ 'બિહારી સત સઇ' ઉપર આજસુધી લગભગ ૩૦ થી વધારે ટીકા અને સમાલોચનાના ગ્રથો લખાયા છે. છતા બિહારીની કવિતામા વિવેચકોને હજી નવીનતા દેખાતી જ જાય છે હિંદીસાહિત્યના સમાલોચનાચાર્ય પડિત પદ્મસિંહ શર્માએ 'સતસઇ'ની તુલનાત્મક અને તત્ત્વસ્પર્શી વિવેચના કરી અને એ ગ્રથ ઉપર હિંદી સાહિત્ય સમેલને એમને ૧૨૦૦ રૂપીઆનુ પારિતાષિક આપ્યુ ત્યારથી 'બિહારી સત સઇ' હિંદીસાહિત્યનો એક સ્વતત્ર વિષય થઇ પડી બિહારીએ આ એક જ ગ્રથની રચનામા પોતાની તેજસ્વી અને સમર્થ પ્રતિભા મૂર્તિમત કરી છે

બિહારી કાંકોરકુળના માથુરચોબા (ચતુર્વેદી બ્રાહ્મણ) હતા એમના પિતાનુ નામ કેશવરાય હતુ એમનો જન્મ સ ૧૬૩૦ મા ગ્વાલિયર પાસે બસુઆ ગોવિંદપુરમા થયો હતો એમનો મરણ કાળ સ ૧૭૨૦ છે

બિહારી જયપુરના મહારાજા જયસિંહના દરબારમા રહેતા હતા એવુ કહેવાય છે કે જે સમયે બિહારી જયપુર પહોચ્યા તે વખતે જયસિંહ પોતાની માનીતી રાણીના પ્રેમમા એટલા બધા તલ્લીન રહેતા કે રાજકાજ તરફ પણ લક્ષ આપતા નહિ. આ અવ્યવસ્થા જોઇ કવિને ખેદ થયો અને એમણે એક દુહો લખીને એક વિશ્વાસુ માણસ સાથે મહારાજાને મોકલાવ્યો

**નાહ પરાગ નહિં મધુર મધુ નહિં વિકાસ યહી કાલ**
**ચલી કલી હી સોં બંધ્યો આગે કૌન હવાલ.**

આ મર્મકટાક્ષથી મહારાજા ગણીના સ્નેહપાશમાંથી છૂટી બહાર આવ્યા અને ત્યારથી જયસિંહની સભામાં બિહારીનું સન્માન વધ્યું. એ દિવસથી મહારાજાએ બિહારીને કવિતા રચવાનું કહ્યું. બિહારી રોજ બે ત્રણ દુહાઓ રચતા અને સંભળાવતા; એના બદલામાં કવિને દુહા દીઠ એક એક અશરફી મળતી આ રીતે સાતસો દુહાઓ રચાયા, જે સંગ્રહીત થઈને 'બિહારી સતસઇ' નામથી પ્રસિદ્ધ થયા

શૃંગારરસના ગ્રંથોમાં જેટલી ખ્યાતિ અને જેટલો આદર 'બિહારી સતસઇ'ના થયા છે એટલા બીજા કોઇના નથી થયા એક એક દોહરો હિંદી સાહિત્યનુ એક રત્ન મનાય છે 'સતસઇ' ઉપર જે ટીકાઓ લખાઇ છે એમાં પાંચ સાત ટીકા પ્રામાણિક અને પ્રસિદ્ધ છે કૃષ્ણકવિની કવિત્તમાં લખેલી ટીકા, હરિપ્રકાશ ટીકા, લલ્લુજીલાલનો લાલચંદ્રિકા, સરદાર કવિની ટીકા અને સૂરતિ મિશ્રની ટીકા આ સિવાય બિહારીના દુહાઓના ભાવ પલ્લવિત કરવા કેટલાય કવિઓએ છપ્પાઓ, કુંડળિયો સવૈયા આદિ છંદો રચ્યા છે પઠાન સુલ્તાનની કુંડળિયો સુંદર છે પણ અધુરી છ આના પૂર્તિ કરવાનો પ્રયત્ન ભારતેંદુ હરિશ્ચંદ્રે કર્યો હતો પંડિત અંબિકાદત્ત વ્યાસે પોતાના 'બિહારી બિહાર'માં બિહારીના દુહાઓનુ ભાવસૌન્દર્ય બતાવવા રોળા છંદમાં સુંદર રચનાઓ કરી છે પંડિત પરમાનંદે 'શૃંગાર સપ્તશતી' નામથી સતસઇનો સંસ્કૃતમાં અનુવાદ કર્યો છે સતસઇનો ઉર્દુ અનુવાદ બુદેલખંડના મુનશી દેવીપ્રસાદે (પ્રીતમ) કર્યો છે આવી રીતે બિહારી સંબંધી સ્વતંત્ર સાહિત્ય રચાવા માંડયુ છે આજ વસ્તુ 'સતસઇ'ની લોકપ્રિયતા સિદ્ધ કરવા માટે બસ છે સતસઇનુ ઉત્તમ અને પ્રામાણિક સંસ્કરણ 'બિહારી રત્નાકર' નામથી સુંદર અને મર્મસ્પર્શી ટીકા સાથે થોડા વખત પહેલા જ વ્રજ ભાષાના પ્રસિદ્ધ કવિ અને વિવેચક બાબુ જગન્નાથદાસ રત્નાકરે ખુબ શ્રમ અને સાવધાનીથી પ્રસિદ્ધ કર્યુ છે બિહારીએ 'સતસઇ' વિના બીજો ગ્રંથ નથી રચ્યો આ એક જ ગ્રંથ એમની યશકીર્તિનો આધાર છે. આ વસ્તુથી એક સત્ય બહુ જ સ્પષ્ટ થઈ જાય છે કે કોઇ પણ કવિની

અમરતા એની કવિતાની વિપુલતા ઉપર નહિ પરંતુ એના ગુણ અને સામર્થ્ય ઉપર ઉતરે છે. મુક્તક કવિતામાં જે ગુણો હોવા જોઇએ એ ગુણો બિહારીની કવિતામાં સંપૂર્ણ સ્વરૂપમાં દર્શન દે છે. પ્રબંધ કાવ્યમાં વાચક પોતાની જાતને ભુલી જઇને કથામાં મગ્ન થઈ જાય છે. અને હૃદયમાં એક સ્થાયી પ્રભાવ ગ્રહણ કરે છે. મુક્તકમાં તો વાચકના હૃદયમાં એવા સ્નિગ્ધ રમણીયણાં છંટાય છે કે ઘડીભરને માટે રોમાંચ સાથે અંતરકલિકા ખીલી ઉઠે છે. પ્રબંધકાવ્ય એક વિશાળ બાગ છે અને મુક્તક ચુંટેલા ફુલોની સુંદર કલગી છે. એટલે જ મુક્તક કાવ્ય દરબારમાં કે સમાજમાં વધારે ઉપયુક્ત મનાયું છે. એમાં ઉત્તરોઉત્તર અનેક દશ્યોદ્વારા સંઘટિત પૂર્ણ જીવન અથવા એના એકાદ પૂર્ણ અંગનું પ્રદર્શન નથી થતું પરંતુ એકાદ મર્મસ્પર્શી ખંડદશ્ય એવી સહજ રીતે સન્મુખ આવે છે કે ભાવક પળવાર મંત્રમુગ્ધ બની જાય છે. એટલે જ કવિને અત્યંત મનોરમ, મર્મસ્પર્શી અને ગહન વસ્તુઓ તથા વ્યાપારોને એક નાનાશા સ્તવકમાં સમર્થ ભાષા દ્વારા અત્યંત સંક્ષિપ્તમા વ્યકત કરવા પડે છે. એટલે જે કવિમાં કલ્પનાની સમાહાર શકિતની સાથે ભાષા સામર્થ્યને, એ નાનાશા સ્થળમાં કસીને ભરવાનું જેટલું વધારે દાક્ષિણ્ય હોય છે તેટલો જ તે મુક્તકની રચનામાં વધારે સફળ થાય છે. આ દાક્ષિણ્ય બિહારીમા ખુબ દેખાય છે. બિહારીનો એક દુહો એ એક નાનુશું રસચિત્ર છે. હિંદીમા એક લોક પ્રસિદ્ધ કહેવત છે કે "દુહા બિહારીદાસ કે". એક વાચકના અંતરમાથી બિહારીને માટે પ્રશંસા નિકળી ગઇ છે:

સત સૈયા કે દોહરે ચરૂ નાયક કે તીર
દેખતમેં છોટે લગે ઘાવ કરે ગંભીર

બિહારીની રસવ્યંજનાનો સંપૂર્ણ વૈભવ એમના અનુભવોના વિધાનમા દેખાય છે. અનુભવો અને હાવભાવોની આવી સુંદર યોજના બીજો કોઇ શ્રંગારી કવિ કરી શકયો નથી. નીચેની હાવ ભરી સજીવ મુર્તિઓ જુઓ:

સૌંહ ઉચે આઁચરૂ ઉલટિ મૌર મોરિ મુંહ મોરિ
નીઠિ નીઠિ ભીતર ગઇ દીઠિ દીઠિ સોં જોરિ

બત રસ લાલચ લાલ કી મુરલી ધરી લુકાઇ
સૌંહ કરે ભૌંહનિ હઁસૈ દેન કહૈ નટિ જાઇ

નાસા મોરિ, નચાઇ દગ કરી કકા કી સૌંહ
કાંટે કી કસ કે હિયે ગડી કટીલી ભૌંહ

લલન ચલત સૂનિ પલનમેં અઁસુવા ઝલકે આઇ
ભઇ લખાઇન સખિન્હ હૂ ઝૂઠે હી જમુ હાઇ-

ખાસ કરીને શોભા અથવા કાંતિ, સકુમારતા, વિરહતાપ અને વિરહની ક્ષીણતા વગેરેના વર્ણનમા બિહારીએ ભાવવ્યંજના અને રસવ્યંજના સિવાય વસ્તુવ્યંજનાની પણ સહાય લીધી છે. કેટલેક ઠેકાણે તો એમની વસ્તુવ્યંજના ઔચિત્યની સીમા ઓળંગી ગઇ છે:

'પત્રાહી તિથિ પાઇએ વા ઘરકે ચહુઁ પાસ
નિત પ્રતિ પૂન્યો ઇં રહૈ આવત-ઓપ-ઉજાસ

છાલે પરિવે કે ડરનુ સકૈ ન હાથ છુવાઇ
ઝિઝકતિ હિયૈં ગુલાલ કૈ ઝવા ઝવાવતિ પાઇ

ઠત આવતિ અસિજાત ઉતચલી છ સાતક હાથ
મઢી હિંડારે સૈં રહૈ લગી ઉસાસન સાથ

ગરે જતનનિ ગિમિર ઋતુ સહિ બિરહિ નિતમ તાપ
બસિબે કૌ ગ્રીષમ દિનન પર્યો પરોસિનિ તાપ

અલંકારોની યોજનામા પણ બિહારીનુ નૈપુણ્ય સ્પષ્ટ દેખાય છે. ઘણા દુહામા જોઇએ તે કરતા વધારે અલંકારો આપ્યા છે છતા એ દુહામાંથી જે ચિત્ર ઉઠે છે એના રૂપમા વાધો આવતો નથી 'અસંગતિ' અને 'વિરોધાભાસ' ની આ માર્મિક અને પ્રસિદ્ધ પંક્તિઓ જુઓ —

દૃગ અરૂઝત ટૂટત કુટુમ જુરત ચતુર ચિત પ્રીતિ
પરતિ ગાઁઠિ દુરજન હિયે દઇ નઇ યહ રીતિ
તંત્રીનાદ કવિત્ત રસ સરસ રાગ રતિ રંગ
અનબૂડે બુડે, તિરેજે બૂડે સબસંગ

શૃંગારના સંચારીભાવોની વ્યંજના પણ એટલી મર્મસ્પર્શી છે કે એ દુહાઓ વિદ્વાનોમાં અને સહૃદયોમાં ખુબ જ ઘર કરી ગયા છે. આ ' સ્મરણ ' માં કેવી ગંભીર તન્મયતા દેખાય છે.

સઘનકુંજ, છાયા સુખદ સીતલ મંદ સમીર
મન હ્વૈ જાત અજૌં વહૈ વા જમુના કે તીર

વિશુદ્ધ કાવ્યઉપરાંત બિહારીએ સૂક્તિઓ પણ રચી છે. આમાં ઘણી તો નીતિ સંબંધી છે. આ સૂક્તિઓમાં વર્ણવૈચિત્ર્ય તથા શબ્દવૈચિત્ર્ય પ્રધાન છે. હા, એટલું છે કે આવા દુહા બિહારીએ ઘણા થોડા રચ્યા છે.

કેટલાક વિવેચકોની માન્યતા છે કે બિહારીએ ઘણાખરા દુહાઓ ' આર્યા-સપ્તશતી ' અને ' ગાથા-સપ્તશતી 'ની છાયા લઇને બનાવ્યા છે. આ વસ્તુને પંડિત પદ્મસિંહ શર્માએ બહુ જ વિસ્તારથી બતાવી છે પરંતુ સાથે સાથે એમણે એટલું પણ કબુલ કર્યું છે કે બિહારીએ જે ભાવો લીધા છે તેમને પોતાની પ્રતિભાના સામર્થ્યથી સ્વતંત્ર અને સુંદર રૂપે સર્જ્યા છે.

બિહારીની ભાષા ચાલુ હોવા છતાં શિષ્ટ છે. એમની વાક્યરચના વ્યવસ્થિત છે અને શબ્દોના રૂપોના વ્યવહારની એક નિશ્ચિત પ્રણાલિ પણ દેખાય છે. આ સુયોગ બહુ જ ઓછા કવિઓમા મળે છે. વ્રજભાષાના કવિઓમાં શબ્દોને તોડી અથવા મરોડી નાખીને કદરૂપા બનાવવાની ટેવ બહુ દેખાય છે. ભૂષણ અને દેવ જેવા મહાકવિઓ પણ આ ટેવથી મુક્ત નથી. બિહારીની ભાષા આ દોષથી ઘણેખરે અંશે મુક્ત છે. ઘણા ઓછા સ્થળોએ ' સ્મર 'ને ઠેકાણે ' સમર ' જેવા વિકૃત રૂપો આપણને મળે છે.

બિહારીએ જો કે લક્ષણગ્રંથના રૂપમા પોતાની 'સત સઇ' નથી લખી પરંતુ નખશિખ, નાયિકાભેદ અને ષટઋતુની અંતર્ગત એમના બધા જ શૃગારી દુહાઓનો સમાવેશ થાય છે, અને કેટલાક ટીકાકારોએ દુહાઓને આ પ્રકારના ક્રમસર મુક્યા પણ છે આ રીતે બિહારી અલંકારયુગના તેજસ્વી અને પ્રતિભાશાળી પ્રતિનિધિ છે બિહારી શૃગારરસના ઉપાસક હોવા ઉપરાંત પ્રેમી ભક્ત પણ હતા 'સતસઇ'મા કૃષ્ણભક્તિના ઘણા ઉદાહરણો મળે છે

નેનના વર્ણનો ઘણા થયા છે. કેટલાક કવિઓએ માશુકના નેનમા અગ્નિ જ્વાળા બનાવી છે કોઇકે એ નેત્રોને ખજરો કહ્યા છે કેટલાકે કમળ, પુષ્પ અને ચકોર મૃગનયન કહ્યા છે પરતુ અહિં બિહારીનુ મૌલિક અને પ્રભાવત કલ્પનાનુ સમર્થ ઉડ્ડયન જુઓ, રાધા પોતાની પ્રિય સખીને કહે છે

કહત સબૈ કવિ કમલસે, મોમતિ નૈન પષાનુ
ન તરકુ ઇન બિય ભગત કત, ઉપજત બિરહ કૃશાનુ

"હે સખી! જગના સર્વ કવિઓએ નયનોને કમળ સમાન કહ્યા છે, પરતુ મારો અનુભવ તો એથી જુદો છે નયનો ખરેખરા પાષાણ છે કારણ જો એ પાષાણ ન હોય તો બન્ને રસિકોના નયનો મળતા એમાથી વિરહ નો અગ્નિ શા માટે જન્મે છે ? કમળ સાથે કમળ મળે તો આવુ ન થાય"

બિહારીની ઘણી ખરી કલ્પનાઓ તો સઘન અને પાયાદાર છે બિહારીમા કાવ્યનુ જે સુક્ષ્મસૌદર્ય છે એ હિદી સાહિત્યમા એમને પ્રથમપક્તિમા મુકે છે જયદેવે વર્ણવેલી "મધુર કોમલ કાન્ત પદાવલી" બિહારીમા છે હિદી નવરત્નમા મિશ્રબધુઓએ હિદીના મહા કવિઓમા બિહારીનુ ચોથુ સ્થાન મુકયુ છે

બિહારીની પ્રતિભાના પ્રકાશમા અજાતા અને લપાતા બીજા કવિઓમા રાજા શભુનાથ સોલકી, નરહરિદાસ, પ્રાણનાથ, ભરમી બિષ્મ કવિ

અને દામોદરદાસના નામો આવે છે. શંભુનાથ સોલંકી, શંભુકવિ નાથકવિ, નૃપશંભુ વગેરે ત્રણ ચાર નામોથી પ્રખ્યાત છે. આ કવિ સિતારાગઢના રાજા હતા અને પોતે કવિ હોવા ઉપરાંત કવિઓને ખુબ મદદ કરતા. એમનો એકકેય ગ્રંથ મળતો નથી પરંતુ કેટલાક છુટક છંદો મળે છે. આ ઉપરથી સરોજકારે એમનો એક ગ્રંથ હોવાનો જે ઉલ્લેખ કર્યો છે એને કંઇક વજન આપી શકાય. એમના છંદો સુંદર અને મર્મસ્પર્શી છે. એમની કવિતાનો સમય સં. ૧૭૮૭ માં આવે છે. નરહરિદાસના ૭ ગ્રંથોનો ઉલ્લેખ મળે છે: દશમસ્કંધ ભાષા, રામ ચરિત્રકથા, અહિલ્યા પૂર્વ પ્રસંગ, અવતાર ગીતા, બાની, અને નરસિંહ અવતાર કથા. આ બધા ગ્રંથોમાં એમણે બહુ જ સરળ અને સાદી ભાષામાં કથાના વિષયો ચર્ચ્યા છે. એમની એક વિશેષતા એ હતી કે એમણે કથાપ્રસંગોને અનુરૂપ છંદોની યોજના કરી છે. એમનો સમય પણ સં. ૧૭૦૭ માં જ આવે છે. આજ સમયમા પન્નાના ધર્મપ્રચારક પ્રાણનાથનું નામ આવે છે. એમના કયામતનામા, રાજવિનોદ, બ્રહ્મબાની, કીર્તન, પ્રગટબાની, બીસગરો હોકા બાબ અને પદાવલી નામના ગ્રંથોનો ઉલ્લેખ મળ્યો છે. એમ કહેવાય છે કે આજ પ્રાણનાથે પન્નાના મહારાજાને હીરાની ખાણ બતાવી. પન્નામા એમની હજી સુધી પૂજા થાય છે. એમની કવિતામાં જોશ અને ભક્તિ સ્પષ્ટ દેખાય છે. ભરમીનો સમય સં. ૧૭૦૮ માં આવે છે. એમના પણ પરચુરણ છંદો મળે છે. ભિખ્મ કવિએ સં. ૧૭૧૦ મા પોતાની કાવ્ય રચના કરી છે. એમણે દશમસ્કંધ ભાગવતના પ્રથમાર્ધનું મનોહર છંદોમાં "બાલ સુકુંદલીલા" નામથી રૂપાંતર કર્યું છે. દામોદરદાસ દાદુદયાલના શિષ્ય જગજીવનદાસના શિષ્ય હતા. એમણે સં. ૧૭૧૫ માં ગદ્યમા માર્કંડેય પુરાણ લખ્યું છે. આ ગદ્યની ભાષા રાજસ્થાની છે. પ્રાચીન ગદ્ય લેખકોમાં દામોદરનું નામ ગણાય છે.

મંડન.

ડન બુંદેલખંડના જેતપુર ગામના રહેવાસી હતા એમનો જન્મ

મ. ૧૬૯૦ મા થયો હતો. સ. ૧૭૨૬ સુધા રાજા મગધાસહના દરબારમા એઓ વિદ્યમાન હતા એવી 'શોધ થઇ છે. હજી સુધી એમનો એક પણ ગ્રંથ પ્રસિદ્ધ થયો નથી. શોધમાં એમના પાચ ગ્રથોનો પત્તો મળ્યો છે. રસ રત્નાવલી, રસવિલાસ, જનક–પચીસી, જાનકી જુકો બ્યાહ અને નૈનપચાસા.

પહેલા બે ગ્રથોમા રસનિરૂપણ છે સંગ્રહ ગ્રંથોમા એમના કવિત્ત સવૈયા મળે છે જેટલા પદ્દો, કવિત્ત અને સવૈયા મળે છે, એ ઉપરથી મડન સરસ અને ઉચી કલ્પનાવાળા ભાવુક કવિ દેખાય છે. એમની ભાષા સ્વાભાવિક અને વ્યંજનાપૂર્ણ છે. એમનો એક છંદ આ રહ્યો.

**ખેલન કો રસ છાંડિ દિયો દિન દ્વૈ કતે રાતિ કહાઁ બસતી હો**
**મંડન અંગ સમ્હારન કો નતિ ચંદન કેમર લૈ ધસતી હો**
**છાતિ નિહારિ નિહારી કછૂ અપની અઁગીઆકી તની કસતી હો**
**તો તનકો અધરા ઉઘરો કહો મોતન તાકિ કહા હઁસતી હો.**

## મહાકવિ મતિરામ.

મહાકવિ બિહારી પછી એક દમ્કે એવા જ પ્રતિભાશાળી કવિનો ઉદ્દય થાય છે. ભાષાની દષ્ટિએ હિંદી કાવ્ય સાહિત્યમા મતિરામનું સ્થાન અપૂર્વ છે. હિંદીમા દેવ અને મતિરામનુ સ્થાન અપૂર્વ છે હિંદીમા દેવ અને મતિરામ ન હોત તો હિંદીના ઘણા ગુણો અણખીલ્યા જ રહી જાત. મતિરામ કાનપુર જીલ્લાના તિક્વાપુર ગામના રત્નાકર ત્રિપાઠીના પુત્ર અને ચિતામણી તથા ભૂષણ કવિના ભાઇ થતા હતા. એમનો જન્મ સં. ૧૬૭૦ ની આસપાસ થયો છે. મતિરામ બુદીના મહારાજા ભાઉસિંહને ત્યા રહેતા હતા. મહારાજા ભાઉસિંહે સં. ૧૭૧૬ થી ૧૭૩૮ સુધી રાજ્ય કર્યું હતું. એજ સમયમા મતિરામે પોતાના ' લલિત લલામ ' નામક અલકાર ગ્રંથની રચના કરી હતી. લલિતલલામ ભાઉસિંહ મહારાજને માટે જ બનાવ્યો હતો એટલે એમા મહારાજની પ્રશસ્તિના સો ઉપરાત છંદ છે. મતિરામ શંભુનાથને ત્યા પણ

હતા કારણ કે એમના નામથી પણ એમણે પોતાના " છંદસાર પિંગલ " નામક ગ્રંથની રચના કરી છે. શિવસિંહ સેંગરે મતિરામ કુંભાઉ નરેશને ત્યા પણ રહ્યા હતા એમ લખ્યું છે.

'લલિતલલામ ' માં મતિરામે રાવ ભાઉસિંહના પુર્વજોનું વંશવર્ણન કર્યું છે.

બુંદી નરેશ સુરજનરાવના પુત્ર ભોજસિંહ થયા. એમના પુત્ર રત્નસિંહ અને એમના ગોપીનાથ થયા. ગોપીનાથના પુત્ર છત્રસાલ અને એમના ભાઇ તે ભાઉસિંહ. બુંદીના મહારાજા રઘુવીરસિંહે સન ૧૮૯૭ માં 'લલિતલલામ' ની ટીકા ગુલાબ કવિ પાસે લખાવી હતી. ગુલાબ કવિએ પોતાની ટીકાની ભૂમિકામા ભાઉસિંહની પછીના બુંદીની ગાદીના અધિપતિઓના નામ આપ્યા છે. ભાઉસિંહના પુત્ર કૃષ્ણસિંહ, એમના અનિરૂદ્ધસિંહ, એમના બુદ્ધસિંહ અને એમના ઉમેદસિંહ થયા. ઉમેદસિંહના પુત્ર અજીતસિંહ, એમના વિષ્ણુસિંહ, એમના રામસિંહ અને રામસિંહના રઘુવીરસિંહ થયા. એમ કહેવાય છે કે આખાય ભારતમા બુંદીના ગાદીપતિઓની વીરતા, રાજભક્તિ, પરાક્રમ અને ચારિત્ર્ય ચિતોડના અધિપતિઓથી બીજે નંબરે મનાતા.

મતિરામે એકંદર ૭ ગ્રંથોની રચના કરી છે જે પ્રસિદ્ધ છે. લલિતલલામ, છંદસાર પિંગલ, સાહિત્યસાર, રસરાજ, લક્ષણશૃંગાર અને મતિરામ સતસઇ.

' લલિતલલામ ' અલંકારોનો ગ્રંથ છે. એનો રચનાકાળ સ. ૧૬૭૪ મનાય છે એના ઉપરની ટીકા ગુલાબકવિએ સં. ૧૮૯૭ મા રચી ' લલિતલલામ 'ના મુદ્રણમા એટલી સાવધાની રાખવામા આવી છે કે એમા એક પણ વીણામણ નથી. ' લલિતલલામ ' કદ અને વિસ્તારમા ભૂષણકવિના ' શિવરાજ–ભૂષણથી વધારે વિશાળ છે. આ ગ્રંથમાંથી કેટલાક ઉત્તમ છંદો-'રસરાજ' મા પણ મુકવામા આવ્યા છે. અલંકારશાસ્ત્રના અભ્યાસીઓને માટે પહેલાં ' લલિતલલામ ' અને 'શિવરાજ ભૂષણ ' ગ્રંથો વધારે સરળ

'રસરાજ'માં ભાવોનું વર્ણન વિશદ છે. આ ગ્રંથમાં રસવર્ણનો નથી. માત્ર કેટલેક ઠેકાણે શૃંગારરસનું નામ આવ્યું છે. 'રસરાજ' એ મતિરામનો પ્રસાદભર્યો અને ઉત્કૃષ્ટ ગ્રંથ છે. નાયિકાભેદના ગ્રંથોમાં 'રસરાજ'નું સ્થાન બહુ ઉંચું છે. દેવના ગ્રંથો સિવાય 'રસરાજ'ના જેવો ભાવભેદ બીજા ગ્રંથોમાં નથી. નાયિકાભેદનો અભ્યાસ કરનારાઓ પહેલાં 'રસરાજ'નો અભ્યાસ આવશ્યક માને છે. આ ગ્રંથની રચના સં. ૧૬૬૭ માં થઇ છે.

'છંદસાર પિંગલ'નું અસ્તિત્વ પંડિત યુગલકિશોર મિશ્રના પુસ્તકાલયમાં છે. 'સાહિત્ય સાર' નામનો બીજો એક ગ્રંથ પણ મળ્યો છે. 'લક્ષણ ગ્રંથ' અને 'સતસઇ' એ છેલ્લી શોધમાં મળેલા ગ્રંથો છે.

મતિરામની રચનાની સૌથી સુંદર વિશેષતા એ છે કે એમની સરસતા અત્યંત સ્વાભાવિક છે. એમાં ભાવ કે ભાષાની કૃત્રિમતા નથી. ભાષા શબ્દાડંબરથી મુક્ત છે. માત્ર અનુપ્રાસના ચમત્કાર માટે ભાવોને વ્યક્ત ન કરી શકે એવા અશક્ત શબ્દોનો શંભુમેળો કરવામાં નથી આવ્યો. મતિરામના જેટલા શબ્દો અને વાક્યો છે એ સૌ પ્રમાણિક અને પૂર્ણ રીતે પોતાની ભાવવ્યંજના કરે છે. અલંકારગ્રંથોના કવિઓમાં આ પ્રકારની સ્વચ્છ, નિર્દોષ અને સ્વાભાવિક ભાષા માત્ર પદ્માકરની જ છે. અલંકાર યુગમા મતિરામની રસસ્નિગ્ધ અને પ્રસાદભરી ભાષાનું અનુસરણ કરનારા કવિઓ થોડા છે.

ભાષાની જેમ મતિરામના ભાવો પણ ગૂઢ છતાં સ્વાભાવિક છે. નાયિકાના વિરહતાપને લઇ બિહારીની જેમ એમણે મજાક નથી કરી. એમના ભાવવ્યંજક વ્યાપારોની શૃંખલા બિહારીની જેમ ચક્કરદાર નથી પણ સીધી અને સરળ છે. મતિરામ સહૃદય કવિ હતા અને કાવ્યનું સૂક્ષ્મ સૌંદર્ય માણવાની અને પ્રકટ કરવાની કવિમાં જે શક્તિ અને પ્રતિભા હોવાં જોઇએ તે તેમનામાં હતી, આર્યજીવનમાંથી વીણેલા એમના મર્મવેધક ચિત્રોમાં જે ભાવો ભર્યા છે એ સમાનરૂપે સર્વની અનુભૂતિનાં અંગ છે.

'રસરાજ' અને 'લલિતલલામ' એ મતિરામના બહુ જ પ્રસિદ્ધ ગ્રંથો છે. હિંદીના પ્રસિદ્ધ વિવેચકોએ આ ગ્રંથોને પોતાના વિષયના અનુપમ ગ્રંથો કહ્યા છે. રીતિકાળના કવિઓમાં મતિરામની સરસતાને દેવ અને પદ્માકર સિવાય બીજો કોઇ કવિ પહોંચી શક્યો નથી. હિંદીના શૃંગારી સાહિત્યમાં માધુર્ય અને લાલિત્ય એ ગુણો પ્રધાન છે. આ ગુણોને મતિરામે પોતાની પ્રતિભાના સામર્થ્યથી વિકસાવવાનો સફળ અને અનુકરણીય પ્રયત્ન કર્યો છે. મતિરામની ભાષા શુદ્ધ અને ઉત્કૃષ્ટ વ્રજભાષા છે. મતિરામની રચનાઓની વિશેષતા એ એના ભાષાસૌંદર્ય અને ભાવગાંભીર્ય છે. એમનો સ્વર્ગવાસ સં. ૧૭૭૩ માં થયો. 'રસરાજ'માંથી નાયિકાના વર્ણનનું એક ઉદાહરણ લઇએ.

કુંદન કો રંગ ફીકો લગૈ, ઝલકૈ અતિ અંગન ચારુ ગોરાઇ
આંખિન મૈં અલસાનિ, ચિતૌનિ મૈં મંજુ બિલાસનકી સરસાઇ
કો બિનમોલ બિકાત નહિં મતિરામ લખૈ મુસકાનિ મિઠાઇ
જ્યોં જ્યોં નિહારિએ નેરે હ્વૈ નૈનનિ ત્યોં ત્યોં ખરી નિકરૈસી નિકાઇ

બીજું એક ઉદાહરણ.

દોઉ અનંદ સો આંગન માંઝ બિરાજૈ અસાઢકી સાંઝ સુહાઇ
પ્યારીકે બુઝત ઔર તિયાકો અચાનક નામ લિયો રસિકાઇ
આઇ ઉનૈ મુંહમેં હંસી, કોહિ તિયા પુનિ ચાપસી ભૌંહ ચઢાઇ
આંખિન તેં ગિરે આંસૂ કે બૂંદ સુહાસ ગયો ઉડિ હંસકી નાઇ.

મતિરામ પછી સબળસિંહ ચૌહાણ, સરસદાસજી અને અનન્યશિરમણિની રચનાઓ મળે છે. સબળસિંહના નિવાસસ્થાન વિષે સાચો પત્તો નથી મળતો. 'શિવસિંહસરોજ'મા લોકવાયકા અનુસાર એમને ચંદાગઢ અથવા સબળગઢના રાજા બતાવ્યા છે. શિવસિંહજીએ પોતાનું સ્વતંત્ર અનુમાન દોર્યું છે કે એઓ ઇટાવાના જાગીરદાર હતા. 'તુલસીદાસનું' અનુકરણ કરીને એમણે

મહાભારતની કથા દુહા ચોપાઇમા લખી છે. સબળસિંહ એમના મહાભારત ગ્રંથથી જ પ્રસિદ્ધ છે. પરંતુ એ વિના એમણે 'ઋતુસંહાર'નો ભાષાનુવાદ, રૂપવિલાસ અને એક પિંગલગ્રંથ પણ બનાવ્યા છે. મહાભારત ગ્રંથનો રચનાકાળ સં. ૧૭૧૮ થી ૧૭૮૧ સુધીનો મનાય છે. મિશ્રબંધુઓએ એમનો જન્મકાળ ૧૭૦૨ અને પરલોકવાસ ૧૭૮૧ માન્યો છે. સરસદાસજીનો 'બાની' નામનો એક જ સાધારણ કોટિનો ગ્રંથ મળે છે. અનન્ય શિલમણિ ગલતના મહાત્મા અગ્રદાસના ગુરુવંશમાં આવે છે. એમણે ૧૬૦ છંદોમાં વર્ષાવર્ણન કર્યું છે અને 'અષ્ટયામ'મા હોરી અને હિંડોળા વર્ણવ્યા છે. એમનો સમય સં. ૧૭૨૦ પછી આવે છે.

## મહાકવિ ભૂષણ.

વીરરસના પ્રસિદ્ધ કવિ તરીકે ભૂષણનું નામ અમર છે. એ વખતના લોકજીવનની અવસ્થાની દૃષ્ટિએ ભૂષણની કવિતાએ હિંદુપત રાખવામા સંગીન સહાય કરી છે. ભૂષણ કાન્યકુબ્જ બ્રાહ્મણ અને કશ્યપ ગોત્રના ત્રિપાઠી હતા. એમના પિતાનું નામ રત્નાકર ત્રિપાઠી અને જન્મસ્થળ કાનપુર જીલ્લાનું તિકવાપુર ગામ હતું. કાશી નાગરી પ્રચારિણી સભાએ જે ભૂષણ ગ્રંથાવલી પ્રસિદ્ધ કરી છે એની ભૂમિકામા મિશ્રબંધુઓએ ઘણી દલીલો, અનુમાનો અને પ્રમાણોથી ભૂષણનો જન્મકાળ સં. ૧૬૭૦ ની આસપાસ ઠરાવ્યો છે. ભૂષણને માટે એવું કહેવાય છે કે લગભગ ૨૦ વર્ષની ઉમ્મર સુધી એઓ અભણ હતા: અને મોટાભાઇ ચિંતામણિની કમાઇ ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા. એક દિવસ એમણે ભાભી પાસે મીઠું માગ્યું અને એના જવાબમાં ભાભી તરફથી એમને મેણાટુણાં સાભળવા પડ્યાં. આ વચનોથી ભૂષણને રીસ ચઢી અને ભોજન છાડીને તરત જ એમણે ઘર છોડ્યું. દસબાર વર્ષમાં એમણે વિદ્યા અને જ્ઞાન સંપાદન કરી પોતાની પ્રતિભા ખીલવી. સં. ૧૭૨૩ ની આસપાસ ભૂષણ ચિત્રકુટના અધિપતિ રૂદ્રરામ સોલંકીને ત્યાં રહ્યા અને ત્યા જ એમની કવિતાથી ખુશ થઇને રૂદ્રરામે એમને 'કવિભૂષણ'ની ઉપાધિ આપી. ત્યારથી એઓ ભૂષણ કવિને

નામે વિખ્યાત થયા. બાકી એમનું મૂળ નામ તો કંઇક બીજું જ છે. 'શિવરાજ ભૂષણ'નો ૩૮ મો છંદ આ વાતને વધારે વજન આપે છે.

કુલ સુલંકિ ચિતકુટપતિ સાહસસીલ સમુદ્ર
કવિ ભૂષણ પદવી દઇ હૃદયરામ સુત રુદ્ર

ભૂષણ સં. ૧૭૨૪ ના અંતમા લગભગ ૫૪ વર્ષની વયે છત્રપતિ શિવાજી મહારાજની પાસે પહોંચ્યા અને ત્યાં એમના રાજકવિ તરીકે એમણે 'શિવરાજ ભૂષણ'ની રચના કરી. પ્રખ્યાત તવારીખનવેશ સર જદુનાથ સરકાર, શ્રી કેલુસકર અને તકાખખ વગેરે વિદ્વાનોએ શિવાજી સંબંધી ઇતિહાસ પર અતિશય શ્રમ લઇને ખુબ મહત્ત્વનો પ્રકાશ નાંખ્યો છે. આ ત્રણે મહાશયોએ પણ મિશ્રબંધુઓની 'ભૂષણ ગ્રંથાવલી'ના "ભૂષણ શિવાજીના રાજકવિ હતા" એ કથનને ઐતિહાસિક સત્ય માન્યું છે.

ભૂષણના મુખ્ય આશ્રયદાતા શિવાજી મહારાજ અને બુંદેલખંડના મહારાજા છત્રસાલ હતા. આ બન્ને વીરોની એમણે પ્રશસ્તિઓ ગાઇ છે. ભૂષણના ચાર ગ્રંથોઃ શિવરાજ ભૂષણ, શિવબાવની, છત્રસાલ દશક અને સ્ફુટ કાવ્ય, ભૂષણ ગ્રંથાવલીરૂપે કાશીનાગરી પ્રચારિણી સભા તરફથી પ્રસિદ્ધ થયા છે. આ સિવાય 'ભૂષણ ઉલ્લાસ' 'દુષણ ઉલ્લાસ' અને 'ભૂષણ હજારા' નામના બીજા પણ ત્રણ ગ્રંથો રચેલા મળ્યા છે. ભૂષણનો સ્વર્ગવાસ સં. ૧૭૭૨ માં થયો.

અલંકારયુગમાં શ્રૃંગારરસની જ પ્રધાનતા દેખાય છે. કેટલાક કવિઓએ પોતાના આશ્રયદાતાની સ્તુતિઓમાં એમના પ્રતાપ અને પરાક્રમ આદિના પ્રસંગોમાં વીરતાનું પણ થોડું વર્ણન કર્યું છે; પરંતુ એ વર્ણનો શુષ્ક પ્રથાના પાલનરૂપે હોવાથી એમાં સજીવતા અને સામર્થ્ય દેખાતા નથી. આવા વર્ણનોની સાથે લોકસંઘની હાર્દિક સહાનુભૂતિ નથી હોતી. ભૂષણે જે બે નાયકોની પ્રતિભાને પોતાના વીરકાવ્યનો વિષય બનાવ્યો એઓ હિંદુપતના તારણહાર, હિંદુધર્મના સંરક્ષક અને

હિંદુસંસ્કૃતિના પ્રતિનિધિ જેવા એ ઇતિહાસપ્રસિદ્ધ વીર હતા. એ નાયકો પ્રત્યેના ભક્તિ અને સન્માન હિંદુ જનતાના હૃદયમાં એ વખતે હતાં અને ભવિષ્યમાં વધતાં ગયાં. આ કારણથી ભૂષણના વીરરસના ઉદ્દગાર લોક હૃદયની સંપત્તિ બની રહ્યા. ભૂષણની કવિતા કવિકીર્તિ સંબંધી એક અવિચલ સત્યનું દૃષ્ટાંત છે. જેમની રચનાનો જનતાના હૃદયમાં સ્વીકાર થશે, એ કવિની કીર્તિ જ્યાંસુધી એની સ્વીકૃતિ રહેશે ત્યાંસુધી અખંડિત રહેવાની. સંસ્કૃત અને હિંદી સાહિત્યમાં કેટલાય કવિઓએ પોતાના આશ્રયદાતા રાજા મહારાજાઓની પ્રશંસાનાં પુસ્તકો લખ્યાં છે પરંતુ એ પુસ્તકો લોકહૃદયની સંપત્તિ નથી બન્યાં. એમાથી કેટલાય ગ્રંથોનો પતો નથી અને કેટલાક ગ્રંથો તે તે રાજાઓના વંશજોનાં પુસ્તકાલયોમાં સંઘરાઇ રહ્યાં છે, જેનો કંઇ ઉપયોગ નથી.

શિવાજી અને છત્રસાલની વીરતાના વર્ણનો એ કવિએ કરેલી જુઠી ખુશામદ નથી. આ બન્ને વીરોનું સ્મરણ જે ઉત્સાહ અને ભાવથી હિંદુ લોકસમાજ કરે છે એની વ્યંજના એજ ભૂષણની કવિતા છે. ભૂષણ હિંદુ જાતિના પ્રતિનિધિ કવિ છે. શિવાજી મહારાજની પાસે જતા પહેલા ભૂષણને ઘણા રાજાઓ પાસે જવું પડેલું અને તેમની પ્રશસ્તિઓ રચવી પડેલી; પરંતુ એને આજે કોણ પુછે છે ? એ જુઠી પ્રશસ્તિઓ હતી એટલે તે કાળના પ્રવાહમાં તણાઇ ગઇ અને આ સાચી અને યથાર્થ પ્રશસ્તિઓ આજસુધી અખંડિત જળવાઇ રહી છે.

ભૂષણ વીરરસના કવિ હતા; પરંતુ એમના શ્રૃંગાર વિષેના પણ થોડાંક કવિતો મળ્યાં છે. અલંકારયુગના કવિ હોવાથી ભૂષણે 'શિવરાજ ભૂષણ' અલંકાર ગ્રંથની દૃષ્ટિએ બનાવ્યો; પરંતુ રીતિગ્રંથની દૃષ્ટિએ અને અલંકાર નિરૂપણના વિચારથી એને ઉત્તમ ગ્રંથ કહી શકાતો નથી. એમની ભાષા ખાસ કરીને વ્રજભાષા છે; પરંતુ એમાં એમણે પ્રાકૃત, બુંદેલખંડી અને ખડીબોલીના પ્રયોગો પણ કર્યાં છે. કેટલેક ઠેકાણે ફારસી અને અરબ્બીના પ્રયોગો પણ મળે છે. ભુષણની ભાષા અવ્યવસ્થિત છે અને વ્યાકરણની

દષ્ટિએ દોષપૂર્ણ છે. એમણે કેટલાક શબ્દોને મરોડીને વિરૂપ બનાવી દીધા છે. આમ હોવા છતાં જે કવિત્તો આ દોષોથી મુક્ત છે તે સર્વ સમર્થ ભાવવાળાં અને પ્રભાવશાળી લાગે છે. ભૂષણના ગ્રંથોમાંથી ઐતિહાસિક સામગ્રી ખુબ મળે છે; અને એ સામગ્રી પ્રમાણભુત મનાય છે. એનું કારણ ભૂષણની સત્યપ્રિયતા છે. એમના ગ્રંથોમા એતિહાસિક સત્ય ઘટનાઓને બદલે ગપ્પા કે ખીનપાયાદાર કલ્પનાઓનો શંભુ મેળો નથી. ભૂષણની કવિતામા ઓજસ્વિતા' અને ઉદ્દંડતા પ્રધાન છે. હિંદી નવરત્નમા ભૂષણનું સ્થાન પાંચમું આવે છે. હિંદીના શ્રેષ્ઠ નવ મહાકવિઓમાં ભૂષણનું સ્થાન આવે છે એજ એમની પ્રતિભાનો' પુરાવો છે. 'એમનાં કેટલાક ઉદાહરણો'—

કામિની કંત સો, જામિનિ ચંદસોં દામિનિ પાવસ મેઘ ઘટાસોં
કીરતિ દાન સોં સૂરતિ જ્ઞાનસોં પ્રીતિ બડી સનમાન મહાસોં
'ભૂષન' ભૂષન સોં તરૂની, નલિનિ નવ પૂષન દેવ પ્રભાસોં
જાહિર-ચારિહૂ જહાન, લસૈ હિંદુ આન ખુમાન સિવાસોં

× × × × ×

દારા કીન દૌર યહ રાર નહિં ખજુવે કી
બાંધિબો નહીં હૈ કૈધો મીર સહવાલકો
મઠ વિસ્વનાથકો, નબાસ ગ્રામ ગોકુલકો
દેવી કો ન દેહરા ન મંદિર ગોપાલકો
ગાઢે ગઢ લીન્હે અરૂ બૈરી કતલામ કિન્હે
ઠૌર ઠૌર હાસિલ ઉગા હત હેમાલકો
બુડતિ હૈ દિલ્લી સો સઁભારે કયોં ન દિલ્લીપતિ
ધક્કા આનિ લાગ્યો સિવરાજ મહાકાલકો

ચકિત ચકત્તા ચૌંકિ ચૌંકિ ઉઠૈ બારબાર
    દિલ્લી દહસતિ ચિતૈ આહિ કરષતિ હૈ
બિલ ખિ બદન બિલખત વિજૈપુર નપતિ
    ફિરત ફિરંગિન કી નારી ફરકતી હૈ
થર થર કઁપત કુતુબસાહિ ગોલકુંડા
    હહરિ હબસ ભુપ-ભીર ભરકતિ હૈ
રાજા સિવરાજ કે નગારન કી ધાકસુનિ
    કે તે બાદસાહન કી છાતી ધરકતિ હૈ

કુલપતિ મિશ્ર.

કુલપતિ માથુરચોબા પરશુરામ મિશ્રના પુત્ર હતા. એમનું નિવાસસ્થાન આગ્રા હતું. મહાકવિ બિહારીના ભાણેજ તરીકે એમનું નામ ઠીક ઠીક પ્રસિદ્ધ છે. કુલપતિ બિહારીના આશ્રયદાતા જયપુરના મહારાજા જયસિંહના પુત્ર રામસિંહના દરબારમા રહેતા હતા. એમના પ્રસિદ્ધ ગ્રંથ 'રસરહસ્ય'નો રચનાકાળ સં. ૧૭૨૭ ના કાર્તિક વદી ૧૧ ઠરે છે. હજી સુધી એમનો આ એક જ ગ્રંથ પ્રકાશિત છે. એ ઉપરાત એમના બીજા ગ્રંથો દ્રોણપર્વ (૧૭૩૭) મુક્તિતરંગિની (૧૭૪૩), નખશિખ, સંગ્રહસાર અને ગુણરહસ્ય પણ મળ્યા છે. એટલે એમનો કવિતાકાળ સં. ૧૭૨૪ થી ૧૭૪૩ ની વચ્ચેનો કહેવાય છે.

કુલપતિ સંસ્કૃતના પ્રખર પંડિત હતા. એમનો જન્મકાળ સં. ૧૬૭૭ મનાય છે. એમણે પોતાના 'રસરહસ્ય' માં 'કાવ્ય પ્રકાશ' અને 'સાહિત્ય દર્પણ' ના મતો ઉપર વિચાર કર્યો છે. કાવ્યરીતિ ઉપર ચિંતામણિ પછી સાંગોપાંગ વિચાર કરનાર તરીકે કુલપતિ આવે છે. આ ગ્રંથ લગભગ મમ્મટના 'કાવ્ય પ્રકાશ' નો છાયાનુવાદ છે. પરંતુ જ્યાં જ્યાં મમ્મટના મત સાથે એઓ સહમત નથી થયા ત્યાં ત્યાં એમણે એ મતનું ખંડન મંડન પણ કર્યું છે. કુલપતિએ કાવ્યના

ત્રણ પ્રકાર બતાવ્યા છેઃ ઉત્તમ, મધ્યમ અને અધમ. ઉત્તમ કાવ્યમાં રસ અને વ્યંગ્યની પ્રધાનતા હોય છે, મધ્યમમાં વ્યંગ્ય અને અર્થની સમતા રહે છે અને અધમમાં વ્યંગ્યનો અભાવ અને ચિત્રનું પ્રાબલ્ય હોય છે. 'રસરહસ્ય' માં રસ કરતાં કાવ્યના અંગો અને ઉપાંગોનું જ વધારે વિશદ નિરૂપણ છે. કેટલાક વિવેચકોનું કહેવું છે કે 'રસરહસ્ય' માં કુલપતિ પોતાનાં ભાવ અને મંતવ્યો સમર્થ અને યથાર્થ રીતે પ્રકટ કરી શક્યા નથી; એનું કારણ એ કે એ વખતે શાસ્ત્રીય નિરૂપણ માટે વ્રજભાષામાં પ્રૌઢતા ન હતી અને એમને પ્રચલિત પદ્યભાષા તરીકે વ્રજભાષામાં જ ગ્રંથ રચના કરવી પડી. આ કારણને લઇ : ગ્રંથ જેટલો લોકભોગ્ય અને લોકપ્રિય થયો જોઇએ તેટલો ન થયો. કેટલેક ઠેકાણે તો ભાવો એના મૂળ સ્વરૂપ સાથે ન ઉતરવાથી માત્ર ભાષાની અશક્તિને લઇ વિરૂપ બની ગયા છે. આ કારણથી ઘણે ઠેકાણે વાક્યરચના ક્લિષ્ટ બની બની ગઈ છે.

શબ્દશક્તિ અને ભાવ આદિના નિરૂપણમાં લક્ષણ અને ઉદાહરણો બન્ને ઘણાં ખરાં કાવ્યપ્રકાશના જ આપ્યાં છે. માત્ર અલંકાર પ્રકરણમાં એમણે પોતાના આશ્રયદાતા રામસિંહની પ્રશંસા માટે સ્વરચિત ઉદાહરણો વાપર્યાં છે. કુલપતિ વ્રજમંડળના નિવાસી હોવાથી વ્રજની ચાલુ ભાષા ઉપર એમનો કાબુ સુંદર હતો. જ્યાં જ્યાં એમના મૌલિક ભાવો અને ઉદાહરણો છે ત્યાં ત્યા ભાષા વધારે સ્વાભાવિક અને સરસ બની છે. એમની કવિતાનું એક ઉદાહરણ આ રહ્યું

**ઐસિય કુંજ બની છબિ પુંજ રહૈ અલિ ગુંજત યોં સુખ લીજૈ**
**નૈન વિસાલ હિયે બનમાલ વિલોકત રૂપ–સુધા ભરિ પીજૈ**
**જામિનિ જામ કી કૌન કહૈ જુગ જાત ન જાનિએ જ્યો છિન છીજૈ**
**આનૅદ યોં ઉમગ્યો ઇ રહૈ, પિય મોહન કો મુખ દેખિ બો કિજૈ**

## સુખદેવનું મિશ્ર.

સુખદેવ મિશ્રનું નામ ભાષાના આચાર્યોમા આવે છે. એમના જન્મે

અને મરણના પ્રામાણિક સવતો મળી શક્યા નથી, પરતુ એમના બનાવેલા એ ગ્રંથોના એમણે ૧૭૨૮ અને ૧૭૩૩ સવતો લખ્યા છે આ સવતોને આધારે એમનો જન્મકાળ સ ૧૬૯૦ અને મરણકાળ ૧૭૬૦ મનાયો છે સુખદેવે પોતાના 'વૃત્ત વિચાર' નામક ગ્રથમા પોતાની જન્મભૂમિ કપિલા બતાવી છે એમના વશજો હજી દૌલતપુરમા વિદ્યમાન છે એ લોકોની માહિતી ઉપરથી પડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીએ સુખદેવ મિશ્રનુ હકીકતોથી ભરપુર જીવનચરિત્ર 'સરસ્વતી' પત્રીકામા લખ્યુ છે એમના સાત ગ્રથોનો પત્તો મળ્યો છે વૃત્તવિચાર (૧૭૨૮), છદવિચાર, ફાજિલઅલી પ્રકાશ રસાર્ણવ શ્રગારનિતા, દશરથરાય અને અધ્યાત્મપ્રકાશ (૧૭૫૫) દ્વીવેદીના નિર્ણય પ્રમાણે સુખદેવનો સર્વોત્તમ ગ્રથ રસાર્ણવ, છે એમા નવરસોનુ વિલક્ષણ અને વિશદ વર્ણન છે અધ્યાત્મપ્રકાશમા કવિએ વેદાતને અનુસરીને બ્રહ્મજ્ઞાન સબધી વાતો કરી છે આ ઉપરથી લોકકથા એવી છે કે એઓ વિરક્ત સ્વભાવના સાધુ પુરુષ હતા કાશીથી વિદ્યાધ્યન કરીને પાછા ફર્યા પછી સુખદેવ ફતેહપુર જીલ્લાના અમોથરના રાજા ભગવતરાય ખીચીને ત્યા તથા ડૌડીઆ–ખેરેના રાવ મર્દનસિહને ત્યા રહ્યા હતા કેટલોક સમય એઓ ઔરગઝેબના મત્રી ફાજિલઅલીશાહને ત્યા હતા અતે એઓ મુરાર મઊના રાજા દેવીસિંહને ત્યા રહ્યા અને એમની ઇચ્છા અને પ્રેમથી એમણે મહકુટુબ દૌલતપુરમા કાયમ વસવાટ કર્યો રાજા રાજસિંહ ગૌડે એમને 'કવિરાજ'ની ઉપાધિથી નવાજ્યા હતા એમની કવિતામા પ્રૌઢતા અને આચાર્યત્વ એ મુખ્ય તત્ત્વો છે છદ શાસ્ત્ર ઉપર એમના જેવુ વિશદ નિરૂપણ કોઈપણ કવિએ નથી કર્યુ એમનામા જેમ પાડિત્ય હતુ તેમ કાવ્યકના પણ સ્વાભાવિક જ હતી એમની કવિતાનુ એક ઉદાહરણ અહિં મુમ્યુ છે

નનદ નિનારી, મામુ માયખે સિધારી
અહૈ ઐનિ આધયારી ભરી, સૂઝત ન કરૂ હૈ

પીતમ કો ગૈન .કવિરાજ ન સોહાત ભૈન
દારૂ ન બહત પૌન લાગ્યૌ મેઘ ઝરૂ હૈ
સંગ ન સહેલી બૈસ નવલ અકેલી
તનપટી તલબેલી મહા લાગ્યૌ મૈન સરૂ હૈં
ભઇ અધિરાત મેરા જિયરા ડરાત
જાગુ જાગુ રે બટોહી । યહાં ચૌરનકા ડરૂ હૈ

કાલિદાસ ત્રિવેદી,

શિવસિંહજી સેંગરે 'શિવસિંહ-સરોજ' માં કાલિદાસનો જન્મ સં. ૧૭૫૦ માન્યો છે. એમના રવીંદ્ર અને દૂલહ નામના બે પુત્રો પણ કવિ થઇ ગયા છે. કાલિદાસ અંતરવેદના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. એમણે સં. ૧૭૪૫ ની ગોવળકોંડાની લડાઇમાં ઔરંગઝેબની સાથે રહીને એ લડાઇનું વર્ણન કર્યું છે. મિશ્ર બંધુઓએ કાલિદાસનો જન્મકાળ સં. ૧૭૧૦ માન્યો છે. કાલિદાસ જંબુનરેશ રાજા જોગાજીતસિંહને ત્યાં પણ રહ્યા હતા. એનું પ્રમાણ એમણે પોતાનો વારવધુવિનોદ નામનો ગ્રંથ એ રાજાના નામનો બનાવ્યો છે એ મળે છે. 'વારવધુ વિનોદ' નાયિકા ભેદનો ગ્રંથ છે. ગ્રંથમાં લગભગ ૨૮૦ છંદ પાચ અધ્યાયમા વહેંચી નાખ્યા છે. એમનો 'જંજીરાબંદ' નામક ધનાશ્રીમા રચેલો બીજો મુદ્રિત ગ્રંથ પણ મિશ્ર બંધુઓ પાસે છે.

આ ગ્રંથો ઉપરાંત કાલિદાસ જે ગ્રંથથી લોકવિખ્યાત બન્યા તે ગ્રંથ તો એમનો 'કાલિદાસ હજારા'. એમાં સં. ૧૪૮૧ થી માંડીને ૧૭૭૬ સુધીના ૨૧૨ કવિઓના એક હજાર ઉપરાંત છંદ સંગ્રહિત છે, એમણે પોતાનું નામ મહાકવિ રાખ્યું હતું.

'હજારા' ગ્રંથ રચીને કાલિદાસે હિંદી સાહિત્યની ન ભૂલાય એવી સેવા કરી છે. હિંદી સાહિત્યના ઇતિહાસ લેખકને માટે આ પુસ્તક પુષ્ક

ઉપયોગી છે. શિવસિંહજી સેંગરે જેમ 'સરોજ' રચીને હિંદીની અનુપમ સેવા બજાવી છે, એ દૃષ્ટિએ કાલિદાસની સેવા પણ મહામુલી છે. 'સરોજ' અને 'હજારા' એ બન્ને ગ્રંથો આજે ન હોત તો કેટલાય કવિઓની પ્રમાણિક માહિતી કે જે હિંદી સાહિત્યના ઇતિહાસમાં નવો રંગ અને પ્રકાશ પુરે છે, તે ન મળત. કાલિદાસની કવિતાનું ઉદાહરણ આ રહ્યું :—

ચૂમૌ કરકંજ મંજુ અમલ અનૂપ તેરો
રૂપ કે નિધાન કાન્હ ! મો તન નિહારી દે
કાલિદાસ કહૈ મેરે પાસ હરૈ હેરિ હેરિ
માથે ધરિ મુકુટ લકુટ કર ડારિ દે

કાલિદાસના કવિતાકાળ સાથે રામજી અને ઘનશ્યામનાં નામો આવે છે. 'સરોજ'માં રામજીનો જન્મ સં. ૧૭૦૩ લખ્યો છે. એમાં એવું પણ લખ્યું છે કે રામજીના છંદો કાલિદાસે પોતાના 'હજારા'માં સંઘર્યા છે. એમનો 'શ્રૃંગાર-સૌરભ' નામનો નાયિકા ભેદનો એક ગ્રંથ મિશ્ર બંધુઓ પાસે છે. રામજીની કવિતા મનોરમ છે. શોધમાં એમનો 'હનુમાન નાટક', નામક બીજો પણ એક ગ્રંથ મળ્યો છે. એમની કવિતાનો સમય સં. ૧૭૩૦ થી શરૂ થાય છે. સં. ૧૭૩૭ ની આસપાસ ફતેહપુર જીલ્લાના અસનીવાસી ઘનશ્યામ શુક્લનું નામ મળે છે. 'સાહિત્ય સમાલોચક' એમને વિષે થોડી માહિતી આપતો એક લેખ પ્રસિદ્ધ કર્યો છે. ઘનશ્યામે રીવાંનરેશને ત્યાં રહીને એમની પ્રશસ્તિઓ પણ લખી છે. એમની કવિતા ખાસ કરીને વીરરસની છે

## નેવાજ.

નેવાજ અંતરવેદના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. સં. ૧૭૩૭ ની આસપાસ એઓ વિદ્યમાન હતા અને પન્નાના મહારાજા છત્રસિંહને ત્યાં હતા. 'સરોજ'માં એમનો જન્મકાળ ૧૭૩૯ લખ્યો છે પણ એ બરોબર નથી લાગતો. એમના 'શકુંતલા' નાટકનો નિર્માણકાળ સં. ૧૭૩૭ છે. એટલે વિવે-

ચકોએ એમનો કાળ ૧૭૩૭ જ માન્યો છે. એમનું 'શકુંતલા' નાટક ગદ્ય અને પદ્યમા છે. આ સિવાય એમના પરચુરણ છંદો પણ ઘણે સ્થળે સંગ્રહીત છે. નેવાજના છંદો હિંદી સાહિત્યમા ખુબ પ્રશંસા પામ્યાં છે. એમની ભાષા પરિમાર્જિત, વ્યવસ્થિત અને ભાવપૂર્ણ છે. સંયોગ શ્રૃંગારનાં એમનાં વર્ણનો બહુ જ સ્વાભાવિક અને સરસ છે. વિવેચકોએ નવાજને સહૃદય આશક,' 'સાચો,' 'પ્રેમી' વગેરે વિશેષણોથી નવાજ્યા છે. સન ૧૯૦૩ ની શોધમા એમનો 'બિરૂદાવલી' નામક ગ્રંથ મળ્યો છે. સંયોગ શ્રૃંગારના વર્ણનમા અતિશય સ્વાભાવિક થતાં એઓ કેટલેક ઠેકાણે અશ્લિલતાના ભોગ થઇ પડ્યા છે. એમની કવિતાના નમુના તરીકે એમનો એક છંદ આ રહ્યો:—

રખિ હમેં સબ આપુસ મેં જો કછુ મન ભાવે સોઇ કહતી હૈં
એ ઘરહાઇ લોગાઇ સબૈ નિશિ દ્યૌસ નેવાજ હમૈં દહતી હ
બાતેં ચબાબ ભરી સુનિ કે રિસ આવત પે ચુપ હૈ રહતી હૈં
કાન્હ પિયારે તિહારે લિયે સિગરે બ્રજ કો હઁસિલો સહતી હૈં

સં. ૧૭૪૮ મા વૃંદ અને ૧૭૪૯ મા આલમલી નામના કવિઓએ પણ રચના કરી છે. વૃંદ મેડતા ( જોધપુર ) ના રહેવાસી અને કૃષ્ણગઢ નરેશ મહારાજા રાજસિંહના ગુરૂ હતા સં, ૧૭૬૧ મા કૃષ્ણગઢ નરેશની સાથે ઔરંગઝેબની ફોજમા એઓ ઢાકા સુધી ગયા હતા. એમના વંશજો હજી સુધી કૃષ્ણગઢમા વિદ્યમાન છે. એમના 'વૃંદસતસઇ' (૧૭૬૧ ) 'શ્રૃંગાર શિક્ષા' ( ૧૭૪૮ ) અને 'ભાવપચાશિકા' નામના ત્રણ ગ્રંથોનો પતો મળે છે. 'વૃંદસતસઇ'મા નીતિ વિષયના અને કહેવતો ઉપર રચાયલા સાતસો દુહાઓ છે. બાકીના બે પુસ્તકો રસનિરૂપણના છે. એમની કવિતા લગભગ ઉપદેશના રૂપમા જ રચાઇ છે. આલમલીએ સં. ૧૭૪૯ માં 'નેહ પ્રકાશ' અને 'સીતારામ ધ્યાનમંજરી' નામના ગ્રંથો રચ્યા છે.

સીતારામ વિષે જુદાં જુદાં વર્ણનો છે. એમના ગ્રંથો ઉપર જનકલાડિલી શરણે ટીકાઓ પણ લખી છે.

## મહાકવિ દેવ.

હિંદી સાહિત્યમાં શૃંગારના શાયર મસ્ત દેવદત્તનું નામ મશહુર છે. મિશ્ર બંધુઓએ દેવના બધા ગ્રંથોના અભ્યાસ પછી એમને તુલસી અને સૂર પછી ત્રીજું સ્થાન આપ્યું છે. અત્યારે હિંદી સાહિત્યમાં લઘુમતિવાળો એક પક્ષ છે કે જે દેવને આટલી બધી મહત્તા અર્પવા તૈયાર નથી. દેવની કાવ્યપ્રતિભા એ પક્ષને સામાન્ય કરતાં જરા વિશેષ લાગે છે. અસાધારણતા અને અપૂર્વતા એમને નથી લાગતી. એક પક્ષે એમને કવિ અને આચાર્ય બંન્ને કહ્યા છે અને બીજા પક્ષે આચાર્યમાંના થોડા ગુણોવાળા કવિ બનાવ્યા છે. પ્રસિદ્ધ સામયિક વિશાલભારતના તંત્રી બનારસીદાસ ચતુર્વેદીએ આજના હિંદી સાહિત્યની સમાલોચનાની અવસ્થા બહુ જ યથાર્થ રીતે બતાવી છે. એમનું કહેવું છે કે આજે ગ્રંથોની સમાલોચના ગ્રંથના ગુણઅવગુણ પર નથી થતી પરંતુ અંગત દ્વેષ, સ્વાર્થ અને કર્તાના ગુણ અવગુણ ઉપર થાય છે. આ રીતે આપણે જો પહેલી યથાર્થ સમાલોચનાની દ્રષ્ટિએ દેવ અને એમની કવિતાનો સમ્યક્ અભ્યાસ કરનારના મતને વધારે વજન આપીએ તો દેવની તેજસ્વી કાવ્યપ્રતિભા સ્વીકારવી જ પડે છે.

દેવ ઇટાવાના સનાઢ્ય બ્રાહ્મણ હતા. એમનું પુરૂં નામ દેવદત્ત હતું. એમનો જન્મ સં. ૧૭૩૦ મા થયો હતો. 'ભાવવિલાસ' ગ્રંથને અંતે એમણે પોતાનો સંવત કહ્યો છે.

સુભ સત્રહસૈં છિયાલિસ ચઢત સોરહી વર્ષ
કઢી દેવ-મુખ દેવતા ભાવવિલાસ સહર્ષ

કવિએ પોતાના ગ્રંથોમાં સંવતો બહુ જ ઓછા લખ્યા છે; અને પોતાના વિષયમાં તો એમણે કશું જ લખ્યું નથી. આ કારણથી એમના જીવનની બહુ જ થોડી વિગતો મળે છે. એમની કવિતાના અભ્યાસ ઉપરથી

એમના જીવનની એક માહિતી ચોક્કસરીતે મળે છે કે એમને રાજા ભોગીલાલ સિવાય કોઇ કદરદાન નથી મળ્યો. આ કારણે એમને બહુ જ ભટકવું પડ્યું હતું. આનું કારણ દેવનો સ્વતંત્ર મિજાજ હશે એમ અનુમાન થાય છે. કવિએ પોતાના 'અષ્ટયામ' અને 'ભાવવિલાસ' ગ્રંથો ઔરંગઝેબના પુત્ર આજમશાહને વાંચી સંભળાવ્યા હતા. આજમશાહ હિંદી કવિતાના પ્રેમી હતા. એમણે બિહારીની સતસઇનો જે ક્રમ નક્કી કર્યો છે તે આજ પણ આજમશાહીક્રમને નામે પ્રચલિત છે. ત્યારપછી કોઇ ભવાનીદત્ત વૈસ્યને નામે 'ભવાની વિલાસ,' ઇટાવા જીલ્લાના ફર્ફુંદ ગામના કુશલસિંહને નામે 'કુશલ વિલાસ' અને મર્દનસિંહના પુત્ર રાજા ઉદ્યોતસિંહ બૈસને માટે 'પ્રેમચંદ્રિકા' નામક ગ્રંથો રચ્યા. ગ્રંથો જોતાં આ લોકોએ પણ દેવનો સત્કાર કર્યો હોય એમ લાગતું નથી. ત્યાર પછી એમણે આખા ભારતમાં પરિભ્રમણ કર્યું અને એના અનુભવ રૂપે 'જાતિવિલાસ' ની રચના કરી. આ પ્રવાસ દરમ્યાન એમને રાજા ભોગીલાલનો મેળાપ થયો. આ કદરદાન પુરૂષથી પ્રસન્ન થઇને એમણે એમને માટે પોતાનો પ્રસિદ્ધ ગ્રંથ 'રસવિલાસ' રચ્યો. ત્યારપછી થોડા વખતમાં ભોગીલાલનું અવસાન થયું કે બન્ને વચ્ચે કંઇક મનદુઃખ થયું, તેથી કવિ ત્યાંથી ચાલી નીકળ્યા. ત્યારબાદ દેવે પોતાના મુખ્ય ગ્રંથ કાવ્યરસાયનની રચના કરી અને ત્યાર પછી પોતાની બધી કવિતાનો સંગ્રહ કરીને 'સુખસાગર તરંગ' ગ્રંથ બનાવ્યો. આ છેલ્લો ગ્રંથ એમણે પિહાનીના અકબરઅલીખાનને સમર્પિત કર્યો છે. દેવના એકંદરે છવ્વીસ ગ્રંથો મળે છે. કેટલાક એમના ૭૨ અને કેટલાક ૫૨ ગ્રંથો પણ બતાવે છે. કવિની શક્તિ અને પ્રતિભા જોતાં એમના ૫૨ ગ્રંથોનો ઉલ્લેખ ઠીક અશક્ય નથી લાગતો. કારણ એઓ એક જ છંદને નજીવા ફેરફાર સાથે બીજા ગ્રંથમા મુકી દેતા. આ રીતે એમને નવો ગ્રંથ રચવામાં બહુ મુશ્કેલી પડતી નહતી. 'રસવિલાસ' અને 'જાતિવિલાસ' માં ઘણું થોડું અંતર છે. એમના નીચે લખેલા ૨૬ ગ્રંથોનો આજે પત્તો મળે છેઃ—ભાવવિલાસ, અષ્ટયામ, ભવાનીવિલાસ, સુજાનવિનોદ, પ્રેમતરંગ,

નાગરત્નાકર, કુશલવિલાસ, દેવચરિત્ર, પ્રેમચન્દ્રિકા, જાતિવિલાસ, રસવિલાસ, કાવ્યરસાયન અથવા શબ્દરસાયન, સુખસાગર તરંગ, દેવમાયા પ્રપંચ નાટક, વૃક્ષવિલાસ, પાવસવિલાસ, બ્રહ્મદર્શન પચ્ચીસી, તત્ત્વદર્શનપચ્ચીસી, આત્મદર્શનપચ્ચીસી, જગદર્શનપચ્ચીસી, રસાનંદલહરી, પ્રેમદીપિકા, સુમિલ વિનોદ, રાધિકાવિલાસ, નીતિશતક અને નખશિખ-પ્રેમદર્શન

અલંકારયુગના કવિઓમાંથી સૌથી વધારે રચનાઓ દેવની છે અને એમાંથી રસવિલાસ, કાવ્યરસાયન, રાગરત્નાકર અને સુખસાગરતરંગ એ અલંકારયુગના મુખ્ય ગ્રંથો મનાય છે અત્યારસુધી દેવના નીચેના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે —

ભાવવિલાસ, અષ્ટયામ, ભવાનીવિલાસ, રસવિલાસ, સુખસાગરતરંગ, સુજાનચરિત્ર, રાગરત્નાકર અને પ્રેમચન્દ્રિકા દેવશતક ગ્રંથ પણ જયપુરથી પ્રકાશિત થઇ ગયો છે, જેમા જગદર્શન, આત્મદર્શન, તત્ત્વદર્શન અને પ્રેમદર્શન પચ્ચીસીઓ આવી જાય છે આ સિવાય ભારતેંદુએ એમના છુટક ૭ દોહો સંગ્રહ કરીને 'સુંદરી સિંદુર' નામથી પ્રસિદ્ધ કર્યો છે

ભાવવિલાસ, અષ્ટયામ, ભવાનીવિલાસ, સુજાનવિનોદ, પ્રેમતરંગ કુશલ વિલાસ, પ્રેમચન્દ્રિકા, જાતિવિલાસ રસવિલાસ અને નખશિખ એ દેવના અલંકાર ગ્રંથો છે આ ગ્રંથોમા જુદી જુદી રીતે નાયિકાભેદ દ્વારા, પ્રેમ દ્વારા, સ્વભાવ દ્વારા શ્રૃંગારરસનુ વિશદ નિરૂપણ છે 'રાગ રત્નાકર'મા રાગો અને રાગિણીઓના સ્વરૂપ વિષે કવિએ વિસ્તૃત ચર્ચા કરી છે 'કાવ્ય રસાયન'મા કાવ્યના ભેદ અને અંગો વિષે પાણ્ડિત્યભરી શાસ્ત્રીય વિવેચન કર્યું છે મહાકવિ કેશવે જેમ 'કવિપ્રિયા'મા આચાર્યતા બતાવી છે તેમ દેવે 'કાવ્યરસાયન'મા ગુરુતા પ્રદર્શિત કરી છે દેવના મુખ્ય ગ્રંથોમા પણ પાછું 'રસવિલાસ' અને 'કાવ્યરસાયન'નું સ્થાન પ્રથમ આવે છે. 'સુખ સાગરતરંગ' દેવના ૭ દોહો સંગ્રહ છે 'દેવમાયા પ્રપંચ' એ નાટક નથી પણ એને નાટકનુ સ્વરૂપ આપવાનો પ્રયત્ન થયો છે એમા કવિએ રૂપકો

દ્વારા માનવ સ્વભાવનું આલેખન કર્યું છે. એમની ચાર પચ્ચીસીઓ મળીને વૈરાગ્યશતક અથવા દેવશતક બને છે. આમાં કવિએ પોતાની ઉત્તરાવસ્થાના ચિત્તની વિરાગી દશાની છાયા પાડવાનો પ્રયત્ન કર્યો છે.

દેવની કાવ્યભાષા વ્રજભાષા છે. કેટલાક વિવેચકોનું માનવું છે કે દેવ અને મતિરામ જેવી ભાષા બીજા કોઇ કવિની નથી. દેવની સામેનો પક્ષ માને છે કે એમની ભાષા સામાન્ય છે. કારણ કે વ્રજભાષાનો વિકાસ અને સામર્થ્ય તે વખતે એટલાં બધાં ન હતાં કે દેવને સાહિત્યશાસ્ત્રના સિદ્ધાંતોનું પદ્યમાં નિરૂપણ કરવામાં સફળ કરે. આમ હોવા છતાં કવિએ અથાગ પરિશ્રમ અને સુક્ષ્મ દષ્ટિએ શાસ્ત્રીય રીતે કાવ્યને જોવાનો પ્રયત્ન કર્યો છે. દેવની કવિતાનો મુખ્ય રસ શૃંગાર છે. એમની કવિતાની મૌલિકતા એ એમની વિશિષ્ટતા છે. દેવે ખાસ કરીને નૈસર્ગિક રૂપવર્ણન કરતાં શણગાર સજીવ રૂપનું વધારે વર્ણન કર્યું છે. કવિનાં નાયિકા વર્ણનો સ્વાભાવિક, સુંદર અને સરસ છે. કવિની નાયિકાનું એક એક વર્ણન એક એક સ્વતંત્ર અને મનોરમ ચિત્ર છે. આવી ઉત્તમ તસ્વીરો ઉતારવામાં દેવને અજબ સફળતા મળી છે. સામાન્ય વિષયને લઇને એના નિરૂપણમાં સફળતા મેળવવી એના કરતા જટિલ વિષય લઇને સફળતા મેળવવા માટે અથાગ પ્રયત્ન કરવો એમા વધારે સામર્થ્ય જોઇએ. દેવે જટિલ વિષયોને છોડીને પોતાની શક્તિ અને પ્રતિભાનો પરિચય કરાવ્યો છે. માધુર્ય, પ્રસાદ અને લાલિત્ય એ દેવની કવિતાના મુખ્ય ગુણો છે. દેવની કાવ્યકલાના સમ્યક્ વિવેચન માટે તો તુલસી અને સૂરની જેમ એક સ્વતંત્ર ગ્રંથ રચવો પડે. એમની કવિતાનાં ઉદાહરણો એમનો કંઇક પરિચય આપશે :—

**સૉસન હીમેં સમીર ગયો અરૂ ઑંસુન હી સબ નીર ગયો ઢરિ**
**તેજ ગયો ગુન લૈ અપનો અરૂ ભૂમિ ગઇ તનુકી તનુતા કરિ**
**જીવ જિયૈ મિલિ બેઇકી આસકે આસહૂ પાસ અકાસ રહ્યો ભરિ**
**જા દિન તેં મુખ ફેરિ હરે હઁસી હેરિ હિયો જુ લિયો હરિજુ હરિ**

× × × ×

સાંવરી સુન્દરી પીત દુકૂલિનિ ફુલ રસાલ કે મૂલ બસન્તી
લીન્હે રસાલકિ મંજરી હાથ સુરંગિત આંગી હિયે હુલસન્તી.
પૂરન પ્રેમ સુરંગ. મૈં પ્યો ધની સંગહી સંગ બિલોલ હસન્તી
હૈ ઉત હૈ ઉત હી દિન સૌંઝ સમૈ કરિ રાખ્યો બસન્ત બસન્તી

× × × ×

જોબનકે રંગ ભરી ઇંગુરસે અંગિન પૈ
એડિન લૌં ઔંગી છાજૈ છબિનકી ભીરકી
ઉચકે ઉચો હૈ કુચ ઝપે ઝલકત ઝીની
ઝિલ મિલી ઓઢ્ની કિનારીદાર ચીરકી
ગુલ ગુલે ગોરે ગાલ કોમલ કપોલ સુધા
બિન્દુબોલ ઇન્દુમુખી નાસિકા જ્યોં કીરકી '
દેવદુતિ લહરાતિ છૂટે છહરાત કેસ
બૈરી જૈસે કેસરિ કિસોરી કસમીરકી

× × × ×

લાજકી નિગડ ગડદાર ચડદાર ચહું
ચૌકિ ચિતવનિ ચરખીન ચમકારે હૈ
બહુની અહુન લીક પલક ઝલક ફૂલ
ઝૂમત સઘન ઘન ઘૂમત ઘૂમારે હૈં
રંજિત રજે ગુન શ્રૃંગાર પુંજ કુંજરત
અંજન સોહન મન મોહન દતારે હૈં
દેવ દુખ મોચન સકોચ ન સકત ચલિ
લોચન અચલ એ મતંગ મતવારે હૈં

દેવના ઝગમગતા પ્રકાશમાં તારલા જેવા કેટલાક આછા ચમકારવાળા કવિઓનાં નામો આવે છે. સં. ૧૭૫૭ માં છત્રસિંહ કાયસ્થ અને એન્ટ

કાળમાં બૈતાલ બંદીજનના નામે આવે છે છત્રસિંહ બટેશ્વર ક્ષેત્રની પાસેના અટેર ગામના રહેવાસી હતા એઓ અમરાવતીના કલ્યાણસિંહજીના આશ્રિત હતા એમણે 'વિજય મુક્તાવલી' નામના ગ્રંથમા મહાભારતની કથા વર્ણવી છે એમણે આચાર્ય કેશવનુ અનુકરણ કરીને પ્રબંધ કાવ્ય લખ્યું છે એમની કવિતા ઓજસ્વિની છે. બૈતાલનો એકેય સ્વતંત્ર ગ્રંથ નથી; પરંતુ છૂટક છંદો મળે છે એમનો જન્મકાળ સં. ૧૭૩૦ છે એમણે લૌકિક વ્યવહારો, નીતિ અને સત્ય વિષે સાદી ભાષા અને ભાવમા કવિતા કરી છે એમની કુંડલિયો સરળ ભાવો અને સાદી ભાષા હોવા છતં ચમકારવાળી લાગે છે

### આલમ.

આશક આલમની કથા રંગદર્શી છે. આલમ જાતના બ્રાહ્મણ હતા; પરંતુ શેખ નામની એક મુસલમાન રંગરેજ બાઇના પ્રેમમા પડીને એની સાથે વિવાહ કરવા ખાતર મુસલમાન બની ગયા હતા આલમને એ બાઇથી જહાન નામનો એક પુત્ર પણ થયો હતો આલમ ઔરંગઝેબના બીજા પુત્ર મુઆઝમના આશ્રય નીચે રહેતા હતા આલમનો કવિતાકાળ સં. ૧૭૪૦ થી ૧૭૬૦ સુધીનો મનાય છે એમની કવિતાઓનો એક સંગ્રહ "આલમકેલિ" પ્રસિદ્ધ છે આ સંગ્રહમા સંઘરાયલા પદો સિવાય એમના બીજાં છુટક પદો પણ લોકોમા ખુબ પ્રચલિત છે 'માધવાનલ કામકંદલા" નામની એક પ્રેમકથા પણ એમણે લખી છે પરંતુ એમની પ્રસિદ્ધિ તો પ્રેમ અને શૃંગાર સંબધીની છુટક કવિતાને લઇને જ છે.

રંગરેજબાઇ શેખ પણ સુંદર કવિતા કરતી હતી એમ કહેવાય છે. આલમે એક દિવસ એ બાઇને પોતાની પાઘડી રંગવા આપી હતી એ પાઘડીને છેડે એક કાગળનો ટુકડો ભુલથી બંધાએલો રહી ગયો હતો એ ટુકડામા દુહાની એકજ પંક્તિ લખી હતી "કનક છરીસી કામિની કા હે કો કટિ છીન" પેલી બાઇએ પાઘડી રંગતા આ કાપલી જોઇ અને અંદરનો

દુહો વાચીને એની પાદપૂર્તિ કરી આપી " કરિકો કંચન કાટિ સિધિ કુચન મધ્ય ધરિ દીન " અને એ ચિઠ્ઠીને પાઞી પાઘડી માથે બાધીને આપી દીધી એ દિવસથી આલમ શેખ પર આશક થયા અને અંતે મુસલમાન બનીને એમણે એની સાથે નિકાહ કર્યા શેખ બહુ જ ચતુર અને રમિક સ્ત્રી હતી એક દિવસ મુઆઝમશાહે એને પુછ્યુ કે " આલમની ઓરત આપ જ છો ?" શેખે તરત જ ઉત્તર વાળ્યો "હા, જહાપનાહ અને બાકીની દુનિયાની માતા પણ હું જ છું."

આલમ તરંગી જીવ હતા, એટલે એમની રચનાઓ ક્રમબદ્ધ કે રીતિબદ્ધ નથી એમના તત્ત્વોમા હૃદય પ્રધાન છે એમના વાક્યોમા " પ્રેમ કી પીર " અને " ઇશ્ક કા દર્દ " બને જ દેખાય છે આપણા ' કલાપી 'ની જેમ આલમ દર્દી કવિ હતા એમની ભાષા પણ અવ્યવસ્થિત છે પ્રેમમા તલ્લીન થઈને એમણે રચનાઓ કરી છે એટલે અનુપ્રાસ વગેરેનુ ઠેકાણુ નથી. એમની ભાષા મુખ્યત્વે વ્રજ છે પણ એમા અવધી અને પુરવીના પ્રયોગો પણ મળે છે સ્નેહસમાધિમા લીન રહેનાર તરીકે આલમની કવિતાને વિવેચકો રસખાન અને ધનાનદની કોટિમા મુકે છે એક ઉદાહરણ આ રહ્યુ

જા થર કીન્હે બિહાર અનેકન તા થર કાંકરી બૈઠ ચુન્યો કરૈ
જા રસના સોં કરી બહુ બાતન તા રસના સોં ચરિત્ર
ગુન્યો કરૈ
આલમ જૌનસે કુંજન મૈં કરી કેલ તહાં અબ સીસ ધુન્યો કરૈ
નૈનન મૈં જે સદા રહતે તિનકી અબ કાન કહાની સુન્યો કરૈ

## ગુરૂ ગોવિંદસિંહ.

ગુરૂ ગોવિંદસિંહનું નામ શિખ સપ્રદાયના દસમા અને છેલ્લા ગુરૂ અને હિંદુત્વની રક્ષા કરનાર વીર તરીકે પ્રસિદ્ધ છે. પરંતુ ગોવિંદસિંહના અતરમા જે પ્રબળ ભક્તિભાવ હતો અને જેના ઉપર ધર્મને ખાતર ચરણિયા થવાની તમન્ના પ્રતિષ્ઠિત હતી, એ સ્વરૂપે એમને સપ્રદાયની

મદાર બહુ ઓછો સમાજ ઓળખે છે એમનો જન્મ સં ૧૭૨૩ મા અને સત્યનોકવાસ સ. ૧૭૬૫ મા થયો શિખોના લગભગ બધા જ ગુરૂઓએ થોડા થોડા પદો અને ભજનો ઉપદેશ માટે બનાવ્યા છે, પરતુ ગોવિંદસિંહ તો કવિ અને ગ્રથકાર બન્ને હતા કાવ્ય વિષેની એમની સમજણ ઉડી અને વિશદ હતી શિખોમા શાસ્ત્રજ્ઞાનનો અભાવ એમને ખુબ ખટકતો હતો આ કારણથી એમણે ઘણા શિખોને વ્યાકરણ, સાહિત્ય, દર્શન આદિના અભ્યાસને માટે કાશી મોકલ્યા હતા એમાથી ગુનાબસિંહે પાછા આવીને ચાર પાચ ગ્રથોની રચના પણ કરી હતી ગોવિંદસિંહે હિંદુ સભ્યતા અને આર્ય સસ્કૃતિના રક્ષણ માટે ઘણીવાર સમરાગણો ખે યા છે શિખ સપ્રદાય નિર્ગુણભાવને પૂજનારો હોવા છતા ગોવિદસિંહે સગુણ ઉપાસનામા પણ આસ્થા અને ભક્તિ પ્રગટ કર્યાં છે

એમણે હિંદીમા જે ગ્રથો રચ્યા છે તેમાથી સુનીતિપ્રકાશ સર્વલોહ પ્રકાશ પ્રેમસુમાર્ગ બુદ્ધિસાગર એ ચડીચિત્ર પ્રસિદ્ધ છે ચડીચિત્રની રચના પદ્ધતિ સુદર અને ઓજસભરી છે એમની કવિતાની ભાષા સજ દેખાય છે ચડીચિત્રમા એમણે દુર્ગાસપ્તશતીની કથા સુદર સવ્યતારા મ્હી છે આ ઉપરથી એઓ શક્તિ ઉપાસક હતા એમ પણ મનાય છે એમનો સમય સ ૧૭૬૧ મા આવે છે એમનુ એક પદ આ રહ્યુ —

આદિ અપાર અલેસ અનત
    અકાલ અભેપ અલેખ્ય અનાસા
કૈ શિવ શક્તિ દયે સ્તુતિ ચારિ
    રજોત્તમ સત્ત જિહૈં હ પુરવાસા
દ્યોસ નિસા સસિ સૂર કે દીપક
    સૃષ્ટિ રચી પચિ તત્ત પ્રકાસા
બૈર બઢાઇ લરાઇ સુરા સૂર
    આપુહિ દેખત આપુ તમાસા

સં. ૧૭૬૦ ના આરસામાં શ્રીધરના 'જંગનામા' નો ઉલ્લેખ મળે છે. કાશીનાગરી પ્રચારિણી સભાએ સ્વ. બાબુ રાધાકૃષ્ણદાસે સંપાદિત કરેલું 'જંગનામા'નું પ્રમાણિક સંસ્કરણ પ્રસિદ્ધ કર્યું છે. એમાં ફર્રૂખસિયર અને જહાંદારના યુદ્ધનું વર્ણન છે. એમનો જન્મકાળ સં. ૧૭૩૭ આવે છે. એમના બીજા પણ કેટલાક રીતિ ગ્રંથોનો ઉલ્લેખ મળે છે.

## લાલકવિ.

પ્રસિદ્ધ ઐતિહાસિક ગ્રંથ 'છત્રપ્રકાશ'ના કર્તા તરીકે લાલકવિનું નામ લોકવિખ્યાત બન્યું છે. એમનું મૂળનામ ગોરેલાલ પુરોહિત હતું. એમના એક વંશજ બીકાનેરવાસી ભટ્ટ ઉત્તમલાલ ગોસ્વામી તૈલંગે જે સૂચના આપી છે તે અનુસાર તો લાલ કવિના પૂર્વજો દક્ષિણના આંધ્રદેશના રાજ-મહેંદ્રી જીલ્લાના નૃસિંહક્ષેત્રમા રહેતા હતા. એમાંથી એક ભટ્ટ કાશીનાથની કન્યા પૂર્ણાનો વિવાહ વલ્લભાચાર્ય સાથે થયો. આ વંશમાં નાગનાથ ભટ્ટ થયા. એમનો બુંદેલખંડના મહારાજાએ સત્કાર કર્યો ત્યારથી તેઓ બુંદેલ-ખંડવાસી બન્યા. એ નાગનાથની દસમી પેઢીએ ગોરેલાલ થયા એમ કહેવાય છે. મિશ્ર બંધુઓએ એમના દસ ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે. છત્રપ્રશસ્તી, છત્રછાયા, છત્રકીર્ત, છત્રછંદ, છત્રસાલ શતક, છત્રહજારા છત્રદંડ, છત્ર પ્રકાશ, રાજવિનોદ અને વિષ્ણુવિલાસ

છત્રપ્રકાશમા સં. ૧૭૬૪ સુધીનું જ છત્રસાલનું વૃત્તાત છે. આથી અનુમાન થાય છે કે ગ્રંથ અધુરો મળ્યો છે અથવા તો તે પહેલા લાલ કવિનું અવસાન થયું છે. ઇતિહાસની દ્દષ્ટિએ છત્રપ્રકાશ મહત્ત્વનો ગ્રંથ છે. બુંદેલખંડ ગેઝેટીયરે છત્રપ્રકાશના સંવતો અને હકીકતોને પ્રમાણભૂત કહ્યા છે. આમા છત્રસાલ એક વખત યુદ્ધમાથી નાસી ગએલા તેનું પણ વર્ણન આપ્યું છે. આ ઉપરથી લાલની સત્યપ્રિયતા અને હિંમત દેખાઇ આવે છે. આ ગ્રંથ કાશી નાગરી પ્રચારિણી સભાએ પ્રસિદ્ધ કર્યો છે.

કવિતાની દષ્ટિએ પણ વિવેચકોએ આ ગ્રંથની મહત્તા આંકી છે.

ગ્રંથની રચના પ્રૌઢ અને કાવ્યના ગુણોથી ભરેલી છે. વર્ણનની વિશદતા ઉપરાંત ઘણે સ્થળે ઓજસ્વિ સંભાષણ છે.લાલ કવિની પ્રબંધપટુતા સંપૂર્ણ કહેવાય છે. લાલકવિ જેવું પ્રબંધકૌશલ ઘણા ઓછા હિંદી કવિઓનું છે.શબ્દ રમત અને ચમત્કારોમાં લોભાઇને એમણે સ્વભાવિકતા નથી વિસારી. જ્યાં જ્યાં ભાવોનો ઉત્કર્ષ બતાવવો પડયો છે ત્યાં ત્યાં સીધી અને સ્વભાવિક ઉક્તિઓ વડે દર્શાવ્યો છે. એમની કવિતામાં કલ્પનાનાં ઉડ્ડયનો અને વિષયની જટિલતા નથી. શિવાજીનું જે વીરવ્રત તેજ જીવનવ્રત છત્રસાલનું હતું. છત્રસાલનો જે ભક્તિભાવ શિવાજીમહારાજ ઉપર હતો અને એ બન્નેના સમ્મિલનનું જે ચિત્ર કવિએ સરજ્યું છે એણે બધા જ વિવેચકોનું લક્ષ ખેંચ્યું છે.

છત્રપ્રકાશમાં બુંદેલવંશની ઉત્પત્તિ 'સંપતિરાયનાં વિજ્યવૃત્તાંતો, એમનાં ઉદ્યોગ અને પરાક્રમો, છત્રસાલનો મુઠ્ઠીભર માણસો સાથેનો વિજ્ય અને પોતાના આદર્શની સાધનામાં જ આત્મવિસર્જન વગેરે પ્રસંગોનું વિશદ અને સ્વભાવિક વર્ણન છે. કાવ્ય અને ઇતિહાસ બન્ને દ્રષ્ટિએ આ ગ્રંથનું સ્થાન હિંદીસાહિત્યમાં મહત્વનું છે. લાલકવિએ દુહા અને ચોપાઇનો જ ઉપયોગ કર્યો છે. તુલસીદાસ પછી દુહા ચોપાઇમાં આટલી સફળતા બીજાને નથી મળી. લાલની ભાષામાં વ્રજ, બુંદેલખંડી અને અવધીનું મિશ્રણ છે. સ્વભાવિકતા અને સરસતા લાલકવિની કવિતાના આગળપડતા ગુણો છે. એમની કવિતાનું ઉદાહરણઃ

**સદા પ્રબુદ્ધ બુદ્ધિ હૈ જાકી તાસોં કૈસે ચલૈ કજાકી**<br>
**સાહસ તજિ ઉર આલસ મૌંડે ભાગ ભરોસે ઉધમ છાંડે**<br>
**તાહ તજૈ, જગ સંપત્તિ ઐસે તરૂણી તજૈ વૃદ્ધ પતિ જૈસે**<br>
**બિપત્તિ માંહું હિમ્મત હિ હાને બઢતી ભયે છિમા ઉર આને**

### કવીંદ્ર ( ઉદયનાથ ).

ઉદયનાથ બનપુરાના કાળિદાસ ત્રિવેદીના પુત્ર હતા. એમનો જન્મકાળ

સં ૧૭૩૬ મનાયો છે. અમેઠીના રાજા હિંમતસિંહે એમને રસચંદ્રોદય નામક ગ્રંથ રચવા માટે કવીંદ્રની ઉપાધિ આપી હતી. હિંમતસિંહના પુત્ર ગુરૂદત્તસિંહે સતસઇની રચના કરી હતી. એનો સં ૧૭૯૧ મળે છે. આ ઉપરથી કવીંદ્રના સમયનો પણ પત્તો મેળવી શકાય છે. એમનો રસચંદ્રોદય ગ્રંથ બહુ જ પ્રસિદ્ધ છે.

આ સિવાય એમના વિનોદચંદ્રિકા અને જોગલીલા નામના ગ્રંથોનો ઉલ્લેખ પણ મળ્યો છે. એમની કવિતાનો સમય સં ૧૭૭૭ થી ૧૮૦૪ નો મનાય છે. રસચંદ્રોદ શ્રૃંગારરસનો ગ્રંથ છે. એમની ભાષા મધુર અને પ્રસાદપૂર્ણ છે. વર્ણનને અનુકૂળ કલ્પનાઓ પણ રમ્ય છે. એમણે વ્રજ-ભાષામાં કવિતા કરી છે. એમનું એક કવિતા આ રહ્યું:

સહર મંઝાર હી પ્રહર એક લાગિ જૈ હૈ
છોર પૈનગર કે સરાય હૈ ઉતારેકી
કહત કવિંદ મગ માંઝ હી પરેગી સાંઝ
ખબર ઉડાની હૈ બટોહી હૂક મારેકી
ઘરકે હમારે પરદેસ કો સિધારે
યા તેં દયા કે વિચારી હમ રીતિ રાહવારેકી
ઉતરૌ નદી કે તીર, બર કે તરેહી તુમ
ચૌંકો જાનિ ચૌકી તહૌં પાહરૂ હમારેકી

## સૂરતિ મિશ્ર.

સૂરતિ મિશ્રે પોતાના વિષયમાં એક દોહરો કહ્યો છે. "સૂરતિ મિશ્ર કનૌજિયા, નગર આગરે બાસ." આ ઉપરથી એમનાં નિવાસ અને જાતિ સ્પષ્ટ થાય છે. એમણે સં. ૧૭૬૬ માં અલંકારમાલા અને સં. ૧૭૯૪ માં બિહારી સત સઇની અમરચંદ્રિકા નામે ટીકા લખી. એટલે એમની કવિતાનો સમય અઢારમી સદીના અંતમાં ઠરે છે. સૂરતિ મિશ્ર દિલ્હીના બાદશાહ

મુહમ્મદશાહના દરબારમા જતા આવતા હતા એમણે અમરચદ્રિકા ઉપરાંત આચાર્ય કેશવના રસિકપ્રિયા અને કવિપ્રિયા ઉપર ટીકાએ લખી છે આ ટીકાએ વ્રજભાષાના ગદ્યમા છે આ ઉપરથી એમના સાહિત્યજ્ઞાન અને મર્મસ્પર્શી દૃષ્ટિ દેખાય છે આ ટીકાએ ઉપરાત એમણે વૈતાલ-પંચ વિંશતિને વ્રજભાષાના ગદ્યમા અનુવાદ પણ કર્યો છે આ પુસ્તકો સિવાય એમના અલ કારમાલા, રમરત્નમાલા, સરસરસ, રસગ્રાહક ચ દ્રિકા, નખશિખ, કાવ્યસિદ્ધાત અને રસરત્નાકર ગ્રંથોના પણ ઉલ્લેખ મળે છે સુરતિ મિશ્ર એમની કવિતા કરતા ટીકાઓથી વધારે લોકપ્રસિદ્ધ થયા છે એમના ગદ્યનુ ઉદાહરણ

કમલ નયન કમલમે હૈ નૈન જિનકે કમલદ વરન કમલદ કહિએ મેઘ કો વરણુ હૈ શ્યામ સ્વરૂપ હૈ કમલ નાભિ શ્રીકૃષ્ણ કો નામ હી હૈ કમલ જિન કી નાભિ તે ઉપજ્યો હૈ કમલાપ કમલા લક્ષ્મી તાકે પતિ હૈ તિનકે ચરણ કમલ મમેત ગુન કો જાપ કયો મેરે મનમે રહો

અજીતસિંહ જોધપુરના પ્રસિદ્ધ મહારાજા અને ભાષાભૂષણના રચયિતા જસવતસિંહના પુત્ર હતા એમનો જન્મ ૧૭૩૭ મા થયો હતો આજ બાળક મહારાજ અજીતસિંહની રાઠોડોએ પ્રાણના ભોગે રક્ષા કરી અને મારવાડ રાજ્ય મોગલો પાસે જતા અટકાવ્યુ. એમની ભાષા વ્રજ છે અને કવિતા સામાન્ય છે એમનો સમય પણ અઢારમી સદીના અ તમા જાય છે.

### ઘનઆનંદ.

આલમકવિની કહાણી જે રીતે રગદર્શી છે તેના કરતા ઘનઆનદની જીવનકથામા વધારે વિશુદ્ધ અને ઉંચા પ્રકારનો Romance (રગદર્શન) છે ઘનઆનદનો જન્મ સ. ૧૭૪૬ મા થયો અને સ. ૧૭૯૬ મા દિલ્હીમા નાદીરશાહની ચનાવેલી કતલમા એમનુ મૃત્યુ થયું એઓ બાદશાહ મુહમ્મદ-શાહના મીરમુ શી હતા અને જાતના કાયસ્થ હતા એક દિવસ દરબારમા કેટલાક અદેખાઓએ કહ્યુ કે મુ શી સાહેબ બહુ સરસ ગાય છે બાદશાહે

એમને ગાવાનુ કહ્યુ પણ એમણે ન જ ગાયુ. પેના અદેખાઓએ પાછો વ્યુહ રચ્યો કે મુશી સાહિબને તો એમની પ્યારી નાયિકા સુજાન કહેશે ત્યારે જ એઓ ગાશે સુજાનને દરબારમા બોલાવવામા આવી અને એની વિનતી ઉપરથી મુંશી સાહેબે નાયિકા તરફ મુખ અને બાદશાહ તરફ પીઠ કરીને ગાયુ. સગીત એટલુ મધુર અને અપૂર્વ થયુ કે સભાજનો મત્રમુગ્ધ બની રહ્યા બાદશાહ એમના સગીત ઉપર જેટલા આફરીન થયા તેટલા જ એમની બેઅદબી ઉપર ખફા થયા આખરે બાદશાહે મુશી સાહેબને શહેરમાથી ચાલ્યા જવાનુ કહ્યુ મુશીએ સુજાનને પણ પોતાની સાથે આવવાનુ કહ્યુ પણ બેવફા સુજાન સાથે ન ગઇ આ બેવફાઇથી એમને દુનીઆ તરફ વિરાગ થયો અને વૃદાવન જઇને એમણે નિમ્બાર્ક સપ્રદાયના વૈષ્ણવધર્મની દીક્ષા લીધી અને બાકીનુ વિરક્ત જીવન ત્યા જ પુરૂ કર્યું

સ ૧૭૯૬ મા જ્યારે નાદીરશાહની સેનાના સિપાઇઓ ઠેઠ મથુરા સુધી આવી પહોચ્યા ત્યારે કેટલાક લોકો તરફથી ખબર મળી કે બાદશાહના મીરમુશી વૃદાવનમા રહે છે, અને એમની પાસે વધારે માલમતા છે સિપાઇઓએ આવીને એમને ઘેરી લીધા અને 'જર લાવો' એમ બુમરાણ શરૂ કરી. ઘનઆનદે શબ્દનો અવળો અર્થ કરીને એમની પાસે જે સાચુ જર (ધન) હતુ તે રજ' ના ત્રણ ચાર ખોબા સિપાઇઓ પર નાખ્યા સિપાઇઓ આથી ક્રોધે ભરાયા અને એમાથી એક સિપાઇએ તો ઘન આનદનો ડાબો હાથ કાપી નાખ્યો કહેવાય છે કે આ નીતરતા લોહીવડે જમણા હાથથી ઘનઆનદે નીચેનુ કવિત લખ્યુ

બહુત દિનનકી અવધિ આસપાસ પરે
ખરે અરબરનિ ભરે હૈ ઉઠિ જાનકો
કહિ કહિ આવત છબી લે માન ભાવન કો
ગહિ ગહિ રાખતી હી દૈ દૈ સનમાન કો
ઝુઠી બતિયાનિ કી પત્યાનિ તેં ઉદાસ હૈ કૈ
અબના ઘિરત ઘનઆનદ નિદાન કો

અધર લગે હૈ આનિ કરિ કે પયાન પ્રાન
ચાહત ચલન યે સંદેશો લૈ સુજાનકો

ઘનઆનંદના નીચે લખ્યા ગ્રંથોનો પત્તો મળે છે સુજાનસાગર, બિરહલીલા, કોકસાર, રસકેલિવલ્લી, અને કૃપાકાંડ. આ સિવાય કવિત્ત અને સવૈયાના ખુબ સંગ્રહો મળે છે કૃષ્ણભક્તિ સંબધીનો. એમનો એક વિશાળ ગ્રંથ છત્રપુર દરબારના રાજપુસ્તકાલયમાં છે આ ગ્રંથમાં ઘણા વિષયો વિવિધ રીતે વર્ણવ્યા છે.

ઘનઆનંદની ભાષા શુદ્ધ વ્રજભાષા છે. પંડિત રામચંદ્ર શુક્લે તો લખ્યું છે કે રસખાન અને ઘનઆનંદ જેવી શુદ્ધ સરસ ભાષા બીજા કોઈ કવિની નથી સુર બિહારી દેવ અને મતિરામની ભાષામાં હજી બીજી ભાષાના પ્રયોગો મળે છે ઘનઆનંદની ભાષા વિશુદ્ધ ઉપરાંત પ્રૌઢ અને મધુર છે ઘણુંખરૂં એમણે વિપ્રલંભ શૃંગાર જ ગાયો છે વિયોગ શૃંગારના જે કવિઓ થઈ ગયા છે તેમાં ઘનાનંદ પ્રધાન મુક્તક કવિ છે પ્રેમના દર્દમાંથી એમની વાણીનો પ્રાદુર્ભાવ થયો છે એમના ભાવોમાં સ્વાભાવિક મૃદુતા અને કોમળતા છે એમનો વિરહ તોફાની ઝંઝાવાત જેવો નથી પણ પ્રશાંત અને મીઠા સમીર જેવો છે આજ એમના વિરહદર્દની વિશેષતા અને ગૂઢ તથા ગંભીર પ્રેમની લાક્ષણિકતા છે સાચા અને ગંભીર ભાવુક હોવાને કારણે એમણે વિરહતાપની અત્યુક્તિઓનો ખોટો શણગાર નથી કર્યો પ્રેમમાર્ગનો આવો પ્રવીણ અને ધીર પથિક તથા પોતાની જવાબદારી સમજનારો વ્રજભાષાનો કવિ ઘનઆનંદ એક જ છે ઘનઆનંદની કવિતાના આ એક જ દોહરાથી એમની પ્રતિભા પ્રકટ થાય છે

**તબ તૌ દુરિ દૂરહિ તે સકાય બચાય કે ઔર કી દીઠિ હુંસે**
**દરસાય મનોજ કી મૂરતિ ઐસી રચાય કે નૈનન મેં સરસે**
**અબ તો ઉરમાંહિ બસાય કે મારત એ જૂ બિસાસી કહાં ધૌ બસે**
**કછુ નેહ નિબાહી ન જાનત હે તો સનેહકી ધારમેં કાહે ધંસે**

## શ્રીપતિ.

કાવ્યસરોજના કર્તા તરીકે અને કાવ્યનાં અંગો અને ઉપાંગોના સ્પષ્ટ વિવેચક તરીકે શ્રીપતિનું નામ હિંદી સાહિત્યના ઇતિહાસમાં માનભર્યું સ્થાન લે છે. શ્રીપતિ કાલપીના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. એમણે સં. ૧૭૭૭ માં કાવ્યસરોજ નામક પ્રસિદ્ધ રીતિગ્રંથની રચના કરી. આ ગ્રંથ ઉપરાંત એમના કવિ કલ્પદ્રુમ, રસસાગર, અનુપ્રાસ વિનોદ, વિક્રમ વિલાસ, સરોજ કલિકા અને અલંકારગંગા નામના બીજા પણ ગ્રંથો છે.

પંડિત રામચંદ્ર શુક્લે એમના કાવ્યકલાનું બહુ જ સુંદર અને માર્મિક વિવરણ કર્યું છે. મિશ્રબંધુઓએ શ્રીપતિના કાવ્યો ઉપર જેટલું ધ્યાન આપવું જોઇએ તેટલું નથી આપ્યું. શ્રીપતિએ કાવ્યનાં સર્વ અંગોનું નિરૂપણ વિશદ રીતે કર્યું છે. દોષોનો વિચાર પહેલાના ગ્રંથો કરતાં વધારે વિસ્તૃત રીતે એમણે કર્યો છે અને એ દોષોના ઉદાહરણમાં આચાર્ય કેશવના ઘણા છંદો મુક્યા છે. આ ઉપરથી સાહિત્ય વિષયનો એમનાં સમ્યક્ બોધ તથા વિચારસ્વાતંત્ર્ય પ્રકટ થાય છે. કાવ્યસરોજ પ્રૌઢ ગ્રંથ છે. કાવ્યના અંગોનું નિરૂપણ જેટલી સ્પષ્ટતાપૂર્વક શ્રીપતિએ કર્યું છે. એ જોતા એમની તિવ્ર અને વિશદ બુદ્ધિનો પરિચય મળે છે. આ વખતે જે ગદ્ય વધારે સમુત્ક્રાંત હોત અને શ્રીપતિએ એવા ગદ્યમા પોતાના વિચારો પ્રદર્શિત કર્યા હોત તો એ વિચારોના નિરૂપણમા વધારે આચાર્યત્વ અને વધારે પૂર્ણતા આવી શક્યા હોત. દાસ કવિએ પોતાના ' કાવ્ય નિર્ણય મા શ્રીપતિની ખુબ મદદ લીધી છે. એક રીતે કહીએ તો દાસ શ્રીપતિના ઋણિ છે. મિશ્રબંધુઓનું કહેવું યથાર્થ હોય તો દાસે એ શ્રીપતિના કાવ્યસરોજની સહાય લઇને એનો ઉલ્લેખ સુદ્ધા કર્યો નથી પરંતુ આથી શ્રીપતિની મહત્તા વધે છે. શ્રીપતિમા આચાર્યતાની સાથે કવિત્વનો પણ સુંદર સંવાદ દેખાય છે. એમનો રચનાવિવેક સતત્ જાગ્રત દેખાય છે અને એમના રૂચિ પણ અત્યંત સૌમ્ય અને સંસ્કારી કહી શકાય એવી છે. ભુકા શબ્દાડંબરના વમળમાં એઓ નથી પડ્યા, અનુપ્રાસ એમની રચનામા બરાબર જળવાયા

છે પણ તેથી કરીને એમના અર્થ અને ભાવની વ્યંજનામાં જરાય બાધા નથી આવી. ઘણા અનુપ્રાસો તો રસ ને અનુકૂળ વર્ણવિન્યાસના રૂપમાં આવીને ભાષામાં ઓજસ અને માધુર્ય પૂરે છે. એમનું વર્ષાઋતુનું વર્ણન લોકપ્રિય છે. એમના કાવ્યનું એક ઉદાહરણ આ રહ્યું.

જલ ભરે ઝૂમે માનો ભૂમ પરસત આય
  દસ હૂ દિસાન ઘૂમે દામની લએ લએ
ધૂરિધાર ધૂમ રેમે ધૂંમસે ધૂંધારે કારે
  ધુરવાન ધારે ધાવે છબિ સો છએ છએ
શ્રીપતિ સુકવિ કહે ઘેરિ ઘેરિ ઘહરાહિં
  તકત અતન તન તાવ તેં તએ તએ
લાલ બિનુ કૈસે લાજ–ચાદર રહેગી આજ
  કાદર કરત મોહિં બાદર નએ નએ.

શ્રીપતિના સાથે સાથે સં. ૧૭૭૯ માં દિલ્હીના શ્રીવાસ્તવ કાયસ્થ બીરે પણ કૃષ્ણચંદ્રિકા નામના નાયિકાભેદના એક ગ્રંથની રચના કરી છે એમની કાવ્યભાષા વ્રજ અને મુખ્ય છંદ ઘનાક્ષરી છે. એમની કવિતા સાધારણ શ્રેણિની મનાય છે ત્યાર પછી સં. ૧૭૮૦ની લગભગ ટટ્ટી સંપ્રદાયના મહંત સીતલદાસનું નામ આવે છે. સીતલદાસનો 'ગુલઝાર ચમન' ગ્રંથ મુદ્રિત છે એમના આ ગ્રંથની સંપૂર્ણ પ્રત મળી છે. એમાં બાકીના આનંદ ચમન અને બિહાર ચમનનો સમાવેશ થઇ જાય છે. ટટ્ટી સંપ્રદાયના આજના મહંતે બહુ જ શ્રમ લઇને આ ગ્રંથ છપાવ્યો છે. આ ગ્રંથમાં નાયિકાભેદ અને ખાસ કરીને ગોપાકના બહુ જ વિસ્તૃત વર્ણનો છે. સીતલદાસજીના છંદો ખડીબોલીમાં મળે છે. એમની કવિતા વેગવતી અને મનોરથ છે. મિશ્રબંધુઓનું કહેવું છે કે સીતલદાસ ખડીબોલીના પહેલા કવિ છે. આ પહેલાં ખડીબોલીનો એકેય પદ્યગ્રંથ હાથ લાગ્યો નથી. એમની કવિતા ઉપરથી એઓ ફારસી અને સંસ્કૃતના વિદ્વાન હતા એમ જણાય છે.

સં. ૧૭૯૭ માં રીવાના ભક્ત અને વિદ્યારસિક નરેશ તથા પ્રસિદ્ધ કવિ મહારાજ રઘુરાજસિંહના પિતા મહારાજા વિશ્વનાથસિંહનું નામ આવે છે. એમણે સં. ૧૭૭૮ થી સં. ૧૭૯૭ સુધી રાજ્ય કર્યું હતું. એઓ ઘણા કવિઓના આશ્રયદાતા હતા. એમણે વિવિધ વિષયો ઉપર લગભગ ૩૨ ગ્રંથોની રચના કરી છે. આ ગ્રંથોથી એમનું વિશાળ જ્ઞાન અને વિદ્વત્તા જણાઈ આવે છે. એઓ રામભક્ત હતા. એમણે વ્રજભાષામાં સૌથી પહેલું નાટક રચ્યું. એ દષ્ટિએ 'આનંદ રઘુનંદન' નાટક વિશેષ મહત્ત્વની વસ્તુ બની છે. ભારતેંદુએ આજ નાટકને હિંદીનું પ્રથમ નાટક માન્યું છે. આ ગ્રંથનો સંવાદ વ્રજભાષાના ગદ્યમા છે. અંકવિધાન અને પાત્રવિધાન પણ વધારે સ્પષ્ટ હોવાથી અને 'દેવના' દેવમાયા પ્રપંચ નાટક કરતાં વધારે સફળ અને સંપૂર્ણ હોવાથી એમને જ હિંદીના પ્રથમ નાટ્યકાર ગણવામાં આવ્યા છે.

## નાગરીદાસ (મહારાજ)

નાગરીદાસ નામના ચાર પાચ કવિઓ વ્રજમા થઇ ગયા છે. એ સર્વમાંથી વલ્લભીય સંપ્રદાયના નાગરીદાસ (મહારાજ) લોકવિખ્યાત છે. મિશ્રબંધુએ એમનો સં. ૧૬૪૮ આપ્યો છે અને આજ આધારે ડૉ. ગ્રિયર્સને પણ ઇ. સ. ૧૫૯૧ લખ્યો છે. પરંતુ આ બન્ને સંવત અને સન ખોટા છે. નાગરીદાસે પોતે જ પોતાના ગ્રંથ મનોરથમંજરીમા એનો રચનાકાળ સં. ૧૭૮૦ આપ્યો છે.—

> સંવત સત્રહસૈ અસી ચૌદસિ મંગલવાર
> પ્રગટ મનોરથ મંજરી બદિ આસૂ અવતાર

નાગરીદાસના જીવનચરિત્રમાં એમનો જન્મકાળ સં. ૧૭૫૬ ને પોષ વદ ૧૨ લખ્યો છે. આ જીવનચરિત્ર વિદ્યમાન કૃષ્ણગઢ નરેશની આજ્ઞાથી લખાઇને સં. ૧૯૫૫ માં પ્રકાશિત થયું છે.

નાગરીદાસનું મૂળ નામ સાવંતસિંહજી હતું. એઓ કવિતામાં પોતાનું નામ નાગર, નાગરી, નાગરિયા અથવા નાગરીદાસ લખતા હતા. એમની રાજધાની રાજપુતાનામાં કૃષ્ણગઢ રાજ્યમાં હતી. સાવંતસિંહજી રાઠોડકુળના હતા. એઓ બચપણથી જ તેજસ્વી અને શૂરવીર હતા. તેર વર્ષની નાજુક વયે એમણે બુંદીના મહારાજા જેતસિંહને માર્યા હતા. સં. ૧૮૦૪ માં એઓ દિલ્હીના શાહી દરબારમાં હતા. આ દરમ્યાન એમના પિતા મહારાજા રાજસિંહનો દેહાંત થયો. બાદશાહ અહમદશાહે એમને દિલ્હીમાં જ કૃષ્ણગઢના વારસ સ્વીકારીને અભિષેક કર્યો. પરંતુ જ્યારે એઓ કૃષ્ણગઢ ગયા ત્યારે ત્યાં એમના ભાઇ બહાદુરસિંહજીનો અમલ હતો. આ બેવકાઇથી ચિડાઇને એમણે મરાઠાઓની સહાય લીધી અને કૃષ્ણગઢ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. પરંતુ ગૃહકલહે એમને જંપીને બેસવા ન દીધા. આખરે સંસાર તરફ એમને એટલો બધો વિરાગ જાગ્યો કે એઓ સં. ૧૮૧૪ માં રાજપાટ છોડી ગાદી પોતાના પુત્રને સોંપીને વૃંદાવન ચાલ્યા ગયા અને વલ્લભીય સંપ્રદાયના ગાદીપતિ મહારાજ રણછોડદાસજી પાસે વૈષ્ણવ ધર્મની દીક્ષા લીધી. ગૃહકલહ વખતની એમની મનોદશા એમણે બહુ જ સ્પષ્ટરીતે વર્ણવી છે.

જહાં કલહ તહાં સુખ નહીં કલહ સુખન કો સૂલ
સબૈ કલહ એક રાજમેં રાજ કલહ કો મૂલ
કહા ભયો નૃપ હૂ ભયે ઢોવત જગ બેગાર
લેતન સુખ હરિ ભક્તિ કો સકલ સુખન કો સાર
મૈં અપને મન મૂઢતેં ડરત રહત હૌં હાય
વૃંદાવન કી ઓરતેં મત કબહૂં ફિરિ જાય.

જ્યારે વૃંદાવન ગયા અને સાધુસંતો તથા લોકસમાજને ખબર પડી કૃષ્ણગઢના રાજા આવ્યા છે ત્યારે એમની કોઇએ પણ દરકાર કરી નહિ; પરંતુ પાછળથી એમ ખબર પડી કે કવિ નાગરીદાસ આવ્યા છે ત્યારે લોક

અને મધુર છે. એ સમયને અનુસરીને એમણે ફારસી ઢંગપર પણ કેટલીક કવિતા લખી છે. એમની કવિતાનો એક નમુનો આ રહ્યો:—

**ભાદોં કી કારી અંધ્યારી નિસા ઝુકિ બાદર મંદ ફુહી બરસાવૈ**
**શ્યામાજુ આપની ઉંચી અટાપૈ છકી રસ રીતિ મલાર હી ગાવૈ**
**તા સમૈ મોહન કે દગ દૂરિ તે આતુર રૂપ કી ભીખયોં પાવૈ**
**પૌન મયા, કરિ ઘુંઘટ ટારૈ દયા કરી દામિનિ દીપ દિખાવૈ.**

સં. ૧૭૮૧ માં ભૂદરદાસ જૈને મહારાજા સવાઇ જયસિંહના કર્મચારી હરીસિંહના કહેવાથી જૈન શતક નામનો ગ્રંથ રચેલો મળે છે. સં. ૧૭૮૯ માં 'પાર્શ્વ પુરાણ' નામે બીજો પણ ગ્રંથ એમની રચનાનો મળે છે. અને એ ઉપરાંત ભુદર વિલાસ નામના ગ્રંથનો થોડોક ભાગ પણ જડયો છે. ભુદરની વર્ણનાત્મક શૈલિ મિશ્ર બંધુઓએ એમના ગ્રંથના અવલોકન પછિ વખાણી છે. એમની ભાષા વ્રજ છે. પણ એમાં અવધી અને ખડી બોલીના પ્રયોગો પણ મળે છે. એમના ગ્રંથોમાં ખાસ કરીને જૈન કથાઓ વર્ણવાયલી છે.

## કૃષ્ણકવિ.

કૃષ્ણ કવિ મહાકવિ બિહારીના પુત્ર તરીકે અને સતસઇના ટીકાકાર તરીકે પ્રસિદ્ધ વ્યક્તિ છે. એમણે બિહારીના આશ્રયદાતા મહારાજા જયસિંહના મંત્રી આયામલની આજ્ઞાથી બિહારી સતસઇની ટીકામાં મહારાજા જયસિંહને માટે વર્તમાન કાળની ક્રિયાનો પ્રયોગ કરીને એમની પ્રશંસા પણ કરી છે. ટીકાનો સમય સં. ૧૭૮૫ થી ૧૭૯૦ સુધીનો મનાય છે. એમણે પોતાના દોહરાના ભાવ પલ્લવિત કરવા માટે સવૈયાઓનો પણ ઉપયોગ કર્યો છે. એટલે કૃષ્ણની ટીકા અલંકારયુગનો મહત્ત્વનો ગ્રંથ છે. એમની ભાષા સરળ અને પ્રવાહી છે. એમના સવૈયા જોતાં એમનાં સહૃદયતા રચનાકૌશલ અને ભાષાપ્રભુત્વ દેખાય છે.

## જોધરાજ

ભૂષણની જેમ જોધરાજે પણ એક ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિને લઈ ને એના ઉપર એક પ્રબંધકાવ્ય રચ્યું છે. રણથંભોરના પ્રસિદ્ધ હમીરદેવને ચરિત્રનાયક બનાવીને જોધરાજે હમીરરાસો નામક પ્રસિદ્ધ ગ્રંથની રચના કરી છે. આ રચના ચંદયુગની છપ્પયપદ્ધતિ પર થઈ છે. જોધરાજે ચંદ વગેરે પ્રાચીન કવિઓની ભાષાનો પણ ઉપયોગ કર્યો છે. એમાં ઘટનાઓના, વર્ણનો વિશદ અને સરસ છે. કાવ્યનું સ્વરૂપ બાંધવા માટે કવિએ કેટલીક કાલ્પનિક ઘટનાઓ પણ લીધી છે. પ્રાચીન વીરકાળના અન્તિમ રાજપૂત વીરનું ચરિત્ર જે રૂપમા અને જે પ્રકારની ભાષામા અંકિત થવું જોઈએ એજ રૂપમાં અને એ જ પ્રકારની ભાષામાં અંકિત કરવામાં જોધરાજ સહજ થયા છે. હમીરરાસો એમને હિંદીકાવ્યની ઐતિહાસિક પરંપરાના ઉંડા અભ્યાસી તરીકે પણ સિદ્ધ કરે છે. એમની ભાષા વ્રજ છે.

સં ૧૭૮૫ માં રસિક સુમતિએ કુવલયાનંદના આધાર પર અલંકાર ચંદ્રોદય નામના અલંકારગ્રંથની રચના કરી હતી.

## ગંજન

ગંજનરાય કાશીના ગુજરાતી શ્રીગોડ બ્રાહ્મણ કહેવાય છે. એમણે પોતાના વંશનો પણ પરિચય આપ્યો છે. મુકુટરાયના માનસિંહ થયા, તેમના ગિરિધર તેમના મુરલીધર અને મુરલી ના ગંજનરાય થયા એમણે કમરૂદ્દીનખાને નામે "કમરુદ્દીનખા હુલાસ" નામનો શ્રૃંગારરસનો ગ્રંથ રચ્યો. કમરુદ્દીન દિલ્હીના બાદશાહ મહમ્મદશાહના વઝીર હતા અને હિંદીકાવ્યના પ્રેમી હતા ગ્રંથના પહેલા ભાગમા કમરુદ્દીનના વંશ વર્ણવ્યો છે. અને બાકીના ભાગમા ભાવભેદ દ્વારા નાયિકા ભેદ કહ્યો છે. એમના ઋતુવર્ણનોના રૂપકો સુંદર છે. પંડિત રામચંદ્ર શુક્લનું કહવું છે કે આ ગ્રંથમા સાચી ભાવુકતા અને પ્રકૃતિ રંજનની શક્તિ બહુ અલ્પ છે અને ભાષા પણ શિષ્ટ અને શુદ્ધ નથી

પન્નામાં થયો હતો. એમના વડવા હરિસુકન બખ્શી પન્ના રાજ્યના મંત્રી હતા. પન્ના નરેશ અમાનસિંહના દરબારીઓમાં હંસરાજનું સ્થાન માનીતું હતું. વ્રજના પ્રેમસખી સંપ્રદાયના વિજયસખી મહાત્માના હંસરાજ શિષ્ય હતા. સખીભાવના ઉપાસક હોવાને કારણે એમણે પ્રેમ અને માધુર્યભરી રચનાઓ કરી છે. એમના ચાર ગ્રંથો મળે છેઃ સનેહસાગર, વિરહ વિલાસ, ગાયચંદ્રિકા અને બારહમાસા (૧૮૧૧).

આ બધામાંથી સનેહસાગર એમનો વિશાળ અને મુખ્ય ગ્રંથ છે. લાલા ભગવાન દીને બહુ જ શ્રમ અને કાળજીપૂર્વક એનું સંપાદન કર્યું છે.

સનેહસાગર નવ તરંગોમાં સમાપ્ત થયો છે. એમાં કૃષ્ણની વિવિધ લીલાઓનું વર્ણન છે. ભાષા મધુર, સરસ અને વેગવતી છે. ભાષાનો આવો સ્નિગ્ધ અને સરળ પ્રવાહ ઘણા થોડા કવિઓની રચનામાં માલુમ પડે છે. પદવિન્યાસ પણ કોમળ અને લલિત છે. અનુપ્રાસ સ્વભાવિક લાગે છે. હંસરાજની કવિતામાં સંસ્કૃત પદાવલી જેવું માધુર્ય નથી પરંતુ હિંદીનું સરળ અને સુબોધ માધુર્ય ભર્યું છે. એમની કવિતામાં વાક્યોનો સમાવેશ પાદપૂર્તિ માટે નહિ પરંતુ ભાવપૂર્તિ માટે થયો છે એમની કલ્પના ભાવવિધાનમાં જ પ્રવૃત્ત લાગે છે પોતાના સ્વતંત્ર ઉદ્ગારનો નથી કરની ભાવવિકાસને માટે સ્વાભાવિક અને પરિચિત વ્યાપારોનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે આ રીતે સનેહસાગરનું સ્થાન હિંદી કાવ્યસાહિત્યમાં પ્રતિષ્ઠાભર્યું છે. ઉદાહરણ

દમકતિ દિપતિ દેહ દામિનીસી ચમકત ચંચલ નૈના
ઘૂંઘટ બિચ ખેલત ખંજનસે ઉડિ ઉડિ દીઠિ લગના
લટકતિ લલિત પીઠપર ચોટિ બિચ બિચ સુમન સંવારી
દેખે તાહિ મૈઉ સૌ આવત મનહુ ભુજંગિની કારી

અવ કારયુગનો પૂર્વાર્ધ હંસરાજ સાથે પૂરો થાય છે અને કવિવર નાનથી એના ઉત્તરાર્ધનો આરંભ થાય છે.

## અલંકારયુગ.

### (ઉત્તરાર્દ્ધ)

સૂર અને તુલસીદાસે હિંદી સાહિત્યને જે પ્રતિષ્ઠા અને ગૌરવ અર્પ્યાં અને કેશવદાસ, ભૂષણ, દેવ, મતિરામ અને આનંદઘનના સમયમાં એનો જે વિસ્તાર સધાયો એવો અને એટલો વિસ્તાર અલંકારયુગના આ ઉત્તરાર્ધમાં એટલે દાસ પદ્માકરના સમયમાં નથી સધાયો. આ કાળમાં પૂર્વાર્ધ કરતાં વધારે કવિઓ થયા છે પરંતુ એકેય કવી નવરત્નમાં સ્થાન મેળવી શક્યો નથી. નવરત્નની પ્રથમ પંક્તિ બાદ કરીએ તો બાકીની શ્રેણિઓમાં ઘણા ઉત્કૃષ્ટ કવિઓ થયા છે; પરંતુ સૂર કે તુલસી, ભૂષણ કે દેવના પ્રતિભા અને સામર્થ્ય કોઇને વર્યાં હોય એવું એક પણ નામ નથી દેખાતું. હા, જુદી જુદી પ્રતિભાવાળા કવિઓ જુદા જુદા ક્ષેત્રમાં અધિક પ્રમાણમાં થયા છે એ વાત સાચી.

આ સમયના કવિઓમાંથી ઘણાખરાઓએ તો શૃંગારરસની જ કવિતા કરી છે; અને તેમાંય નાયિકાભેદને જ મુખ્ય વિષય તરીકે સ્વીકાર્યો

છે. ભક્તિયુગ પછીના કવિઓએ શૃંગારરસના કવિતા કરવાની જે પ્રણાલિકા શરૂ કરી તે ભૂષણ અને દેવના સમયમાં ખૂબ વિકાસ પામી અને આ દાસ-પદ્માકરના કાળમાં તો એણે એટલી બધી ધૂમ મચાવી કે પ્રત્યેક કવિ નાયિકાભેદ, ષટઋતુ અને નખશિખના ગ્રંથો રચવા એને પોતાનું કર્તવ્ય માનવા લાગ્યો. ષટઋતુમાં નૈસર્ગિક કલાવિધાનો કરવા મુકીને કવિઓએ ત્યાં પણ નાયક નાયિકાને જ આગળ કર્યા. એટલે સમયના પ્રમાણમાં કવિઓની દૃષ્ટિ જે માનવજીવનનાં બીજા અંગો તરફ વળવી જોઇતી હતી તે ન વળતાં માત્ર શૃંગારમાં જ ગુંથાઇ રહી.

બીજી રીતે વિદ્યમાન ખડીબોલીના સ્વરૂપ સુરેખ રીતે પોતાના ગદ્યમાં ઉતારનાર આધુનિક ગદ્યના પિતા લલ્લુલાલે આ જ સમયમાં પોતાનો પ્રસિદ્ધ ગ્રંથ 'પ્રેમસાગાર' રચ્યો અને એમના સમકાલીન સદલમિશ્રે 'નાયકે તોપાખ્યાન' નામની અપૂર્વ કથા કહી. ભક્તકવિઓનો આ સમયમાં .કવિઓના નામો એકઠા કરવા હોય તો મળી શકે પરંતુ આ ઉત્તરાર્ધમાં તો એટલું પણ બની શકે એમ નથી.

વીરરસની કવિતા પણ બહુ નથી થઇ. સુદન કવિનું "સુજાન ચરિત્ર" અને પદ્માકરની "હિમ્મત બહાદુર બિરદાવલી" મા જ વીરકવિતા સમાઇ જાય છે.

આ યુગના કવિઓએ ભાવોના વિકાસ અને વિસ્તાર તરફ વધારે ધ્યાન ન આપતાં માત્ર અલંકારો તરફ જ પોતાનું બધું ધ્યાન આપ્યું છે. ભાષાની આ વસ્તુ સ્થિતિથી પરિણામ એ આવ્યું કે થોડી ઉન્નતિ થઇ પણ ભાવોમાં શિથિલતા આવી. નવા ભાવોની આયાત અટકવાથી નવા વિષય પણ આવતા અટકયા, અને આ રીતે સાહિત્યનો સમગ્ર વિકાસ ન થતાં માત્ર એક બે અંગોનો જ વિકાસ થયો ખરી રીતે આ સમયમાં સાહિત્યને લાભ કરતાં હાનિ વધારે થઇ છે.

આજ સમયમાં અંગ્રેજોએ પણ પોતાનાં સંસ્કાર અને સત્તાને શાંતિપૂર્વક છતાં સંગીન રીતે ફેલાવા માંડયાં હતાં. એની પ્રવીણતા સમયથી.

અંગ્રેજી સંસ્કારની અસર હિંદી સાહિત્યપર સ્પષ્ટ દેખાય છે. ઈસ્ટ ઇંડિયા કંપની તે વખતે માત્ર વેપારી મંડળી મટી જઈને ભારતના કેટલાક પ્રદેશ ઉપર રાજ્ય ચલાવનારી સત્તા બની હતી. બ્રિટીશ પાર્લામેન્ટ તરફથી કંપનીને જે જે જવાબદારીઓ સોંપવામાં આવી હતી તેમાં એક જવાબદારી એ પણ હતી કે કંપનીના વહીવટવાળા પ્રદેશમાં લોકોના સંસ્કાર અને કેળવણીના વિકાસમાં સહાય કરવી. એ વખતે છાપખાનાઓની શરૂઆત થવા માંડી હતી. અંગ્રેજ પ્રજાએ પોતાના સંસ્કારોનો પ્રચાર કરવાનું આ ઉત્તમ સાધન પારખી લીધું, અને એનો બરાબર ઉપયોગ કર્યો. આ સાધન વડે એઓ માત્ર ભારતની કેળવણી ઉપર જ નહિ પરંતુ ભારતના વિચારો અને જીવન ઉપર પણ પોતાના સંસ્કારોની અસર જમાવતા ગયા. યુરોપમાં જેમ લેટીન અને ગ્રીકના પ્રચાર અને અભ્યાસથી યુરોપના સાહિત્ય ઉપર એ વિચારણાઓની છાપ ઉઠી એ પ્રમાણે અંગ્રેજી ભાષાના પ્રચારથી ભારતના જીવન ઉપર પણ એની અમુક અસર થઈ. ઉત્તરાર્ધમાં જે જાતનું સાહિત્ય સર્જાયું તે એને એ સમયના પ્રજાજીવન સાથે પણ ગાઢ સંબંધ છે. અંગ્રેજો આપણા દેશમાં આવ્યા અને સ્થિર થયા તે પહેલાં સમાજમાં આળસનું સામ્રાજ્ય હતું. રાજાઓના વર્ણનો ઉપર, કવિતા કરીને,, ખુશામત કરીને, સામાન્ય નોકરી કરીને અને એક જણ કમાય તો દસ જણાનું પેટ ભરે એવો વ્યવહાર ચલાવીને એ વખતનું પ્રજાજીવન મંદ, આળસુ, ખમીરવાણું અને તેજવિહોણું બની ગયું હતું. Struggle for Existence—જીવન સંગ્રામ—ના પ્રશ્ન તરફ એ વખતે પ્રજાજીવનનું જેટલું ધ્યાન ખેંચાવું જોઈએ તેટલું ખેંચાયું ન હતું; અને આ રીતે પશ્ચિમનો મહિમા ભારતના લોકજીવનથી અજાણ જ રહ્યો હતો. પશ્ચિમના દેશોમાં જીવન સંગ્રામની જે પ્રબળતા સ્થિર હતી તે દિવસે દિવસે વધતી ગઈ. અને એ કારણથી ત્યાં માનવજીવનની સાધારણ ઘટનાઓ સાથે પણ સાહિત્યનો સંબંધ સંપર્ક રહ્યો. એટલે જીવનને ઉપયોગી નહિ એવા વિષયો સાહિત્યમાં આવતા અટક્યા. આ રીતે એમના સાહિત્યમાં જીવનની જે Reality વા નક્કરતા દેખાય છે તે હિંદી સાહિત્યમાં નથી.

ભારતમા કેન્લાય વર્ષો થયા કોઇ પણ માવભામ સત્તા ન હાવાવા ભાનની એકતાનો ભાવ હિંદુશાસનમા પણ મંગતિ નથી થયો મુસનમાન કાળમા હિંદુ મુસનમાનના ઝઘડાઓને લઇ હિંદુત્વનો ભાવ જાગ્યો અને એ વિશનુ સાહિત્ય પણ જન્મ્યુ પરતુ સમગ્ર સમાજનુ ધ્યાન દેશભકિત જેવો એકયભાવના નચમ વિચાર તરફ ન ગયુ જીવનનગ્રામની ઝગઝ અસર ન હાવાથી અને સાથે સાથે દેશભકિતના અભાવથી હિંદી કવિસમાજ જીવનની વાસ્તવિકતાથી દૂર દૂર જ રહ્યો

એ વખતે ઉર્દુ કવિતાનો જે વિકાસ થયો હતો તેમા પણ શૃગારરસનુ જ પ્રાધાન્ય હતુ એટને એની અસર પણ હિંદી સાહિત્ય પર નકામી જ પડી. આમ આ ઉત્તરાર્ધનુ હિંદી સાહિત્ય સમસ્ત પ્રજાજીવનને જેટનુ ઉપયોગી સહાયક અને પ્રેરક નિવડવુ જોઇએ તેટનુ ન નિવડયુ હવે આપણે આ સમયના મુખ્ય મુખ્ય કવિઓ અને સાહિત્યમાર્ગ જોઇએ

દાસ.

દાસનુ મૂળ નામ ભિખારીદાસ હતુ એઓ અવધપ્રાતના પ્રતાપગઢ પાસેના ટયોગા ગામના શ્રીવાસ્તવ કાયસ્થ હતા એમણે પોતાનો વશપરિચય આપ્યો છે રાય નરોત્તમદાસ પછી રાય રામદાસ પછી રાય વીરભાનુ પછી રાય કૃપાનદાસ અને કૃપાનદાસના પુત્ર તે ભિખારીદાસ દાસના પૂત્ર અવધેશ લાલ થયા અને અવધેશના ગૌરીશકર થયા ગૌરીશકર અપુત્ર મરી જવાથી વશપરપરા ત્યા જ અટકી ગઇ હજી એમના નાતિના માણસો ટયોગામા રહે છે દાસના નીચે લખેના ગ્રથો આજ સુધી મળ્યા —

રસસારાશ (સ ૧૭૯૯) છદાર્ણવ પિગળ (સ ૧૭૯૯) કાવ્યનિર્ણય (સ ૧૮૦૩) શૃગારનિર્ણય (સ ૧૮૦૭ નામપ્રકાશ (કોશ સ ૧૭૯૫) વિષ્ણુપુરાણ ભાષા છદ પ્રકાશ શતરજશતિકા અને અમરપ્રકાશ (સસ્કૃત અમરકોશ હિંદીપદ્યમા)

' કાવ્યનિર્ણય ' માં દાસે પ્રતાપગઢના સોમવંશી રાજા પૃથ્વીપતિસિંહના ભાઈ બાબુ હિંદુપતિસિંહને પોતાના આશ્રયદાતા લખ્યા છે: રાજા પૃથ્વીપતિ સં. ૧૭૯૧ માં ગાદીએ બેઠા અને સં. ૧૮૦૭ માં દિલ્હીનાં વજીર સફદરજંગ દ્વારા છળથી માર્યા ગયા. એટલે વિવેચકોએ એવો મત બાંધ્યો છે કે ૧૮૦૭ પછી દાસે રચનાઓ નથી કરી આ ઉપરથી એમનો કવિતાકાળ સં. ૧૭૮૫ થી ૧૮૦૭ સુધીનો મનાય છે. એમનો જન્મકાળ સં. ૧૭૫૫ છે.

કાવ્યાંગોના નિરૂપણમા દાસનું સ્થાન પહેલું આવે છે. એમણે છંદ, રસ, અલંકાર, રીતિ, ગુણ, દોષ, શબ્દશક્તિ આદિ સર્વ વિષયોનો બીજાં કવિઓ કરતા વિસ્તૃત રીતે પ્રતિપાદન કર્યો છે. શ્રીપતિના વિવરણ વખતે જે એમ લખ્યું છે કે દાસે શ્રીપતિમાંથી ઘણું લીધું છે. અને સાથે જ દાસજી એ રીતે શ્રીપતિના ઋણિ છે. એમની વિષય પ્રતિપાદનની શૈલી ઉત્તમ અને આલોચનશક્તિ વિશદ દેખાય છે, હિંદી કાવ્યક્ષેત્રમા પરકીયાના પ્રેમની પ્રચુરતા દાસજીએ અતિશય જોઇ: અને બીજી રીતે આ વસ્તુ રસની દૃષ્ટિએ રસાભાસના અંતર્ગત આવે છે. ઘણે ઠેકાણે તો રાધાકૃષ્ણના નામો આવવાથી એ દેવકાવ્ય બની જાય છે અને દોષ ગૌણ બની જાય છે: પરંતુ એ દોષ છે એ તો રહે છે જ. આ સૂક્ષ્મ વાતને દાસે જોઇ લીધી અને એમણે સ્વકીયાના લક્ષણને જ વધારે વ્યાપક કરવાનો પ્રયત્ન કર્યો. એક ઠેકાણે એમણે કહ્યું છે —

**શ્રીમાનનિ કે ભૌનમેં ભોગ્ય ભામિત્ત ઔર**
**તિન ઠકો સુકિયા લિખૈં ગનૈ સુકવિ સીસર–ભૌ**

પંડિત રામચંદ્ર શુકલે લખ્યું છે કે હિંદી સાહિત્યમા દાસના વધારાના દસ હાવોના નામ જોઇને કેટલાક સાહિત્યકો ચોંકી ઉઠયા છે. પરંતુ એ ચોંકી ઉઠનારાઓએ ' સાહિત્યદર્પણ ' ના નાયિકાઓના અઢાર સ્વભાવ અલંકારો જાણ્યા નહિ હોય. એ અલંકારો એમણે આ પ્રમાણે ગનાવ્યા છે. લીલા, વિલાસ, વિબ્બોક, કિલકિંચિત, મોટ્ટાયિત, વિક્ષેપ,

ટ્ટમિત, વિભ્રમ, લલિત, વિહૃત, મદ, તપન, મૌગ્ધ્ય, વિક્ષેપ, 'કુતૂહલ હસિત, ચકિત અને 'કેલિ. આમાંથી 'અંતિમ આને લઈ દાસે પ્રચલિત 'હાવ દસમાં ઉમેરી દીધા' એમાં આશ્ચર્ય શું છે? આગળ વધીને એઓ તો એટલું પણ કહે છે કે હિંદીમાં જ્યાં સુધી સંસ્કૃતના મુખ્ય મુખ્ય સિદ્ધાંતગ્રંથોના સર્વ વિષયોનો યથાવત્ સમાવેશ નહિ થાય અને 'સાહિત્યશાસ્ત્રના સમ્યક્ અધ્યયનનો શોખ નહિ જાગે ત્યાંસુધી આવાં આશ્ચર્યો રહેવાનાં જ.

આચાર્યતાની દૃષ્ટિએ પણ દાસનું નામ મોખરે મુકાય છે. છતાં દાસમાં ન પૂર્ણ આચાર્યતા પ્રકટ નથી થતી. દાસની ભાષા સાહિત્યિક અને પરિમાર્જિત છે. એ સમયનો મુખ્ય વિષય શૃંગાર હોવાથી એમણે પણ એનું દેવની જેમ વિસ્તારથી વર્ણન કર્યું છે. દેવ ભિન્ન દેશની જાતી-ઓના સ્વભાવ વર્ણનો જેમ 'જાતિવિલાસ'માં કર્યાં છે અને તેમાં ધોબણ, કુંભારણ વગેરે બધી જ જાતિની સ્ત્રીઓનો સમાવેશ કર્યો છે. પરંતુ દાસે રસાભાસના ડરથી મર્યાદા ધ્યાનમાં ગણીને કેટલીક જાતિઓને આલંબનના રૂપમાં ન ગણતાં દૂતીના રૂપમાં ગણી છે. એમના 'રસસારાંશ'માં હજામણી, ધોબણ, નટી, કુંભારણના પ્રસંગ દૂતીના રૂપમાં મોજુદ છે. દાસમાં દેવ કરતાં અધિક રસવિવેક હતો એમ કહેવાય છે. એમનું શૃંગાર-નિર્ણય એક અપૂર્વ કાવ્ય છે. એમનાં ઉદાહરણો મનોહર અને સરસ છે. ભાષામાં શબ્દાડંબર નથી. દાસની રચનાઓ કલાપક્ષમાં સરસ અને ભાવપક્ષમાં રંજનકારિણી છે. વિશુદ્ધ કાવ્ય સિવાય એમણે નીતિ વિષે પણ ઘણી સૂક્તિઓ કહી છે. દેવના જેટલા ઉચ્ચા કલ્પનાવિહારો અને ગગનગામી મનોરથો દાસમાં નથી. અને સાથે સાથે દેવના જેટલી નિષ્ફળતાઓ પણ દાસમાં નથી. દાસની કહેવાની રીત સાવ વિલક્ષણ અને નવતાવાળી ન હતી છતાં જે રીતે એમને પોતાના ભાવો પ્રકટ કરવા હતા તે પ્રકટ કરવાનું એ-મનામાં સામર્થ્ય હતું. દાસના ભાષાના મુખ્ય ગુણો માધુર્ય અને પ્રસાદ છે. હિંદી સાહિત્યમાં દાસનું સ્થાન આગળ પડતું છે. બે ઉદાહરણો.

આહી ફરી તૈં ન સાન રહૈ, ન ગુમાન રહૈ ન રહ સુખરૂદ
દાસ ન લાજકો સાજ રહૈ ન રહૈ તન કો ઘરકાજ કી ચાક
હૌ દિખસાધ નિવારે રહૌં તબહી લૌં ભટુ સબ ભૂનિ ભલાક
દેખત કાન્હૈ ન ચૈન રહૈ નહિં ચિત્ત રહૈ ન રહૈ અનુરાક

× × ×

અંખિયાં હમારી દઈ મારી સુધિ બુધિ હારી
મો હૂં તેં જુન્યારી દાસ રહૈ સબ કાલમેં
કૌન ગહૈ જ્ઞાને કાહિ સોંપત સયાને
કૌન લોક ઓક જાનૈ યે નહિં હૈ નિજ હાલમેં
પ્રેમ પગિ રહી, મહા મોહમેં ઉમગિ રહી
ઠીક ઠગિ રહી લગિ રહી બન મા લામેં
લાજ કો અંચૈ કે કુલ ધરમ પચૈ કૈ
વૃથા બંધન સંચૈ કે ભટુ મગન ગોપાલમેં

## ગુરૂદત્તસિંહ ( ભૂપતિ )

ભૂપતિ અમેઠીના રાજા હતા. એમણે સં. ૧૭૯૧ માં શૃંગાર રસનું નિરૂપણ કરતા ૭૦૦ દોહરાનો એક 'સતસઇ' નામનો ભાવપૂર્ણ ગ્રંથ રચ્યો છે. ઉદયનાથ કવીંદ્ર ભૂપતિને ત્યાં ઘણા દિવસ રહ્યા હતા એમ કહેવાય છે. ભૂપતિ સહૃદય કવિ અને સાહિત્ય મર્મજ્ઞ હતા. કવિઓનો સંઘ એમના દરબારમાં હમેશાં જામેલો જ રહેતો. એક વખત અયોધ્યાના નવાબ સઆદતખાં સાથે એમને યુદ્ધ થયું ત્યારે સઆદતખાંએ અમેઠીને ચારે તરફથી ઘેરી લીધું. ગુરૂદત્તસિંહે એ વખતે હિંમત બતાવીને સામે મોરે યુદ્ધ કરીને પોતાનો આગળનો માર્ગ કરી લીધો. એમની કવિતા સરસ, મધુર અને મોહામણી છે. મિશ્રબંધુઓનો મત છે કે ભૂપતિના દોહરાની સરસતાને માત્ર બિહારી જ વટાવી શકે છે. 'સતસઇ' ઉપરાંત એમના કંઠાભરણ, રસરત્નાકર ભાગવતભાષા અને રસદીપ નામના ગ્રંથો છે.

## તોષનિધિ.

તોષનિધિ શ્રૃંગવેરપુર ( સિંગરૌર-અલ્હાબાદ ) ના રહેવાશી ' ચતુર્ભુજ શુક્લના પુત્ર હતા. એમણે સં. ૧૭૯૧ મા ' સુધાનિધિ ' નામના રસભેદ અને ભાવભેદના એક ભવ્ય ગ્રંથની રચના કરી છે. દ્વિતીય ત્રૈવાર્ષિક શોધમા અયોધ્યા નરેશના રાજ પુસ્તકાલયમા ' સુધા નિધિ ' ની સં. ૧૯૪૮ માં લખાયલી એક પ્રત મંધરાઇ છે. એમા ગ્રંથનો નિર્માણ કાળ સં. ૧૬૯૧ લખ્યો છે. પરંતુ પંડિત રામચંદ્ર શુક્લે લહીયાની ભૂલ માનીને એ સમય સં. ૧૭૯૧ નો જ સ્વીકાર્યો છે; અને એ જ સમય પ્રમાણિક લાગે છે. શોધમા એમના વિનયશતક અને નખશિખ નામના બીજા પણ બે ગ્રંથો મળ્યા છે. દાસની જેમ તોષનિધિએ પણ કાવ્યાંગોના સુંદર લક્ષણો અને સ્વાભાવિક તથા સરસ ઉદાહરણો આપ્યા છે. એમની કવિતામા કલ્પનાનો ઉપયોગ અંત સુધી કાયમ રહે છે એમની ભાષા સ્વાભાવિક અને વહેતી છે. તોષનિધિની સહૃદયતા અને ભાવમયતાનુ હિંદી કાવ્યસાહિત્યમા ઉંચુ સ્થાન છે. ભાવોનું વિધાન સઘન હોવા છતા કયાય અસ્પષ્ટ નથી. ઉદાહરણ:—

ભૂષન-ભૂષિત દૂષન હીન પ્રવીન મહા રસ મૈં છબિ છાઇ
પૂરી અનેક પદારથ તેં જેહિમેં પરમારથ સ્વારથ પાઇ
ઔ ઉકતૈ સુકતૈ ઉલહી કવિ તોષ-અતોષ ભરી ચતુરાઇ
હોત સબૈ સુખકી જનિતા બનિ આવતિ જૌ બનિતા કવિતાઇ

## દલપતિરાય અને બંસીધર.

દલપતિરાય અને બંસીધર બન્ને અમદાવાદના ગુજરાતીઓ હતા. દલપતિરાય વાણીયા અને બંસીધર બ્રાહ્મણ હતા. ગુજરાતીઓ હોવાથી બન્ને મિત્ર હતા. આ બન્ને જણાએ મળીને સં. ૧૭૯૨ મા ઉદયપુરના મહારાણા જગતસિંહના નામ ઉપર 'અલંકાર-રત્નાકર' નામના ગ્રંથની રચના કરી છે.

આ ગ્રંથનો આધાર મહારાજા જસવંતસિંહનો 'ભાષા ભૂષણ' ગ્રંથ છે આ ગ્રંથની વિશેષતા એ છે કે એમાં અલંકારોનાં સ્વરૂપો સમજાવવાનો પ્રયત્ન થયો છે, અને આ કાર્યને માટે ગદ્ય ઉપયોગમાં લીધું છે. અલંકાર યુગમાં કેટલેક ઠેકાણે ગદ્યનો ઉપયોગ થયો છે, એ એ ગ્રંથકારોની સમ્યક નિરૂપણની ઉત્કંઠા પ્રદર્શિત કરે છે આ ઉત્કંઠા જેમ જેમ ગ્રંથકારોમાં વધારે પ્રબળ થતી ગઈ તેમ તેમ ગદ્યનો વિકાસ વધતો ગયો

'અલંકાર રત્નાકર' માં ઉદાહરણો પર અલંકાર ઘટાવીને બતાવવામાં આવ્યાં છે આ કારણથી બીજા લગભગ ૪૪ કવિઓનો આશ્રય લેવાયો છે આ ઉપરાંત સંસ્કૃતમાંથી દંડી વગેરેનાં ઉદાહરણો પણ લીધાં છે આ ગ્રંથ અભ્યાસમાં ખુબ જ સરળતા કરી આપે છે આ બન્ને કવિઓ બીજા કવિઓથી એક રીતે જુદા પડે છે એમની પદ્યરચનાની નિપુણતા ઉપરાંત એમનો ખાસ ગુણ તો એમનો બુદ્ધિવૈભવ છે એટલું જ નહિ પણ એમની કવિતામાં ભાવુકતા પણ મળે છે ભાવુકતા અને બુદ્ધિવૈભવનો સંયોગ એ અસાધારણ વસ્તુ છે હિંદીના બહુ ઓછા કવિઓમાં આવો સુંદર સંવાદ મળે છે 'અલંકાર રત્નાકર'માં કેટલાક કવિઓનાં નામો જે આ મિત્રયુગને આપ્યાં છે તે શિવસિંહ સરોજમાં પણ નથી મળતાં એટલે આ રીતે 'અલંકાર રત્નાકર'નું સ્થાન ઐતિહાસિક દૃષ્ટિએ પણ 'કાલિદાસ હજારા' અને 'સરોજ'ની જેમ મહત્ત્વનું છે ઉદાહરણ —

અરુન હુવેલ નભમંડલ મુલુક પર
　　ચઢયો અક્ક ચક્કવૈ કિ તાનિ કૈ કિરન કોર
આવત હી સાવત ન છત્ર જોય ધાય ધાય
　　ઘોર ઘમસાન કરિ કામ આએ હૌર હૌર.

સં ૧૭૯૨ માં શિવનારાયણી પંથના આદિ પુરુષ શિવનારાયણ ગાઝીપુરવાળાનું નામ મળે છે એમણે ઉપદેશની દૃષ્ટિએ લગભગ દસબાર ગ્રંથોની રચના કરી છે પરંતુ કવિતાના ગુણો એમાં ન હોવાથી એ ગ્રંથો જેટલા લોકપ્રિય થવા જોઇએ તેટલા થયા નથી

## સોમનાથ

'રસપિયુષ-નિધિ'ના રચયિતા તરીકે સોમનાથનું નામ હિંદી કાવ્ય સાહિત્યમાં જાણીતું છે. અલંકારયુગના કવિઓમાં પણ એમની વિશદ રચનાને કારણે એમનું નામ પ્રથમ પંક્તિમાં આવે છે સોમનાથ માથુર બ્રાહ્મણ હતા અને ભરતપુરના મહારાજા બદનસિંહના નાના પુત્ર પ્રતાપસિંહને ત્યાં રહેતા હતા. એમણે સં. ૧૭૯૪ ના જેઠ વદ ૧૦ ને દિવસે 'રસપિયુષ-નિધિ' સમાપ્ત કર્યો એમ કહેવાય છે આ ગ્રંથમાં પિંગળ, કાવ્યલક્ષણ, પ્રયોજન, ભેદ, શબ્દ શક્તિ, ધ્વનિ, ભાવ, રસ, રીતિ, ગુણ દોષ ઇત્યાદિનું નિરૂપણ છે કદમાં આ ગ્રંથ દાસના કાવ્યનિર્ણયથી લગભગ સવાયો છે કાવ્યાંગોના નિરૂપણમાં સોમનાથ, દાસ અને શ્રીપતિની કક્ષામાં જાય છે. વિષયને સ્પષ્ટ કરવાની એમની પ્રણાલિકા સુદર છે કવિતામાં એઓ પોતાનું નામ 'સસીનાથ' લખતા હતા મિશ્રબંધુઓનો મત છે કે શ્રીપતિ અને દાસના રીતિ ગ્રંથો પછી 'રસપિયુષ-નિધિ'નું સ્થાન આવે છે કાવ્યના દસ અંગોને જેટલી સરળ અને સ્વાભાવિક રીતે આ કવિએ ચર્ચ્યાં છે એટલી સરળતા અને સ્વાભાવિકતા વિરલ છે કાવ્યના દસ અંગોનું સ્પષ્ટ વર્ણન કરનારાઓમાં દેવ, શ્રીપતિ દાસ અને સોમનાથના નામો આવે છે. એમાંય સોમનાથની વિષય સમજાવવાની રીત પ્રશંસનિય છે સોમનાથની ભાષા શુદ્ધ વ્રજભાષા છે એમની એક અન્યોક્તિ કલ્પનાની માર્મિકતા અને પ્રસાદપૂર્ણ વ્યંજનાને માટે લોકપ્રસિદ્ધ છે શોધમાં એમના બીજા ત્રણ ગ્રંથો પણ મળ્યા છે કૃષ્ણલીલાવતી પંચાધ્યાયી (સં ૧૮૦૦), સુજાનવિલાસ (સિંહાસન બત્રીસી પદ્યમાં ૧૮૦૭) અને માધવવિનોદ (૧૮૦૯)

આ ગ્રંથોના નિર્માણ કાળને આધારે સોમનાથની કવિતાનો સમય સં ૧૭૮૦ થી ૧૮૧૦ નો ઠરે છે

રીતિ ગ્રંથ અને મુક્તક રચના ઉપરાંત સોમનાથે પ્રબંધ કાવ્ય તરફ પણ ધ્યાન આપ્યું છે સિંહાસન બત્રીસીનો અનુવાદ એનું ઉદાહરણ છે.

, માધવવિનોદ, માલતી માધવ નાટકના આધારે રચાયલો પ્રેમપ્રબંધ છે. કલ્પિત પ્રેમકથા અથવા બીજી જાતની પણ કલ્પિત કથાઓ લખવાની પ્રથાપ હિંદી કવિઓમાં નહિ જેવી છે. જહાંગીરના સમયમા સં. ૧૬૭૩ મા પુહકર કવિએ 'રસરત્ન' નામક એક કલ્પિત પ્રબંધકાવ્ય રચ્યું હતું. એટલે સોમનાથનો આ પ્રયત્ન એમના દૃષ્ટિવિસ્તારનો પરિચાયક છે.

ઉદાહરણ:—

પ્રીતિ નઇ નિત કીજત હૈ, સબ સો છલકી બતરાની પરી હૈ
સીખી ઢિઠાઇ કહાં સસિનાથ, હમૈ દિન દ્વૈક તેં જાનિ પરી હૈ
ઓર કહા લહિએ સજની, કઠિનાઇ ગરૈ અતિ આનિ પરી હૈ
માનત હૈ બરજ્યો ન કછૂ અબ ઐસી સુજાનહિં બાનિ પરી હૈ

## રસલીન.

ઉત્તરમા હરદોઇ જીલ્લામા બિલગ્રામ નામે એક ગામ છે આ ગામ વિદ્વાન મુસલમાનોની જન્મભૂમિ તરીકે વિખ્યાત છે. રસલીન એ બિલગ્રામના મુસલમાન હતા એમનું મૂળ નામ ગુલામ નબી. એમના પિતાનું નામ બાકર હતું. એમનો જન્મ અનુમાનથી સં. ૧૭૪૬ મનાય છે. સં.૧૭૯૪મા એમણે પ્રસિદ્ધ ગ્રંથ 'અંગદર્પણ' ની રચના કરી આ ગ્રંથોમાં અંગોના ઉપમા અને ઉત્પ્રેક્ષાથી યુક્ત ચમત્કારપૂર્ણ વર્ણનો છે. સૂક્તિયોના ચમત્કારને માટે આ ગ્રંથ કાવ્યરસિકોમા ખૂબ વિખ્યાત છે. નીચેનો એક દોહો તો ખુબ જ લોકપ્રિય છે.

અમિય, હલાહલ મદ ભરે સેત સ્યામ રતનાર
જિત, મરત ઝુકિ ઝુકિ પરત જેહિ ચિતવત એકબાર

એમણે 'રસપ્રબોધ' નામનો એક બીજો પણ રસગ્રંથ બનાવ્યો છે. એમા રસ, ભાવ, નાયિકાભેદ, ષટ્‌ઋતુ, બારમાસ આદિ અનેક પ્રસંગોનો સમાવેશ કર્યો છે. રસવિષયનો આ નાનો છતાં સુંદર ગ્રંથ છે. રસલીન

... ગયા છે એટલે એમનાના પતવનાનુ નારસાદય નથી મળતું. એમણે તો ચમત્કાર અને ઉક્તિવૈચિત્ર્ય તરફ વધારે ધ્યાન દીધું છે. રમણીનની ભાષા તો મજ છે. પરંતુ મુસલમાન હોવાથી કેટલેક ઠેકાણે ફારસી પ્રયોગો આવી ગયા છે.

## રઘુનાથ.

રઘુનાથ બંદીજન કાશીરાજ મહારાજ , બરિબંડસિંહની સભાના મુખ્ય કવિ હતા. કાશી નરેશે એમને ચૌરા ગામ ઇનામમાં આપ્યું હતું. શિવસિંહ સેંગરે એમના ચાર ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે:–કાવ્યકલાધર, રસિકમોહન, જગતમોહન અને ઇશ્કમહોત્સવ. આ ઉપરાંત બિહારી સતસઇની ટીકા પણ એમણે લખી છે. એમનો કવિતાકાળ સં. ૧૭૯૦ થી ૧૮૧૦ સુધીનો આવે છે.

રસિક મોહન (સં. ૧૭૯૬) અલંકાર ગ્રંથ હોવા છતાં એમાં વીરરસ આદિ રસોનો પણ સમાવેશ થયો છે. એ એક આ ગ્રંથની વિશેષતા છે. બીજી વાત એ છે કે એમાં જે પદ છે એના લગભગ બધા જ ચરણો પ્રસ્તુત અલંકારના સુંદર અને સ્પષ્ટ ઉદાહરણ થઇ જાય છે. આ પ્રકારે એમના કવિત્ત અને સવૈયાનું આખું કલેવર અલંકારને ઉદાહૃત કરવામાં પ્રયુક્ત બની જાય છે ભૂષણ વગેરે ઘણા કવિઓએ અલંકારના ઉદાહરણમાં જે પદ મુક્યા છે એનું અંતિમ અથવા બીજું કોઇ ચરણ ઉદાહરણ હોય છે. રઘુનાથની કવિતાની એ રીતે આ એક વિશેષતા છે

'કાવ્યકલાધર' (સં. ૧૮૦૨) રસગ્રંથ છે. એમાં પ્રથાનુસાર ભાવભેદ, રસભેદ કહીને નાયિકાભેદ અને નાયકભેદનુ વિસ્તૃત વર્ણન કર્યું છે. એનો ઉદ્દેશ વિષય નિરૂપણ નથી લાગતો 'જગત મોહન' એક પ્રતાપી, સમર્થ અને ઐશ્વર્યવાન રાજાની દિનચર્યા બતાવવા માટે લખ્યો જણાય છે. શ્રીકૃષ્ણની ૧૨ કલાકની દિનચર્યા બતાવવામાં આવી છે. આમાં ગ્રંથકારે પોતાની બહુશ્રુતતા બતાવી છે રાજનીતિ, સામુદ્રિક, વૈદક, જ્યોતિષ,

શાલહોત્ર, મૃગયા, સેના, નગર, ગઢરક્ષા, પશુપક્ષી, શતરંજ ઇત્યાદિ વિષયોનાં વિસ્તૃત અને રોચક વર્ણનો છે. હરકંમહોત્સવની રચના ખડીબોલીમાં થઇ છે. ઉદાહરણ:—

આપ દરિયાવ, પાસ નદિયાં કે જાના નહીં
દરિયાવ પાસ નદી હોયગી સો આવેગી
દરખત બેલિ આસરે કો કભી રાખતા ન
દરખત હી કે આસરે કો બેલિ પાવેગી

## ચાચા હિતવૃંદાવનદાસ.

ચાચા પુષ્કરના ગૌડ બ્રાહ્મણ હતા. એમનો જન્મ સં. ૧૭૬૫ માં થયો હતો. એઓ રાધાવલ્લભીય ગોસ્વામી હિતરૂપના શિષ્ય હતા અને મહારાજા નાગરીદાસના ભાઇ બહાદુરસિંહના આશ્રયમાં રહેતા હતા. પરંતુ જ્યારે રાજકુળમાં કલહ થયો ત્યારે એઓ કૃષ્ણગઢ છોડીને વૃંદાવનમાં જઇ રહ્યા, સં. ૧૮૦૦ થી ૧૮૪૪ સુધી એમની રચનાઓ મળે છે. જેમ સૂરદાસે સવા લાખ પદ રચ્યા એવી લોકવાયકા છે તેમ વૃંદાવન દાસે પણ એક લાખ પદ રચ્યા છે એવી જનશ્રુતિ છે. આમાંથી વીસ હજાર પદ તો એમનાં મળ્યાં છે. એમણે નખશિખ, અષ્ટયામ, સમય, પ્રબંધ લીલા આદિ ઘણા પ્રસંગોના વિશદ વર્ણનો કર્યાં છે. એમના ઘણા ગ્રંથો છત્રપુરના રાજપુસ્તકાલયમાં સુરક્ષિત છે. એમની કલ્પના વેગવતી અને ભાષા સરસ છે. ઉદાહરણ:

પ્રીતમ તુમ મો દૃગન બસત હો
કહા ભરોસે હૈ પૂછત હો કૈ ચતુરાઇ કરિ જુ હૅસત હો
લીજૈ પરખિ સ્વરૂપ આપનો પુતરનિમેં તુમહીં ના લસત હૌ
વૃંદાવન હિત રૂપ-રસિક તુમ કુંજ લડાવત હિય હુ બસત હૌ

## ગિરિધર-કવિરાય.

સાધારણ લોકસમાજના પ્રિય કવિ તરીકે ગિરિધરનું નામ પ્રસિદ્ધ છે. ગામડે ગામડે એમની રચનાઓ પહોચી ગઇ છે. આનું કારણ એ લાગે છે કે એમણે કલ્પનાના ઉડ્ડયનો ન કરતાં વાસ્તવિક જીવનનાં તત્ત્વોને સરળ અને સાદી રીતે પોતાની રચનાઓમાં ગુંથવાનો સરળ પ્રયત્ન કર્યો છે. એઓ જાતના ભાટ હતા. શિવસિંહે એમનો જન્મ ૧૭૭૦ આપ્યો છે એટલે એમનો કવિતા કાળ ૧૮૦૦ પછીનો મનાય છે. એમણે કુંડલિયોમાં જ કવિતા કરી છે. એમણે સાહિત્યક ભાષા ન વાપરતાં લોક ભાષાનો ઉપયોગ કર્યો છે. આ કારણ પણ એમની લોકપ્રિયતામાં ઉમેરો કરે છે.

સં. ૧૮૦૦ થી ૧૮૨૦ ના વચ્ચે ટટ્ટી સંપ્રદાયવાળા લલિતકિશોરી લલિતમોહિની અને ભગવત રસિકનાં નામો મળે છે. ત્રણે ભક્તોનાં છુટાં પદો મળે છે. એમા ભક્તિ, પ્રેમ અને વૈરાગ્યના ભાવો દેખાય છે. સં ૧૮૩૭ મા 'રાધા સુધા શતક' ના રચયિતા હઠીજીની કવિતા મળે છે. ભારતેંદુએ આ ગ્રંથની ખુબ પ્રશંસા કરી છે. આજ સમયમા નરમહમદે જાયસીની 'પદમાવત' જેવી 'ઇંદ્રાવતી' નામની પ્રેમકથા લખી છે. ઇંદ્રાવતીની ભાષા ગામડી છતા છટાદાર છે.

સં. ૧૮૦૦ પછી ઠાકુરનું નામ પણ આવે છે. એઓ જાતના ભાટ હતા. ઠાકુરનો જન્મકાળ સં. ૧૭૯૨ મનાય છે. એમની કવિતા મુખ્યત્વે સવૈયામા જ રચાઇ છે. એમના ૭ દોહામા નિર્મોહ અને પ્રેમોન્મત નાયિકાઓના વિશદ વર્ણનો છે. પ્રેમ વિષયક આવા તેજસ્વી અને મર્મ છંદો ઓછા લખાયા છે જે લોકો ગરીબાઈની મસ્કરી કરતા એવા લોકો તરફ એમણે પણ કટાક્ષ કર્યો છે. ઘણીખરી ઘટનાઓમા કવિની આપવીતી આવતી હોય એવું લાગે છે. એમનુ માનવસ્વભાવના ભાવોનું નિરૂપણ હૃદયગમ છે. એમની ભાષા વ્રજ છે.

આજ સમયમાં શિવકવિના 'રસિકવિલાસ' અને 'અલંકાર ભૂષણ' નામના ગ્રંથોનો પત્તો મળે છે. બન્ને અલંકાર ગ્રંથો છે

## ગુમાનમિશ્ર.

ગુમાનમિશ્ર મહોબાનો રહેવાસી ગોપાલમણિના પુત્ર હતા. એમને ત્રણ ભાઈઓ હતાઃ દીપશાહિ, ખુમાન અને અમાન. ગુમાને પિહાનીના રાજા અકબરઅલીખાંના આશ્રયમાં સં. ૧૮૮૦ માં શ્રીહર્ષ કૃત નૈષધ કાવ્યનો પદ્યાનુવાદ કર્યો હતો. આજ એમનો પ્રસિદ્ધ અને પ્રકાશિત ગ્રંથ છે. એ સિવાય શોધમાં કૃષ્ણચંદ્રિકા અને છંદાટવી નામના બે ગ્રંથો પણ મળ્યા છે. કૃષ્ણચંદ્રિકાનો નિર્માણકાળ સં. ૧૮૩૮ છે. એટલે ગુમાને સં. ૧૮૦૦ થી ૧૮૪૦ સુધી કવિતા કરી છે.

'નૈષધ' ના અનુવાદમાં એમણે ઘણા છંદોનો પ્રયોગ કર્યો છે. કેટલાક શ્લોકોનો અનુવાદ તો સ્વતંત્ર રચનાઓ જેટલો સ્વાભાવિક લાગે છે. જે શ્લોકોના ભાવ જટિલ છે ત્યાં એમને કંઇક મુશ્કેલી નડી છે. અલંકાર યુગના એક બે અપવાદ સિવાય લગભગ બધા જ અનુવાદક કવિઓએ સંસ્કૃતના નિષ્ફળ અનુવાદો કર્યા છે.

## દૂલહ.

દૂલહ કાલિદાસ ત્રિવેદીના પૌત્ર અને કવીંદ્રના પુત્ર હતા. એમને વિષે એવું મનાય છે કે એમના પિતાની હયાતીમાં જ એઓ સરસ કવિતા કરતા હતા. કવીંદ્રની રચના સં. ૧૮૦૪ સુધી મળે છે. એટલે એમનો સમય ૧૮૦૦ થી ૧૮૨૫ સુધીનો કહી શકાય. એમનો રચેલો એક જ ગ્રંથ 'કવિ કુલ-કંઠાભરણ' મળ્યો છે. આ ઉપરાન એમના બીજા છુટક કવિત્ત પણ મળ્યા છે. 'કંઠાભરણ' હિંદી કાવ્યસાહિત્યનો પ્રસિદ્ધ ગ્રંથ છે. આમા લક્ષણ અને ઉદાહરણ બન્ને એક જ પદમાં કહેવાયા છે. પરંતુ કવિત્ત અને સવૈયા જેવા મોટા છંદો હોવાથી અલંકાર-સ્વરૂપ અને ઉદાહરણો બન્નેના સમ્યક્ કથનને માટે પૂરો અવકાશ મળ્યો છે. આ ગ્રંથ વાચનથી અલંકારોનો સરળ અને જલદી બોધ થઇ જાય છે એમણે એક દુહો લખ્યો છેઃ—

જો યા કંસ ભરણ્કો કંઠ કૈં વ્યક્ત લાય
સભા મધ્ય સોભા લહૈ અલંકૃતી ઠહરાય

એમાં ૮૫ પદો છે. બીજાં થોડાંક પદો મળીને એમનાં ૧૦૦ પદોથી વધારે નથી થતાં. આટલી થોડી રચના હોવા છતાં એમની પ્રતિભાએ એમનું સ્થાન પ્રથમ પંક્તિના કવિઓમાં મૂક્યું છે. દેવ, દાસ, મતિરામ વગેરે સાથે દૂલહનું નામ પણ લેવાય છે. એમની સર્વપ્રિયતાનું કારણ એમની મધુર કલ્પના, ધીરી માર્મિકતા અને પ્રશાંત પ્રૌઢતા છે. એમનાં વચનો અલંકારના પ્રમાણો તરીકે મુકાય છે. એક કવિએ દૂલહ ઉપર આફરીન થઇને કહ્યું છે કેઃ—

ઔર બરાત સકલ કવિ દૂલહ દૂલહરાય

"દૂલહ એકલો જ વરરાજા છે, બાકીના બધા કવિઓ એના જાનૈયા છે." ઉદાહરણઃ—

માને સનમાને તેઇ માને સનમાને સન
માને સનમાને સનમાન પાઇ યત્તુ હૈ
કહૈં કવિ દૂલહ અજાને અપમાને
અપમાન સો સદન તિનહી કો છાઇ યત્ત હૈ

કુમારમણિ ભટ્ટે સં. ૧૮૦૩ માં 'રસિકરસાલ' નામના રીતિ ગ્રંથની રચના કરી અને સરયુરામ પંડિતે સં. ૧૮૦૫ માં કથાત્મક ગ્રંથ 'જૈમિની પુરાણ ભાષા' બનાવ્યો. સરયુરામની રચના તુલસીદાસને અનુસરે છે. સં. ૧૮૦૬ માં શંભુનાથ મિશ્રે 'રસકલ્લોલ', 'રસ તરંગિણી', અને 'અલંકાર દીપક' નામના ત્રણ ગ્રંથ રચ્યા. શંભુનાથ અસોથરના ભગવંતરાય ખીચીને ત્યાં રહેતા હતા. એમણે કોઇ વિષયને ન સ્પર્શતા પોતાના આશ્રયદાતાના જ યશવર્ણનો લખ્યા છે. જયપુરવાળા શિવ સહાયદાસના 'શિવ ચોપાઇ' અને 'લોકોક્તિ–રસ–કૌમુદી'

નામના ગ્રંથો પણ સં. ૧૮૦૯ માં મળે છે. એમના બીજા ગ્રંથમાં વિશેષતા એ છે કે એમણે કહેવતો અને ઉખાણાઓમાં નાયિકાભેદ કહ્યો છે. સં. ૧૮૧૩ માં પન્નાના શ્રીવાસ્તવ રૂપસાહિના 'રૂપવિલાસ'નું નામ પણ આવે છે. એમાં પણ દોહરામાં પિંગલ અને અલંકાર વર્ણનો આપ્યાં છે. ભગવંતરાય ખીચીનો રચનાકાળ સં. ૧૮૧૭ મનાય છે. એઓ પોતે સહૃદય કવિ ઉપરાંત કવિઓના આશ્રયદાતા હતા. શિવસિંહ-સરોજમાં લખ્યું છે કે એમણે આખા રામાયણને બહુ સુંદર કવિતામાં ઉતાર્યું છે. આ રામાયણ મળતું નથી પરંતુ હનુમાનજીના બનાવેલાં ૫૦ કવિત્તો મળે છે. એટલે એવું અનુમાન થઇ શકે છે એ રામાયણનો એકાદ અંશ હોય. એમની કવિતામાં માધુર્ય કરતા ઓજસ અને લાલિત્યના ગુણ વધારે આગળ પડતાં છે.

## સુદન.

સુદન મથુરાના માથુરચોબા હતા. એમના પિતાનું નામ વસંત હતું. એઓ ભરતપુરના મહારાજ બદનસિંહના પુત્ર સુજાનસિંહ ઉપનામ સુરજમલને ત્યા રહેતા હતા. સુરજમલના પરાક્રમી અને પ્રતાપી ચરિત્રનું વર્ણન સુદને 'સુજાન ચરિત્ર' નામના પ્રબંધ કાવ્યમા કર્યું છે. મોગલ સામ્રાજ્યના આથમતા કાળમા ભરતપુરના જાટરાજાઓનાં પ્રભાવ અને બળ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એમણે શાહી મહેલો અને ખજાનાઓ કેટલીય વાર લૂંટ્યા હતા. પાણીપતની છેલ્લી લડાઇના સંબંધમા તવારીખનવેશોની એવી ધારણા છે કે જો પેશવાની સેનાનું સંચાલન ભરતપુરના અનુભવી મહારાજના કહેવા અનુસાર થયું હોત અને એઓ દીલગીર થઇને પાછા ન ફર્યા હોત તો પેશ્વાઇ લશ્કર કદાપિ ન હારત. આ ઉપરથી ભરતપુરના જાટોની શક્તિનો ખ્યાલ આવી શકે છે આ રીતે સુદન કવિનો ચરિત્ર નાયક વીર અને પ્રતાપી વ્યક્તિ છે.

'સુજાન ચરિત્ર' મોટો ગ્રંથ છે. એમા સં. ૧૮૦૨ થી માંડીને ૧૮૧૦ સુધીની ઘટનાઓનું વર્ણન છે. એટલે એનો રચનાકાળ ૧૮૧૦ પછી અને

૧૮૨૦ ની આસપાસ મનાય છે. સુદને સુરજમલની વીરતાની જે ઘટનાઓ વર્ણવી છે એ કલ્પિત નથી પણ ઐતિહાસિક છે. બાદશાહી સેનાપતિ અસદખાએ ફતેહઅલી પર ચઢાઇ કરી ત્યાં ફતેહઅલીનો પક્ષ લઇને અસદખાનો સૈન્ય સાથે વિનાશ કરવો; મેવાડ, માંડવગઢ વગેરે જીતીને પોતાના કરવા, સં. ૧૮૦૪ મા જયપુર તરફ થઇને મરાઠાઓને હઠાવવા, સં. ૧૮૦૫ મા બાદશાહના સેનાપતિ સલાવતખા બખ્શીને પરાસ્ત કરવો, સં. ૧૮૦૬ મા શાહી વઝીર સફદર જંગ મંસૂરના સૈન્યને મળી જઇને બંગશ પઠાનો પર ચઢાઇ કરવી અને ખુદ બાદશાહ સાથે લડીને દીલ્હી લુંટવી વગેરે ઘટનાઓ તવારીખમાં મશહૂર છે. આ રીતે 'સુજાન ચરિત્રનું' કાવ્ય ઉપરાત ઐતિહાસિક દૃષ્ટિએ વધારે મહત્ત્વ છે.

કાવ્યની દૃષ્ટિએ આ રચનાને જોતા નીચો પહેલું ધ્યાન વર્ણનોના અધિક વિસ્તાર અને પ્રચુરતા ઉપર જાય છે વસ્તુઓની ગણત્રી કરાવવાની પ્રણાલિનો આ કવિએ ખુબ આશરો લીધો છે. આથી કેટલેક ઠેકાણે પાઠકોને અરૂચિ થાય છે. ઘોડાઓનુ વર્ણન આવે એટલે એમની બધી જ જાતો ગણાવે અને એના સ્વભાવોનું, રૂપનુ આદિનું વર્ણન કરે શસ્ત્રો, વસ્ત્રો અને ભિન્ન ભિન્ન દેશવાસીઓ અને જાતિઓના જાણે લાબી રેજીસ્ટર કરી હોય એવુ લાગે છે. કવિને સાહિત્યક મર્યાદા અને વિવેકનુ ભાન ઓછુ હતુ એમ કેટલાક વિવેચકોની માન્યતા છે તે આ બધુ જોતા યથાર્થ લાગે છે. એમની ભાષામા પણ એમણે વ્રજ, અવધી, પૂર્વી અને પંજાબીનું મિશ્રણ કર્યુ છે. આવા વીર ચરિત્રના વર્ણન માટે કવિમા જે ગાભીર્ય અને વિવેકદૃષ્ટિ હોવા જોઇએ તે એમનામા ન હતા. ગ્રંથના આરંભમા ૧૭૫ કવિઓના નામ ગણાવવામા આવ્યા છે આનો અર્થ અથવા રહસ્ય કશુ જ સમજાતુ નથી. સુદનમા યુદ્ધ, ઉત્સાહપૂર્ણ સંભાષણ અને ચિત્તનો ઉમંગ વગેરે વર્ણન કરવાની તીવ્ર પ્રતિભા હતી; પરંતુ ઉપરના ત્રુટિઓને કારણે ગ્રંથનું સાહિત્યક મહત્ત્વ બહુ નથી મનાતું. સુદનમા જેટલી પ્રતિભા હતી તેનો જોઇએ તેટલો સુંદર ઉપયોગ નથી થયો એમ વિવેચકોનો એક પક્ષ માને છે મિશ્રબન્ધુઓનું કથન

છે કે યુદ્ધની તૈયારીના વર્ણનમાં સુદ્દન, યુદ્ધ વર્ણનમાં લાલ અને યુદ્ધમાંથી પલાયન કરી જવાના વર્ણનમાં ભૂષણ એ સર્વશ્રેષ્ઠ કવિઓ છે. પ્રગલ્ભતા અને પ્રચુરતાનું પ્રદર્શન સીધે ઓજ'ગી જવાને કારણે ખટકે છે. ભાષા સાથે પણ એમણે ઘણી છુટ લીધી છે. આ ગ્રંથ વીરરસનો છે. એમાં જુદા જુદા યુદ્ધોનું વિસ્તૃત વર્ણન છે. ગ્રંથમાં અધ્યાયોનું નામ જંગ રાખવામાં આવ્યું છે અને એ રીતે સાત જંગોમાં આ ગ્રંથ સમાપ્ત થયો છે.

સં. ૧૮૧૨ માં હરનારાયણે " માધવાનલ કામકંદલા " અને " વૈતાલપચ્ચીસી " નામના બે કથાત્મક કાવ્યો લખ્યાં છે. સં. ૧૮૧૨ માં ચરણદાસની શિષ્યા અને હરિપ્રસાદ દૂસરની કન્યાએ કેટલાંક ભક્તિકાવ્યો રચ્યાં છે. એમનો એક સંગ્રહ 'સહજોપ્રકાશ'નો ઉલ્લેખ 'મહિલા મૃદુવાણી'માં મળે છે. એમની ભાષામાં રાજપૂતાની અને વ્રજભાષાનું મિશ્રણ છે. ભક્તિકાવ્યો હોવાથી એમાં માધુર્ય સ્વાભાવિક રીતે જ વસ્યું છે. સં. ૧૮૧૭ પછીના સમયમાં પ્રસિદ્ધ નાગરીદાસજીના બહેન સુંદરકુંવરીના અગીઆર ગ્રંથોનો ઉલ્લેખ મળે છે. આ બધા જ ગ્રંથો બુંદીની રાજમાતાના આશ્રયથી છપાઈને પ્રકાશિત થયા છે. એમની ભાષા વ્રજ છે અને રચના સરસ તથા મનોહર છે. સ્ત્રી હૃદય હોવાથી એમની કવિતામાં એક પ્રકારની આર્દ્રતા અને સહજ કોમળતા દેખાય છે. હરદોઈ જીલ્લાના મલ્લાયા ગામના રહીશ ગણેશ કવિએ સં. ૧૮૧૯ મા 'રસ બલ્લી' નામના ગ્રંથની રચના કરી છે. એમાં રસભેદ અને ભાવભેદ સામાન્ય કવિતામાં વર્ણવ્યો છે. સં. ૧૮૨૫ મા અમનીના બ્રહ્મભટ ઐરિસાલે 'ભાષા ભરણ' નામનો અલંકાર ગ્રંથ રચ્યો છે. એમના દોહરા સરસ અને અલંકારોના ઉદાહરણો સાદા અને સ્વાભાવિક છે. એમનો જન્મ સં. ૧૭૭૬ મનાય છે. ઐરિસાલે કુવલયાનંદની પ્રણાલિ સ્વીકારી છે. એમની કવિતા પદ્માકરની કક્ષામાં આવે છે. સં. ૧૮૨૫ માં કિશોર કથનનું વર્ણન પણ 'સરોજ' માં આવે છે. સં. ૧૮૨૭ માં ચરખારીના મહારાજા ખુમાનસિંહના દરબારી કવિ દત્ત 'લાલિત્ય લતા' નામક એક અલંકાર ગ્રંથ રચ્યો છે.

## વ્રજવાસિદાસ

વ્રજવાસીદાસ-વૃંદાવનના રહીશ અને વલ્લભ સંપ્રદાયના અનુયાયી હતા. એમણે સં. ૧૮૨૭ મા તુલસીદાસના અનુકરણપર ' વ્રજવિલાસ ''નામક પ્રબંધ કાવ્યની રચના કરી છે. એમાં ખાસ કરીને દુહા અને ચોપાઇનો જ ઉપયોગ થયો છે. આ સિવાય એમણે ' પ્રબોધ ચંદ્રોદય ' નાટકનો અનુવાદ પણ કર્યો છે. એમના પ્રસિદ્ધ ગ્રંથ ' વ્રજવિલાસ ' નો પ્રચાર સામાન્ય વાચક વર્ગમા વધારે થયો છે. આ ગ્રંથની કથા ' સૂરસાગર ' ના ક્રમ પ્રમાણે જ ગોઠવવામા આવી છે. ઘણા સ્થળોએ તો શબ્દો અને ભાવો પણ સૂરસાગરના જ લઇને મુકી દીધા છે. વ્રજવાસીદાસનું સૌથી સુંદર કાર્ય તો એ છે કે એમણે સૂરના એ ઋણનો સ્વીકાર કર્યો છે:—

**યામેં કછુક બુદ્ધિ નહિં મેરી, ઉક્તિ યુક્તિ સબ સૂરહિ કેરી.**

એમની ભાષા શુદ્ધ વ્રજભાષા છે. ' વ્રજવિલાસ 'મા શ્રી કૃષ્ણના જન્મથી માંડીને મથુરા ગમન સુધીની વિવિધ લીલાઓનું વ્યવસ્થિત અને સરળ ભાષામા વર્ણન કર્યું છે. વ્યર્થ શબ્દોની ભરતી ન હોવાથી એની સ્વચ્છતા ચિત્તાકર્ષક છે. 'વ્રજવિલાસ'મા પ્રતિભાનું તેજ ન હોવાથા એનો બહોળો પ્રચાર થયો નથી. જીવનસમસ્યાઓની અનેક રૂપતા, ગંભીરતા મર્મસ્પર્શીતા જે તુલસીની વાણીમા છે તે વ્રજવાસીદાસમા નથી એમની વાણીએ તો કૃષ્ણની ક્રીડાઓના સાદા અને ભાવવાહી ચિત્રો આપ્યા છે.

## રતનકવિ.

એમના પ્રમાણભૂત સમાચાર મળતા નથી. એમનો જન્મ સરોજ કારે સં. ૧૭૯૮ લખ્યો છે. અને એમની કવિતાનો સમય સં. ૧૮૩૦ આસપાસ મનાયો છે. એમ કહેવાય છે કે એઓ શ્રીનગર ( ગઢવાલ )ના રાજા ફત્તેહને ત્યાં રહેતા હતા. એમના નામથી એમણે 'ફત્તેહ ભૂષણ' નામના એક વિશદ અલંકાર ગ્રંથની રચના કરી છે. એમાં લક્ષણા, વ્યંજના, કાવ્યભેદ, ધ્વનિ, રસ, દોષ વગેરેનું વિસ્તૃત વર્ણન છે. ઉદાહરણોમાં એમણે

શૃંગારના પદો ન મુકતાં, પોતાના આશ્રયદાતાના જ પદો મુકયાં છે. સં. ૧૮૨૭ માં એમણે 'અલંકાર-દર્પણ' રચ્યાનું પણ કહેવાય છે. એમનું નિરૂપણ વિશદ અને ઉદાહરણો સરસ અને મનોહર છે. એમની કવિતા દાસ ની શ્રેણિમાં આવે છે. એમની ભાષા મધુર વ્રજભાષા છે. ઉદાહરણઃ

કાજરકી કોરવારે ભારે અનિયારે નૈન
　　કારે સટકારે બાર છહરે છવાનિ છ્વૈ
શ્યામ સારી ભીતર ભભક ગોરે ગાતનકી
　　ઓપવારી ન્યારી રહી બદન ઉજારી હ્વૈ
મૃગમદ બેંદી ભાલમેં દી યાહી આભરન
　　હરને હિયે કો હૈ રંભા રતિ હી અબૈ
નીકે નથુની કે તૈસે સુંદર સુહાત મોતી
　　ચંદ પર ચ્વૈ રહે સુમાનો સુધા બુંદ દ્વૈ

સં. ૧૮૨૬ માં કાશીના ગુજરાતી બ્રાહ્મણ હરિનાથના 'અલંકાર-દર્પણ' નામના એક રીતિ ગ્રંથની રચના મળે છે. એમનો ક્રમ બીજા કવિઓ કરતા વિલક્ષણ છે. પહેલા એમણે દોહરાઓમાં લક્ષણો જ કહ્યાં છે અને પાછળથી દુહામા ઉદાહરણો મુક્યા છે. એમની કવિતા સાદી અને સાધારણ કોટિની છે.

## ગોકુલનાથ, ગોપીનાથ અને મણિદેવ.

કાશી નરેશ મહારાજા ઉદિતનારાયણસિંહને ત્યા રઘુનાથ કવિવરનું બહુ જ માનપાન હતું. એમને મહારાજાએ ચૈરા નામનું ગામ ભેટ આપ્યું હતું. ગોકુલનાથ અને ગોપીનાથ કવિના પુત્રો હતા. બન્નેની સારા કવિઓ તરીકે હિંદી સાહિત્યમા નામના છે. મણિદેવ ગોકુલ-નાથના શિષ્ય હતા. આ ત્રણે કવિઓએ મળીને કાશીનરેશની આજ્ઞાથી મહાભારત અને હરિવંશનો અનુવાદ મનોહર અને વિવિધ

છદોમા કર્યો છે કથાપ્રબધનુ આવુ વિશાળ કાવ્ય હિંદી સાહિત્યમા બીજુ નથી આ ગ્રથ લગભગ ૨૦૦૦ પૃષ્ઠોમા સમાપ્ત થયો છે આટલો વિશાળ ગ્રથ હોવા છતા એમા ક્યાય કવિતા શિથિલ નથી દેખાતી હિંદી વિવેચકોએ આ ગ્રથનો ખુબ આદર કર્યો છે છદોની રચના પણ રસને અનુકૂળ છે રૂપમાળા ઘનાક્ષરી અને સવૈયા છદો વધારે છે વચમા વચમા દુહા ચોપાઇનો પણ ઉપયોગ કર્યો છે ભાષા પ્રાજલ અને વ્યવસ્થિત છે ગ્રથરચના સર્વ પ્રકારથી સાહિત્યિક અને મનોહર છે અને લેખકોની કાવ્યકુશળતાનો પરિચય આપે છે આ ગ્રથને તૈયાર કરતા ૫૦ વર્ષ લાગ્યા છે એવી લોકકથા છે એનો આરભકાળ સ ૧૮૩૦ અને સ ૧૮૮૪ મા એની સમાપ્તિ કહેવાય છે કાશીનરેશે આ ગ્રથની સમાપ્તિ વખતે ત્રણે કવિઓને એક લાખ મુદ્રા પુરસ્કારમા આપી હતી આ ગ્રથ પહેલા કલકત્તામા છપાયો હતો ત્યાર પછી અમેઠીના રાજા માધવસિંહની ઇચ્છાનુસાર લખનૌના નવલકિશોર પ્રેસમાથી સ ૧૯૩૦ મા પ્રસિદ્ધ થયો હતો આ ગ્રથનુ તૃતીય પ્રમાણભૂત સસ્કરણ હમણા જ પ્રસિદ્ધ થયુ છે

ગોકુલનાથે મહાભારત ઉપરાત બીજા પણ નીચેના ગ્રથો લખ્યા છે

ચેતચદ્રિકા ગોવિંદ સુખદવિહાર રાધાકૃષ્ણ વિલાસ (૧૮૫૮) રાધા નખશિખ નામરત્નમાલા (૧૮૭૦) સીતારામ ગુણાર્ણવ અમરકોશ ભાષા (૧૮૭૦) અને કવિ મુખમડન

ચેતચદ્રિકા અલકાર ગ્રથ છે જેમા કાશીરાજની વશાવલી પણ આપી છે રાધાકૃષ્ણ વિલાસ રસગ્રથ છે અને એમા જગતવિનોદ જેટલો છે સીતારામ ગુણાર્ણવ અધ્યાત્મ રામાયણનો અનુવાદ છે કવિ મુખમડન પણ અલકારનો જ ગ્રથ છે ગોકુલનાથની કવિતાનો સમય ૧૮૪૦ થી ૧૮૭૦ સુધીનો ગણાય છે એમની રચનાઓ પરથી જણાય છે કે એમણે રીતિ અને પ્રબધ બન્નેની રચના કરી છે ગોકુલનાથને વિવેચકો તરફથી 'સાહિત્યમર્મજ્ઞ કાવ્યકલાધર' અને 'ભાષાપ્રભ'ના સબોધનો મળ્યા છે મહાભારતના ત્રણે અનુવાદકોમા ગોકુલનાથની

પ્રતિભા શ્રેષ્ઠ છે સાહિત્યક્ષેત્રમા પણ એમનુ નામ આગળ પડતુ છે રીતિગ્રથરચના અને પ્રબંધગ્રંથના બન્નેમા સમાન રૂપથી કુશળ બીજો કોઇ કવિ અલકારયુગમાં મળી થયો મહાભારતના દરેક અશના અનુવાદને કે અનુવાદકનુ નામ પણ આપ્યુ છે મહિદેવનો પરલોકવાસ મ ૧૯૦૦ મા થયો

મ ૧૮૭૮ પછી શિવનાથ દ્વિવેદી, મનીરામ મિશ્ર અને તીર્થરાજના નામો પણ મળે છે શિવનાથ દ્વિવેદી બારાબાકી જીલ્લાના દુરસી ગામના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા શિવનાથજીએ 'રસવૃષ્ટિ' નામનો રસગ્રથ બનાવ્યો છે એમા રસભેદ, ભાવભેદ અને નખશિખનુ વર્ણન છે એમની ભાષા અને અનુપ્રાસ સુદર છે મનોરામ મિશ્ર કનોજ નિવાસી ઇન્દ્રરામે મિશ્રના પુત્ર હતા એમણે સ ૧૮૭૯ મા ''છદ છપ્પની' નામનો પિંગલનો મોટો ગ્રથ રચ્યો છ એમના 'આનદમગલ' નામના બીજા ગ્રથનો પત્તો પણ લાગ્યો છે 'આનદમગલ' ભાગવતના દશમસ્કધનો પદ્યાનુવાદ છે મનીરામ એમના 'છદછપ્પની' ગ્રથથી સાહિત્યમા ખુબ પ્રસિદ્ધ છે મ ૧૮૩૦ મા ચરખારીવાળા પરાગીનાથ તીર્થરાજે 'રસાનુરાગ' નામના રસગ્રથની રચના કરી છે એમા શ્રૃગારરસનુ વિસ્તૃત વર્ણન છે એમની કવિતા લલિત અને અનુપ્રાસવાળી છે

## બોધો.

બોધાનુ મૂળ નામ બુદ્ધિસેન હતુ એઓ રાજાપુર જીલ્લાના બાદા ગામના સરયુપારી બ્રાહ્મણ હતા પન્ના દરબારમા એમના મબધીઓની ઠીક પ્રતિષ્ઠા હતી મહારાજાને એમના ઉપર પણ ખુબ પ્રીતિ હતી, એટલે એમને બુદ્ધિસેનને બદલે બોધાના વ્હાલસોયા નામથી બોલાવતા પાછળથી એજ નામથી એઓ પ્રસિદ્ધ થયા હિંદી ઉપરાત એમને સસ્કૃત અને ફારસીનુ પણ સારૂ જ્ઞાન હતુ શિવસિંહ સરોજમા એમનો જન્મકાળ સ ૧૮૦૪ લખ્યો છે એટલે એમનો કવિતાકાળ મ ૧૮૩૦ થી ૧૮૬૦ સુધીનો માન્યો છે

મોરાજી રસિક હતા પન્ના દરબારની મુસલ્માન નામની એક નાજનીન ઉપર એઓ આશક થયા હતા આ ગુન્હાને લઈને મહારાજાએ એમને મદિનાની દેશનિકાલની સજા કરી હતી એ સજાના સમય દરમ્યાન એમણે 'વિરહવારીશ' નામનુ પુસ્તક લખ્યુ અને જ્યારે મુદત પુરી થયે રાજમા પાછા આવ્યા ત્યારે પોતાના ગ્રંથના પુસ્તકમાથી થોડાક દોહરા મહારાજને સભળાવ્યા મહારાજે પ્રસન્ન થઈને કઈક માગવાનુ કહ્યુ એમણે મુસલ્માન માગી અને મહારાજાએ પણ એને આપીને બોધાની મુરાદ પુરી કરી

'વિરહ વારીશ' સિવાય એમનુ ઇશ્કનામા પણ પ્રસિદ્ધ પુસ્તક છે બોધાજી મસ્તાન કવિ હતા એટલે એમણે કોઈપણ ક્રમબદ્ધ રચના કરી નથી મનસ્વી રીતે સ્ફુરણા થઈ ત્યાર પદો લખી નાખ્યા છે બોધાજી એમના સમયના પ્રસિદ્ધ કવિ હતા એમની 'પ્રેમપીડા'ની વ્યજના મર્મસ્પર્શી છે બોધાના દરેક પદમા એમનો પ્રેમઉમગ દેખાય છે તેઓ ભાવુક અને મસ્ત હતા એમના વિશ્વા એમને કકડ્ડી આન' મ્હાણના ઉદાહરણ

**અતિખીન મૃનાલ કે તારહુ તે તહિ ઉપર પાવ દૈ આવનો હૈ**
**સુઈ બેહ કૈ દ્વાર સકૈ ન તહાં પરતીતિ કો ટાંડો લદાવનો હૈ**
**કવિ બોધા અનધની નેજ હુ તે ચઢિ તાપૈ ન ચિત્ત ડરાવનો હૈ**
**યહ પ્રેમકો પથ કરાલ મહા તરવાર કી ધાર પ ધાવનો હૈ**

## રામચદ્ર.

રામચદ્રે પોતાનો કદપણ નિશ્ચિય નથી આપ્યો અને મહાનથી પણ એમનુ વૃત્તાત મળતુ નથી મહિમા ના કર્તા કાશીવાસી મનિયાર સિહે ચાકર અખડિત શ્રીરામચદ્ર પડિત કે વાક્ય લખ્યુ છે આ ઉપરથી રામચદ્રનો સમય પણ ઠરાવવામા આવ્યો છે એમના 'ભાષા

મહિમ્ન ' નો સં. ૧૮૪૧ છે, એટલે રામચંદ્રનો સમય પણ સં. ૧૮૪૦ની આસપાસ માનવામા આવ્યો છે. એમનું એકજ પુસ્તક ' ચરણ ચંદ્રિકા ' પ્રસિદ્ધિમા છે અને એ એક જ પુસ્તક ઉપર એમનો કીર્તિધ્વજ હિંદી સાહિત્યમા ગૌરવપૂર્વક ફરફરી રહ્યો છે. આ ભક્તિરસાત્મક ગ્રંથમા માત્ર ૬૨ કવિત્ત છે. વિનયવિલાસ, અભયવિલાસ, વિભવવિલાસ, વિરહવિલાસ અને વિજયવિલાસ નામના પાચ અધ્યાયમા ગ્રંથ પુરો થાય છે આ ગ્રથમા પાર્વતીના ચરણોનું વર્ણન રામચદ્રે પોતાની મૌલિક અને તેથી અપૂર્વ રીતે કર્યું છે આટલી થોડી કવિતા છતા હિંદી વિવેચકોએ એમનું સ્થાન હિંદી કાવ્યસાહિત્યમા મોખરે મુકયું છે મિશ્રબધુઓએ તો એમને સેનાપતિ સાથે સરખાવ્યા છે એમના વર્ણનોમાથી અલૌકિક સુષમા, વિભૂતિ, શક્તિ અને શાન્તિ પ્રકટે છે. ઉપાસ્યના એક અગમા જ આવા અનત ઐશ્વર્યની ભાવના, ભક્તિની ચરમ ભાવુકતામા જ સભવિત છે એમની ભાષા લાક્ષણિક અને પાડિત્યપૂર્ણ છે. ઉદાહરણ—

નૂપુર બજત માનિ મૃગસે અધીન હોત
મીન હોત જાનિ ચરનામૃત ઝરનિકો
ખંજન સે નચૈં દેખિ સુષમા સરદ કી સી
અચૈં મધુકર સે પરાગ—કેસરનિ કો
રિઝિ રિઝિ તેરી પદ છબિ પૈ તિલોચન કે
લોચન યે અંબ ધારે કેતિક ધરનિ કો
ફૂલત કુમુદ સે મયંક સે નિરખિ નખ
પંકજ સે ખિલે લખિ તરવા-તરનિકો

ચદન.

ચદન શાહાજહાનપુર જીલ્લાના નાહિલપુવાયા ગામના બદીજન હતા ... ... ને ત્યા એમનુ નિવાસસ્થાન હતુ. એમણે શૃગાર

સાગર, કાવ્યાભરણ, કલ્લોલતરંગિણી નામકત્રણ અલંકાર ગ્રંથો અને કેશરીપ્રકાશ, ચંદનસતસઈ, પથિકબોધ, નખશિખ, નામમાલા, પત્રિકા બોધ, તત્ત્વસંગ્રહ, શીતવસંત, કૃષ્ણકાવ્ય અને પ્રાજ્ઞવિલાસ નામના બીજા ગ્રંથો પણ રચ્યા છે.

એમણે ' કાવ્યાભરણ ' ની રચના સં. ૧૮૪૫ માં કરી છે. એમની કવિતાનો સમય સં. ૧૮૨૦ થી ૧૮૫૦ સુધીનો મનાય છે. એમણે ' શીતવસંત ' નામક કથા પણ પ્રબંધકાવ્યના રૂપમાં લખી છે. આ રોચક અને સુંદર કથા ઉત્તર ભારતમા બહુ પ્રચલિત અને પ્રસિદ્ધ છે. એમના પુસ્તકોની સૂચિ જોતા એમની દૃષ્ટિ માત્ર અલંકાર ગ્રંથોમાં જ ગુંથાઇ ન રહેતાં સાહિત્યના બીજા અંગો ઉપર પણ પડી છે. ચંદન ફારસીના પણ અચ્છા શાયર હતા. એઓ પોતાનું તખલ્લુસ ' સંદલ ' રાખતા. એમનો ' દીવાને સંદલ ' નામનો એક ગ્રંથ પણ ફારસીમા મળે છે.

સં. ૧૮૩૩ મા ' સમર સાગર 'ના રચયિતા જનગોપાલનું નામ મળે છે. એઓ ઝાંસી જીલ્લાના મઉરાનીપુરના રહેવાસી હતા. ' સમર સાગર ' ભાવપૂર્ણ ગ્રંથ છે. સ. ૧૮૩૫ મા પ્રેમીચમન નામના દીલ્હી નિવાસી કવિનો ' અનેકાર્થનામમાલા ' નામનો ગ્રંથ મળે છે. એમા શબ્દોના અનેકાર્થ બતાવવામા આવ્યા છે.

ભક્તવર તુલસીદાસના દહા ચોપાઇની રીતનું અનુકરણ કરીને સં. ૧૮૩૬ ની આસપાસ બુંદેલખંડના મઉનિવાસી ચંચિત બ્રાહ્મણે " સુરભી દાનલીલા " અને " કૃષ્ણાયન " નામના બે ગ્રંથો રચ્યાં છે. ' સુરભી દાનલીલા 'માં બાળલીલા દાણલીલા વગેરે લીલાઓનું વિસ્તૃત વર્ણન છે અને થોડી અલંકાર ચર્ચા પણ કરવાનો પ્રયત્ન કર્યો છે. ' કૃષ્ણાયન 'માં તુલસીદાસની પદાવલીનું અનુકરણ કરવામા આવ્યું છે. એમની ભાષા અનુપ્રાસવાળી અને સસ્કૃત શબ્દોથી ભરપૂર છે. તુલસીની ભાષા અવધી હતી પણ ચંચિતની વ્રજ છે. ' કૃષ્ણાયન ' કરતા ' સુરભી દાનલીલા 'ની રચના વધારે

## મધુસુદનદાસ.

મધુસુદનદાસ માથુરચોબા હતા. એમણે ગોવિંદદાસ નામના એક ભદ્ર પુરુષના અનુરોધથી સં. ૧૮૭૯ માં 'રામાશ્વમેધ' નામના એક વિશાળ અને મનોહર પ્રબંધકાવ્યની રચના કરી છે. આમાં અને ગોસ્વામી તુલસીદાસના 'રામચરિત માનસ'માં ખુબ જ સામ્ય છે. એક વિવેચક તો એમને સુધી કહેતું છે કે આ ગ્રંથ રામચરિત માનસનું એક પરિશિષ્ટ જ છે. કવિ કહે છે કે આ ગ્રંથની રચના પદ્મપુરાણને આધારે કરવામાં આવી છે. વર્ણનો વિશદ અને રોચક છે. રચનાશૈલિ ગોસ્વામીને મળતી છે. ગોસ્વામીના અનુકરણમાં જેમને વધારે સફળતા મળી હોય તો તે મધુસુદનદાસને મળી છે. એમની પ્રબંધ કુશળતા, કાવ્યપ્રતિભા અને ભાષાસૌષ્ઠવ ઉચી કોટિના છે.

## દેવકીનંદન.

દેવકીનંદન કનોજ પાસેના મકરંદનગર ગામના રહેવાસી હતા. એમના પિતાનું નામ સબરી શુકલ હતું. એમનો જન્મ 'સરોજ'માં સં. ૧૮૦૧ લખ્યો છે. એમણે સં. ૧૮૪૧ માં 'શૃંગાર-ચરિત્ર' અને સં. ૧૮૫૭ માં 'અવધૂત ભૂષણ' નામના બે ગ્રંથોની રચના કરી. 'અવધૂત ભૂષણ'ની રચના એમણે હરદોઈ જીલ્લાના રૂદામઉ ગામના ઠાકોર અવધૂતસિંહ માટે કરી છે. એવી જ રીતે સં. ૧૮૮૨ માં ધનાઢ્ય મહંત સરફરાજગિરિના નામ ઉપરથી 'સરફરાજ ચંદ્રિકા' ગ્રંથ લખ્યો. શિવસિંહજીએ એમના 'નખશિખ' ગ્રંથનો પણ ઉલ્લેખ કર્યો છે.

શૃંગાર-ચરિત્રમાં રસ, ભાવ, નાયિકાભેદ આદિ વિષયો ઉપરાંત અલંકાર ચર્ચાનો પણ સમાવેશ કર્યો છે. અવધૂત ભૂષણ એ પ્રથમ પુસ્તકનું જ વધારે વિસ્તૃત રૂપ છે. એમની ભાષા વ્યવસ્થિત અને પ્રૌઢ છે. એમની રચનામાં બુદ્ધિવૈભવ પણ દેખાય છે. એમની કવિતાનો એક ક્લાવૈચિત્ર્ય તરફ જોવા જતા એમાં લાલિત્ય અને માધુર્ય મળે છે.

ખર્ચવાને બદલે અનેક વિષયમાં પોતાનું સામર્થ્ય બતાવવાનો પ્રયત્ન કર્યો છે; અને એમાં બધે ઠેકાણે થોડા થોડા સફળ પણ થયા છે. એમની ભાષા મંજુલ અને લલિત છે. હસ્વાર્ણમાં એમણે મધુર યોજના સુંદર રીતે કરી છે. એમણે ઘણા વિષયોનું નિરૂપણ કરવાનું મમત્વ છોડી, દઇને ગમે તે એક વિષયને પોતાનો બનાવ્યો હોત તો એમની કાવ્યપ્રતિભાનું તેજ પ્રથમ પંક્તિના કવિ સાથે આવી શકત. એમણે ભારતમાતાની એક સુંદર આરતિ પણ રચી છે.

## બેની બંદીજન.

બેની રાયબરેલી જીલ્લાના બૈંતી ગામના રહેવાસી હતા. એમને અવધના પ્રસિદ્ધ વઝીર ટિકૈતરાય મહારાજનો આશરો હતો. એમના જ નામથી કવિએ "ટિકૈતરાય-પ્રકાશ" નામના અલંકારગ્રંથની સં. ૧૮૪૯ માં રચના કરી છે. એમણે 'રસવિલાસ' નામક બીજા ગ્રંથમાં રસનિરૂપણ પણ કર્યું છે. પરંતુ બંદીજનને પ્રસિદ્ધિ આપનાર આ બે ગ્રંથો નથી. એમને લોકવિખ્યાત કરનાર તો એમના "ભંડૌવા" છે. ભારતજીવન પ્રેસદ્વારા એમના ભંડૌવાનો એક સંગ્રહ "ભંડૌવા-સંગ્રહ" નામથી બહાર પડ્યો છે.

"ભંડૌવા" હાસ્યરસની અંતર્ગત આવી જાય છે. એમાં કોઇની ઉપહાસપૂર્ણ નિંદા હોય છે. ફારસી અને ઉર્દુશાયરીમા જેમ 'હજ્વે'નું એક વિશેષ સ્થાન છે, અંગ્રેજી સાહિત્યમાં જેમ Satir નું સ્થાન છે તેમ હિંદી સાહિત્યમાં "ભંડૌવા"નું સ્થાન છે. પુર્વી સાહિત્યમાં 'ઉપહાસ કાવ્ય'નું લક્ષ્ય અધિકતર કંજુસ અમીર અથવા આશ્રયદાતા પણ હોય છે. યુરોપીય સાહિત્યમા તો સમકાલીન લેખક અને કવિને પણ પાત્ર બનાવી દેવામાં આવે છે. આ ભેદ હોવાથી યુરોપીય 'ઉપહાસ કાવ્યો'માં વિનોદ અને મનરંજનની સામગ્રી વધારે હોય છે. ઉર્દુસાહિત્યમાં 'સૌદા' નામનો શાયર 'હજ્વે'ને માટે વિખ્યાત છે. એણે કોઇ અમીરના ભેટ કરેલા ઘોડાની એટલી બધી હાંસી કરી છે કે સાંભળનારને હસવું આવ્યાં વગર રહે જ

નહિ. આજ પ્રકારે એક બીજા કવિએ ઔરંગઝેબે ઇનામમા આપેલી એક હાથણીની નિંદા કરી છે. આજ પદ્ધતિનુ અનુસરણ કરીને બેનીએ કોઇની પાસેથી મળેલી, ફાટલી રજાઇની નિંદા કરી છે અને કોઇ ઠેકાણે નાની કેરીઓ મળી છે એનો પણ ઉપહાસ કર્યો છે.

ઉર્દુ શાયરો અને અંગ્રેજ કવિઓ જેમ કયારેક બીજા કવિ ઉપર પણ આવા વ્યંગચિત્રો દોરે છે તેમ બેનીએ લખનઉના લલકદાસને માથે પણ ભારે કરી છે. "બાજે બાજ અમે કલમઉ મેં બમત જૈસે મઉ કે જુલાહે લખનઉ મેં લલકદાસ" એ વાકયવાળુ કવિત લોકપ્રસિદ્ધ છે. એમના ટિકૈત પ્રકાશનો રચનાકાળ સં. ૧૮૪૯ થી સ. ૧૮૭૪ સુધી જાય છે. ઉદાહરણ:

અલિ ડસે અધર સુગંધ પાય આનન કો
કાનન મેં ઐસે ચારૂ ચરન ચલાએ હૈ.
ફટિ ગઇ કંચુકી લગે તેં કંટ કુંજન કે
બેની બરહીન ખોલી બાર છબિ છાએ હૈ.
વેગ તેં ગવન કીનો ધક ધક હોત સીનો
ઉરધ ઉસાસેં તન સેદ સરસાએ હૈ.
ભલી પ્રીતિ પાલી બનમાલી કે બુલાઇ બેકો
મેરે હેત આલી બહુ તેરે દુખ પાએ હૈ.

સ. ૧૮૫૦ મા 'શક્તિચિંતામણિ' અને 'રસરત્નાકર'ના કર્તા ભૌન કવિનુ નામ મળે છે એઓ જાતિના ભાટ હતા અને રાયબરેલી જીલ્લાના બેની ગામમા રહેતા હતા એમના પિતાનુ નામ ખુશાલચંદ મહાપાત્ર હતું. 'રસરત્નાકર'મા ૪૩૦ છંદ છે અને એમા રસભેદ અને ભાવભેદ વર્ણિત છે. એમની ભાષા વ્રજ છે અને એ સુંદર છે. એમની કવિતાના મુખ્ય ગુણ માધુર્ય અને નિર્દોષતા છે.

સં. ૧૮૫૨ માં 'માધુર્ય લહરી'ના રચયિતા કૃષ્ણદાસનું નામ પણ આવે છે. આ ગ્રંથ છત્રપુરના રાજપુસ્તકાલયમાં સુરક્ષિત છે. એમની કવિતા સાધારણ કોટિની કહેવાય છે.

## બેનીપ્રબીન.

બેનીપ્રબીન લખનઉના ઉપમન્યુ ગોત્રી વાજપેયી હતા. એઓ લખનઉના પ્રસિદ્ધ બાદશાહ ગાઝીઉદ્દીન હૈદરના દીવાન રાજા દયાકૃષ્ણ કાયસ્થના પુત્ર નવલકૃષ્ણ ઉર્ફે લલનજીના આશ્રયમાં રહેતા હતા. એમની જ આજ્ઞાથી એમણે 'નવરસ-તરંગ' નામક રીતિગ્રંથની રચના કરી હતી. આ પહેલાં એમણે શૃંગારભૂષણ નામનો એક ગ્રંથ રચ્યો હતો. થોડાક દિવસો માટે એઓ મહારાજ નાનારાવ પાસે બિઠૂર પણ રહ્યા હતા અને એમના નામ ઉપર 'નાનારાવ પ્રકાશ' નામક અલંકારગ્રંથ પણ 'કવિ પ્રિયા'ના ઢંગ ઉપર લખ્યો હતો. પંડિત કૃષ્ણ બિહારી મિશ્રે એમના 'નવરસ-તરંગ' ગ્રંથને સાવધાનીપૂર્વક સંપાદન કરીને પ્રસિદ્ધ કર્યો છે. એક વખતે એમને બેની બંદીજન સાથે વિવાદ થયો હતો. એ વિવાદમાં પ્રસન્ન થઇને બંદીજને એમને 'પ્રબીન'ની ઉપાધિ આપી હતી. જીવનના છેલ્લા દિવસો મા રોગી અવસ્થાને લીધે એઓ પત્નીસહ આબુ પર રહેવા ગયા હતા અને ત્યાંજ સ્વર્ગવાસી થયા હતા. એમને સંતાન નહતું.

એમનો 'નવરસ-તરંગ' ગ્રંથ હૃદયગમ છે. એમાં નાયિકાભેદ ઉપરાંત રસભેદ અને ભાવભેદનું સંક્ષેપમાં નિરૂપણ કર્યું છે. અલંકારયુગના બીજા ગ્રંથોની જેમ આ પણ શૃંગારરસનો જ ગ્રંથ છે. આમાં નાયિકાભેદની અંતર્ગત 'પ્રેમકોપ'ની સુંદર કલ્પનાઓ છે. એમની ભાષા વહેતી અને ભાવાવિદ્ધ છે. એમણે ઋતુવર્ણનો પણ ઉદ્દીપનની દૃષ્ટિએ જ્યાં સુધી રમણીય બની શકે ત્યાં સુધી બનાવવાનો પ્રયત્ન કર્યો છે. એમની અભિસારિકાનાં રૂપ અને સ્વભાવવર્ણન એ એમની લાક્ષણિકતા અને મૌલિકતા બન્ને છે. વ્રજભાષાને એમણે પોતાની કાવ્યભાષા તરીકે

માં લક્ષણા, વ્યંજના, ધ્વનિભેદ, રસભેદ, ગુણદોષ વગેરે કાવ્યના વિષયોનું વિસ્તૃત વર્ણન છે. 'સાહિત્ય રસ'નું સ્થાન રીતિ ગ્રંથોમાં ઉંચું છે. એમની કવિતા સરસ અને મધુર છે.

રસિક ગોવિંદની કવિતાનો સમય સં. ૧૮૫૩ મનાય છે. મિશ્રબંધુઓએ આ સમય સં. ૧૮૫૮ માન્યો છે. એમનો 'જુગલરસમાધુરી' ગ્રંથ જોતાં કવિ કૃષ્ણભક્ત હશે એમ જણાય છે. એમાં વૃંદાવનની શોભા અને રાધિકાનું વર્ણન છે. કેટલાક ગંભીર ભાવોને બહુજ સ્વાભાવિક અને સુંદર રીતે વ્યક્ત કરવામાં આવ્યા છે. શોધમાં એમના બીજા છ ગ્રંથો 'અષ્ટદેશભાષા, ગોવિંદાનંદઘન, કલિયુગરાસો (સં. ૧૮૬૫), પિંગલ, સમયપ્રબંધ, શ્રીરામાયણ-સુચનિકા નામના મળ્યા છે.'

સં. ૧૮૬૦ માં હરદોઇ જીલ્લાના મલ્લાવા ગામના બ્રાહ્મણ અને 'પિંગલ કાવ્યભૂષણ' નામક રીતિગ્રંથના રચયિતા સમ્મનનું નામ મળે છે. એમના દોહરા ગિરિધરની કુંડલિયોની જેમ ગામડામાં ખુબ પ્રસિદ્ધ છે. એમના દુહાના ભાવો મર્મસ્પર્શી અને ભાષા સ્વભાવિક તથા સરળ હોવાથી સામાન્ય લોકસમાજમાં એ ઘર કરી ગયા છે.

સં. ૧૮૬૦ માં ગોસ્વામી જતનલાલજી અને સુન કવિના નામનો ઉલ્લેખ પણ મળે છે. જતનલાલજીએ ગોસ્વામી હિતહરિવંશનું જીવનચરિત્ર અને એમના પ્રવર્તાવેલા મતનો મર્મ બહુ જ સરળ ભાષામાં લખ્યાં છે. એમનું એ 'અનન્યસાર' પુસ્તક હજી અપ્રસિદ્ધ છે. સુન કવિએ 'રામ રાવણયુદ્ધ' નામક એક કથાત્મક ગ્રંથની રચના કરી છે. બન્નેની કવિતા સામાન્ય શ્રેણિની છે.

## લલ્લુજીલાલ અને સદલમિશ્ર.

વર્તમાન ગદ્યના જન્મદાતા તરીકે લલ્લુજીલાલ અને સદલમિશ્રનું સ્થાન હિંદી સાહિત્યમાં માન ભર્યું છે. લલ્લુજીલાલ ગુજરાતી ઔદિચ્ય બ્રાહ્મણ

હતા એમની જન્મભૂમિનો પત્તો નથી                    મા વિદ્યમાન હતા અને કલકત્તાની ફોર્ટ વિલિયમ કૉલેજમા નોકર હતા એ કૉલેજમા એમણે વ્રજભાષા અને ગુજરાતી મિશ્રિત ખડીબોલીમા પ્રેમસાગર' નામક ગદ્યગ્રંથ લખ્યો હતો એમા ભાગવતના દશમસ્કંધની કથા ઉતારવામા આવી છે કેટલાક દુહા ચોપાઇ પણ એમા મુકવામા આવ્યા છે એમના ગ્રંથોના નામ નીચે પ્રમાણે

પ્રેમસાગર લતાયફ઼હિંદી રાજનીતિ-વાર્તિક, સભાવિલાસ માધવવિલાસ સતસઇની ટીકા ( લાલચંદ્રિકા ) ભાષા વ્યાકરણ સભાવિલાસ ભાષા સિંહાસન બત્રીસી વૈતાળ પચ્ચીસી માધવાનલ અને શકુંતલા

લલ્લુલાલનો જન્મકાળ સં ૧૮૨૦ અને મૃત્યુ સંવત ૧૮૮૯ કહેવાય છે કેટલોક વખત એઓ આગ્રા અને મુર્શિદાબાદમા પણ રહેલા જણાય છે

લલ્લુલાલના પહેલા ઘણા ગદ્ય લેખકો થઇ ગયા છે પરંતુ કોઇના પણ ગદ્યની ભાષા આટલી લલિત સુરેખ અને સરસ નથી, એટલે હિંદી વિવેચકોએ એમને અને સદલમિશ્રને વર્તમાન ગદ્યના જન્મદાતા માન્યા છે લલ્લુલાલની કવિતા સામાન્ય છે એટલે એમની પ્રસિદ્ધિ કવિ કરતા ગદ્યલેખક તરીકે વધારે છે એમનો બીજો પ્રસિદ્ધ ગ્રંથ તે લાલચંદ્રિકા (સતસઇની ટીકા) ડૉ ગ્રિયર્સને એને સંશોધિત કરીને અને વિસ્તૃત ભૂમિકા લખીને લાલચંદ્રિકા ને વધારે પ્રસિદ્ધિ આપી છે

સદલમિશ્ર પણ લલ્લુલાલના સમકાલીન ગદ્યલેખક છે એમની જન્મભૂમિ બિહારમા હતી એમણે પણ ખડીબોલીમા નાસિકેતોપાખ્યાન' નામક ગ્રંથ લખ્યો છે સદલમિશ્રનુ ગદ્ય લલ્લુલાલ કરતા વધારે સુરેખ અને શુદ્ધ છે

લલ્લુલાલ અને સદલમિશ્ર મુખ્યત્વે ગદ્ય લેખકો હોવાથી એમના ગ્રંથોની વિવેચના અને બન્નેના જીવનનુ વધારે વિવરણ આધુનિક યુગના પ્રકરણમા ગદ્યના ક્રમવિકાસ દરમ્યાન આપણે જોઇશુ

કરતા હતા. એમના પદોમા ભાવ અને દશ્યના ગુણો આગળ પડતા છે. ત્રીજા બુદેલખંડી ઠાકુર લખનૌ જીલ્લાના કાકોરી ગામના કાયસ્થ ખડગરાયના પુત્ર હતા. ખડગરાયના પુત્ર ગુલાબરાયનું લગ્ન ઓડછા (બુદેલખંડ) ના રાવરાજાની પુત્રી સાથે ખુબ ધામધુમથી થયું હતું. ગુલાબરાયના પુત્ર તે કવિ ઠાકુર. ગુલાબરાયે પોતાનો કાયમનો વસવાટ સાસરે આવીને કર્યો, ત્યાર પછી સં. ૧૮૭૩ મા ઠાકુરનો જન્મ થયો. બચપણથી જ ઠાકુરની કવિતામા પ્રતિભા ચમકતી. ક્યારેક તો એઓ પદ્માકરની સાથે બાંદાના હિમ્મત બહાદુર ગોસાઇના દરબારમા પણ જતા.

હિમ્મત બહાદુર ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિ છે. પોતાના સ્વાર્થને માટે એઓ ક્યારેક અંગ્રેજોને તો ક્યારેક લખનૌના નવાબને મળી જતા. હિમ્મત બહાદુર અને ઠાકુરનો સંબંધ હિંદી પ્રેમીઓની જાણીતી વાત છે. ઠાકુરનો પરલોકવાસ સં. ૧૮૮૦ મા થયો. એમની કવિતાઓનો એક સુંદર સંગ્રહ 'ઠાકુર-ઠસક' નામથી લાલા ભગવાનદીને પ્રસિદ્ધ કર્યો છે. આ સંગ્રહમા પણ ત્રણે કવિઓની કવિતા ભેળભેળ થઇ ગઇ છે. પરંતુ સંગ્રહનું મુખ્ય આકર્ષણ એની શરૂઆતમા આવેલું કવિનુ જીવનવૃત્ત છે. ઠાકુરની કવિતામા વ્યર્થ શબ્દભંડાર નથી કલ્પનાના જુઠા ઉડ્ડયનો નથી અને અનુભૂતિ વિરૂદ્ધ ભાવોનો ઉત્કર્ષ પણ નથી. એમા મવેદનોનુ અને સાક્ષાત્કારોનું સ્વાભાવિક અને સરસ વર્ણન છે લોકોક્તિઓની ફુલગુંથણી માટે ઠાકુર લોકવિખ્યાત છે. એઓ મુખ્યત્વે પ્રેમનિરૂપક હોવા છતા પણ લોક-વ્યાપારના અનેકાગદર્શી કવિ છે. લોકજીવનમા રંગ પૂરતા અખાત્રીજ, ફાગ, વસંત, હોળી અને હિંડોળા આદિ ઉત્સવોના સજીવ વર્ણનો એ ઠાકુની વિશેષતા છે

ઠાકુરની સાથે સાથે લખનૌવાળા લલકદાસ, ખુમાન બંદીજન, ધનીરામ બ્રહ્મભટ્ટ અને નવલસિંહ કાયસ્થના નામો આવે છે. લલકદાસે સંવત ૧૮૬૦ થી ૧૮૮૦ ની વચ્ચે 'સત્યોપાખ્યાન' નામક એક વિશાળ

વર્ણનાત્મક ગ્રંથ લખ્યો છે, એમા રામચદ્રજીના જન્મથી માંડીને વિવાહ સુધીનો વૃત્તાંત વિસ્તારથી વર્ણવ્યો છે 'સત્યોપાખ્યાન' મા મૌલિકતા જેવુ કશુ નથી, ભાષા અને ભાવ બન્નેમા સ્પષ્ટ અનુકરણ છે ખુમાન મદીજનના દસ ગ્રંથોના નામો મળે છે અમરપ્રકાશ ( ૧૮૩૬ ), અષ્ટનામ ( ૧૮૫૨ ) લક્ષ્મણશતક ( ૧૮૫૫ ) હનુમાન નખશિખ હનુમાન પચક, હનુમાન પચ્ચીસી, નીતિવિધાન સમરસાર, નૃસિહ ચરિત ( ૧૮૭૯ ) અને નૃસિહ પચ્ચીસી

આ ગ્રંથોમાથી લક્ષ્મણશતક પ્રસિદ્ધ છે એમા લક્ષ્મણ અને મેઘનાદના યુદ્ધનુ રોચક વર્ણન છે કવિતા સાધારણ શ્રેણિની છે નવલસિહ કાયસ્થના પણ લગભગ ૩૦ પુસ્તકોના નામો મળે છે એમાથી કેટલાક તો બ. નાના છે નવલસિહે વ્રજભાષામા થોડ ગદ્ય પણ લખ્યુ છે એઓ મિત્ર ઉપરાત ચિત્રકાર પણ હતા સ ૧૮૮૦ ની આસપાસ એમનો રચનાકાળ આવે છે ધનીરામે કાવ્યપ્રકાશ 'નો અનુવાદ કરીને બીજા પણ બે અનુવાદ કર્યા છે

### પદ્માકરભટ્ટ

અલ કારયુગના કવિઓમા પદ્માકરભટ્ટનુ નામ પહેલી હરોળમા આવે છે એમની સર્વપ્રિયતા બિહારી દેવ અને મતિરામની જોડે બેસે છે આ યુગની કવિતાનો મધ્યાન્હ પદ્માકર અને પ્રતાપસાહિની કવિતાવડે દીપ્યો છે અલ કારયુગના છેલ્લા પ્રતિભાશાળી કવિ તરીકે પદ્માકરનુ નામ અમર છે

પદ્માકર તૈલગ બ્રાહ્મણ હતા એમનો જન્મ મોહનલાલ ભટ્ટને ઘેર બાંદામા સ ૧૮૧૦ મા થયો હતો એમને સસ્કૃત અને પ્રાકૃતનો અચ્છો અભ્યાસ હતો એઓ પ્રતિભાવત અને તેજસ્વી કવિ હોવાથી ઘણા ગઢોમા એમનો સત્કાર થયો હતો એઓ સુગગાના અર્જુનસિંહના મત્ર ગુરુ બનીને સ ૧૮૪૮ મા હિમ્મત બહાદુર ગૌસાઇને ત્યા ગયા અને ત્યા નામે હિમ્મત બહાદુ બિરુદાવલિ ' નામક વીરરસની એક રોચક પુસ્તિકા

લખીને હિમ્મત બહાદુરને અર્પણ કરી સં. ૧૮૫૬ માં પદ્માકર મનાગના પ્રસિદ્ધ મહારાજા રાઘોબાના દરબારમાં ગયા અને ત્યાં પોતાની પ્રતિભાવડે ૧ લાખ રૂપીયા, ૧ હાથી અને દસ ગામનો સરપાવ પામ્યા. ત્યાર પછી એઓ જયપુર નરેશ પ્રતાપસિંહજીને ત્યાં રહ્યા. ત્યાં એમણે પ્રતાપસિંહના પુત્ર જગતસિંહને નામે પ્રસિદ્ધ ગ્રંથ 'જગદ્વિનોદ'ની રચના કરી. એમણે "પદ્માભરણ' નામનો બીજો રીતિગ્રંથ પણ જયપુરમાં જ બનાવ્યો. ત્યાંથી કવિ ઉદયપુર પણ ગયા હતા. ઉદયપુર નરેશ પાસેથી માન સન્માન પામીને એમણે 'ગાવગોટ'ના મેળાનું સુંદર વર્ણન કર્યું હતું. સં. ૧૮૬૦માં મહારાજા જગતસિંહનો પરલોકવાસ થયો અને કવિ ગ્વાલિયરમાં દૌલતરાવ સિંધીઆના દરબારમાં ગયા. ગ્વાલિયરમાં મહારાજાએ એમને ભાવપૂર્વક રાખ્યા. ત્યાં સરદાર ઉદાજીના આગ્રહથી એમણે હિતોપદેશ'નો અનુવાદ કર્યો. પાછલી અવસ્થામાં કવિ રોગગ્રસ્ત રહેતા. એ સમયમાં એમણે પ્રબોધ પચાસ' નામક વિરાગ અને ભક્તિરસ ભર્યો એક ગ્રંથ બનાવ્યો હતો. પરલોકવાસ પહેલાં ભક્ત ગંગા તીરે આવી વસ્યા અને ત્યાંજ જીવનના છેલ્લા સાત વર્ષો પુરા કરી સં. ૧૮૯૦ માં સ્વર્ગવાસી થયા. કવિની પ્રસિદ્ધ ગંગા લહરી ' આ અંતિમ વસવાટ દરમ્યાન જ રચાઇ છે.

નાયિકાભેદના અભ્યાસીઓ મતિરામના 'રસરાજ' અને પદ્માકરના 'જગદ્વિનોદ'નો પ્રથમ અભ્યાસ કરે છે. કારણ કે આ બન્ને ગ્રંથો જેવા મનોહર અને સ્પષ્ટ ઉદાહરણો અને લક્ષણો બીજા રીતિગ્રંથોમાં નથી. કાવ્યરસિકોમાં પણ 'જગદ્વિનોદ'નો ખુબ આદર છે. ભક્તના સર્વ ગ્રંથોમાં 'જગદ્વિનોદ' ગ્રંથશિરોમણિ છે અને એને લીધે જ એમની યશકીર્તિ આજ સુધી અખંડ છે. એમની મધુર કલ્પનાઓ એવું સ્વાભાવિક અને ભાવપૂર્ણ મૂર્તિવિધાન કરે છે કે વાચકો ઘડીભર પ્રત્યક્ષ અનુભૂતિમાં મગ્ન થઇ જાય છે. આવું સજીવ મૂર્તિવિધાન સજાવનારી સમર્થ કલ્પના બિહારી વિના બીજા કોઇની નથી. આશા કલ્પનાગમ્ય સ્વાભિધાર સિવાય ભાવુકતા કાનો અંદરને અંદર લીન થઇ જાય છે. પથવા અસમર્થ પાત્રનીમાં

આ મતસઇ ઉપરાંત કવિએ 'વાણીભૂષણ' 'વૃત્ત તરંગિણી' અને 'કકહરા' નામના બીજા ત્રણ ગ્રંથો પણ રચ્યા છે. વાણીભૂષણ અલંકાર નો ગ્રંથ છે અને વૃત્ત તરંગિણી પિંગળનો. કક્કહરા જાયસીના 'અખરાવ' જેવું નાનું પુસ્તક છે. એમાં ધર્મ અને નીતિના ઉપદેશો છે. રામસહાયનો કવિતાકાળ સં. ૧૮૬૦ થી ૧૮૮૦ છે.

## ગ્વાલ કવિ.

ગ્વાલ મથુરાવાસી સેવારામ બંદીજનના પુત્ર હતા. વ્રજભાષાના કવિઓ માં એમનું નામ આગળ પડતું ગણાય છે. એમની કવિતાનો સમય સં. ૧૮૭૯ થી ૧૯૧૮ સુધી જાય છે. એમણે પહેલો ગ્રંથ 'યમુનાલહરી' સં. ૧૮૭૯ માં અને છેલ્લો ગ્રંથ 'ભક્તભાવન' સં. ૧૯૧૯ માં બનાવ્યો. એમણે ચાર રીતિગ્રંથો પણ લખ્યા છે. રસિકાનંદ, રસરંગ, કૃષ્ણજુકો નખશિખ (૧૮૮૪) અને દૂષણ દર્પણ (૧૮૯૧). આ સિવાય એમના બીજા બે ગ્રંથો હમીરહઠ અને ગોપી પચ્ચીસી પણ શોધમાં મળ્યા છે. એમની કવિતાનો એક નાનાશો સંગ્રહ 'કવિ હૃદય વિનોદ' નામથી પ્રસિદ્ધ છે.

રસરંગમાં ગ્વાલ કવિ એટલા બધા મગ્ન જણાય છે કે યમુના લહરી નામક દેવસ્તુતિમાં પણ નવરસ અને ષટઋતુનાં ચમકદાર વર્ણનો કર્યા છે. ગ્વાલના ઋતુવર્ણનો તો સુવિખ્યાત છે. એમની ભાષા વહેતી અને વ્યવસ્થિત છે. કવિએ ખૂબ દેશાટન કરેલું હોવાથી પર પ્રાંતની પણ કેટલીક ભાષાઓનું જ્ઞાન એમને હતું. પૂર્વી હિંદી ગુજરાતી અને પંજાબીમાં પણ એમણે કેટલાક સવૈયા રચ્યા છે. ફારસી અને અરબી શબ્દોનાય એમણે ખુબ પ્રયોગો કર્યા છે. એકંદરે ગ્વાલને હિંદી ભાષ્ય રસિકો વિદગ્ધ કુશળ અને ફક્કડ કવિ તરીકે ઓળખે છે.

## ચંદ્રશેખર વાજપેયી.

ચંદ્રશેખરનો જન્મ સં. ૧૮૫૫ માં ફતેહપુર જીલ્લાના મુઅજ્જમાબાદ માં થયો હતો. એમના પિતા મનીરામ પણ અચ્છા કવિ હતા. ચંદ્રશેખર

કેટલોક સમય નદરભગામાં રહ્યા પછી ૬ વર્ષ સુધી જોધપુર નરેશ મહારાજા માનસિંહને ત્યા રહ્યા હતા. આખરે એઓ પતિયાળા નરેશ મહારાજા કર્મસિંહને ત્યા ગયા અને જીવનભર ત્યા જ રહ્યા. એમનો દેહાત સ. ૧૯૩૨ મા થયો કવિ છેક મહારાજા નરેંદ્રસિંહના સમય સુધી વિદ્યમાન હતા; અને એમના જ આદેશથી એમણે પ્રસિદ્ધ વીરકાવ્ય 'હમીરહઠ' ની રચના કરી. આ ઉપરાત એમણે વિવેક વિલાસ, રસિક વિનોદ, હરિભક્તિ વિલાસ, નખશિખ, વૃંદાવન શતક, ગુહપંચાશિકા, તાજક–જ્યોતિષ અને માધવી વસત નામના ગ્રંથો પણ બનાવ્યા છે.

ચદ્રશેખરે શૃગારરસની સરસ કવિતા કરી છે. પણ એમની ચિરજીવ કીર્તિ માટે તો 'હમીરહઠ' જ બસ છે. ઉમગની સ્વાભાવિક, વહેતી અને સમર્થ વ્યજના જેવી ચંદ્રશેખરે કરી છે એવી બૈતાલ, લાલ, ભૂષણ અને હરિકેશ વિના બીજા કોઈની નથી. વીરરસના વર્ણનમા કવિએ એમના સાહિત્યક વિવેકનો પરિચય કરાવ્યો છે. સુદન વગેરે કવિઓની જેમ શબ્દોના લાબા લાબા અર્થહીન વાક્યો ન મુકતા કવિએ ઉગ્ર ઉત્સાહની વ્યજનાને માટે આવસ્યક અને છાજતી શબ્દરચના કરી છે. વસ્તુઓની લાબી લાબી ગણત્રી કરાવતા વર્ણનોના અનાવસ્યક વિસ્તારને ચંદ્રશેખરે પોતાની કવિતામા સ્થાન નથી આપ્યુ. એમની ભાષા પણ વ્યવસ્થિત અને સરળ છે વીરરસના વર્ણનની શ્રેષ્ઠ પ્રણાલિકા આપણને ચદ્રશેખરમા દેખાય છે

પ્રમગવિધાનમા કવિએ નવી અને મૌલિક ઉદ્દ્ભાવનાઓ ન કરતા પૂર્વવર્તી કવિઓનુ અનુકરણ કર્યું છે એક રૂપવતી અને ચતુર સ્ત્રીની સાથે મગોલનુ હમીરના દરબારમા નાસી આવવુ, અલાઉદ્દીનની હમીર પાસે પોતાના ચોરની માગણી, હમીરનો શરણાગત મહેમાનને સહાય કરવાનો નિરધાર વગેરે વાતો જોધરાજ અને એના પૂર્વવર્તી પ્રાકૃત કવિઓની કલ્પના છે, જે વીરગાથાકાળની રૂઢિ બની ગએલી દેખાય છે. ગઢના ઘેરા વખતે ગઢની નિશ્ચિતતા અને નિર્ભીકતા દેખાડવા પ્રાચીન

કવિઓ -ગઢમાં નાચરંગના 'જલસા' બતાવતા. જાયસીએ પદ્માવતમાં ચિતોડગઢના ઘેરા વખતે રતનસેન ગઢમાં નાચ કરાવે છે અને શત્રુના એક અચૂક તીરથી નર્તકી ગંધર્વ થઈને મૃત્યુ પામે છે. 'હમીરહઠ' માં પણ બરાબર એવું જ વર્ણન આવે છે એટલે વસ્તુવિધાનમાં ચંદ્રશેખર પ્રાચીન કવિઓને અનુસર્યા છે એ સ્પષ્ટ છે.

'હમીરહઠ' ની એક ત્રુટિ ધ્યાન ખેંચે એવી છે. સમર્થ કવિઓ નાયકને જેવા પ્રતિભાશાળી અને પ્રતાપી ચિતરે છે એવા પ્રતિનાયકને પણ ચિતરે છે; અને બળવાન પ્રતિનાયકની ઉપર વિજય કરાવી પોતાના મૂળ નાયકની પ્રતિભા સિદ્ધ કરે છે. રામ અને રાવણ, કૃષ્ણ અને કંસ એ સર્વ ચિત્રોમાં પ્રતિનાયક પણ પ્રતાપી દેખાય છે. પરંતુ 'હમીરહઠ' માં તો અલાઉદ્દીન એક ઉંદરના ખડખડાટથી ડરીને ગભરાઇ જાય છે.

આવી એકાદ બે ત્રુટિઓ 'હમીરહઠ' ના ગુણોમાં દબાઇ જાય છે. ચંદ્રશેખરના યુદ્ધ અને મૃગયા વગેરેના સંવાદ તથા વર્ણનો માર્મિક છે. રસને અનુકુળ પદવિન્યાસ એ ચંદ્રશેખરની વિશેષતા છે.

## પ્રતાપસાહિ.

રતનેસ બંદીજનના પુત્ર પ્રતાપસાહિ ચરખારીના મહારાજા વિક્રમસાહિને ત્યાં રહેતા હતા. એમણે સં. ૧૮૮૨ માં 'વ્યંગ્યાર્થ કૌમુદી' અને સં. ૧૮૮૬ માં 'કાવ્યવિલાસ' ની રચના કરી. આ બે પ્રસિદ્ધ ગ્રંથો ઉપરાંત એમણે નીચેના પુસ્તકો પણ લખ્યા છે—

જયસિંહ પ્રકાશ ( સં. ૧૮૫૨ ) શૃંગારમંજરી ( સં ૧૮૮૬ ), શૃંગાર શિરોમણિ ( સં. ૧૮૯૪ ), અલંકાર ચિંતામણિ ( ૧૮૯૪ ), કાવ્ય વિનોદ ( ૧૮૯૬ ) રસરાજ ટીકા ( ૧૮૯૬ ) રત્નચંદ્રિકા ( સતસઇની ટીકા ૧૮૯૬ ), યુગલ નખશિખ અને બલભદ્ર નખશિખની ટીકા

ઉપરનાં પુસ્તકોની સાલવારી પ્રમાણે પ્રતાપનો કવિતા કાળ સં. ૧૮૮૦ થી ૧૯૦૦ સુધીનો નક્કી થાય છે. ગ્રંથોની રચના જોતાં કવિનું સાહિત્ય મર્મજ્ઞતા અને પાંડિત્ય દેખાય છે. આચાર્યતામાં પ્રતાપસાહિનું નામ મતિરામ, શ્રીપતિ અને દાસની સાથે આવે છે. બીજી રીતે પ્રતાપે એ પૂર્વોક્ત કવિઓએ આરંભેલા કાર્યને પૂર્ણતાએ પહોંચાડવાનો સફળ પ્રયત્ન કર્યો છે. લક્ષણા વ્યંજનાનું ઉદાહરણોદ્વારા વિસ્તૃત નિરૂપણ એ ત્રણેય પૂર્વવર્તી કવિઓએ કર્યું ન હતું. પ્રતાપે વ્યંજનાના ઉદાહરણો માટે 'વ્યંગ્યાર્થ કૌમુદી' નામનો એક સ્વતંત્ર ગ્રંથ રચ્યો. એ ગ્રંથમાં ૧૩૦ કવિત, દોહરા અને સવૈયા છે; જે બધાય વ્યંજના અથવા ધ્વનિનાં ઉદાહરણો છે. ઉદાહરણ તરીકે 'વ્યંગ્યાર્થ કૌમુદી' નો એક સવૈયો લઇએ.—

**સીખ સખાઇ ન માનતિ હૈ બરહી બસ સંગ સખીન કે આવૈ**
**ખેલત ખેલ નયે જલમેં બિન કામ વૃથા કત જામ બિતાવૈ**
**છોડિ કે સાથ સહેલિન કો રહિ કે કહિ કૌન સંવાદ હિ પાવૈ**
**કૌન પરીયબાનિ અરી! નીત નીરભર ગગરી ઢરકાવૈ.**

મહદયોની સામાન્ય દષ્ટિમાં તો વયસંધિની મધુર ક્રિડાવૃત્તિનું એક મનોહર દશ્ય દેખાય છે. પરંતુ ઉસ્તાદ લોકોની દષ્ટિ એક બીજી બાજુ પહોંચે છે. એ આમાથી એવો વ્યંગ્યાર્થ તારવે છે કે ઘડાના પાણીમાં પોતાના નેત્રાનું પ્રતિબિંબ જોઇને એને માછલીઓનો ભ્રમ થાય છે. આ પ્રકારનો ભ્રમ એક અલંકાર છે. એટલે ભ્રમ અથવા ભ્રાંતિનો અલંકાર અહિં વ્યંગ્યાર્થ છે. બીજી દ્રષ્ટિએ જોઇએ તો આવો ભ્રમ અજ્ઞાતયૌવનાને થાય છે. એટલે ઉપરોક્ત છંદ એ અજ્ઞાતયૌવનાનું ઉદાહરણ છે. આટલી મોટી આ અર્થયાત્રા રૂઢિને આશરે જ થઇ છે. જ્યા સુધી એવું જણાય નહિ કે કવિ પરંપરામા આંખને માછલીની ઉપમા આપવામા આવે છે ત્યાંસુધી આવું અર્થરહસ્ય સ્પષ્ટ થતું નથી.

આચાર્યત્વ અને કવિત્વ બન્નેના અપૂર્વ સંયોગની દષ્ટિએ વિચાર કરીએ.

તો પ્રતાપ નિઃસંકોચપણે શ્રીપતિ, મતિરામ અને દાસની હરોળમાં બેસે છે. એમની ભાષાની સ્નિગ્ધ, સરલ ગતિ, કલ્પનાની મૂર્તિમત્તા અને હૃદયની આર્દ્રતા મતિરામ, શ્રીપતિ અને બેનીપ્રવીન સાથે હરિફાઇ ખેલે છે અને આચાર્યત્વમાં તો આ ત્રણેય કવિઓને વટાવી પ્રતાપ છેક પદ્માકર પાસે પહોંચી જાય છે. એમની સમર્થ પ્રતિભાએ પદ્માકરની પ્રતિભા સાથે રહીને રીતિબદ્ધ કાવ્યકલાને પૂર્ણતાએ પહોંચાડી દીધી. પદ્માકરની અનુપ્રાસ યોજના કયારેક રૂચિકર સીમાને ઓળંગી જાય છે. પરંતુ આ ભાવુક અને પ્રવીણ કવિની વાણીમાં એ દોષ નથી. એમની ભાષાનો મુખ્ય ગુણ તે એની નિર્દોષતા, કૃત્રિમ આડંબર, ગતિનું શૈથિલ્ય અને શબ્દોની તોડમરોડથી પ્રતાપની ભાષા મુક્ત છે. હિંદીના મુક્તક કવિઓમાં સમસ્યાપૂર્તિની પદ્ધતિ અનુસાર રચનાઓ થવાને કારણે એમાં એક પ્રત્યક્ષ દોષ જોવામાં આવે છે, એમના અંતિમ ચરણની ભાષા બહુ જ પરિમાર્જિત, વ્યવસ્થિત અને માર્મિક હોય છે; પરંતુ બાકીના ત્રણ ચરણની ભાષામાં આ ગુણો નથી હોતા એથી ઉલટું ઘણે ઠેકાણે તો પહેલા ત્રણ ચરણની ભાષા ઘણી જ અવ્યવસ્થિત અને નબળી હોય છે. પ્રતાપની ભાષા તો ચારેય ચરણમાં એકસરખી રીતે વહે છે. આ સર્વગુણ અવગુણનો વિચાર કરીને હિંદી વિવેચકોએ પ્રતાપસાહિને પદ્માકરના સમકક્ષ માન્યા છે એમની કવિતાના ઉદાહરણો.—

ચંચલતા અપની તજિ કૈ રસહી રસસોં રસ સુંદર પીજિયો
કોઉકિત કે કહે તુમસોં તિનકી કહી બાતન કો ન પતીજિયો
ઓજ ચવાઇન કે સુનિયોત યહી ઇક મેરી કહી નીત કીજિયો
મંજુલ મંજરી પૈહો, મલિંદ! વિચારી કૈ ભાર સંભારિ કૈ
દીજિયો

× × ×

તડપૈ તડિતા ચહુ ઓરન તેં છિતિ છાઇ સમીરન કી લહરૈ
મદમાતે મહા ગિરિશૃંગન પૈ ગન મંજુ મયૂરન કે કહરૈ

ઇનકી કરની બરની ન પડૈ મગરૂર ગુમાન ન સોં ગહરૈ
ધન યે નભ મંડલ મેં છહરૈં, ઘહરૈં કહું જાય, કહું ઠહરૈં.

## બાબા દીનદયાલગિરિ.

બાબાજી ગોસાઇ હતા એમનો જન્મ સ. ૧૮૫૯ મા વસતપચમી ને શુક્રવારે કાશીમા એક પાઠક કુળમા થયો હતો બચપણમા જ એમના માતાપિતા એમને મહત કુશાગિરિને સોપીને પરલોકવાસી થયા કુશાગિરિ કાશીમા પ્રતિષ્ઠિત મહત ગણાતા બાબાજી વખત જતા કુશાગિરિના શિષ્ય થયા અને એમના જ મઠમા રહેવા લાગ્યા મહતજીના અવસાન પછી જ્યારે બધી જ મીલ્કત લીલામ થઇ ગઇ ત્યારે બાબા એ મઠ છોડીને મોહલ્લી મઠમા રહેવા લાગ્યા એમની સસ્કૃત અને હિંદીની વિદ્વતા લોકપ્રસિદ્ધ હતી બાબુ ગોપાલચદ (ગિરિધરદાસ) સાથે એમને ગાઢ સ્નેહ હતો એમનુ મૃત્યુ સ ૧૯૧૫ મા થયુ હિંદી સાહિત્યમા સહૃદય અને ભાવુક કવિ તરીકે દીનદયાલનુ નામ પ્રસિદ્ધ છે એમના જેવી સફળ અન્યોક્તિઓ લખનાર હિંદીમા ગણ્યાગાંઠ્યા કવિઓ છે એમનુ ભાષાપરનુ પ્રભુત્વ ચમત્કારિક હતુ એમની પરિષ્કૃત સ્વચ્છ અને વ્યવસ્થિત ભાષા તો કેટલાક મહાકવિઓની પણ નથી એમની અન્યોક્તિઓની માર્મિકતા એમની એવી જ ભાષાદ્વારા સુદર રીતે વ્યક્ત થાય છે એમનો 'અન્યોક્તિ-કલ્પદ્રુમ' ગ્રથ હિંદી સાહિત્યની અણમોલ વસ્તુ છે અન્યોક્તિના ક્ષેત્રમા કવિની માર્મિકતા અને સૌન્દર્ય ભાવનાના સ્ફુરણને ઠીક ઠીક અવકાશ રહે છે પરતુ એમા સફળતા તો કોઇ ભાવુક અને સહૃદય કવિને જ વરે છે એટલા લૌકિક વિષયો ઉપર તો એમની સરસ અન્યોક્તિઓ છે

બાબાજીનો કોમલ પદવિન્યાસ પર જેટલો અધિકાર દેખાય છે તેટલો જ અધિકાર શબ્દ ચમત્કારના વિધાન પર પણ દેખાય છે જે રીતે એઓ એમની ભાવુકતા વ્યક્ત કરે છે એ જ રીતે ચમત્કારકૌશલ્ય પણ બતાવી દે છે એટલે એમા કલાપક્ષ પ્રધાન છે કે હૃદયપક્ષ એ કહેવુ મુશ્કેલ છે એમની

કવિતાના અભ્યાસીને એઓ બહુરંગી કવિ લાગે છે. રચનાની વિવિધ પ્રણાલિકાઓ ઉપર એમનો અજબ અધિકાર દેખાય છે. એમના નીચે લખેલા ગ્રંથો છેઃ—

અન્યોક્તિ કલ્પદ્રુમ (સં. ૧૯૧૨) અનુરાગબાગ (સં. ૧૮૮૮) વૈરાગ્ય દિનેશ (૧૯૦૬), વિશ્વનાથ નવરત્ન અને દૃષ્ટાંત તરંગિણી (સં ૧૮૭૯)

આ સંવતસચિ પ્રમાણે એમનો કવિતાકાળ સં ૧૮૭૯ થી ૧૯૧૨ સુધીનો મનાય છે. 'અનુરાગબાગ' માં શ્રી કૃષ્ણની વિવિધ લીલાઓનું વિવિધ છંદમાં લલિત અને છટાદાર વર્ણન છે. માલિની છંદનો એમાં સ્થાને સ્થાને સુમધુર પ્રયોગ થયો છે. 'દૃષ્ટાંત તરંગિણી' માં નીતિ સંબંધી દોહરા છે અને 'વિશ્વનાથ નવરત્ન, એ શિવસ્તુતિ છે. 'વૈરાગ્ય દિનેશ' મા જ્ઞાન અને વૈરાગની વાતો સામાન્ય રીતે કહી છે.

## પજનેસ.

પજનેસ વિષે પ્રમાણભૂત હકીકત મળતી નથી, તેમ એમના કોઇ ગ્રંથનો પણ પત્તો મળતો નથી. માત્ર એ પન્નાના રહીશ હતા એટલી વાત મળે છે. એમની પરચુરણ કવિતાઓ જુદા જુદા ગ્રંથોમાં સંઘરાયલા મળે છે. પજનેસની કેટલીક કવિતા તો લોકજીવનમાં એટલી બધી વણાઇ ગઇ છે કે નવા સંશોધકોને એને લોકકવિતામાંથી તારવવી મુશ્કેલ થઇ પડી છે. એમની પરચુરણ કવિતા જોતાં પણ વ્રજભાષાના કવિઓમાં એમનું નામ ઉલ્લેખનિય દેખાય છે. ઠાકુર શિવસિંહજીએ 'મધુરપ્રિયા' અને 'નખશિખ' નામના પજનેસના બે ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે. એ ઉપરાંત ભારતજીવન પ્રેસ તરફથી એમની પરચુરણ કવિતાનો સંગ્રહ 'પજનેસ પ્રકાશ' નામથી પ્રસિદ્ધ થયો છે. એમાં ૧૨૭ કવિત્ત–સવૈયા છે. એમની કવિતામાં ફારસીના ઘણા પ્રયોગો મળે છે. પજનેસે અંગ વર્ણન ઉપર જ ઘણી ખરી કવિતા કરી છે.—

## ગિરિધરદાસ

ગિરિધરદાસનું નામ વ્રજભાષાના પ્રૌઢ કવિ કરતાં ભારતેંદુ હરિશ્ચંદ્રના પિતા તરીકે વધારે મશહૂર છે. એમનું મૂળ નામ તો બાબુ ગોપાલચંદ્ર હતું પણ કવિતામાં એઓ પોતાનું નામ ગિરિધરદાસ, ગિરિધર, ગિરિધારન, વગેરે લખતા. ભારતેંદુએ એમના ચાળીસ ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે. એમનો જન્મ સં. ૧૮૯૦ ના પોષ માસની અમાસને દિવસે થયો હતો. એમના પિતા હર્ષચંદ્ર કાશીના પ્રતિષ્ઠિત જમીનદાર હતા. ગિરિધરે પુસ્તકોનો જે સંગ્રહ કર્યો હતો એ સંગ્રહાલયને એઓ સરસ્વતી ભવન કહેતા. સ્વ. બાબુ રાજેંદ્રલાલ મિત્રે એ પુસ્તકાલયની કિંમત એક લાખ રૂપીઆ કરેલી. ગિરિધરનું ઘર કવિઓનું વિશ્રામભવન મનાતું. એમનું મૃત્યુ સં. ૧૯૧૭ માં થયું.

ભારતેંદુએ એમના જે ૪૦ ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે એમાંથી ઘણાનો પત્તો નથી મળતો. ભારતેંદુના દૌહિત્ર અને હિંદીના પ્રસિદ્ધ લેખક બાબુ વ્રજરત્નદાસે પોતે નજરે જોએલા અઢાર ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે તે નીચે મુજબ:—

જરાસંધવધ મહાકાવ્ય, ભારતી ભૂષણ, ભાષા વ્યાકરણ, રસ રત્નાકર, ગ્રીષ્મ વર્ણન, મત્સ્ય કથામૃત, બારહ કથામૃત, નૃસિંહ કથામૃત, વામન કથામૃત, પરશુરામ કથામૃત, રામ કથામૃત, બલરામ કથામૃત, બુદ્ધ કથામૃત, કલ્કિ કથામૃત, નહુષ નાટક, ગર્ગસંહિતા અને એકાદશી મહાત્મ્ય.

ગિરિધરની બે પ્રકારની રચનાઓ દેખાય છે. ગર્ગસંહિતા વગેરે ભક્તિ-માર્ગની કથાઓ તો સરળ અને સાધારણ પદ્યમાં કહી છે. પરંતુ કાવ્ય-કૌશલની દૃષ્ટિએ જે રચનાઓ કરી છે, જેમકે જરાસંધ વધ, ભારતી ભૂષણ, રસ રત્નાકર, ગ્રીષ્મ વર્ણન વગેરે યમક અને અનુપ્રાસથી એટલી બધી લદાયલી લાગે છે કે કેટલેક સ્થળે અરૂચિકર બની ગઇ છે. આ દોષ માત્ર જરાસંધવધમાં કંઇક ઓછો દેખાય છે. એમની કવિતા જોતાં

અમનુ વલણુ કલાપક્ષ તરફ વધારે દેખાય છે. રસાત્મકતા એમની રચના-ઓમાં જોઇએ તેટલી દેખાતી નથી. ૨૭ વર્ષની ઉમરે આટલી વિપુલ કાવ્યરચના મુકી જવી એ એમનો કવિતાપ્રેમ સૂચવે છે.

## દ્વિજદેવ.

અયોધ્યાના મહારાજા માનસિંહ ' દ્વિજદેવ ' ના નામથી હિંદીના રસિક કવિ તરીકે પ્રસિદ્ધ વ્યક્તિ હતા. એમનાં ઋતુવર્ણનો હૃદયંગમ છે. એમના બે ગ્રંથો ' શ્રૃંગાર બત્તીસી ' અને ' શ્રૃગાર લતિકા ' હજી અપ્રસિદ્ધ છે. પરંતુ દ્વિજદેવનાં કવિત્તો તો પદ્માકર જેટલા લોકપ્રસિદ્ધ છે. અલંકાર-યુગના લક્ષણગ્રંથના રચનારાઓમા જેમ પદ્માકર છેલ્લા છે તેમ શ્રૃંગારી કવિઓમા દ્વિજદેવ છેલ્લા પ્રસિદ્ધ કવિ છે. એમના જેટલા ગુણવાળી શ્રૃગારી કવિતા ત્યાર પછી દુર્લભ બની ગઇ.

એમની કવિતાનો મુખ્ય ગુણ એ એમની ભાષાની સ્વચ્છતા છે. અનુ-પ્રાસ અને શબ્દચમત્કારના મોહમા ફસાઇને એમણે ભાષાને દૂષિત બનાવી નથી ઋતુવર્ણનોમા એમનો જીવનઉલ્લાસ સુરેખ દેખાય છે. સેનાપતિ પછી ઋતુવર્ણનોમા દ્વિજદેવ આવે છે એક ઉદાહરણ –

**મિલિ માધવી આદિક ફુલ કે વ્યાજ વિનોદ–લવા બરસાયો કરે**
**રચિ નાચ લતાગન તાનિ વિતાન સબૈ વિધિ ચિત્ત ચુરાયો કરે**
**દ્વિજદેવ જુ દેખિ અનોખી પ્રભા અલિ ચારન કીરતિ ગાયો કરે**
**ચિરજીવો વસંત ! સદા દ્વિજદેવ પ્રસૂનનકી ઝરિ લાયો કરે.**

અલંકાર યુગના પહેલા કવિ સેનાપતિ અને છેલ્લા કવિ દ્વિજદેવ;–બન્ને ઋતુવર્ણનોમા ચકાર અને નિપુણ આ રંગદર્શી સમાનતા સાથે અલંકાર યુગ આથમે છે અને નવા બળો અને નવી પ્રેરણાથી સમન્વિત થએલ વર્તમાન યુગની પ્રતિભા ઉગે છે.



## ૧૦

# વર્તમાન યુગ.

## ( પ્રથમ ઉત્થાન. )

અલંકાર યુગ આથમતા સુધી હિંદી સાહિત્યના સમ્યક વિકાસમા સંગીન ફાળો આપતા જેટલા જોઇએ તેટલા વિવિધ સર્જનો થયા નથી ચંદ યુગમા માત્ર શૌર્ય, પ્રતાપ અને પરાક્રમના ઝમ દાર વર્ણનો થયા છે, ભક્તિ યુગમા પ્રેમભક્તિના રંગગીતો ગવાના છે, અને અલંકાર યુગમા નરી શ્રૃગાર કવિતા જ અવતરી છે માનવજીવનની સમુત્ક્રાતિને સહાય કરે કે લોકજીવનના મર્મને સ્પર્શે અથવા સમસ્ત જીવનના ઘડતરમા ઉપયોગી અને પ્રેરક થાય એવા સાહિત્યની ખોટ અઢારમી સદીના અંત સુધી જેવીને તેવી જ રહી લગભગ ઓગણીસમી સદીની શરૂઆત સુધી લેખકો અને કવિઓની કલ્પનારંગી અને રસમસ્ત દષ્ટિ જીવનની વાસ્તવિકતા તરફ વળી જ નહિ અલંકાર યુગના અંતમા જ અંગ્રેજી સત્તાનો પ્રભાવ દેશમા જામતો હતો તે વર્તમાન યુગની શરૂઆતમા સંપૂર્ણ રૂપે સ્થિર થયો આ રાજનૈતિક ઘટનાની સાથે સાથે દેશવાસીઓની શિક્ષણપ્રણાલિકામા પણ પરિવર્તન થવા

માંડ્યું. અંગ્રેજ સરકારે અંગ્રેજી શિક્ષણના પ્રચાર તરફ આંખ ફેરવી. ઇ. સ. ૧૮૫૪ મા ચાર્લ્સ ગ્રાંટે ઇસ્ટ ઇંડીઆ કંપનીના ડીરેક્ટરો પાસે અંગ્રેજી શિક્ષણ દ્વારા ભારતવાસીઓને કેળવણી આપવા માટે એક નિવેદન મોકલ્યું; પરંતુ એના ઉપર બહુ ધ્યાન ન અપાયું. કારણ કે કંપનીના સંચાલકોનું બધુંય લક્ષ હજી વેપાર અને સત્તાની જમાવટ પાછળ જ રોકાયલું હતું. આજ સમયમાં બંગાળમાં રાજા રામમોહનરાયની પ્રતિભાએ દર્શન દીધા જુના સંસ્કારો સાથે નવા સંસ્કારો અને નવા બળોનો સમન્વય કરનાર પહેલા ભારતવાસી તરીકે આ મહાપુરૂષનું નામ હિન્દના તવારીખમા અમર છે. રામમોહનરાય અને એમના સહચારી સુધારકોના ઉદ્યોગથી અંગ્રેજી કેળવણી માટે કલકત્તામા પહેલી હિંદુ કૉલેજ સ્થપાઇ. હિંદુ કૉલેજમાથી જે વિદ્યાર્થીઓ અભ્યાસ પુરો કરીને નીકળ્યા તેમની પાસે આગળથી નક્કી કરેલી યોજના પ્રમાણે સરકારી નોકરીના લલચાવનારા હોદ્દાઓ મુકવામા આવ્યા; અને કૉલેજમા ભણતા માનસ ઉપર એવા સંસ્કાર જમાવી દીધા કે કૉલેજનુ શિક્ષણ પુરૂ કરીને સરકારી નોકરી કરવી એમા જ લાભ આબરૂ અને શોભા છે દેશી ભાષા ભણીને પણ સરકારી બની શકાય છે એ વિચાર બહુ મોડો ઉગ્યો. અંગ્રેજી સિવાય માત્ર સંસ્કૃત અને અરબી ઉપર લોકોની કંઇક આસ્થા હતી. સંસ્કૃતની પાઠશાળાઓને અને અરબીના મદરેસાઓને સરકાર તરફથી થોડી ઘણી મદદ મળતી; પરંતુ અંગ્રેજીના શોખ આગળ આ પુરાતન સંસ્થાઓ તરફ લોકો ઉદાસીન રહેતા ધીરે ધીરે આ સંસ્થાઓને મળતી મદદ પણ બંધ થઇ સં ૧૮૮૩ મા લૉર્ડ મેકોલેએ અંગ્રેજી શિક્ષણના પ્રચારનુ જે જોરદાર સમર્થન કર્યું તેમા પૂર્વીય સાહિત્ય તરફ ઉપેક્ષાનો ભાવ પ્રગટ કરીને પણ એમણે દેશભાષા દ્વારા શિક્ષણની સંભાવના સ્વીકારી

પરંતુ વસ્તુસ્થિતિ એવી હતી કે સંસ્કૃત અથવા અરબી વ્યવહાર યોગ્ય મનાતી ન હતી. વ્યવહારની મુશ્કેલીને કારણે જ સરકારી દફતરોમાથી ફારસી કાઢી નાખીને અંગ્રેજી અને હિંદુસ્થાનીની વ્યવસ્થા કરવામાં આવી હતી.

એ વખતે હિંદીભાષા બોલતા પ્રદેશમાં જે ભાષાનું રાજભાષા બનાવવામાં આવી તે ઉર્દૂ હતી દફતરો અને અદાલતોની ભાષા ઉર્દૂ નિયત થઇ ગયા પછી પણ વિચારશીલ અંગ્રેજો સારી રીતે સમજતા હતા કે એ ભાષા સર્વ સાધારણ જનતાની નથી, એમાં દેશના પરંપરાગત સાહિત્યનો સંચય નથી એટલે અંગ્રેજો જે પ્રમાણે અદાલતી વ્યવહારને માટે ઉર્દૂ શીખવું આવશ્યક માનતા હતા તેજ પ્રમાણે એમને પ્રચલિત અને સાહિત્યક ભાષા શીખવાની પણ ઉત્કંઠા રહેતી હતી એ વખતે સાહિત્યની ભાષા તો વ્રજભાષા હતી અને એ માત્ર વ્રજમંડળમાં જ બોલાતી હતી એટલે એ વખતે દેશના જુદા જુદા ભાગોમાં મુસલમાનોના વિસ્તાર સાથે દિલ્હીના ખડીબોલી શિષ્ટ સંસ્થા પરસ્પર વ્યવહારની ભાષા બનતી હતી અમીર ખુશરોએ વિક્રમના ચૌદમી સદીમાં વ્રજભાષાની સાથે સાથે ખડીબોલીમાં કેટલીક રચના કરી હતી ઔરંગઝેબના સમયથી તો ફારસી મિશ્રિત ખડીબોલી અથવા રેખતાની બોલીમાં શાયરી પણ શરૂ થઇ ગઇ હતી અને એનો પ્રચાર ફારસી જાણકારોમાં ખૂબ વિસ્તરતો ગયો આ પ્રમાણે ખડીબોલીની પાછળ ઉર્દૂ સાહિત્ય ઉદ્‌ભવ્યું અને જામ્યું પરંતુ પાછળથી એમાં વિદેશી ( અરબી તુર્કી વગેરે ) ભાષાઓના શબ્દો વધતા ગયા અને એનો આદર્શ પણ વિદેશી જેવો જ બની ગયો

બીજી રીતે મોગલ સામ્રાજ્યનો ધ્વંસ થવાથી પણ ખડીબોલીના વિસ્તારમાં સહાય મળી દિલ્હી આગ્રા આદિ પશ્ચિમના શહેરની સમૃદ્ધિ નષ્ટ થતી ગઇ અને લખનૌ પટના અને મુર્શિદાબાદ વગેરે નવી રાજધાનીઓ ચમકી ઉઠી જેવી રીતે ઉજ્જડ બનતા દિલ્હીને છોડીને મીર ઇંશાઅલ્લાખાં જેવા અનેક ઉર્દૂ શાયરો પૂર્વ તરફ જવા માંડ્યા તેવીજ રીતે દિલ્હી અને તેના આસપાસના પ્રદેશની હિંદુ જાતિઓ આજીવિકાને ખાતર લખનૌ, ફૈઝાબાદ, પ્રયાગ, પટના વગેરે પૂર્વના શહેરોમાં ફેલાવા માંડી આ લોકોની સાથે સાથે એમની બોલચાલની ભાષા ખડીબોલી પણ સાથે ગઇ સમૃદ્ધ અને સુખી શહેરોના લોક મહેનતુ અને ઉદ્યોગી નથી

હોતા. વિલાસ એ ત્યાંની મુખ્ય વસ્તુ હોય છે. આ પરિસ્થિતિનો લાભ લઇને આ પૂર્વના શહેરોમાં પશ્ચિમના વેપારીઓની સત્તા જામતી ગઇ. આ રીતે મોટા મોટા શહેરોના બજારની વ્યવહાર ભાષા પણ ખડીબોલી બની ગઇ. આ ભાષા અસલી અને સ્વાભાવિક ભાષા હતી. કેટલાક લોકોનું એમ માનવું છે કે ખડીબોલીનાં અસ્તિત્વ અને વિસ્તાર મુસલમાનોને આભારી છે; પરંતુ આ મત ભ્રમમૂલક છે. ખડીબોલી એ જુની હિંદી ભાષા જ છે. અઢારમી સદીના અંત સુધી સાહિત્યક ભાષા તરીકે વ્રજભાષાનું આધિપત્ય રહ્યું એટલે બિચારી ખડીબોલી એક ખૂણામાંજ પડી રહી. ગદ્ય કે પદ્યમાં એનો ઉપયોગ જ ન થયો. સાહિત્યમાં કોઇ ભાષાનો વ્યવહાર ન થાય એટલા ખાતર એનું અસ્તિત્વ જ નહતું એ દલીલ ન્યાયી અને યથાર્થ નથી. ઉર્દૂનું રૂપ પ્રાપ્ત થયું તે પહેલાં પણ ખડીબોલી પોતાના દેશી રૂપમા વિદ્યમાન હતી અને હજીય છે. સાહિત્યમાં પણ એનો કયારેક કોઇ ઉપયોગ કરતું હતું. અકબરના સમયમાં ગંગ કવિએ " ચંદ છંદ વરનન કી મહિમા " નામક ગદ્ય પુસ્તકમાં ખડીબોલીનો ઉપયોગ કર્યો છે. સં. ૧૭૬૦ મા જટમલે ગોરાબાદલની કથા લખી તેમાં પણ રાજસ્થાની મિશ્રિત ખડીબોલી જ છે. આ દાખલાઓથી જણાશે કે અકબર અને જહાંગીરના સમયમા પણ ખડીબોલી જુદા જુદા પ્રદેશોમાં શિષ્ટ સમાજના વ્યવહારની ભાષા હતી. આ ભાષા ઉર્દૂ નથી. એમાં કેટલાય સંસ્કૃત અને રૂઢ હિંદી શબ્દોના પ્રયોગો છે.

અકબરની પહેલાં નિર્ગુણ ધારાના સંત કવિઓ પણ ખડીબોલીનો ઉપયોગ કરતા એનો ઉલ્લેખ ભક્તિ યુગના પૂર્વકાળમાં થઇ ગયો છે.

ખડીબોલીના રૂપરંગ જ્યારે મુસલમાનોએ ઘણાખરાં બદલી નાખ્યાં અને એમાં વિદેશી ભાવો મનપસંદ રીતે ભરવા માંડ્યા ત્યારે હિંદી કવિઓની દૃષ્ટિમા એ મુસલમાનોની ખાસ ભાષાના રૂપમાં આવી. આ કારણથી ભૂષણ, સુદન વગેરે કવિઓએ મુસલમાની દરબારોના પ્રસંગોમાં અથવા મુસલમાન પાત્રોના સંભાષણમા આ ખડીબોલીનો જ વ્યવહાર કર્યો

છે. મુસલમાનોએ આપેલા કૃત્રિમ સ્વરૂપના સાથ સ્વતંત્ર ખડીબોલીનું સ્વાભાવિક રૂપ પણ દેશના જુદા જુદા ભાગોમા પશ્ચિમના હિંદુ વેપારીઓ સાથે ફેલાતું હતુ. એના પ્રચારને ઉર્દૂ સાહિત્યના પ્રચાર સાથે કશી નિસ્બત ન હતી ધીરે ધીરે ખડીબોલી વ્યવહારની સામાન્ય શિષ્ટ ભાષા બની ગઇ જે વખતે અંગ્રેજી રાજ્ય ઉત્તર ભારતમા પ્રતિષ્ઠિત થયું તે વખતે આખા ઉત્તર ભારતમા ખડીબોલી વ્યવહારની શિષ્ટ ભાષા બની ચુકી હતી

## હિંદી ગદ્યનો વિકાસ.

અંગ્રેજો વિદેશી હતા છતા એમને સ્પષ્ટ રીતે લક્ષમા આવી ગયું હતુ કે ઉર્દૂભાષા દેશની સ્વાભાવિક ભાષા નથી અને એનુ સાહિત્ય પણ જેમા જનતાના ભાવ અને વિચાર સઘરાયા અને સરક્ષાયા હોય એવુ દેશનુ સાહિત્ય નથી એટલે જ્યારે એમને દેશની ભાષા શીખવાની ગરજ પડી અને એ ભાષાના ગદ્યની શોધમા તેઓ પડયા ત્યારે એમને બે પ્રકારના પુસ્તકો તૈયાર કરાવવા પડયા ઉર્દૂ અને હિંદી પરંતુ એ વખતના ગદ્યના પુસ્તક વાસ્તવિક રીતે હિંદી કે ઉર્દૂ ગમે તે એક જ ભાષામા ન હતા જે વખતે કલકત્તાની ફોર્ટ વિલિયમ કૉલેજ તરફથી ઉર્દૂ અને હિંદી ગદ્યના પુસ્તક લખાવવાની વ્યવસ્થા થઇ તે પહેલા હિંદી ખડીબોલીના બે પુસ્તકો લખાઇ ગયા હતા મુનશી સદાસુખલાલનુ 'સુખસાગર' (ભાગવતની કથાનો અનુવાદ) અને ઇંશાઅલ્લાખાનુ 'રાની કેતકી કી કહાની" ત્યારથી દિલ્હી અને બીજા પશ્ચિમના શહેરોમાથી હિંદુ જનતા પૂર્વના પ્રદેશોમા વિસ્તરી અને વ્યવહારની ભાષા ખડીબોલી બની ગઈ ત્યારથી એ ભાષાના ગદ્ય તરફ લોકોનુ ધ્યાન ખેચાયુ ત્યા સુધી હિંદી અને ઉર્દૂ બન્નેનુ સાહિત્ય લગભગ પદ્યમાજ હતુ હિંદી ભાષામા પરંપરાગત વ્રજભાષાનો વ્યવહાર ચાલતો આવતો હતો અને ઉર્દૂ કવિતામા ખડીબોલીનુ ફારસીઅરબી મિશ્રિત રૂપ પ્રચલિત હતુ જ્યારે ખડીબોલી પોતાના મૂળ સ્વરૂપમા ચારે તરફ વિસ્તરી ગઇ ત્યારે એની વ્યાપકતા હતી એના કરતા

સ્વાભાવિક રીતેજ વધી ગઈ. એટલે હિંદીગદ્યને માટે એના સ્વીકારમે સફળતા મ ભવિત દેખાઈ

આ કારણથી મં. ૧૮૬૦ મા ફોર્ટ વિલિયમ કોલેજના પ્રમુખ જોન ગિલક્રાઇસ્ટે દેશીભાષાના ગદ્યપુસ્તકો તૈયાર કરાવવાની વ્યવસ્થા કરી ત્યારે એમણે હિંદી અને ઉર્દૂનો જુદોજ પ્રબંધ કર્યો. આ વ્યવસ્થામાથી એ રહસ્ય સ્પષ્ટ થાય છે કે ગિલક્રાઇસ્ટને સ્વતંત્ર હિંદી ખડીબોલીનું અસ્તિત્વ શિષ્ટભાષાના રૂપમા મળ્યું. ફોર્ટ વિલિયમ કૉલેજના આશ્રય હેઠળ લલ્લુલાલે ' પ્રેમ સાગર ' અને સદલ મિશ્રે ' નાસિકેતોપાખ્યાન ' તૈયાર કર્યા. એટલે ખડીબોલીના ગદ્યની સુરેખ સ્વરૂપે પ્રતિષ્ઠા કરનાર એ વખતને ચાર લેખકો થયા મુંશી સદાસુખલાલ, સૈયદ ઇશાઅલ્લાખા, લલ્લુલાલ અને સદલ મિશ્ર.

આ પૂર્વે હિંદીગદ્યનુ અસ્તિત્વ કેવા રૂપમા હતું એનો સક્ષિપ્તમાં વિચાર કરી લઈએ હિંદી પુસ્તકોની શોધમા ગોરખનાથના ઘણા ગ્રંથો મળ્યા છે. એ ગ્રંથોનો નિર્માણકાળ સં. ૧૪૦૭ ની આસપાસ આવે છે. એમાથી ઘણા તો ગોરખનાથના નહિ પણ એમના શિષ્યોના છે. પરંતુ કેટલાક ગ્રંથો એવા છે કે જેમને ગોરખનાથના ગ્રંથો માની શકાય કેટલાક વિવેચકોએ આ ગ્રંથોને ગોરખનાથના ગ્રંથો તરીકે સ્વીકાર્યા નથી. તેઓનુ માનવુ છે કે એ ગ્રંથો પાછળથી શ્રુતિપરંપરાને આધારે એમના શિષ્યો દ્વારા સંગૃહીત અથવા રચિત છે. ગોરખનાથ હઠયોગના પ્રમુખ આચાર્ય મનાય છે. હઠયોગનો એમનો એક ગ્રંથ સસ્કૃતમા મળે છે. એનો સમય સં. ૧૪૦૦ થી પણ પહેલાંનો જણાય છે. તિબેટ, નેપાળ, સિક્કીમ આદિ પહાડી દેશોમા બૌદ્ધોની મહાયાન શાખાના પ્રભાવથી તંત્ર અને યોગનો બહુ પ્રચાર હતો. શૈવો અને બૌદ્ધો બન્ને સમાન ભાવથી યોગસાધના કરતા હતા. શૈવો અને બૌદ્ધો વચ્ચેની આ એકરૂપતા નેપાળમા હજુય દેખાય છે.

શોધમા મળેલા ગ્રંથો ગોરખનાથના ન હોય અને એમના શિષ્યોના હોય છતા ગ્રંથમા આપેલો નિર્માણકાળને આધારે તે સં. ૧૪૦૭ની આસપાસના છે. આ ગ્રંથોમા એક ગદ્યગ્રંથ છે અને એનો લેખક 'પુછિબા', 'કહિબા' વગેરે કેટલાક પ્રયોગોને આધારે રાજપૂતાનાનો લાગે છે. સાહિત્યની ભાષા વ્રજભાષા જ હતી એટલે આ પુસ્તક પણ વ્રજભાષામાં છે. આ ભાષાને કેટલાક તો વ્રજ પણ નથી કહેતા એને ગમે તે ભાષા માનવામા આવે પણ એ ૧૪૦૭ની આસપાસની ભાષા છે એમા બે મત નથી. એનો નમુનો જોઈએ :—

"શ્રી ગુરૂ પરમાનંદ તિનકો દંડવત હૈ. હૈ કૈસે પરમાનંદ, આનંદ સ્વરૂપ હૈ સરીર જિન્હિંકા. નિત્ય ગાએ તેં સરીર ચેતનિ અર આનંદમય હોતુ હૈ. મ. જુહો ગોરિષ સો મછંદરનાથ કૌ દંડવત કરત હૌં. હૈ કૈસેવે મછંદરનાથ ? આત્મજ્યોતિ નિશ્ચલ હૈ અંતહકરન જિનકૈ અર મુલદ્વાર તેં છહચક્ર જિનિ નીકૌ તરહજાનૈ. સ્વામી તુમ્હતો સતગુરૈ, અમ્હતો સિષ સબદ એક પુછિબા, દયા કરિ કહિબા, મનિ ન કરિબા રોસ "

આ ગદ્ય વ્રજભાષાનું પ્રાચીન રૂપ છે 'અમ્હ' તુમ્હ સર્વનામ અને અધિકરણનું રૂપ 'મનિ' (મનમા) પ્રાચીનતાના લક્ષણ છે આ સ. ૧૪૦૭ની આસપાસના વ્રજગદ્યનુ ઉદાહરણ

આ ઉપરાત સગુણોપાસનાની કૃષ્ણભક્તિ શાખામા બે સાંપ્રદાયિક ગદ્ય-ગ્રંથ વ્રજભાષામા મળે છે: "ચોરાસી વૈષ્ણવો કી વાર્તા" અને "દોસો બાવન વૈષ્ણવો કી વાર્તા." આ બન્ને વાર્તાઓ મહાપ્રભુ વલ્લભાચાર્યના પૌત્ર ગોસ્વામી ગોકુલનાથની છે એનો રચનાકાળ સં. ૧૬૨૫ની આસપાસ મનાય છે. આ કથાઓ બોલચાલની ભાષામા લખાઇ હતી એટલે એમા કેટલાક ફારસી શબ્દો પણ આવી ગયા છે. સાહિત્યક નિપુણતા અથવા ચમત્કારની દષ્ટિએ નહિ પણ ભક્તોનો મહિમા પ્રકટ કરવાના હેતુથી આ કથાઓ લખાઇ છે.

પ્રચારના ઉદ્દેશથી લખાયેલુ આ ગદ્ય કંઈક સરળ અને વ્યવસ્થિત છે એ સમય પછી જો ઉત્તરોત્તર વ્રજગદ્યની ઉન્નતિ થઇ હોત તો વિક્રમની અઢારમી શતાબ્દિમા ભાષા સબધી એક વિષમ સમસ્યા ઉપસ્થિત થાત જેટલી જલદી ખડીબોલીને ગદ્યને માટે સ્વીકારવામા આવી એ ન થાત કેટલોક સમય તો વિચાર અને વાદવિવાદમા જ જાત અને કેટલાક સમય સુધી ગદ્યની બે ધારાઓ સમાતરે ચાલત પરતુ સોળમી સદી પછી વ્રજના ગદ્યની ઉન્નતિ અટકી અને ત્યારપછી જ્યારે ગદ્યની આવશ્યકતા અનિવાર્ય જણાઇ ત્યારે ઉત્કાત વ્રજભાષા ન મળી એટલે તે વખતે પ્રચલિત હતી એ ખડીબોલીને ગદ્યમા સ્થાન મળ્યુ

ગદ્ય લખવાની રીતનો સમ્યક પ્રચાર ન હોવાને કારણે વ્રજનુ ગદ્ય ત્યા જ અટકી ગયુ વૈષ્ણવવાર્તાઓ પછી ટીકાના રૂપમા જે ગદ્ય મળ્યુ તે ઘણુ જ અવ્યવસ્થિત અને લચર હતુ એમા અર્થ અને ભાવને સબદ્ધ અને સુરેખ રૂપમા પ્રકટ કરવાની શક્તિ ન હતી આ ટીકાઓ સસ્કૃતની ‘ઇત્યમર’ અને ‘ઇત્યભૂતમ્’ વાળી ટીકાઓની પદ્ધતિ પર રચાતી એટલે એ દ્વારા ગદ્યનો વિકાસ અશક્ય હતો ભાષા એવી અણઘડ અને અધૂરી બનતી કે મૂળ સમજાય પણ ટીકાના ગુચવાડામાથી જ નીકળવુ મુશ્કેલ થઇ પડે

ત્યાર પછી સ ૧૮૭૨ મા જાનકીપ્રસાદે લખેલી રામચદ્રિકા ટીકાની પણ એવી જ દશા છે સરદાર કવિ છેક અગણીસમી સદીના અતમા થયા તો પણ એમની કવિપ્રિયા રસિકપ્રિયા અને સતસઇ ઉપરની ટીકાની ભાષા અશુદ્ધ અને અસબદ્ધ છે એટલે ગદ્યને માટે જ્યા સુધી ખડીબોલીને સ્વીકારવામા આવી ત્યા સુધી ગદ્યનો વિકાસ જ થયો ન હતો

હવે ખડીબોલીના ગદ્યના આરભકાળને જોઇએ ખડીબોલીના નિયમિત અને સુરેખ ગદ્યના પ્રણેતા તરીકે ચાર લેખકો—મુશી સદાસુખલાલ ઇશા અલ્લાખા લલ્લુલાલ અને સદલમિશ્ર સ ૧૮૬૦ ની આસપાસ મળે છે

૧ મદ્યસુખલાલ–'નિયાજ'–દિલ્હીના રહેવાસી હતા. એમનો જન્મ સં. ૧૮૦૩ માં અને મૃત્યુ સં. ૧૮૮૧ માં થયું. સં. ૧૮૫૭ ની આસપાસ કંપની સરકારના તાબામાં ચુનાર (જીલ્લા મીરજાપુર) માં એઓ એક પદાધિકારી હતા. એમણે ઉર્દુ અને ફારસીમા ઘણાં પુસ્તકો લખ્યાં છે અને કવિતા પણ બહુ કરી છે. એમણે એમની 'મુલંઅબુતવારીખ'માં જે લખ્યું છે એ આધારે એઓ ૬૫ વર્ષની અવસ્થા પછી નોકરી છોડીને પ્રયાગ ચાલ્યા ગયા અને ત્યા જ બાકીનું જીવન હરિભજનમા ગાળ્યું. મુંશીએ શ્રીમદ્ ભાગવતનો ભાવાનુવાદ 'સુખસાગર' નામથી કર્યો છે. એમના ગદ્યનો નમુનો બીજા પ્રકરણમા આપ્યો છે.

મુંશીનું ગદ્ય કોઇ અંગ્રેજ અધિકારીની પ્રેરણાથી લખાયું નથી. એ તો બિચારા ભક્ત આદમી હતા. એમના સમયમા હિંદુઓની બોલચાલની જે શિષ્ટભાષા ચારે તરફ પ્રચલિત જોઇ તેમા એમણે રચના કરી. એમના ગદ્યમાં ઘણા સ્થળોએ શુદ્ધ તત્સમ સંસ્કૃત શબ્દોનો પ્રયોગ કરીને એમણે એ ગદ્યના ભાવી સાહિત્યક રૂપનો સંપૂર્ણ પરિચય કરાવ્યો મુંશી દિલ્હીના રહેવાસી હોવા છતા એમણે પોતાના ગદ્યમા કથાકારો, પંડિતો, સાધુસંતો અને હિંદુ જનતામા પ્રચલિત ખડીબોલીનુ રૂપ રાખ્યુ

'સ્વભાવ કરકે વે દૈત્ય કહલા એ બહુત જાધા યુક્ત હુઇ ઉન્હી લોગો મે બન આવે હૈ જો બાત સત્ય હોય" વગેરે પ્રયોગો સ્વતંત્ર ખડીબોલીના પ્રચારની સૂચના આપે છે.

૨ ઇશાઅલ્લાખા ઉર્દુના પ્રસિદ્ધ શાયર હતા અને દિલ્હી ઉજડ્યા પછી લખનૌમા વસ્યા હતા એમના પિતા મીર માશાઅલ્લાખા કાશ્મીરથી દિલ્હી આવ્યા હતા અને ત્યા શાહી હકીમનું માન પામ્યા હતા. મોગલ-સમ્રાટની અવસ્થા ગરીબ અને દયામણી થઇ જવાથી હકીમ સાહેબ મુર્શિદાબાદના નવાબને ત્યા ચાલ્યા ગયા હતા. ઇંશાનો જન્મ મુર્શિદાબાદમા થયો હતો બંગાળામા જ્યારે નવાબ સિરાજુદૌલા માર્યો ગયો અને ત્યા

અપર મન્યુ ત્યાર ઇંશાને દિલ્હી આવતાં રહેવું પડ્યું અને ત્યા એમણે શાહઆલમ બીજાની તહનાત ન્વામગી જ્યા સુધી એમા મોગલ દરબારમા રહ્યા ત્યા સુધી પોતાની અદ્ભૂત પ્રતિભા અને તેજસ્વી બુદ્ધિબળ વડે કન્યાચ નામચીન શાયરોને માથુ ઉચકવા ન દીધુ. એક અમનમાન દિવસે ગુનામમદિર બાદશાહને અંધ બનાવીને શાહી ખજાનો લુટી ગયો ત્યાર પછી શાયરો અને દરબારીઓનો નિર્વાહ દિલ્હીમા થવો મુશ્કેલ થઇ પડ્યો આ વખતે ઇંશાને દિલ્હી છોડીને લખનૌ આવવુ પડ્યુ સ ૧૮૫૫ મા નવાબ સઆદત અલીખાના દરબારમા એમનુ બહુમાન હતુ પરંતુ એક દિવસ નવાબની સાથે જરા દિલગો કરી એમને એમનુ વેતન અને સાનીઆણ મધ થઇ ગયુ જીવનનો અતિમ સમય બહુ દુ ખમા વિતાવ્યો અને સં ૧૮૭૫ મા એમનુ મૃત્યુ થયુ

ઇંશાએ ઉદયભાન ચરિત યા રાની કેતકીની કહાની' નામક કથા સં ૧૮૫૫ અને ૧૮૬૦ ની વચમા લખી એમણે પોતાની ભાષાને ત્રણ પ્રકારના શબ્દોથી મુક્ત રાખવાની પ્રતિજ્ઞા કરી હતી

બહારની બોલી = અરબી, ફારસી તુર્કી
ગામડી = વ્રજ, અવધિ વગેરે
ભાખાપન = સંસ્કૃત શબ્દોનો મેળ

આ વિશ્લેષણથી એક વાત સ્પષ્ટ થાય છે કે ઇંશાનો ઉદ્દેશ વિશુદ્ધ અને હિંદી ખડીબોલી લખવાનો હતો અને એમા બીજી કોઇપણ ભાષાની મેળભેળ ન થઇ જાય એની એમણે ખાસ કાળજી રાખી હતી આટલી બધી કાળજી રાખવા છતા એમા ફારસીની વાક્યરચનાની અસર કેટલેક ઠેકાણે સ્પષ્ટ દેખાય છે આરભ કાળના ચારે લેખકોમાથી ઇંશાની ભાષા સૌથી વધારે વેધક સરસ અને વહતી છે

૩ લલ્લુલાલ આગ્રાના રહેવાસી અને ગુજરાતી બ્રાહ્મણ હતા એમનો જન્મ સં ૧૮૨૦ અને મૃત્યુ સં ૧૮૮૨ મા થયુ સંસ્કૃતનુ વિશદ જ્ઞાન

એમનામા દેખાતું નથી પણ હિંદી કવિતાનો એમનો અભ્યાસ સ્પષ્ટ દેખાય છે. એમનું ઉર્દુનું જ્ઞાન પણ સુંદર હતું. સં. ૧૮૬૦ માં કલકત્તાની ફોર્ટ વિલિયમ કૉલેજના પ્રમુખ જ્હોન ગિલક્રાઇસ્ટના આદેશથી એમણે ખડીબોલીના ગદ્યમાં 'પ્રેમસાગર' લખ્યો. આ ગ્રંથમાં ભાગવતના દશમસ્કંધની કથા વર્ણવી છે. ઇંશાની જેમ એમણે અસલ ખડીબોલી લખવાની પ્રતિજ્ઞા કરી ન હતી પણ વિદેશી શબ્દોના વ્યવહારથી રસહાનિ અથવા ઔચિત્યભંગ ન થાય એની એમણે ખાસ કાળજી રાખી છે. અને આ કાળજી રાખવામાં એમના ઉર્દૂ જ્ઞાને એમને ખૂબ સહાય કરી છે.

મુંશી સદાસુખલાલે અરબી, ફારસી વગેરે વિદેશી ભાષાઓના શબ્દ પ્રયોગો ન કરીને સંસ્કૃત મિશ્રિત સાધુ ભાષા લખવાનો પ્રયત્ન કર્યો છે. લલ્લુલાલની ભાષા સદાસુખની ભાષાથી જુદી પડે છે. હિંદી વિવેચકોએ મુંશીની ભાષાને શુદ્ધ ખડીબોલી અને લલ્લુલાલની ભાષાને વ્રજરંજિત ખડીબોલી કહી છે. અકબરના સમયમા ગંગ કવિએ જેવી ખડીબોલી લખી છે એવી જ જાતની ખડીબોલી લખવાનો લલ્લુલાલે પ્રયત્ન કર્યો છે. ભેદ માત્ર એટલો જ છે કે ગંગે તે વખતે પ્રચલિત ફારસી અને અરબી શબ્દોનો છૂટથી ઉપયોગ કર્યો છે; અને લલ્લુલાલે એવા શબ્દોથી પોતાની ભાષા બચાવી લીધી છે. લલ્લુલાલનું ગદ્ય કવિતાનો આભાસ કરાવે એવું અને કથાવાર્તાના કામનું છે, નિત્ય વ્યવહારને અનુકૂળ અને સંબદ્ધ વિચારધારાને ઉપયુક્ત નથી એવો પણ કેટલાક હિંદી વિવેચકોનો મત છે.

લલ્લુલાલે ઉર્દૂ, ખડીબોલી અને વ્રજ એમ ત્રણે ભાષાના ગદ્યમા પુસ્તકો રચ્યાં છે. ઉપરાંત, અમલદારોના કહેવાથી એમણે વ્રજભાષામાથી ઉર્દૂ અને ખડીબોલીમા ભાષાંતરો પણ કર્યાં છે. આ રીતે લખાયલા પુસ્તકોમા, સિંહાસન બત્તીસી, વૈતાલપચીસી, શકુન્તલા નાટક, માધોનલ અને પ્રેમસાગર એ મુખ્ય છે. આ ઉપરાંત સંવત ૧૮૬૯ માં એમણે હિતોપદેશની કથાઓ (જે પદ્યમાં લખાઇ હતી) ને 'રાજ-

નીતિ ' નામના પુસ્તકમાં વ્રજગદ્યમાં લખીને પ્રકટ કરી. માધવવિલાસ અને સભાવિલાસ નામના વ્રજભાષાના સંગ્રહગ્રંથો પણ એમણે પ્રસિદ્ધ કર્યાં હતા. ત્યારબાદ એમણે કલકત્તામાં પોતાની માલિકીનું એક છાપખાનું પણ ખોલ્યું હતુ. પરંતુ જ્યારે સં. ૧૮૮૧ માં કૉલેજની નોકરી છોડીને પેન્શન ઉપર એઓ આગ્રે ગયા ત્યારે છાપખાનાને પણ સાથેજ લેતા ગયા. આગ્રામા છાપખાનું વ્યવસ્થિત કરીને એઓ ફરી એક વાર કલકત્તે ગયા અને ત્યા મરણ પામ્યા. છાપખાનાનું નામ ' સંસ્કૃત પ્રેસ ' રાખ્યું હતું અને એ પ્રેસદ્વારા રામાયણ વગેરે પ્રાચીન ગ્રંથો પણ પ્રસિદ્ધ કર્યાં હતા એમના પ્રેસમાંથી પ્રસિદ્ધ થતા પુસ્તકોને લોકો બહુ આદરની દૃષ્ટિથી જોતા. અને સત્કારતા.

૪ સદલ મિશ્ર બિહારના નિવાસી હતા. એઓ પણ ફોર્ટ વિલિયમ કૉલેજમા જ કામ કરતા હતા જેવી રીતે કૉલેજના અધિકારીઓની પ્રેરણાથી લલ્લુલાલે ખડીબોલી ગદ્યનુ ' પ્રેમસાગર ' પુસ્તક તૈયાર કર્યું. તેમ સદલ મિશ્રે "નાસિકેતોપાખ્યાન"ની રચના કરી પરંતુ આ બન્ને પુસ્તકોની ભાષામા બહુ અંતર છે. લલ્લુલાલની જેમ સદલ મિશ્રની ભાષામા વ્રજના રૂપોની ભરતી અને પરંપરાગત કાવ્યભાષાની પદાવલીનો સમાવેશ નથી. એમણે વ્યવહારોપયોગી ખડીબોલી લખવાનો પ્રયત્ન કર્યો છે: અને એમાં લલ્લુલાલ કરતા એમને વધારે સફળતા મળી છે. એમના ગદ્યમા વ્રજભાષાના રૂપો નહિ જેવા જ છે પણ ઘણે ઠેકાણે પૂર્વી બોલીના રૂપોનો ઉપયોગ થયો છે.

ગદ્યની એક સાથે પ્રતિષ્ઠા કરનાર ઉપર્યુક્ત ચાર લેખકોમાંથી આધુનિક હિંદીનો પુરો આભાસ મળે એવી ભાષા તો સદાસુખલાલ અને સદલ મિશ્રની જ છે; અને આ બન્નેમાં પણ સદાસુખની સાધુભાષા શ્રેષ્ઠ ગણાઇ છે.

સં. ૧૮૬૦ મા હિંદી ગદ્યની પ્રતિષ્ઠા તો થઇ ગઇ પરંતુ એની અખંડ પરંપરા એ વખતથી ન ચાલી. એની પરંપરા પચાસ પંચાવન વર્ષ પછી

રાજા લક્ષ્મણસિંહ અને રાજા શિવપ્રસાદના સમયથી અતુટ ચાલી. સં. ૧૯૧૫ સુધીનો ગાળો ગદ્ય રચનાની દૃષ્ટિએ સાવ નિર્જીવ છે. સં. ૧૯૧૪ ના બળવા પછી હિંદી ગદ્યસાહિત્યની જે શરૂઆત થઈ તે આજ સુધી અખંડિત છે.

સં. ૧૮૬૦ માં હિંદી ગદ્યના જે બીજ વવાયાં એનો એ વખતે ખ્રિસ્તીધર્મ પ્રચારકોએ સંગીન લાભ લીધો. સિરામપુર એ વખતે પાદરીઓનું મુખ્ય સ્થાન હતું. વિલિયમ કેરી અને બીજા કેટલાક અંગ્રેજ પાદરીઓના ઉદ્યોગથી 'ઇંજીલ'નો અનુવાદ ઉત્તરભારતની ઘણી પ્રચલિત બોલીઓમાં થયો હતો. બાઇબલના અનુવાદ માટે તો એવું કહેવાય છે કે એ અનુવાદ તો ખુદ કેરી સાહેબે જ કર્યો હતો. સં. ૧૮૬૬ મા એમણે 'નયેધર્મ નિયમ' નામક હિંદી અનુવાદ પ્રસિદ્ધ કર્યો અને સં. ૧૮૭૫ માં 'સમગ્ર ઇસાઇધર્મ' પુસ્તકનો અનુવાદ પુરો થયો. આ ખ્રિસ્તી અનુવાદકોએ સદાસુખ અને લલ્લુલાલની ભાષાને જ આદર્શ તરીકે સ્વીકારી અને ઉર્દુપણાને બીલકુલ દૂર રાખ્યું. આ ઉપરથી એમ સમજાય છે કે જે જનતામા ખ્રિસ્તીઓને પોતાના મતનો પ્રચાર કરવો હતો એમા ઉર્દુ પ્રચલિત ન હતી. જે ભાષામા સાધારણ હિંદુજનતા પોતાની કથાવાર્તા સાભળતી એજ ભાષાનું અવલંબન ખ્રિસ્તી ઉપદેશકોએ આવશ્યક માન્યું.

ખ્રિસ્તીઓએ પોતાના ધર્મપુસ્તકોમા ફારસી અને અરબીના શબ્દોક કરતા ગામડી હિંદીના વધારે શબ્દો મુકયા છે. ખ્રિસ્તીઓની શૈલી લલ્લુલાલ કરતાં જરા વિલક્ષણ લાગે છે; અને એનુ કારણ અગ્રેજી ભાષાની રચના શૈલીનું અનુકરણ છે. જે ભાષામા અનુવાદ કરવાનો હોય તેની નૈસર્ગિક શૈલીની હથોટી અનુવાદકને સિદ્ધ નથી હોતી ત્યારે એમા ઠેકાણે ઠેકાણે રસક્ષતિ અને ઔચિત્યભંગ થાય છે. આટલું છતા પણ ખ્રિસ્તીધર્મ પ્રચારકોએ શુદ્ધ હિંદી વાપરવાની કાળજી રાખી છે.

સં. ૧૮૯૩ માં સિરામપુર પ્રેસ તરફથી 'દાઉદ કે ગીત' નામક એક પુસ્તક છપાયું. ત્યાર પછી ઘણાં શહેરોમા બાળકોના શિક્ષણ માટે ખ્રિસ્તી-

ઓએ નાની મોટી નિશાળો શરૂ કરી અને શિક્ષણને આવશ્યક પાઠ્ય પુસ્તકો પણ રચવા માંડ્યાં. આ પુસ્તકોની ભાષા પણ સરળ હિંદી જ રહેતી. આગ્રા, મિરજાપુર, મુંગેર વગેરે એ વખતે ખ્રિસ્તીઓનાં પ્રચારનાં મુખ્ય થાણાઓ હતાં.

અંગ્રેજી શિક્ષણને માટે કેટલેક ઠેકાણે માધ્યમિક શિક્ષણ ઉપરાંત કૉલેજો પણ સ્થપાઇ હતી અને એમાં અંગ્રેજીની સાથે હિંદી અને ઉર્દૂનું શિક્ષણ પણ અપાતું હતું. એટલે સં. ૧૯૦૦ પહેલાં જ પાઠ્ય પુસ્તકોની આવશ્યકતા જણાઇ. આ આવશ્યકતાને પહોંચી વળવા પાદરીઓએ આગ્રામાં સં. ૧૮૮૦ માં 'સ્કુલબુક-સોસાઇટી' સ્થાપી અને એ સંસ્થા દ્વારા સં. ૧૮૯૪ મા ઇંગ્લાંડના ઇતિહાસનો અનુવાદ અને સં.૧૮૯૬ માં માર્શ મેઇન સાહેબના પ્રાચીન ઇતિહાસનો 'કથાસાર' નામનો અનુવાદ પ્રસિદ્ધ થયાં. 'કથાસાર'ના અનુવાદક પંડિત રતનલાલ હતા આ બન્ને પુસ્તકોની ભાષા શુદ્ધ અને સરળ છે.

આગ્રાની એ સોસાઇટી માટે સં. ૧૮૯૭ માં પંડિત ઓંકાર ભટ્ટે 'ભૂગોલસાર' અને ૧૯૦૪ મા પંડિત બદ્રિલાલ શર્માએ 'રસાયન પ્રકાશ' લખ્યા. કલકત્તામાં પણ આવી એક બુકસોસાઇટી સ્થપાઇ અને એણે પણ સં. ૧૯૦૩ માં 'પદાર્થ વિદ્યાસાર' વગેરે વૈજ્ઞાનિક પુસ્તકો પ્રસિદ્ધ કર્યા. આ પ્રકારે કેટલીક વાચનમાળાઓ પણ મિશનરી છાપખાનાઓમાંથી નીકળી સં. ૧૮૯૭ મા અલ્હાબાદ મિશનપ્રેસે પ્રસિદ્ધ કરેલી આજમગઢ રીડર એનું દૃષ્ટાંત છે.

સં. ૧૯૧૦ ની આસપાસ મિર્જાપુરમાં ખ્રિસ્તીઓનું એક 'ઓર્ફન પ્રેસ' અસ્તિત્વમા આવ્યુ હતું; અને એમાથી શૈરિંગ સાહેબના સંપાદન હેઠળ ભૂચરિત્ર દર્પણ, ભૂગોલવિદ્યા, મનોરંજક વૃત્તાંત, જંતુપ્રબંધ, વિદ્યાસાગર, વિદ્વાન સંગ્રહ વગેરે શિક્ષણ વિષયક પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં. આ પુસ્તકોના સંવતો ૧૯૧૨ અને ૧૯૧૯ ની વચ્ચેના છે. ત્યાર પછી મિશન

મિસાઇનરીઓ અને છાપખાનાઓ દ્વારા નિયમિત રીતે હિંદીગદ્યમાં પુસ્તકો લખાવા માંડ્યાં. ગદ્ય ઉપરાંત કેટલાંક ભજનો પણ ખ્રિસ્તીઓએ રચ્યાં છે. આવા ભજનો રચનારાઓમાં દેશી ખ્રિસ્તીઓ ઉપરાંત આસી અને જોન નામના અંગ્રેજ પાદરીઓ પણ પ્રસિદ્ધ છે. એમનાં ભજનો દેશી ખ્રિસ્તીઓમાં ખુબ પ્રિય અને પ્રચલિત થઇ પડ્યાં છે. આ રીતે હિંદીગદ્યના પ્રચાર અને વિકાસમાં ખ્રિસ્તીઓનો નમુનેદાર અને સંગીન ફાળો છે.

કેટલાંક શહેરોમાં છાપખાના શરૂ થઇ ગયા હતાં અને સામાયિકપત્રો તરફ પણ લોકોનું ધ્યાન ગયું હતું. બંગાળામાં કેટલાંક અંગ્રેજી અને બંગાળી પત્રો પ્રસિદ્ધ થવા માંડ્યા હતાં; અને એના વાચકો પણ મળી ગયા હતા. પરંતુ હિંદીની સ્થિતિ વિચિત્ર હતી. સરકારની રહેમથી ખડીબોલીનું અરબીફારસીમય સ્વરૂપ લખવા વાંચવાની અદાલતી ભાષા બનીને સૌની સમક્ષ આવ્યું હતુ. આજીવિકા અને માનઆબરૂના દૃષ્ટિએ ઉર્દૂ જાણવું અનિવાર્ય બની ગયું હતું. દેશભાષાના નામ હેઠળ બાળકોને પણ ઉર્દૂનીજ કેળવણી મળતી હતી. ઉર્દૂ ભણેલા લોકો જ શિક્ષિત કહેવાના હતા હિંદીના કાવ્ય પરંપરા યદ્યપિ રાજદરબારોના આશ્રય નીચે મરવાને વાંકે જીવતી હતી પરંતુ એના વાચકો અને ચાહનારાઓ ઘટતા જતા હતા. નવા કેળવાયલા લોકોનો એની સાથેનો સંબંધ ઓછો થતો હતો. આવા પ્રતિકુળ સંજોગોમા પણ ઉર્દૂ ભણેલા હિંદુ લોકોની સહાનુભૂતિ ધર્મભાવનાને કારણે પોતાના પુરાતન સાહિત્ય તરફ કંઇક હતી. તુલસીદાસના રામાયણ અને સૂરદાસના ભજનો વિના એમને પણ ચેન પડતું નહતુ. શૃંગારી કવિતા પણ શોખનું નિમીત્ત બની રહી હતી. આવી કરૂણ પરિસ્થિતિનું વર્ણન કરતા સ્વ૦ બાબુ બાલમુકુંદ લખે છેઃ—

" જે લોકો નાગરી અક્ષર શિખતા હતા તેઓને વિવશ બનીને ફારસી અક્ષરો શિખવા પડયા અને હિંદી ભાષા ઉર્દૂના કદમોમા સમર્પણ કરવી ચાલી. માત્ર દેવનાગરી અક્ષરોમાં જે તુટી ફુટી ભાષા લખાતી એજ ગંગાલ હિંદીનું સ્વરૂપ મમજાતું "

સં. ૧૯૦૨ માં રાજા શિવપ્રસાદે પોતાની પ્રિય હિંદી તરફના પક્ષપાતને કારણે કાશીમાં બનારસ અખબાર નામક છાપું શરૂ કરાવ્યું. આ છાપાના વાંચનાર શિક્ષિતો હતા પરંતુ એમની ભાષા ઉર્દૂ હતી. એટલે પત્રની ભાષા પણ નાગરી અક્ષરોમાં ઉર્દૂ જેવી જ રાખવી પડી.

આ પ્રયત્નથી હિંદીને જોઇએ તેટલું બળ ન મળ્યું. અને જનતામાં પણ એનો પ્રચાર ન વધ્યો. એટલે કાશીમાંથી બાબુ તારામોહન મિત્ર વગેરે કેટલાક હિંદી પ્રેમીઓના પ્રયત્નથી 'સુધાકર' નામનું બીજું પત્ર સં. ૧૯૦૭ માં શરૂ થયું. આ પત્રની ભાષા કંઇક હિંદી કહી શકાય એવી હતી, પણ એનું આયુષ્ય વધારે વખત ટક્યું નહિ. સં. ૧૯૦૯ માં આગ્રાથી મુંશી સદાસુખલાલના પ્રબંધ અને સંપાદન હેઠળ 'બુદ્ધિપ્રકાશ' નીકળ્યું અને કેટલાક વર્ષ ચાલ્યું. મુંશી પ્રથમના ગદ્ય લેખકોમાં માનભર્યું સ્થાન ભોગવતા હતા એટલે એમની શૈલીનો આદર થયો.

સં. ૧૯૧૧ માં ચાર્લ્સ વુડે એક આયોજનપત્ર તૈયાર કર્યું અને એમાં ગામડાઓમાં અને કસ્બાઓમાં દેશી ભાષાની નિશાળો કાઢવાની વ્યવસ્થા કરી. આ વ્યવસ્થાનુસાર જ્યારે નિશાળો અસ્તિત્વમાં આવી ત્યારે હિંદીના પ્રશ્ને પાછું લક્ષ ખેંચ્યું. અદાલતોની ભાષા તરીકે ઉર્દૂને સ્થાન મળી ચુક્યું હતું પરંતુ એ ભાષા સામાન્ય જનવર્ગની ભાષા નથી એ સત્યની સૌને જાણ હતી. જેમ નાગરીલિપિનો ત્યાગ એ અશક્ય વાત હતી તેમ હિંદી સાહિત્ય તરફ પણ બેદરકાર થવાય એવું નહતું. એટલે અદાલતી ભાષા ઉર્દૂ રહેવા છતાં નિશાળોના શિક્ષણમાં હિંદીને સ્થાન આપવું જ પડયું. કવિતાની સમૃદ્ધિ તો છલકાતી હતી એટલે એનું જે સ્વરૂપ હતું તેજ સ્વરૂપ સ્વીકારવું પડયું, પરંતુ ગદ્યની ભાષા માટે ખેંચતાણ શરૂ થઇ. આ ખેંચતાણના નાજુક સમયમાં રાજા લક્ષ્મણસિંહ અને રાજા શિવપ્રસાદ જેવા હિંદીપ્રેમીઓએ આ સવાલ હાથ ધર્યો.

સં. ૧૯૧૩ માં રાજા શિવપ્રસાદ કેળવણી વિભાગમાં ઇન્સપેક્ટરના

પદ પર નિમાયા. એ વખતે બીજા વિભાગોની જેમ કેળવણી વિભાગમાં પણ મુસલમાનોનું જોર હતું. એમને હંમેશા ભય રહેતો કે નોકરીને માટે 'ભાખા' (હિંદીને મશ્કરીમાં ભાખા કહેતા) શિખવાનો વખત ન આવે તો સારૂં. એટલે એમણે ઉર્દૂની સાથે હિંદીના શિક્ષણનો ઉગ્ર વિરોધ કર્યો. અદાલતી ભાષાને આગળ કરીને એમણે નવા બોજાનો અસ્વીકાર કરવાનો ખુબ પ્રયત્ન કર્યો. હિંદીને હિંદુઓની ધાર્મિક ભાષા કહીને નીચે પાડવાનો અખતરો પણ કરી જોયો. આવા કપરા સંજોગોમાં રાજા શિવપ્રસાદને હિંદીના રક્ષણ માટે ખુબ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. જ્યારે જ્યારે હિંદીનો સવાલ આવતો ત્યારે ' મુશ્કિલ જબાન ' કહીને ઉર્દૂ ભણેલા લોકો એનો સખત વિરોધ કરતા. એટલે રાજા સાહેબને એક એવી ભાષાનો આશ્રય લેવો પડયો કે જેમાં થોડા ઘણા ફારસી શબ્દો પણ આવી શકે. સાહિત્યના અભ્યાસક્રમ માટે તે વખતે પુસ્તકો નહતા. એટલે સૌથી પહેલાં રાજા શિવપ્રસાદ અને એમના બે મિત્રો પંડિત શ્રીલાલ અને પંડિત બંસીધર પાઠ્ય પુસ્તકો લખવાના ઉદ્યોગમાં પડ્યા રાજા સાહેબે અભ્યાસક્રમને ઉપયોગી "રાજા ભોજ કા સપના," વીરસિંહ કા વૃત્તાત, આલસિયોંકો કોડા વગેરે પુસ્તકો તૈયાર કર્યાં. અને એમની પ્રેરણાથી પંડિત બંસીધરે પણ સં. ૧૯૧૩ મા ' ભારતવર્ષીય ઇતિહાસ ' અને ' જીવિકા પરિપાટી '' તથા સં. ૧૯૧૫ મા ' જગત વૃત્તાત ' નામક પુસ્તકો લખ્યા. શિવપ્રસાદે પહેલાં થોડાંક પુસ્તકોની ભાષા બોધપૂર્વક હિંદી જ લખી. પરંતુ એમનાં પાછળના પુસ્તકો ( ઇતિહાસ તિમિરનાશક વગેરે ) જોતા જણાય છે કે એમણે પણ પાછળથી ઉર્દૂનો વધારે ઉપયોગ કરવા માંડયો અને છેવટના પુસ્તકોની ભાષા તો એકદમ ઉર્દૂ જ બની ગઇ. ' માનવધર્મસાર ' મા શુદ્ધ હિંદી છે, ' ગુટકા ' મા પણ એવી જ શુદ્ધ અને સરળ હિંદી મળે છે પરંતુ સં. ૧૯૧૭ પછીનાં એમનાં પુસ્તકોમાં ઉર્દૂપણું વધી ગયું. એનું કારણ ગમે તે હો પરંતુ લોકવાયકા એને સરકારી નીતિનું પરિણામ કહે છે. ઇ. સ. ૧૮૬૪ માં લખેલી ' ઇતિહાસ તિમિર નાશક ' ની અંગ્રેજી

ભૂમિકામા તો એઓ પોતે કહે છે કે એમણે 'વૈતાલ પચીસી' ની ભાષાનું અનુકરણ કર્યું છે.

"વૈતાલ પચીસી" લલ્લુલાલની કૃતિ છે અને 'એની ભાષા ઉર્દૂ' છે એવો ઉલ્લેખ આગળ આવી ગયો છે. એટલે ભાષા સંબંધી જે સિદ્ધાંત પ્રતિપાદન કરવાની રાજા સાહેબે હામ બીડી અને વિરોધી મંજોઓ વચ્ચે કાર્ય કરવાની કુનેહ રાખી એમા એમને બહુ યશ અને સફળતા ન મળ્યા. ભાષામા વિદેશી તત્ત્વ આવે એટલે એનુ સ્વાભાવિક સૌંદર્ય નષ્ટ થાય એ સ્પષ્ટ વાત છે. કારણ ભાષામા જે ગેયકતા અને શબ્દોમા જે સૌંદર્યનો ભાવ રહે છે એ દેશની પ્રકૃતિ અનુસાર હોય છે આ પ્રકૃતિ નિર્માણમા જે રીતે દેશના પ્રાકૃતિક રૂપ રંગ આચાર વિચાર આદિનો યોગ રહે છે એજ પ્રમાણે પરંપરાથી આવતા આવતા સાહિત્યને માટે પણ હોય છે. આવશ્યક એટલા સંસ્કૃત શબ્દોના સુમેળથી ભાષાનું જે રુચિકર સાહિત્યક રૂપ સેંકડો વર્ષથી ઘડાયું હતું એને ઠેકાણે એક વિદેશી રૂપરંગવાળી ભાષાને પગભેર જીવનમા વસાવવાનો પ્રયત્ન કરવો એ અસંભવિત હતુ. આ વિસવાદિતા ઘણાને ખટકતી હતી પણ એને દૂર કરવાનુ કોઇનામા સામર્થ્ય ન હતુ. આ ત્રુટિને પ્રસંગે રાજા લક્ષ્મણસિંહે નેતૃ પ્રસ્થાન કર્યું. સ. ૧૯૧૮ મા એમણે 'પ્રજા હિતૈષી' નામનું એક સાતવારિયું આગ્રાથી પ્રસિદ્ધ કર્યું; અને એની ભાષા શુદ્ધ, સરળ અને સ્વાભાવિક હિંદી રાખી. આ ઉપરાત સ. ૧૯૧૯ મા 'અભિજ્ઞાન શાકુંતલ' નો સરસ અને શુદ્ધ હિંદી અનુવાદ પ્રસિદ્ધ કર્યો આ પ્રયત્નને લોકોએ વધાવી લીધો અને 'હિંદી' ના 'હિંદીપણા' માટે લોકોના આંખો ખુલી રાજા સાહેબે એ વખતે જે ભાષા જનતા સમક્ષ મુકી એનુ આ ઉદાહરણ એમની સફળતાની સાખ પુરે છે —

"અનસૂયા—(પ્રિયંવદાસે) સખી! મૈં ભી ઇસી સોચ વિચારમેં હું. અબ ઇસસે પૂછૂંગી. (પ્રગટ), મહાત્મા! તુમ્હારે મધુર વચનોં કે

વિશ્વાસમેં આકર મેરા ૭૭ યહાં પૂછને ચાહતા હૂં કિ તુમ કિસ રાજવંશ કે ભૂષણ હો ઔર કિસ દેશ કી પ્રજાકો વિરહમેં વ્યાકુલ છોડ યહાં પધારે હો ? ક્યા કારણ હૈ જિસ સે તુમને અપને કોમલ ગાત કો કઠિન તપોવનમેં આકર પીડિત કિયા હૈ. "

આ ભાષા મૃદુ અને સરળ હોવા છતાં સાહિત્યમાં ચિરકાળથી વપરાતો સંસ્કૃતના કેટલાક રસસિદ્ધ શબ્દોના સુમેળથી બની છે. 'રઘુવંશ'ના ગદ્યાનુવાદમાં પણ આવી જ મધુર ભાષાનો વ્યવહાર થયો છે.

આ ભાષા રાજા શિવપ્રસાદને પણ ખુબ ગમી એટલે એમણે એમના 'ગુટકા' માં બીજી કથાનકોની સાથે 'શાકુંતલ' માંથી પણ કેટલોક ભાગ મુક્યો. આવી જાતની ગુટકાની સંસ્કારાયલી આવૃત્તિ સં. ૧૯૨૮ માં પ્રસિદ્ધ થઇ.

સંયુક્ત પ્રાંતમાં જેમ રાજા શિવપ્રસાદ કેળવણી વિભાગમાં રહીને હિંદીની કંઇને કંઈ સેવા કરતા હતા તેમ પંજાબમાં બાબુ નવીનચંદ્ર રૉયનું નામ આવે છે. સં. ૧૯૨૦ અને ૧૯૩૦ ના વચગાળામાં નવીન બાબુએ જુદા જુદા વિષયો ઉપર ઘણાં હિંદી પુસ્તકો તૈયાર કર્યાં અને કરાવ્યાં. પંજાબમાં સ્ત્રીશિક્ષણના પ્રચારકોમાં એમનું મુખ્ય સ્થાન હતું. આ પુસ્તકો અભ્યાસક્રમમાં ઘણા વખત સુધી રહ્યા. આ ઉપરાંત ત્યાંના સુધારકોમાં પણ એમનું બહુ માન હતું. એટલે આ સંજોગોનો લાભ લઇને એમણે કેટલાક છાપાઓ પણ શરૂ કર્યાં આ છાપાઓમાં 'જ્ઞાન પ્રદાયિની પત્રિકા' મુખ્ય હતી. એમાં કેળવણી અને સામાન્ય જ્ઞાન સંબંધી લેખો આવતા આ પત્રિકા દ્વારા શુદ્ધ હિંદી ગદ્યના વિકાસમાં ખુબ સહાય મળી.

શિક્ષણના આંદોલનની સાથે સાથે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર રોકવા અર્થે ધાર્મિક આંદોલનો પણ શરૂ થયા. પેગંબરના એકેશ્વરવાદની તરફ નવા શિક્ષિત વર્ગનો ઝુકાવ જોઇને સ્વામી દયાનંદ સરસ્વતીએ વૈદિક એકેશ્વરવાદનો વિજયઘોષ કર્યો. સં. ૧૯૨૦ થી એમણે અનેક નગરોમાં પરિભ્રમણ કરીને

શાસ્ત્રાર્થ, વાતચીત અને વ્યાખ્યાનો દ્વારા વૈદિક ધર્મની વીરહાક પાડી આ વ્યાખ્યાનોની ભાષા સ્વામીજીએ શુદ્ધ હિંદી જ રાખી હતી 'સત્યાર્થ પ્રકાશ' પણ સ્વામીજીએ શુદ્ધ હિંદીમા જ પ્રસિદ્ધ કર્યો અને વેદભાષ્યો પણ મ ગ સાથે એજ હિંદીમા રચ્યા સ્વામીજીના અનુયાયીઓ હિંદીને 'આર્યભાષા' કહેતા દયાનંદ સરસ્વતીએ સ. ૧૯૨૭ મા 'આર્યસમાજ'ની સ્થાપના કરી અને સમાજના અનુયાયીને માટે હિંદીનો અભ્યાસ ફરજીઆત મનાયો સયુક્ત પ્રાતના પશ્ચિમી જીલ્લાઓમા અને પજાબમા 'આર્યસમાજ' ના પ્રભાવથી હિંદીગદ્યનો પ્રચાર ખુબ જ વધ્યો પજાબી બોલીમા લિખિત સાહિત્ય બહુ ન હોવાને કારણે અને મુસલમાનોના અધિક સપર્કથી પજાબીઓની લખવા વાચવાની ભાષા ઉર્દૂ બની ગઈ હતી આજે પજાબમા હિંદીની જડ જે ઘર કરી ગઈ છે અને એનો જે વિસ્તાર સધાયો છે એનો યશ સ્વામીજીને વર છે

સ ૧૯૨૦ મા વિલક્ષણ પ્રતિભાશાળી વિદ્વાન પડિત શ્રદ્ધારામ ફુલૌરીના વ્યાખ્યાનો અને કથાઓની તેજસ્વી શરૂઆત થઈ જાલધરના પાદરી ગોકુલનાથના વ્યાખ્યાનોના પ્રભાવથી કપુરથલાના નરેશ મહારાજા રણધીરસિંહજી ખ્રિસ્તીધર્મ તરફ ઢળતા હતા શ્રદ્ધારામને ખબર પડતા જ એઓ કપુરથલા પહોચ્યા અને મહારાજાના સઘળા સશયોનુ સુદર સમાધાન કરીને પ્રાચીન વર્ણાશ્રમ ધર્મનુ એવુ ભવ્ય નિરૂપણ કર્યું કે મહારાજા અને લોકો મુગ્ધ બની ગયા આ ઉપરાત આખા પજાબમા એમના પરિભ્રમણની અને ઉપદેશની લોકસઘ ઉપર ન ભુસાય એવી છાપ પડી એમણે ઘણે ઠેકાણે ધર્મસભાઓ સ્થાપી અને ઉપદેશકો તૈયાર કર્યાં કેટલાક પુસ્તકો એમણે પજાબી અને ઉર્દૂમા પણ લખ્યા પરતુ મુખ્ય પુસ્તકોની ભાષા તો શુદ્ધ હિંદી જ રાખી એમના મુખ્ય અને સ્વતત્ર ગ્રથ 'સત્યામૃત પ્રવાહ'ની ભાષા પ્રૌઢ અને સુદર છે શ્રદ્ધારામ સ્વતત્ર પ્રતિભાશાળી પુરુષ હતા અને વેદશાસ્ત્રના યથાર્થ અભિપ્રાયને નિર્ભય રીતે કહી દેતા આ કારણે સ્વામી દયાનદ સાથે પણ એમને કેટલોક વિરોધ રહેતો છતા પણ એ

જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી પંજાબના હિંદુ જનતાએ એમને 'ધર્મના સ્તંભ' માનીને સન્માન્યા.

શ્રદ્ધારામ પદ્યરચના કરતાં પણ એમનું ઘણુંખરું સાહિત્ય ગદ્યમાં જ છે. અને ગદ્યના વિકાસના આરંભમાં એમનાં પુસ્તકોએ જબ્બર સહાય કરી છે. સં. ૧૯૨૮ માં પ્રસિદ્ધ થએલું પુસ્તક 'આત્મપચીસી' અને ત્યાર પછી પ્રસિદ્ધ થએલાં 'તત્ત્વદીપક, ધર્મરક્ષા, ઉપદેશ સંગ્રહ' વગેરે પુસ્તકો એમના હિંદી-પ્રેમનાં ઉદાહરણો છે. એમણે પોતાનું જીવનવૃત્ત લખ્યું છે પણ આજે એ મળતું નથી. આ પુસ્તકો ઉપરાંત એમણે 'ભાગ્યવતી' નામક સામાજિક નવલકથા પણ સં. ૧૯૩૪ માં રચી અને એ ખુબ લોકવિખ્યાત બની. સં. ૧૯૩૮ માં એમનું મરણ થયું.

રાજા લક્ષ્મણસિંહના સમયમાં જ હિંદી ગદ્યની ભાષા એ પોતાના ભાવી રૂપના દર્શન કરાવ્યા હતા. હવે તો એવા સમર્થ લેખકોની આવશ્યકતા હતી કે જેઓ પોતાની સર્જક પ્રતિભાના સામર્થ્યથી એને સુવ્યવસ્થિત અને પરિમાર્જિત કરીને એમાં સંસ્કારી જનતાની રૂચિ અનુસાર સાહિત્યવિધાન કરે. આવે સમયે હિંદીના સુભાગ્યે ભારતેન્દુ હરિશ્ચંદ્રનો ઉદય થયો.

ભારતેન્દુનો પ્રભાવ સાહિત્ય અને ભાષા બન્ને પર ઘેરો પડ્યો. એમણે ગદ્યની ભાષાને પરિમાર્જિત કરીને સ્વચ્છ, મધુર અને વહેતી બનાવી એટલું જ નહિ પણ સમગ્ર હિંદી સાહિત્યને એક નવા માર્ગ ઉપર ખેંચી આણ્યું. એમના ભાષાસંસ્કારની મહત્તાને કેળવાયલા લોકસંઘે હર્ષથી વધાવી લીધો અને એમને વર્તમાન ગદ્યના પ્રવર્તક માન્યા. મુશી સદાસુખની ભાષા સાધુ હોવા છતાં પાંડિત્યભરી હતી. લલ્લુલાલમાં વ્રજભાષાના સંસ્કાર હતા, સદલ મિશ્રમાં પૂર્વીપણુ દેખાતુ. રાજા શિવપ્રસાદની ભાષામાં ઉર્દૂ તરફનો ઝુકાવ સ્પષ્ટ હતો અને રાજા લક્ષ્મણસિંહની ભાષા સ્વચ્છ અને મધુર હોવા છતાં એમાં આગ્રાની બોલચાલની ભાષાનાં કેટલાક રૂપો સમાઇ ગયા હતાં. ભાષાનું નિખરેલું,

શિષ્ટ, સામાન્ય અને સુંદર રૂપ તો ભારતેંદુની કલા સાથે જ પ્રકટ થયું. પદ્યની વ્રજભાષામાં પણ એમણે કેટલાક નવાં સંસ્કારો આણ્યાં. પ્રાચીન-નંકામાં અને નબળા શબ્દો કાઢી નાખીને કાવ્યભાષામાં મધુરાઇ અને કાંતિ આણ્યાં.

પરંતુ ભારતેંદુનું સૌથી મોટું કાર્ય તો એમણે સાહિત્યનો નવો માર્ગ ઉઘાડયો અને એને સંસ્કારી જનતાના સાહચર્યમાં લઇ આવ્યા તે છે. નવી કેળવણીની અસર વડે સમાજની વિચારધારા પલટાતી હતી. સામાજિક પુનઃવધાન અને દેશભક્તિની ઝંખના સહૃદય લોકોના અંતરમાં જાગીને સ્થિર થતી હતી. કાળના પ્રવાહની સાથે લોકમંથની વિચારધારા ધસડાતી હતી પણ સાહિત્ય પાછળ પડયું હતું. ભક્તિ, શૃંગાર વગેરે પ્રાચીન ઢંગની કવિતાના વહેણે હજી દિશા બદલી ન હતી. કેળવણી વિષયક પુસ્તકો છુટા છવાયા પ્રસિદ્ધ થતા હતા પરંતુ દેશકાળને અનુકૂળ સાહિત્ય સર્જનનો કોઇ વિશદ પ્રયત્ન થયો ન હતો બંગાળામાં સમાજના નવા ભાવ અને રૂચિના પ્રતિબિંબ સમા નાટકો અને નવલકથાઓના સર્જનની શરૂઆત થઇ ચુકી હતી; પણ હિંદી સાહિત્ય હજી પ્રાચીનતાની પાળ ઓળંગી શક્યું ન હતું. આ રીતે જીવન અને સાહિત્ય વચ્ચેના અંતર અને વિસંવાદિતા ભારતેંદુના સમ્યક પ્રયત્નથી દુર થયા. સાહિત્યમાં નવું દ્રષ્ટિબિંદુ, નવો આદર્શ, નવું લક્ષ્ય અને નવું ઘડતર એ બધા હરિશ્ચંદ્રના પ્રતાપ અને પ્રતિભાના રૂડાં પરિણામ કહેવાય.

સં. ૧૯૨૨ માં એઓ પોતાના પરિવાર સાથે જગન્નાથપુરીની યાત્રાએ ગયા એ યાત્રા વખતે બંગાળી સાહિત્યમાં થએલા નવાં પ્રસ્થાન અને પ્રગતિ જાતે જોયા. બંગાળી સાહિત્યમાં એમણે નવા ઢંગના સામાજિક, ઐતિહાસિક, અને પૌરાણિક નાટકો તથા નવલકથાઓ જોયાં અને હિંદી સાહિત્યમાં એવા પુસ્તકોનો અભાવ એમને સાલ્યો. સં. ૧૯૨૫ માં એમણે 'વિદ્યાસુંદર નાટક' બંગાળીમાંથી અનુવાદ કરીને પ્રસિદ્ધ કર્યું. આ

ભારતેંદુએ નાટકો જ વધારે રચ્યાં છે, પરંતુ સાહિત્યના બીજા ક્ષેત્રમાં પણ એમનાં સર્જનો અગત્યનું સ્થાન લે છે. 'કાશ્મીર-કુસુમ' 'બાદશાહ દર્પણ' વગેરે ગ્રંથો લખીને એમણે ઇતિહાસ રચનાનો માર્ગ બતાવ્યો. જીવનના છેલ્લા દિવસોમાં એમણે નવલકથા લખવાનો પણ પ્રયત્ન કર્યો હતો. પરંતુ કંઇપણ પરિણામ આવે તે પહેલાં તો તેઓ દેવલોક થયા ભારતેંદુ સિદ્ધવાણીના સહૃદય અને ભાવુક કવિ હતા. એક બાજુ એમની લેખિનીમાંથી શૃંગાર રસની માર્મિક અને સરસ કવિતા નિતરી અને બીજી બાજુ સ્વદેશપ્રેમના ગીતોએ દેશભક્તિની મંગલ ભાવનાના ગુંજનથી હિંદી જનતાને જાગ્રત કરી.

પોતાની સર્વતોમુખી પ્રતિભાના પ્રભાવથી એઓ પદ્માકર અને દ્વિજ-દેવની પર પગના લાગતા અને બીજી રીતે બંગાલી સાહિત્યકાર માઇકલ મધુસુદન દત્ત અને હેમચંદ્રની શ્રેણિમાં બેસતા એક તરફ એઓ રાધાકૃષ્ણની ભક્તિમાં તલ્લીન બનીને નવીન ભક્તમાળ ગુંથતા દેખાતા અને બીજીબાજુ મંદિરના અધિકારીઓ અને ટીલાધારી ભક્તોના દંભની હાંસી કરીને સ્ત્રી શિક્ષણ અને સામાજિક પુનર્વિધાનો પર વ્યાખ્યાનો આપતા પુરાતન અને નૂતન તત્ત્વોનું સુંદર સામંજસ્ય એ ભારતેંદુની કલાનુ અનોખું માધુર્ય છે. સાહિત્યના નવીન યુગના આદિ પ્રવર્તક બનીને એમણે એ પણ બતાવી આપ્યુ કે બહારના નવા નવા ભાવોને પચાવીને એમાંથી એવું સમન્વય બધું સર્જન કરવું જોઇએ કે એ ભાવો પોતાના સાહિત્યનાં જ સ્વાભાવિક અને વિકસિત અંગો લાગે પ્રાચીનતા અને અર્વાચીનતાના સંધિકાળે જેવી શીતળ કલાનો સંચાર અપેક્ષિત હતો એવી જ શીતળ કલાની સાથે ભારતેં-દુનો ઉદય થયો.

ભારતેંદુના જીવનકાળમાં જ લેખકો અને કવિઓના મંડળો ચોતરફ જામતા હતા. પંડિત બદરીનારાયણ ચૌધરી, પં. પ્રતાપનારાયણ મિશ્ર, બાબુ તોતારામ ઠાકુર, જગનમોહન સિંહ, લાલા શ્રીનિવાસદાસ, પં. બાલકૃષ્ણ

ભટ્ટ, પં. કેશવરામ ભટ્ટ, પં. અંબિકાદત્ત વ્યાસ, પં. રાધાચરણ ગોસ્વામી વગેરે ઘણા પ્રૌઢ અને તેજસ્વી લેખકોએ હિંદી સાહિત્યના આ નૂતન વિકાસમાં ભારતેંદુને સાથ આપ્યો છે. ભારતેંદુનો અન્ત સં. ૧૯૪૨ માં થયો.

હરિશ્ચંદ્રની હયાતીમાં જે પત્રો અને પત્રિકાઓ નીકળ્યા તેમાથી કેટલાંક તો ભારતેંદુના અન્ત સાથે જ આથમ્યાં, અને કેટલાકનું જીવન લંબાયું.

| પત્રનું નામ. | પત્રકાર. | સંવત. |
|---|---|---|
| અલમોડા અખબાર | પં. સદાનંદ સનાલ. | ૧૯૨૮ |
| હિંદી દીપ્તિ પ્રકાશ | કાર્તિકપ્રસાદ ખત્રી કલકત્તા | ૧૯૨૯ |
| બિહાર બંધુ | કેશવરામ ભટ્ટ | ૧૯૨૯ |
| સદાદર્શ | શ્રીનિવાસ દીક્ષિત | ૧૯૩૧ |
| કાશી પત્રિકા | લક્ષ્મીશંકર મિશ્ર કાશી | ૧૯૩૩ |
| ભારત બંધુ | તોતારામ અલીગઢ | ૧૯૩૩ |
| ભારત મિત્ર | રૂદ્રદત્ત કલકત્તા | ૧૯૩૪ |
| મિત્ર વિલાસ | કનૈયાલાલ લાહોર | ૧૯૩૪ |
| હિંદી પ્રદીપ | બાલકૃષ્ણ ભટ્ટ પ્રયાગ | ૧૯૩૪ |
| સારસુધાનિધિ | સદાનંદ મિશ્ર કલકત્તા | ૧૯૩૫ |
| ઉચિત વક્તા | દુર્ગાપ્રસાદ મિશ્ર કલકત્તા | ૧૯૩૫ |
| સજ્જન કીર્તિસુધાકર | વંશીધર ઉદયપુર | ૧૯૩૬ |
| આર્ય દર્પણ | બખ્તાવરસિંહ શાહાજહાંપુર | ૧૯૩૪ |
| ભારત સુદશા પ્રવર્તક | ગણેશપ્રસાદ ફરૂકાબાદ | ૧૭૩૬ |
| આનંદ કાદંબિની | બદરીનારાયણ ચૌધરી મિર્ઝાપુર | ૧૯૩૬ |
| કવિકુલકંજ દિવાકર | રામનાથ શુકલ બસ્તી | ૧૯૪૧ |
| દિનકર પ્રકાશ | રામદાસ વર્મા લખનૌ | ૧૯૪૦ |
| દેશ હિતૈષી | અજમેર | ૧૯૩૬ |
| ધર્મ દિવાકર | દેવી સહાય કલકત્તા | ૧૯૪૦ |

| | | |
|---|---|---|
| પ્રયાગ સમાચાર | દેવકીનંદન ત્રિપાઠી | ૧૮૮૦ |
| પીયૂષ પ્રવાહ | અંબિકાદત્ત વ્યાસ | ૧૮૮૪ |
| બ્રાહ્મણ | પ્રતાપ નારાયણ મિશ્ર | ૧૮૮૦ |
| ભારત જીવન | રામકૃષ્ણ વર્મા કાશી | ૧૮૮૪ |
| ભારતેંદુ | રાધાચરણ ગોસ્વામી વૃંદાવન | ૧૮૮૪ |
| શુભચિંતક | સીતારામ જબલપુર | ૧૮૮૦ |
| સદાચાર માર્તંડ | લાલચંદ શાસ્ત્રી જબલપુર | ૧૮૮૦ |
| હિંદોસ્થાન | રાજા રામપાલસિંહ લંડન | ૧૮૮૦ |

આમાંથી ઘણા પત્રો તો થોડો વખત ચાલીને બંધ પડી ગયા. કેટલાક નમૂનેદાર લોકસેવા કરી વિદ્યાર્થબંધુ, ભારતમિત્ર, ઉચિતવક્તા, આર્યદર્પણ બ્રાહ્મણ, હિંદીપ્રદીપ અને હિંદોસ્થાનના નામો લોકસેવા કરનાર પત્રો તરીકે મશહુર થયેલા 'મિત્ર વિલાસ' સનાતન ધર્મનું સમર્થક પત્ર હતું અને એણે પંજાબમાં હિંદી પ્રચારનું સુંદર કામ બજાવ્યું હતું. બ્રાહ્મણ હિંદી પ્રદીપ અને આનંદ કાદંબિનિ સાહિત્યક પત્રો હતા અને એ પત્રોમાં ઘણા મૌલિક લેખો અને કવિતા પ્રસિદ્ધ થતા. 'ભારતેંદુ'એ તો પ્રથમ કાર્ય હિંદીગદ્યને સુરેખ અને સ્થિર કરવાનું કર્યું. રાજા શિવપ્રસાદ અને રાજા લક્ષ્મણસિંહે જે ગદ્ય લખ્યું હતું એ પ્રસ્તાવના રૂપમાં હતું. જ્યારે એ કાળ સમાપ્ત થયો અને ભારતેંદુના સમયમાં નવીન લેખકોનું જુથ જામ્યું ત્યારે એ લેખકોની વિવિધ શૈલીની સમાલોચના કરવાનો અવસર આવ્યો. ભારતેંદુ અને એમના સમકાલીન લેખકોમાં એક સામાન્ય ગુણ એ સજીવતા અથવા જીંદાદીલી પં. વાલકૃષ્ણ ભટ્ટ, પં. પ્રતાપનારાયણ મિશ્ર પં. બદ્રીનાથ ચૌધરી વગેરે હાસ્ય અને વિનોદના લેખકો હતા. રાજા શિવપ્રસાદ અને લક્ષ્મણસિંહ ભાષા ઉપર અધિકાર રાખનાર સ્થિર પ્રકૃતિના લેખકો હતા એમનામાં હરિશ્ચંદ્ર જેવી ચંચળતા, સ્વચ્છંદ અને ઉલ્લાસ ન હતા. સંસ્કારી સમાજમાં પ્રચલિત ભાવોને આ લેખકમંડળે બહુજ ચંચળતા અને કુશળતાપૂર્વક ગ્રહણ કર્યા.

પં. બદરીનારાયણ ચૌધરી ( પ્રેમધન ) ની શૈલી વિલક્ષણ છે. ચૌધરી ગદ્યરચનાને કલા તરીકે ગ્રહણ કરનાર અને કલમની કારીગીરી સમજનાર લેખક છે. એમના એક એક કૉલમ જેટલા લાંબા વાક્યોમા એઓ વાચકને એવી રીતે ભુલા પાડે કે જો વાચકના-ચકોરતાં અને ધ્યાન બરોબર ન હોય તો પાચ વખત વાચે તોય સમજણ ન પડે. અનુપ્રાસ અને સુંદર પદ-વિન્યાસ તરફ પણ એમનું લક્ષ હતું. કોઇ સામાન્ય વાતને પણ અસામાન્ય અને કોઇ વિશિષ્ટ રીતે કહેવી એને એઓ લેખનકલા અને લેખકની કારીગીરી સમજતા. પ્રેમધન એક લેખને ત્રણ ચાર વાર સુધારતા અને લખતા ત્યારે જ છાપવા આપતા. એઓ ભારતેંદુના નિકટના સ્નેહી હોવા છતા એમની ઉતાવળી રીતની એઓ વારંવાર ફરીઆદ કરતા. પ્રેમધનના લેખો અર્થગર્ભિત અને ચિંતનશીલ મનાતા. એમણે કવિતા ઉપરાંત 'ભારત સૌભાગ્ય' અને 'વારાંગના રહસ્ય' ( અધુરું ) નામક બે નાટકો પણ લખ્યા છે. 'આનંદ કાદંબિની, પ્રેમધનના ભાવો અને વિચારોનું જ પ્રતિબિંબ હતી એમા એમના સિવાયના લેખો બહુજ ઓછા આવતા.

સમાલોચનાની શરૂઆત પણ એક રીતે ચૌધરીએ જ કરી એમ કહી શકાય પુસ્તકોના વિષયનું સમ્યક રીતે વિશ્લેષણ કરીને એના વિસ્તૃત નિરૂપણની દિશામા પહેલા એમણે જ પ્રસ્થાન કર્યું. બાબુ ગદાધરસિંહે 'વંગવિજેતા' નો જે અનુવાદ કર્યો હતો એની સમાલોચના 'કાદંબિની' મા પાચ પાના ભરીને થઇ હતી લાલા શ્રીનિવાસદાસના 'સંયોગિતા સ્વયંવર' ની વિસ્તૃત અને કઠોર સમાલોચના પણ પ્રેમધને જ કરી હતી

ભારતેંદુના સમકાલીન લેખકોમા દિલ્હીવાળા લાલા શ્રીનિવાસદાસનુ પણ એક વિશેષ સ્થાન છે. એમણે 'તપ્તા સંવરણ,' 'સંયોગિતા સ્વયંવર,' અને 'રણધીરપ્રેમ મોહીની' નામના ત્રણ નાટકો અને 'પરીક્ષાગુરૂ' નામક એક નવલકથા લખ્યા છે. એમની વાક્યરચના સુઘડ અને સુંદર છે. ઉપરના ચારે લેખકોમાં પ્રતિભાનો સ્વચ્છંદ દેખાય છે.પણ શ્રીનિવાસદાસમા

તો દક્ષતા અને સમયસૂચકતા ભારોભાર હતાં; એટલે એમની ભાષા સંયત અને સ્વચ્છ તથા રચના સહેતુક દેખાય છે.

ભારતેંદુના મિત્રોમાં એમના જેવાં મનમૌજીની ગણત્રીમાં વિજયરાઘવગઢના રાજકુમાર જગનમોહનસિંહનું નામ આવે છે. એમનું નામ સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના અભ્યાસી, હિંદીના પ્રેમીકવિ તથા મધુર ગદ્યના લેખ તરીકે જાણીતું છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યના અભ્યાસ અને વિંધ્યાટવીના રમણીય પ્રદેશના નિવાસને કારણે બહુરૂપી પ્રકૃતિના રૂપ માધુર્યના જેટલી સાચી પારખ અને અનુભૂતિ એમનામાં હતા એટલી એ વખતના કોઇ પણ હિંદી કવિ કે લેખકમાં દેખાતા નથી. અત્યારસુધી જેટલા લેખકોનું વિવરણ આપ્યું છે તેમના હૃદયમા પ્રકૃતિના વિવિધ સૌંદર્ય પ્રતિ કોઇ સાચો સ્નેહસંસ્કાર ન હતો. પરંપરાના પાલન ખાતર એમણે પ્રકૃતિનું વર્ણન કર્યું છે પણ ત્યાં એમનું હૃદય નથી મળતું. જગનમોહનસિંહે પોતાના અંતરમાં ઝીલેલા ભારતીય ગ્રામ્ય જીવનના માધુર્યના સંસ્કારને 'શ્યામા સ્વપ્ન' મા અસરકારક અને સરસ રીતે વ્યક્ત કર્યાં છે. ભારતેંદુ, પ્રતાપનારાયણ વગેરે કવિઓ અને લેખકોની દૃષ્ટિ અને ભાવુકના માનવક્ષેત્રમા જ સંતાકુકડી રમતી. પ્રકૃતિના અપાર ક્ષેત્રો સુધી પહોંચી નહતી. પરંતુ જગનમોહનસિંહે માનવતા અને નિસર્ગના સૌંદર્યનો સુંદર સંવાદ ગુંથ્યો કે કવિઓના પુરાતન પ્રેમની ભાષામા દેશના પ્રકૃતિ ચિત્રો આલેખવાનું મુક સમર્થન માત્ર જગનમોહનસિંહે જ કર્યું એ ઉપરાંત ભાવની પ્રબળતા વડે પ્રેરાયલી કલ્પનાના બિમ્બો અને વિક્ષેપોના વિધાન કરનારી એક પ્રકારની પ્રલાપશૈલી અમ   સર . અને એમાં ઉપવિધાનની વિલક્ષણતા પ્રકટ કરી આ શૈલીનો જો સ્વતંત્ર વિકાસ થયો ના હોત તો બંગાળી સાહિત્યની પ્રચલિત શૈલીનું શબ્દપ્રધાન રૂપ જે હિંદી-સાહિત્ય પર પોતાની અસર પાથરી રહ્યું છે એને સ્થાન ન મળત. આ બધી દૃષ્ટિએ જોતા એ વખતના હિંદી સાહિત્યકારોમાં જગનમોહનસિંહનું સ્થાન વિશિષ્ટ અને શોભાભર્યું છે.

પુરાતન રીતની કવિતા ઉપરાંત એમણે 'સવિતા, નાટિકા, ગોસંકટ નાટક, રસનાટ્ય મિમાંસા' વગેરે ગદ્યગ્રંથો લખ્યા છે.

પંડિત મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યાએ અસ્ત પામતી 'હરિશ્ચંદ્ર ચંદ્રિકા'ને ઉગારી લીધી અને પોતાનું નામ ઉમેરીને એના પ્રકાશને સ્થિર કર્યો એ સમયના વિદ્વાનોમાં તવારીખનવેશ તરીકે એમનું બહુમાન હતું. કવિરાજા શ્યામલદાનજીએ જ્યારે 'પૃથ્વીરાજ ચરિત્ર'માં રાસોને કાલ્પનિક ઠરાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે 'રાસો સંરક્ષા' લખીને એને અસલ સિદ્ધ કરવાનો એમણે પ્રશસનીય પ્રયત્ન કર્યો હતો. સંશોધનની દૃષ્ટિએ 'રાસો'ના રક્ષણની જહેમત કરનારાઓમાં પંડ્યાનું નામ લોકપ્રસિદ્ધ છે.

પંડિત ભીમસેન શર્મા પહેલાં સ્વામી દયાનંદનો જમણો હાથ મનાતા. સં. ૧૯૪૦ અને ૧૯૪૭ની વચ્ચે એમણે ધર્મ સંબંધી કેટલાક હિંદી પુસ્તકો લખ્યાં છે અને સંસ્કૃતના અનુવાદો પણ કર્યા છે. 'આર્ય સિદ્ધાન્ત' નામનું એક માસિકપત્ર પણ એમણે થોડો વખત ચલાવ્યું હતું. ભાષાના સંબંધમાં એઓ જબરા વિશુદ્ધતાવાદી હતા. 'સંસ્કૃત ભાષા કી અદ્ભુત શક્તિ' નામક એક લેખ લખીને એમણે ફારસી શબ્દોને સંસ્કૃત રૂપ આપવાનો પણ પ્રયત્ન કર્યો હતો.

ભારતેન્દુના ઉદયની સાથે જેમ લેખકોનું એક જૂથ જાગ્યું અને વિનયુ પ્રેમ દેશના જુદા જુદા ભાગોમાંથી પત્ર પત્રિકાઓ પણ ખુબ પ્રસિદ્ધ થયાં. આ પત્રપત્રિકાઓની સૂચિ આગળ આપી છે. એમાંથી અગત્યનાં નામોનું દિગ્દર્શન જોઈ લઈએ.

કલકત્તામાંથી હિંદીનાં એક સુંદર પત્ર અને પત્રિકા કાઢવાનો પ્રયત્ન કરનાર બાબુ કાર્તિકપ્રસાદ ખત્રી હતા. એમણે સં. ૧૯૨૮ માં 'હિન્દી દીપ્તિ પ્રકાશ' નામક એક સંવાદપત્ર અને 'પ્રેમ વિલાસિની' નામની એક પત્રિકા પ્રસિદ્ધ કર્યાં. એ વખતે સંવાદપત્ર વાંચનાર બહુ ઓછા એટલે એમને ખુબ પરિશ્રમ કરવું પડ્યું. કેટલીક વખત તો એઓ પોતે

લો ને રેર જઇને પત્ર વાચી આવના આગ્નુ કરવા છતા પણુ વાચકોના અભાવે થોડા વખતમા એ પત્ર બધ થઇ ગયુ ત્યાર પછી સ ૧૯૩૪ સુધી એકેય સુદર અને સ્થાયી પત્ર ન નિકળ્યુ સ ૧૯૩૪ મા પ દુર્ગાપ્રસાદ મિશ્ર છોટુલાલ મિશ્ર સદાનદ મિશ્ર અને બાબુ જગન્નાથ ખન્નાના પ્રયત્નથી કલકત્તામા ભારતમિત્ર કમિટી સ્થપાઈ અને 'ભારતમિત્ર' પોતાના પ્રતિભા પ્રસારવુ શરૂ થયુ આજે પણ વૃદ્ધ 'ભારતમિત્ર'નુ સ્થાન હિંદીમા માનભર્યુ છે એજ અરસામા લાહોરમા પડિત ગોપીનાથના ઉત્સાહથી 'મિત્રવિલાસ' નિકળ્યુ આની પહેલા પજાબમા એક પણ હિંદી પત્ર ન હતુ માત્ર જ્ઞાનપ્રદાયિની નામની ઉર્દૂ હિંદી પત્રિકા દ્વારા બાબુ નવીનચંદ્ર કેશવ બ્રહ્મ સમાજ સુધારણા અને આલોચનાનો પ્રચાર કરતા ત્યાર પછી પ્રસિદ્ધ થએલા 'હિંદુ બાંધવ'મા પણ ઉર્દૂ અને હિંદી મિશ્રિત હતી એકલી હિંદીનુ એક પણ પત્ર ન હતુ કવિવચન સુધા ની મનોહર લેખનશૈલી અને ભાષા ઉપર મુગ્ધ થઇને ગોપીનાથે મિત્ર વિલાસ શરૂ કર્યુ હતુ એની ભાષા સુદર અને ઓજસ્વી હતી ભારતેંદુના પરલોકવાસ પછી આ પત્ર મહત્વ અને મમસ્પર્શી શોક પ્રદર્શિત કરીને ભારતદુ મતવાલ ચલાવવાનુ આંદોલન ઉપાડ્યુ હતુ

આ ઉપરાત સ ૧૯૩૫ મા પ દુર્ગાપ્રસાદ મિશ્રના સપાદકત્વ હેઠળ 'ઉચિતવક્તા' અને પ સદાનદ મિશ્રના સપાદન હેઠળ 'સારસુધાનિધિ' નામના બે પત્રો કલકત્તાથી નીકળ્યા હિંદીના વિકાસ અને વિસ્તારમા આ બન્ને સપાદકોનો પ્રયત્ન મશહૂર છે ત્યાર પછી કાલાકાકરના મનસ્વી અને દેશભક્ત રાજા રામપાલસિંહજીએ પોતાની માતૃભાષાની સેવા અર્થે સ ૧૯૪૦ મા 'હિંદોસ્થાન' નામનુ હિંદી અગ્રેજી પત્ર લડનથી પ્રસિદ્ધ કર્યુ ભારતેંદુના મૃત્યુ પછી સ ૧૯૪૨ મા આ પત્ર હિંદી દૈનિકના રૂપમા ફેરવાઈ ગયુ અને લાબા સમય સુધી એણે હિંદીની સેવા કરી પ મદનમોહન માલવીયા પ્રતાપ નારાયણ મિશ્ર અને બાલમુકુદ ગુપ્ત વગેરે પ્રસિદ્ધ વ્યક્તિઓએ એના સપાદનનુ કામ સફળતાપૂર્વક કર્યુ છે ભારતેંદુની

હયાતીમાં અને એમની જ પ્રેરણાથી બાબૂ રામકૃષ્ણ વર્માએ 'ભારતજીવન' સં. ૧૯૪૦ માં શરૂ કર્યું.

અંગ્રેજી ઢંગની મૌલિક નવલકથા હિંદીમાં પહેલવહેલી લાલા શ્રીનિવાસ-દાસની 'પરીક્ષાગુરૂ' જ રચાઇ; પરંતુ બંગાળીમાં તો ઘણી નવલો પ્રસિદ્ધિ પામી ચુકી હતી. એટલે હિંદીમાં સામાજિક અને ઐતિહાસિક નવલકથાની પરંપરા પ્રતિષ્ઠિત કરવા માટે કેટલીક બંગાળી–નવલકથાઓના અનુવાદની જરૂર પડી. બાબુ ગદાધરસિંહે 'વંગ વિજેતા' અને 'દુર્ગેશનંદિની'નો અનુવાદ કર્યો, બાબુ રાધાકૃષ્ણદાસે 'સ્વર્ણલતા' અને 'મરતા કયા ન કરતા' વગેરે અનુવાદો પ્રસિદ્ધ કર્યા. પં. પ્રતાપનારાયણ મિશ્રે 'રાજસિંહ' 'ઇંદિરા', 'રાધારાની', 'યુગલાંગુલીય' અને પં. ગદાધરણ ગૌસ્વામીએ 'વિરજા', 'જાવિત્રી' અને 'મૃગમયી'ના અનુવાદો કર્યાં. ત્યાર પછી તો બંગાળી અનુવાદોની આખી પરંપરા ચાલી. પાછળના અનુવાદો અસમર્થ ભાષાને લઇને મળ બંગાળી ભાવને હિંદીમાં હુબહુ ન લાવી શક્યા. પરંતુ આ અનુવાદોથી નવા ઢંગની ઐતિહાસિક નવલકથાઓનો પરિચય થયો અને સ્વતંત્ર નવલો રચવાની વૃત્તિ અને યોગ્યતા આવ્યા. આ અનુવાદોના અવતાર પહેલા પં. બાલકૃષ્ણ ભટ્ટ 'નૂતન બ્રહ્મચારી' અને 'સૌ અજાન એક સુજાન' નામક બે નાની નવલો લખી હતી.

નાટકોની પરંપરાનો ઇતિહાસ પણ કંઇક આવો જ છે. ભારતેંદુએ પોતાના 'નાટક' પુસ્તકમાં લખ્યું છે કે હિંદીમાં મૌલિક નાટકો પહેલાં બેજ હતાં. મહારાજા વિશ્વનાથસિંહનું 'આનંદરઘુનંદન નાટક' અને બાબૂ ગોપાલચંદ્રનું 'નહુષ નાટક'. આ બન્ને નાટકો વ્રજભાષામાં હતાં. ભારતેંદુની રચનામાં નાટકો જ વધારે છે. એમના નાટકોમાંથી છ અનુવાદ અને આઠ મૌલિક છે.

નાટકો રચવાનો જે માર્ગ ભારતેંદુએ શરૂ કર્યો તે માર્ગ પર ચાલનારા સિદ્ધહસ્ત લેખકો પણ એમના સમયમાં જ તૈયાર થઇ ગયા. પં. પ્રતાપ-નારાયણ મિશ્રના 'કલિ કૌતુક રૂપક', 'કલિપ્રભાવ', 'હઠીહમીર',

'ગો સંકટ', 'જુવારી ખુવારી', પં. બદરી નારાયણ ચૌધરીનાં 'ભારત સૌભાગ્ય', 'વારાંગના રહસ્ય', 'પ્રયાગ રામાગમન', અને 'વૃદ્ધ વિલાપ'; લાલા શ્રી નિવાસદાસનાં 'રણધીર પ્રેમમોહિની', 'સંયોગિતા સ્વયંવર', અને 'તપ્તા સંવરણ', બાબુ તોતારામનું 'કેટો કૃતાંત', પં. અંબિકાદત્ત વ્યાસનાં 'ગો સંકટ', 'લલિતા', 'મરહટ્ટા', 'ભારતી સૌભાગ્ય' અને રાધાચરણ ગોસ્વામીનાં 'નિસ્સહાય હિંદુ', 'દુઃખિની બાલા' અને પાછળથી લખાયલું 'મહારાણા પ્રતાપ' આ પરંપરાના અંતર્ભૂત છે. ત્યાર પછી ભારતજીવન પ્રેસના અધ્યક્ષ બાબુ રામકૃષ્ણ વર્માએ બંગાળી નાટકોના અનુવાદ કરીને લાંબા સમય સુધી આ પરંપરા ચાલુ રાખી. 'વીરનારી', 'પદ્માવતી' અને 'કૃષ્ણકુમારી' નાટકો એ વખતના સ્મારક છે. નાટકોની આ ધારા થોડા સમય સુધી વહીને બંધ થઇ ગઇ. આનું એક કારણ તો હિંદી રંગભૂમિનો અભાવ હતો. રંગભૂમિ દ્વારા નાટકોની અભિરૂચિ કેળવાય છે અને વિકસે છે. નાટક એ દૃશ્ય કાવ્ય છે. એનું આકર્ષણ અભિનય પર અવલંબિત હોય છે. આ વખતે કેટલીક પારસી નાટક મંડળીઓ હતી પરંતુ તેઓ ઉર્દૂને છોડીને હિંદી નાટકો ભજવવા તૈયાર ન હતી. આવી દશામાં નાટકોની પરંપરા રંગભૂમિના અભાવ અને હિંદીપ્રેમીઓના નિરૂત્સાહમાં સમાઇ ગઇ.

સાહિત્યનું એક સંગીન અને અગત્યનું અંગ નિબંધો પણ છે. ભારતેંદુના લેખક મંડળે બીજા વિષયો સાથે નિબંધોને પણ પુરતો ન્યાય આપ્યો. 'હરિશ્ચંદ્ર ચંદ્રિકા', 'બ્રાહ્મણ', 'આનંદ કાદંબિની' અને 'હિંદી પ્રદીપ' વગેરે પત્રોમાં એ લેખકોના સુંદર નિબંધો જોઇએ તેટલા છે. પરંતુ પાછળથી આ પરંપરા પણ શિથિલ થઇ ગઇ. પંડિત ગોવિંદનારાયણ મિશ્ર, પં. માધવપ્રસાદ મિશ્ર, પં. મહાવીરપ્રસાદ દ્વિવેદી જેવા ત્રણ ચાર લેખકો જ શુદ્ધ સાહિત્યક નિબંધો લખતા હતા.

ભારતેંદુના સમયમા નૂતન દૃષ્ટિએ સાહિત્ય સર્જનનું કાર્ય તો શરૂ થઇ ગયું પણ એ સાહિત્યના વિસ્તૃત પ્રવાસમાં ઘણી મુશ્કેલીઓ નડી.

અદાલતી ભાષા ઘણા લાંબા સમયથી ઉર્દૂ જ હતી એટલે અધિકતર બાળકોને અંગ્રેજીની સાથે ઉર્દૂ અથવા એકલા ઉર્દૂનું જ શિક્ષણ આપવામાં આવતું હતું. શિક્ષણનો હેતુ સરકારી નોકરીને યોગ્ય બનવાનો આજ સુધી અખંડિત ચાલતો આવ્યો છે. એટલે ચોતરફ ઉર્દૂ કેળવણી પામેલા લોકો જ દેખાતા. આવી અવસ્થામાં પણ હિંદી પ્રચારે પોતાનું મૂંગું છતાં સંગીન કામ કર્યું. ભારતેન્દુ પોતે નાગરીલિપિની ઉપયોગિતા અને હિંદીનું મહત્ત્વ સમજાવવા પરિભ્રમણ કરીને વ્યાખ્યાનો આપતા. એઓ જ્યાં જતા ત્યાં એક જ મૂળ સિદ્ધાંતને લઈને વ્યાખ્યાન રચતા—

**નિજ ભાષા ઉન્નતિ અહૈ સબ ઉન્નતિ કો મૂલ**
**બિનુ નિજ ભાષા જ્ઞાન કે મિટત ન હિય કો સૂલ**

આ દ્વૈલગની ઉપ૦ એમના મિત્રોએ પણ હિંદી પ્રચારની વિશાળ પ્રવૃત્તિ આદરી. હિંદી પ્રચાર માટે કેટકેટલે સ્થળે જે સભાઓ સ્થપાઈ તેમાં બાબૂ તોતારામ દ્વારા સ્થાપિત અલીગઢની 'ભાષા સંવર્દ્ધિની'નો ઉલ્લેખ થઈ ગયો છે. એ ઉપરાંત ઈ. સ. ૧૮૮૪ માં 'હિંદી ઉદ્ધારિણી પ્રતિનિધિ મધ્ય સભા' પ્રયાગમાં પ્રતિષ્ઠિત થઈ. સરકારી દફતરમાં નાગરીના પ્રવેશને માટે ભારતેન્દુએ કેટલીય વાર પ્રયત્નો કર્યા હતા. એમાં નિષ્ફળતા મળ્યા છતાં એ પ્રકારના પ્રયત્નો અવિરત થતા રહ્યા. એટલે જ્યારે લેખકોની બીજી પેઢી તૈયાર થઈ, એમને પણ પોતાની શક્તિ આ કાર્યમાં ખર્ચવી પડી. આમ સતત મળતી નિષ્ફળતાઓને લીધે સાહિત્ય સેવકોમાં એક પ્રકારની નિરાશા જામતી હતી. આ નિરાશાના ગમગીન વાતાવરણમાં એક સમર્થ પ્રયત્ને સૌને આશાવંત બનાવી દીધા. સં. ૧૯૫૦ માં કાશીના 'ક્વીન્સ કૉલેજ'ના ત્રણ વિદ્યાર્થી મિત્રોના નેક આદર્શ અને સહૃદય જહેમતથી 'કાશી નાગરી પ્રચારિણી સભા' અસ્તિત્વમાં આવી. એ ત્રણ વિદ્યાર્થીઓ તે બાબુ શ્યામસુંદરદાસ, પં. રામનારાયણ મિશ્ર અને ઠાકુર શિવકુમારસિંહ. આ સભાના પ્રથમ સભાપતિ બાબુ રાધાકૃષ્ણદાસ થયા.

આ સભાના સહાયકોમાં ભારતેંદુના કેટલાક સમકાલીન સહચારીઓ પણ હતા. સભાએ બે મુખ્ય હેતુ નજર સમક્ષ રાખ્યા : ૧ નાગરીલિપિનો પ્રચાર અને ૨ હિંદી સાહિત્યની સમૃદ્ધિ.

ઉપરના બે ઉદ્દેશોમાંથી પહેલાનો પ્રત્યક્ષ સંબંધ હિંદી સાહિત્યના ઇતિહાસ સાથે ન જણાય છતાં પરોક્ષ સંબંધ અવશ્ય છે. એટલે નાગરી પ્રચારના ઇતિહાસનું ટુંકું વિવરણ આવશ્યક છે.

ભારતેંદુએ વ્યાખ્યાનોદ્વારા અને લેખોદ્વારા 'નાગરી પ્રચાર' શરૂ કરી દીધો હતો. તે વખતે બલીયાના હિંદીપ્રેમી કલેક્ટરના નિમંત્રણથી એઓ ત્યાં ગયા ત્યારે ત્યાં નાગરીલિપિના ઉપયોગિતા અને લાભ ઉપર સુંદર અને અસરકારક વ્યાખ્યાનો થયા. પણ તે ઉપરાંત સાથે સાથે સત્ય હરિશ્ચંદ્ર, અંધેર નગરી અને 'દેવાક્ષર ચરિત' નાટકો ભજવાયા. દેવાક્ષર ચરિત્ર પંડિત રવિદત્ત શુક્લનું પ્રહસન હતું અને એમાં ઉર્દુ લિપિ ઉપર વિનોદપૂર્ણ કટાક્ષ હતા. ભારતેંદુના અસ્ત પહેલાં પં. ગૌરીદત્તે નાગરી પ્રચારનો ઝંડો ઉઠાવ્યો હતો. એઓ મેરઠના સારસ્વત બ્રાહ્મણ હતા. મનસ્વી અને મક્કમ હતા. એમણે ૪૦ વર્ષની ઉમ્મરે પોતાની સઘળી જ મીલકત નાગરી પ્રચારને અર્થે અર્પણ કરી દીધી અને સંન્યાસી બનીને નાગરીપ્રચારના કાર્યને જીવનકાર્ય બનાવી લીધું. એમના પ્રચારની અસરથી મેરઠની આસપાસ કેટલીય દેવનાગરી નિશાળો શરૂ થઇ ગઇ. શિક્ષણ વિષયના કેટલાક પુસ્તકો પણ એમણે લખ્યા. કે જ્યાં કોઇ મેળો ભરાય, ઉત્સવ થાય કે કંઇ સમારંભ હોય ત્યાં પણ નાગરીનો ધ્વજ લઇને ગૌરીદત્ત હાજર જ હોય. એમની આ વિચિત્ર રીત જોઇને છોકરાઓનું ટોળું પાછળ પડતું અને લોકો આ વૈચિત્ર્ય તરફ કુતુહલ દ્રષ્ટિએ જોઇ રહેતા. એમને પ્રણામ કે વંદન કહેવાને બદલે લોકો 'જયનાગરી' કહેતા. સં. ૧૯૫૧ માં દફતરોમાં નાગરી શરૂ કરવા માટે એક અરજી પણ મોકલેલી. ગૌરીદત્તની એકલે હાથે કરેલી સેવા અને અંતરની લાગણી નાગરી પ્રચારના ઇતિહાસમાં ચિરંજીવ રહેશે.

'કાશી નાગરી પ્રચારિણી સભા' સ્થપાઈ અને તરત જ એણે નાગરી પ્રચારનું કાર્ય આરંભી દીધું. ઈ. સ. ૧૮૯૫માં સંયુક્ત પ્રાંતના ગવર્નર સર એન્ટની મેકડૉનલ્ડ કાશી આવ્યા એ વખતે સભાએ એમને એક સ્વાગતપત્ર આપ્યું અને એમાં નાગરીની દુર્દશાનું સચોટ વર્ણન કર્યું. સભાના માનનીય સભ્ય અને હિંદીના આશક પં. મદનમોહન માલવીઆએ નાગરીના ઉપયોગથી થતા લાભો વર્ણવતી પોતાની અંગ્રેજીમાં એક પુસ્તિકા લખી. અયોધ્યાના મહારાજા સર પ્રતાપનારાયણસિંહજીના નેતૃત્વ હેઠળ એક વગદાર શિષ્ટમંડળે તા. ૨-૩-૯૮ના દિવસે સર મેકડૉનલ્ડની સરકારની મુલાકાત લીધી અને અદાલતોમાં નાગરીની આવશ્યકતા ઉપર જોર દેતું એક સચોટ નિવેદન પેશ કર્યું.

સભાએ ત્રૈવાર્ષિક શોધ શરૂ કરીને જોરજોર વેગ આપ્યો સં. ૧૯૫૬ માં સભાને આ કાર્ય માટે સંયુક્ત પ્રાંતની સરકાર તરફથી ૪૦૦ રૂપીઆ વાર્ષિક સહાય મળી, પરંતુ શોધનું કાર્ય જેમ જેમ વધતું ગયું તેમ સરકારની વાર્ષિક સહાય પણ ૨૦૦૦ રૂપીઆ સુધી પહોંચી. આ શોધમાં જે જે મહત્ત્વના પ્રાચીન ગ્રંથો મળતા તે સભાની 'નાગરી પ્રચારિણી ગ્રંથ માળા' દ્વારા પ્રસિદ્ધ થતા. આ શોધોનું સુંદર પરિણામ તો આ છે કે હિંદી સાહિત્યના ઇતિહાસ માટે મહાન અને બહુમૂલી સામગ્રી પ્રાપ્ત થઈ.

હિંદી ભાષાદ્વારા જ વૈજ્ઞાનિક વિષયોના શિક્ષણની વ્યવસ્થાનો વિચાર લોકોમાં જાગ્રત થયો હતો પરંતુ સૌથી મોટી મુશ્કેલી હતી એના પારિભાષિક શબ્દોની. એટલે અનેક વૈજ્ઞાનિકોના સહયોગ અને પરિશ્રમ વડે સં. ૧૯૬૩ માં સભાએ 'વૈજ્ઞાનિક કોશ' પ્રસિદ્ધ કર્યો. એકલા પ્રાચીન ગ્રંથો જ પ્રસિદ્ધ કરીને સભા અટકી નથી પરંતુ લોકજીવનમાં ઉપયોગી થાય અને એના ઘડતરમાં ફાળો પૂરે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરતી. લગભગ ૭ ગ્રંથમાળાનું સંચાલન સભા કરે છે. 'મનોરંજક પુસ્તકમાળા'માં જીવનચરિત્ર, નવલકથા, નાટક, કાવ્ય, અર્થશાસ્ત્ર અને ખેતી વગેરે વિષયનાં ૪૦ પુસ્તકો પ્રસિદ્ધ થયાં. 'દેવીપ્રસાદ ઐતિહાસિક પુસ્તકમાળા'એ શાહજહાન, સુલતાન સુલેમાન સોદાગર, અશોકની ધર્મલિપિઓ, હુમાયુનામા, પ્રાચીન મુદ્રા, યાત્રિયોંકા ભારત વર્ણન અને મહણોત નેણસી કી ખ્યાત નામક અગત્યના ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. 'સૂર્યકુમારી પુસ્તકમાળા'માં શુદ્ધ સાહિત્ય અને ફિલસફાના આઠ સુંદર પુસ્તક પ્રસિદ્ધ થયાં છે. આ ઉપરાંત 'બાલાબક્ષ રાજપૂત-ચારણ પુસ્તકમાળા' ચારણોના પ્રાચીન કાવ્ય ગ્રંથો, 'પ્રકીર્ણ પુસ્તકમાળા' આવશ્યક સાહિત્યનાં પુસ્તકો અને 'મહિલા પુસ્તકમાળા' નારી જીવનને સ્પર્શતાં પુસ્તકો પોત-પોતાની શક્તિ અનુસાર પ્રકટ કરે છે. આ ઉપરાંત હિંદીનું પ્રમાણભૂત વ્યાકરણ પ્રસિદ્ધ કરીને સભાએ હિંદી સાહિત્યની મોટી ખોટ પૂરી છે. પુરસ્કારો અને ચંદ્રકો આપીને સાહિત્યના જુદા જુદા વિષયમાં સાહિત્યકારો

ને ઉત્તજન આપવાની પ્રથા શરૂ કરવાનું માન પણ સભાને ઘટે છે. નાગરી પ્રચારિણી પત્રિકા' એ સભાનું મોટું આકર્ષણ છે. ઉચ્ચ અને સમુત્ક્રાંત સંપાદનકલાના હુબહુ નમુના જેવી આ ત્રિમાસિક પત્રિકાનાં હિંદી સાહિત્યમાં જ નહિ પરંતુ પુરાતત્ત્વની આલમમાં પણ ખૂબ પ્રતિષ્ઠા અને ગૌરવ વાળા છે.

પરંતુ સાહિત્ય સંવૃદ્ધિની દિશામા સભાનું સૌથી મહત્ત્વપૂર્ણ અને અમરકાર્ય તે ' હિંદી શબ્દ સાગર ' નું પ્રણયન છે. બાબુ શ્યામસુંદરદાસ અને એમના સહચારીઓના વીસ વર્ષના સતત અને અથાગ પરિશ્રમના મૂર્તિમંત સ્વરૂપ જેવો આ ' હિંદી શબ્દ કોષ ' હિંદી સાહિત્યનો અમર મહાગ્રંથ છે. ગ્રંથમાં ૪૦૦૦ થી ઉપરાત પૃષ્ઠો અને ૯૩૧૧૫ શબ્દોનો સમાવેશ છે. કોષની પાછળ લગભગ ૧૦૨૨૦૫ રૂપીઆનો ખર્ચ કરવામાં આવ્યો છે. હિંદીનો પ્રથમ જ કોષ હોવા છતાં વિવેચકોએ એને ' વિશદ અને પૂર્ણ ' કહ્યો છે.

કોષનું અભ્યાસક અને વિવેચક દષ્ટિએ નિરીક્ષણ કરતા એક ત્રુટિ દેખાય છે. એમાં ઘણે ઠેકાણે મૂળ અંગ્રેજી શબ્દોને હિંદી શબ્દો તરીકે દાખલ કરવામાં આવ્યા છે. કેટલાક અંગ્રેજી શબ્દો અનિવાર્ય રીતે આપણી ભારતીય ભાષાઓમા રૂઢ થઇ ગયા છે એ વાત સ્વીકારીએ તોપણ અંગ્રેજી શબ્દોને હિંદી શબ્દો તરીકે કોષમા મુકવાની અઘટિત છુટ આખા ગ્રંથની સુંદરતા અને મૌલિકતાને બોઝા કરે છે.

આટલી ત્રુટિ છતા પણ 'હિંદીશબ્દસાગર' ની સમાપ્તિ હિંદીસાહિત્યની વેદીપર એક વિશાળ સાત્ત્વિક મહાયજ્ઞની સફળ પૂર્ણાહુતિ છે. કોષ એના સંપાદકોના વિસ્તૃત પારાયણ, વિશદ જ્ઞાન, ગંભીર પાંડિત્ય અને અપૂર્વ જહેમતનું મૂર્તિમંત સ્વરૂપ છે. પંડિત ગૌરીશંકર ઓઝાએ આ કોષને પ્રસિદ્ધ રશિયન પંડિતોના રચેલા સંસ્કૃત ભાષાના કોષ સાથે સરખાવ્યો છે.

ગભાએ પોતાના ૩૫ વર્ષના જીવનમા હિંદી સાહિત્યના વર્તમાનકાળની ત્રણે અવસ્થાઓ જોઇ છે. જે સમયે એ સ્થાપિત થઇ તે વખતે ભારતેંદુ દ્વારા પ્રવર્તિત પ્રથમ ઉત્થાનની પરંપરા ચાલતી હતી. એ પ્રચારકાળ હતો. નાગરી લિપિ અને હિંદી સાહિત્યના માર્ગમાં ખૂબ મુશ્કેલીઓ હતી. ભારતેંદુ અને એમના મંડળે જે જોશ અને ઝીંદાદીલી સાથે કામ કર્યું એજ પ્રથમ ઉત્થાનનો ઇતિહાસ છે. સભાની સ્થાપના પછી ઘર સંભાળવાની ચિંતા અને વ્યગ્રતા જેવાં ચિહ્નો હિંદીસેવકોમાં દેખાવા માંડયાં. બાબુ હરિશ્ચંદ્રના ગૌલોકવાસ પછી એમના સહયોગીઓ પોતાની શક્તિ પ્રમાણે સાહિત્યસેવા કરતા હતા. એ ઉપરાંત નવા સાહિત્યકારોનો ઉદય થયો અને દ્વિતીય ઉત્થાનના આરંભમાં 'સરસ્વતી' પત્રિકાનાં હિંદી સાહિત્ય જગતને દર્શન થયા.

## કાવ્યરચના.

### પુરાતન ધારા.

અલંકાર યુગની સમાપ્તિ વખતે આપણે દ્વિજદેવની કવિતાનો પરિચય કર્યો છે. ત્યાર પછી વર્તમાન યુગની શરૂઆતમા એ પ્રાચીન ધારાને અનુસરીને છતા કેટલાંક જુદાં જુદાં ક્ષેત્રોમાં થોડા કવિઓએ કવિતા કરી છે.

સેવક કવિ અસનીના ઠાકુર કવિના પૌત્ર હતા, અને કાશીના જમીનદાર બાબુ દેવકીનંદનના પ્રપૌત્ર બાબુ હરિશંકરના આશ્રયે રહેતા હતા. વ્રજભાષાના એ અચ્છા કવિ હતા. એમણે "વાગ્વિલાસ" નામક નાયિકાભેદનો એક વિસ્તૃત ગ્રંથ રચ્યો છે. એ ઉપરાંત બરવા છંદમાં નખશિખની એક રચના પણ કરી છે. એમના સવૈયા સામાન્ય જનતામા ખુબ પ્રચલિત છે. "કવિ સેવક બૂઢે ભએ તો કહા પૈ હનોજ હૈ મૌજ મનોજ હીકી" નામક પ્રસિદ્ધ પંક્તિ ઘણાય વૃદ્ધ રસિકો હજ્ય કટાક્ષમાં સંભળાવે છે. એમનો જન્મ સં. ૧૮૭૨ અને મૃત્યુ સં. ૧૯૩૮ મા થયું.

મહારાજા રઘુરાજસિંહ રીવાનરેશનો જન્મ સં. ૧૮૮૦ મા અને મૃત્યુ સં. ૧૯૩૬ મા થયાં, એમણે ભક્તિ અને શૃંગારના ઘણા ગ્રંથો રચ્યા છે. એમનું ' રામ સ્વયંવર ' ( સં. ૧૯૨૬ ) નામક વર્ણનાત્મક પ્રબંધ કાવ્ય લોકપ્રસિદ્ધ છે. એમાં ઘણા જ છંદોમાં રામસીતાના વિવાહનું વિસ્તૃત વર્ણન છે. વર્ણનોમાં એમણે વસ્તુઓની ગણત્રી કરાવનારી પ્રણાલિકાનું અવલંબન કર્યું છે. ' રામ સ્વયંવર ' ઉપરાંત ' રૂકિમણી પરિણય ' 'આનંદામ્બુનિધિ' ' રામાષ્ટયામ ' વગેરે એમના રચેલા મુખ્ય ગ્રંથો છે.

સરદાર કવિ કાશીનરેશ મહારાજા ઇશ્વરીપ્રસાદનારાયણસિંહના આશ્રિત હતા. એમનો કવિતાકાળ સં. ૧૯૦૩ થી ૧૯૪૦ સુધી આવે છે. એમની નામના એક સિદ્ધહસ્ત અને સાહિત્યમર્મજ્ઞ કવિ તરીકે મશહૂર છે. ' સાહિત્ય રસ્ત ' 'વાગ્વિલાસ', ષટઋતુ', હનુમત ભૂષણ, તુલસી ભૂષણ, શૃંગાર સંગ્રહ, રામ રત્નાકર, સાહિત્ય સુધાકર, રામલીલા પ્રકાશ આદિ કાવ્ય ગ્રંથોના રચનાર તરીકે સરદારનું નામ વિખ્યાત છે. આ ઉપરાંત એમનું એક સુંદર કાર્ય તે એમણે કવિપ્રિયા, રસિકપ્રિયા, બિહારી સતસઈ, અને સૂરના દષ્ટિકુટ પર લખેલી ટીકાઓ છે

બાબા રઘુનાથદાસ રામસ્નેહી અયોધ્યાના મહંત હતા અને એ સમયના મોટા મહાત્મા મનાતા સંવત ૧૯૧૧ મા એમણે ' વિશ્રામ સાગર ' નામના વિશાળ ગ્રંથની રચના કરી અને એમા અનેક પૌરાણિક કથાઓનો સમાવેશ કર્યો ભક્તજનોમા આ ગ્રંથનો ખૂબ આદર છે.

લલિતકિશોરીનું મૂળ નામ કુંદનલાલ શાહ હતું. એઓ લખનૌના એક પ્રસિદ્ધ વૈશ્ય ઘરાણામા જન્મ્યા હતા. પાછળથી વૃંદાવનમા જઇ એક વિરક્ત ભક્તની જેમ રહેવા લાગ્યા. એમણે ભક્તિ અને પ્રેમ સંબંધી ઘણા ગઝલો લખી છે. એમની કવિતાનો સમય સં. ૧૯૧૩ થી ૧૯૩૦ સુધી આવે છે. વૃંદાવનનું પ્રસિદ્ધ ' શાહજીકા મંદિર ' એમણે બંધાવેલું મનાય છે.

રાજા લક્ષ્મણસિંહનો ઉલ્લેખ ગદ્યના વિકાસક્રમ દરમ્યાન કર્યો છે. એમણે વ્રજભાષાની મધુર અને સરસ કવિતા પણ રચી છે. વ્રજભાષાની સહજ મોકાશ એ એમની વાણીની વિશેષતા હતી. ' શકુંતલા ' નો જે પ્રથમ અનુવાદ એમણે પ્રસિદ્ધ કર્યો એમાં કાવ્યો મુક્યાં ન હતાં, પરંતુ બીજા સંસ્કરણ વખતે શ્લોકોને ઠેકાણે સરસ અનુવાદો મુક્યા. આ ઉપરાંત સં. ૧૯૩૮ અને ૧૯૪૦ ના વચગાળામાં ' મેઘદૂત ' નો મનોહર અને લલિત અનુવાદ પ્રસિદ્ધ કર્યો.

લછિરામ બ્રહ્મભટ્ટનો જન્મ સં. ૧૮૯૮ માં અમોઢા ( બસ્તી જીલ્લા ) માં થયો હતો. એઓ કેટલોક સમય પ્રસિદ્ધ કવિ મહારાજા દ્વિજદેવને ત્યાં પણ રહ્યા હતા. આ ઉપરાંત બસ્તી, દરભંગા અને પુરનિઆ વગેરે રાજ્યોમાં પણ એમનું સન્માન થયું હતું. સન્માન કરનાર પ્રત્યેક રાજા પર એમણે થોડી થોડી રચનાઓ કરી છે, જેમ કે માનસિંહામૃત, પ્રતાપ રત્નાકર, પ્રેમ રત્નાકર, લક્ષ્મીશ્વર રત્નાકર, રાવણેશ્વર કલ્પતરૂ વગેરે. એમણે માત્ર શ્રૃંગારરસ ઉપર જ કવિતા ન કરતાં બીજા રસો ઉપર પણ રચનાઓ કરી છે. એઓ સમસ્યાપૂર્તિઓ બહુ જલ્દી રચી કહાડતા. વર્તમાન યુગમાં વ્રજભાષાની પ્રાચીન પદ્ધતિ પર કવિતા કરનારાઓમાં એઓ ખૂબ પ્રસિદ્ધ થયા છે.

ગોવિંદ ગલાભાઇ ગુજરાતી ખવાસ છે. કાઠિયાવાડના સીહોર ગામમાં એમનો જન્મ સં. ૧૯૦૫ માં થયો હતો. એમની પાસે વ્રજ ભાષાની કવિતાનો વિશદ સંગ્રહ છે. ભૂષણનાં કાવ્યોનું એક શુદ્ધ સંસ્કરણ પ્રસિદ્ધ કરીને એમણે ઉમદા સેવા કરી છે. એમણે પોતે પણ વ્રજ ભાષામાં ઠીક કવિતા કરી છે. નીતિવિનોદ, શ્રૃંગાર સરોજિની, પટઋતુ, પાવસ પયોનિધિ, સમસ્યા પૂર્તિપ્રદીપ, વક્રોક્તિ વિનોદ, શ્લેષ ચંદ્રિકા, પ્રારબ્ધ પચાસા અને પ્રબીન સાગર એ એમના ખાસ પ્રબંધો છે. એમનું મૃત્યુ સં. ૧૯૮૧ માં થયું.

પુરાતન ધારાના કવિઓ પછી એવા કવિઓનો સમય આવે છે કે જેમણે એક તરફ હિંદી સાહિત્યની નવીન ગતિના પ્રવર્તનમા મદદ કરી અને બીજી તરફ પુરાતન ધારાની કવિતા સાથે પણ પોતાનો સંબંધ અખંડિત રાખ્યો. એવા કવિઓમાં ભારતેંદુ હરિશ્ચંદ્ર, પંડિત પ્રતાપનારાયણ મિશ્ર, પંડિત બદરીનારાયણ ચોધરી, ઠાકુર જગન મોહનસિંહ, પંડિત અંબિકાદત્ત વ્યાસ અને બાબુ ગમકૃષ્ણ વર્મા મુખ્ય છે.

ભારતેંદુએ ગદ્યની જેમ પદ્યની વ્રજ ભાષાનું પણ સંશોધન કર્યુ. કેટલાક પ્રચલિત નહિ એવા અતિ જુના શબ્દો હજી કાવ્યમા રૂઢિ અનુસાર વપરાતા હતા એમાથી ઘણા શબ્દો તો અપભ્રંશ અને પ્રાકૃતમાથી આવેલા હતા. આ ઉપરાત શબ્દોને મરોડીને વિચિત્ર રૂપમા લખવાનો દોષ પણ એમણે સુધાર્યો. પોતાની કવિતામા એ વખતે બોલાતી વ્રજ ભાષામા સરસ કવિતા કરીને એમણે વ્રજ ભાષાને વર્તમાનમા ખેંચી આણી.

ભારતેન્દુએ ‘ કવિ સમાજ ’ પણ સ્થાપિત કર્યા હતા. આ સમાજોમા પાદપૂર્તિની ધૂમ મચતી ઘણે દૂરથી કવિઓ આ સમાજમા ભાગ લેવા આવતા. પંડિત અંબિકાદત્ત વ્યાસે પોતાની પ્રતિભાનો ચમત્કાર પહેલાથી જ બતાવ્યો હતો ભારતેન્દુના શ્રૃંગાર રસના કવિત્ત સવૈયા સરસ અને મર્મસ્પર્શી બનતા એ ઉપરાત ભક્તિ અને શ્રૃંગારના કેટલાય પદ પ્રેમ ફુલવારી, પ્રેમ માલિકા, પ્રેમ પ્રલાપ આદિ પુસ્તકોમા સંગ્રહીત છે

પંડિત પ્રતાપનારાયણ મિશ્રની શ્રૃંગાર કવિતા પણ સરસ બનતી હતી. કાનપુરના ‘ રસિક સમાજ ’મા એમની પાદપૂર્તિઓ બહુ જ આદર અને સ્નેહપૂર્વક સભળાતી કેટલીક વખત તો એ લાવણી ગાનારાઓની વચ્ચે બેસીને પણ પોતાની લાવણીઓ લલકારતા

બદરીનારાયણ ચોધરીની કાવ્યરચના બહુ નથી ઠાકુર જગનમોહન-સિંહના શ્રૃંગારી કવિત્ત સવૈયા પણ સરસ બનતા એમણે ‘ મેઘદૂત ’નો

કવિત્ત સવૈયામા અનુવાદ કર્યો છે એ ઉપરાત પ્રેમ સપત્તિલતા' (૧૮૮૫) 'શ્યામાનતા' અને 'શ્યામા સરોજિની' મા એમની કવિતા સઘરાઇ છે

પડિત અબિકાદત્ત વ્યાસ અને બાબુ રામકૃષ્ણ વમાના ઉત્સાહથી કાશી કવિ સમાજ ચાલતો હતો 'બિહારી વિહાર' એ વ્યાસજીનો વિશાળ ગ્રથ છે એમા બિહારીના બધા જ દોહરા ઉપર કુડળિઓ રચીને મૂળભાવને પલ્લવિત કર્યા છે આ મડળીમા 'મનોજ મજરી' ના કર્તા ગુમરાવ ત્રિપાઠી પ નકછેદી તિવારી તથા પડિત વિજયાનદ ત્રિપાઠી પણ વ્રજભાષાની સુદર કવિતા કરતા હતા

આ પુરાતન ધારામા લાલ સીતારામના બે પદ્યાનુવાદો પણ આવી જાય છે રઘુવશનો અનુવાદ દુહા ચોપાઇમા અને મેઘદૂતનો ઘનાક્ષરીમા કર્યો છે

પડિત અયોધ્યાસિહ ઉપાધ્યાય ખડીબોલીના પ્રસિદ્ધ આધુનિક કવિ છે પ્રારભ કાળમા એઓ પણ પ્રાચીન ઢગની સુદર કવિતા કરતા એમના નિવાસ સ્થાન નિજામાબાદમા શિખ સપ્રદાયના મહત બાબા સુમેરસિહ હિંદી કાવ્યના પ્રેમી હતા એમને ત્યા કવિઓ હમેશા પોતાની મડળી જમાવતા આ મડળીમા ઉપાધ્યાય પણ પોતાની પાદપૂર્તિઓ સભળાવતા એમનુ 'હરિ ઔધ' ઉપનામ એ વખતનુ જુનુ છે એમનુ 'રસકલશ' વ્રજ ભાષાનુ પ્રસિદ્ધ પુસ્તક છે

આ પડિત શ્રીધર પાઠકનો સબધ પણ ખડીબોલીની સાથે મનાય છે પરતુ ખડી બોલી ઉપરાત વ્રજ ભાષાનો પણ એમણે સરસ અને હૃદયગમ કવિતાઓ કરી છે અને એ કવિતાઓ એમની મધુર સ્મૃતિને ચિરજીવ રાખશે નતુસહાર મા એમની ભાવુકતા દેખાય છે આવા ભાવવાહી કાવ્યકલા પુરાતન ધારાના એક બે કવિઓમા જ છે એમની કવિતામા વ્રજ ભાષાનુ સજીવ રૂપ આપણને દેખાય છે

વ્રજભાષાની પુરાતન ધારાના કવિઓમા બાબુ જગન્નાથદાસ (રત્નાકર) નુ સ્થાન ઘણુ ઉચુ છે ભારતેદુના અસ્ત પછી સ ૧૯૪૬ થી એમણે

વ્રજમા કવિતા કરવા માડી, ' હિંડોલા ' વગેરે પુસ્તકો એ વખતના ૭ કાવ્ય મ ગધી એક પત્રિકા પણ એમણે થોડો સમય ચલાવી હતી એમની કવિતા મોટા મોટા પ્રાચીન કવિઓ સાથે ટક્કર લે એવી સમર્થ છે એ સમયમા એમના જેવી ગમ અને ઉક્તિવૈચિત્ર્ય ક્વચિતજ દેખાય છે ઉત્કાત અને સયત ભાષા એ એમની કવિતાનુ આકર્ષક અગ છે આજે પણ સાહિત્ય તથા વ્રજભાષાના મર્મજ્ઞ તેએ એમનુ સ્થાન ઊચુ છે ૧૯૭૭મા એમણે હરિશ્ચદ્ર અને ગગાવતરણ નામક બે પ્રસિદ્ધ કાવ્યો રચ્યા છે, અને બિહારી સતસઇનુ ટી ા સહિત અતિ પ્રમાણિક અને વિશદ સસ્કરણ એમણે પ્રસિદ્ધ કર્યું છે

કાનપુરના રાયદેવીપ્રસાદ ' પૂર્ણ ' ની કવિતા પણ વ્રજભાષાના પુરાતન કવિઓનુ સ્મરણ કરાવનારી બનતી હતી એમના નિવાસ દરમ્યાન કાનપુરમા ' કવિ અને કવિતા ' નુ સન્માન વધુ હતુ એમણે ' રસિક વાટિકા ' નામક એક પત્રિકા પણ થોડા સમય સુધી ચલાવેલી માત્ર ૪૭ વર્ષની અવસ્થામા સ ૧૯૭૭ મા એમનો દેહાત થયો એમની લલિત પદાવલી કેવી સરસ હતી એનુ અનુમાન આપણને ' ધારા ધર-ધાવન ' ( મેઘદૂતનો અનુવાદ ) જોવાથી થાય છે એ ઉપરાત આજની નવી ધારામાંથી પણ લાલાભગવાન દીન સનેહી વગેરે કવિઓ પણ પુરાતન ધારાની કવિતા કરતા હતા

## નવી ધારા.

દેશકાળ અનુસાર જેમ ગદ્યનો વિકાસ થયો તેમ કાવ્યની પુરાતન ધારા પણ પલટાઇ ગઇ આનો યશ ઉપર કહ્યુ તેમ ભારતેન્દુને છે અલકાર યુગમા એક બે વિષયમા ગુચવાયલી કવિતાએ સમય મળતા પોતાનો પ્રવાહ અનેક દિશામા રેલાવ્યો વિષયોની અનેકરૂપતાની સાથે સાથે એના વિધાનની રીત પણ બદલાઇ પ્રાચીન ધારામા મુક્તક અને પ્રબધની જે પ્રણાલિકા ચાલી આવતી હતી એનાથી જુદીજ પ્રણાલિકાનુ અવલબન નવી ધારાના કવિઓને કરવુ પડયુ નવી ધારાના આરભમા નાના નાના

પદ્યાત્મક નિબંધોની પરંપરા ચાલી. આ પરંપરા પ્રથમ ઉત્થાનમાં તો ભાવ પ્રધાન રહી પરંતુ આગળ જતાં શુષ્ક અને matter of fact બનવા લાગી. નવી ધારાના પ્રથમ ઉત્થાનમાં ભારતેન્દુ, પ્રતાપનારાયણ મિશ્ર, અંબિકાદત્ત વ્યાસ, રાધા કૃષ્ણદાસ, બદરીનારાયણ ચૌધરી વગેરેનાં નામો પણ આવી શકે છે. એમણે જેમ પુરાતન ધારાની કવિતામાં પોતાની રચનાનો ફાળો આપ્યો છે તેમ નવી ધારાની કવિતામાં પણ પોતાની સહાય અર્પી છે.

નવી ધારામાં ભારતેન્દુની વાણીનો પ્રધાન સૂર દેશભક્તિ હતો. નીલદેવી, ભારત દુર્દશા આદિ નાટકોમાં મુકાયલી કવિતા દેશ દેશની માર્મિક વ્યંજના છે. આ ઉપરાંત એમની સ્વતંત્ર કાવ્યરચનામાં પણ દેશની અતીત ગૌરવગાથા, વર્તમાન અધોગતિની ક્ષોભભરી વેદના, ભવિષ્યની ભાવનાથી જાગેલી ચિંતા ઇત્યાદિ અનેક નવા ભાવોનો સંચાર દેખાય છે. મિસરમાં ભારતીય સેનાના વિજય સમયે રચાયલી 'વિજયિનિ વિજય વૈજયંતી' મા ગર્વ, ક્ષોભ, વિષાદ વગેરે દેશભક્તિ વ્યંજક વિવિધ સંચારી ભાવોના ઉદ્‌ગાર છે. ચિતોડ, પાણીપત, એ નામોમાં જ હિંદુહૃદયને માટે કેટલીય ભાવના ભરી છે. 'નીલદેવી' માં એની કરૂણ સ્મૃતિ આપણને દેખાય છે.

ભારતેન્દુએ હિંદી કાવ્યધારાને નવા વિષયો તરફ વાળી પણ એમાં નવીન વિધાન અથવા નૂતન પ્રણાલિકાની શરૂઆત ન કરી. બીજી વાત એ છે કે એઓ માત્ર 'પુરૂષ પ્રકૃતિ'ના જ કવિ હતા, બાહ્ય પ્રકૃતિની અનંત રૂપતાની સાથે એમના અંતરનું સામંજસ્ય દેખાતું નથી. એમનાં નાટકોમા એમણે બેએક ઠેકાણે જે નિસર્ગનાં વર્ણનો મુક્યાં છે તે તો રૂઢિગત છે, અંતરમાંથી પ્રકટેલાં નથી.

ભારતેન્દુ પોતે પદ્યાત્મક નિબંધો તરફ અગ્રસર થયા નથી પરંતુ એમના ભક્ત અને શિષ્ય પંડિત પ્રતાપનારાયણ મિશ્રે બરાબર એ તરફ કુચ કરી

છે એમણે દેશદશા ઉપર આસુ વહાવ્યા ઉપરાત " ખૂટાપો ' ' ગોરક્ષા ' વગેરે વિષયો પણ કવિતા માટ પસદ કર્યા. આવી કવિતામા કઇક વિચાર ણીય વાતો છે, કઇક ભાવવ્યજના છે અને કઇક વિચિત્ર વિનોદ પણ છે મિશ્રની વિશેષતા એમની હાસ્યવિનોદપૂર્ણ રચનાઓમા દેખાય છે હરગગા તૃષ્યન્યત્ બુઢાપા વગેરે કાવ્યો વિનોદપૂર્ણ અને મનોરજક છે ' હિંદી હિંદુ હિંદુસ્તાન ' વાળી હિંદીની હિમાયત પણ લોકપ્રસિદ્ધ છે

બદરીનાથ ચોધરીએ નવી ધારાની કવિતામા પ્રાસગિક કવિતાઓ જ વધારે કરી છે જેમ કે દાદાભાઇ નવરોજી પાર્લામેન્ટમા ચુટાયા એ અવસર પર મહારાણી વિક્ટોરીઆની હીરક જ્યુબીલીની વખતે, નાગરીલિપિ અદા લતમા સ્વીકારાઇ તે વખતે વગેરે આવી પ્રાસગિક કવિતાઓમા માત્ર ખુશામદ જ રહેતી હતી એમ નહતુ. એમા એ વખતની રાજકીય અથવા સામાજિક અવસ્થાનુ વર્ણન પણ આવતુ ચોધરીની થોડી પણ સરસ અને શુદ્ધ કવિતા એમના બે નાટકોમા છે ' ભારત સૌભાગ્ય ' ભજવવા યોગ્ય નથી પરતુ દેશ દશા ઉપર એનુ અપૂર્વ અને હૃદયગમ નાટક બીજુ નથી લખાયુ એના આરભના ત્રણ અકોમા સરસ્વતિ, લક્ષ્મી અને દુર્ગા એ ત્રણ દેવીઓનુ ભારતમાથી અનુક્રમે પ્રસ્થાન થાય છે એ દસ્યો ભવ્ય છે, અને એ ત્રણે દેવીઓના મુખમા જતી વખતે જે કવિતા મુકી છે એ મમસ્પર્શી છે

ઠાકુર જગનમોહનસિહે પોતાનો કવિતાપ્રવાહ નવા વિષયો તરફ વાળ્યો નથી પરતુ પ્રાચીન સસ્કૃત કાવ્યોના પ્રાકૃતિક વર્ણનોના સસ્કાર મનમા રાખીને પોતાની પ્રેમચર્યાની મધુર સ્મૃતિ સાથે સકળાયલા, વિધ્યા પ્રદેશના રમણીય સ્થળોને જે સાચા અનુરાગની દૃષ્ટિએ એમણે નિરખ્યા છે એ લક્ષ ખેચે છે આ દર્શનોદ્વારા એમણે હિદી સાહિત્યમા એક નૂતન વિધાનનો આભાસ કરાવ્યો જે વખતે હિદી સાહિત્યનો અભ્યુદય થયો તે વખતે સસ્કૃત કવિતા પોતાની પુરાતન વિશિષ્ટતા ખોઇ બેઠી હતી એટલે હિદી સાહિત્ય એના પાઠના રૂપને લક્ષને જ અગ્રસર થયુ, પ્રકૃતિનુ જે

સુક્ષ્મ નિરીક્ષણ વાલ્મિકી, કાલદાસ અને ભવભૂતિમા દેખાય છે તે સંસ્કૃતના પાછળના કવિઓમા નથી દેખાતુ. પ્રાચીન સંસ્કૃત કવિ પ્રાકૃતિક દશ્યોના વિધાનમા કેટલીય વસ્તુઓની સૂક્ષ્મ અને સશ્લિષ્ટ યોજના દ્વારા 'બિંબગ્રહણ' કરાવવાનો પ્રયત્ન કરતા હતા આ કાર્યને સુદૃઢ રીતે પુરુ કરીને પછી ઉપમા, ઉત્પ્રેક્ષા આદિ દ્વારા અપ્રસ્તુત વસ્તુવિધાન પણ કરી દેતા પરતુ પાછળથી મુક્તકોમા સૂક્ષ્મ અને સશ્લિષ્ટ યોજનાને સ્થાને કેટલીક ગણતરીની વસ્તુઓને જુદી જુદી ગણાવી ને "અર્થ ગ્રહણ" કરાવવાનો પ્રયત્ન રહી ગયો અને પ્રબધ કાવ્યોના વર્ણનોમા ઉપમા અને ઉત્પ્રેક્ષાની એટલીબધી ભરતી થતી ગઇ કે પ્રસ્તુત દશ્ય અલોપ થતુ આવ્યુ.

આ પાછળનુ વિધાન હિંદી સાહિત્યમા આવ્યુ. 'ષટઋતુ વર્ણન' મા પ્રાકૃતિક વસ્તુઓ અને વ્યાપારોનો જે ઉલ્લેખ થતો હતો એ કેવળ 'ઉદ્દીપન'ની દૃષ્ટિએ, એટલે નાયક અથવા નાયિકા પ્રતિ પહેલેથી પ્રતિષ્ઠિત ભાવને વધારે ઉદ્દીપ્ત કરવાને માટે આ કાર્યને માટે કેટલીક વસ્તુઓના જુદા જુદા નામ ગણાવી જવા બસ છે સ્વયં પ્રાકૃતિક દશ્યો પ્રતિ કવિના ભાવ બતાવનારા વર્ણનો હિંદી કાવ્યમા નહિ જેવા છે

સસ્કૃતના પ્રાચીન કવિઓની પ્રણાલી પર હિંદી કાવ્યના સસ્કારનો જે સકેત જગતમોહનસિંહે આપ્યો એ તરફ કોઇએ પણ ધ્યાન ન દીધુ.

પડિત અબિકાદત્ત વ્યાસ નવા વિષયો ઉપર પણ થોડી કવિતા કરી છે

ભારતેન્દુના મહયોગીઓની કથા અહિં સમાપ્ત કરીને એમના મૃત્યુ પછી જે લોકો ક્ષેત્રમા આવ્યા અને જેમણે કાવ્ય ભાષાની શૈલીમા કઇક પરિવર્તન આણ્યુ એવા કવિઓને જોઇએ ભારતેન્દુના સહયોગી લેખક જો કે દેશકાળને અનુકૂળ નવા નવા વિષયોમા પ્રવૃત્ત થયા પરતુ એમણે ભાષા અને છદ તો પરપરાથી ચાલતા આવેલા જ સ્વીકાર્યા. પરતુ ભારતેન્દુના મૃત્યુ પછી થોડા જ વખતમા ભાષા સબધી નવા વિચારો ઉદય પામ્યા લોકોએ જોયુ કે ગદ્યની ભાષા તો ખડીબોલી બની ગઇ અને

એમા સાહિત્ય પણ સરજાઇ ચુક્યું. પરંતુ કાવ્યની ભાષા ઉપરથી હજી વ્રજભાષાએ અધિકાર ઉઠાવ્યો નથી. ગદ્ય એક ભાષામાં લખાયું અને કાવ્ય બીજી ભાષામાં લખાય એ સ્થિતિ સૌને ખૂંચી. આ ચર્ચા ભારતેન્દુની હયાતિમાં પણ ઉઠેલી અને એની અસરથી એમણે 'દશરથ વિલાપ' નામની એક કવિતા ખડીબોલી ( ફારસી છંદ ) માં લખી હતી.

ઉર્દૂ છંદમાં ખડીબોલીની કવિતાની શરૂઆત ભારતેન્દુના પહેલા થઈ ચુકી હતી. ઇશાઅલીખાંએ 'રાની કેતકીકી કહાની' માં જે પદ મુક્યાં હતાં તે ખડીબોલીનાં જ હતાં પરંતુ એમના પહેલાં ૪૦ વર્ષે નજીર અકબરબાદી ( જન્મ સં. ૧૮૨૭ મૃત્યુ ૧૮૭૭ ) એ કૃષ્ણલીલા સંબંધી ઘણાં પદો ખડીબોલીમાં લખ્યાં હતા. નજીર મનસ્વી સુફી ભક્ત હતા. આ ઉપરાંત અલંકાર યુગના કોઇ કોઇ કવિએ પણ છુટક છુટક પંક્તિએ રચેલી એટલે કાવ્ય ભાષાનો સવાલ જ્યારે નજર સમક્ષ આવ્યો ત્યારે ખડીબોલીની ત્રણ છંદ પ્રણાલીઓ પ્રચલિત હતી. હિંદી કવિતા સવૈયાની, ઉર્દૂ છંદોની અને લાવણીની પ્રણાલી. સં. ૧૯૪૩ માં પંડિત શ્રીધર પાઠકે પાછલી લાવણીની પ્રણાલીને અનુસરીને 'એકાંત વાસી યોગી' ખડી બોલીમાં રચ્યું.

ત્યાર પછી 'ખડીબોલીનો' પ્રચાર વધતો ચાલ્યો. મુજફ્ફરપુરના બાબુ અયોધ્યાપ્રસાદ ખત્રી એ 'ખડીબોલી' નો ઝંડો હાથ ધર્યો. સં. ૧૯૪૫ માં 'ખડીબોલી અંદોલન' નામક એક પુસ્તક પણ છપાવ્યું. એમાં વ્રજ ભાષાને હિંદીથી સ્વતંત્ર ભાષા કહીને 'ખડીબોલી' ને જ હિંદી ગણવાનો સુર ઉઠાવ્યો. ભારતેન્દુના મિત્ર અને ચંપારણ્યના પ્રસિદ્ધ સંસ્કૃત વિદ્વાન પંડિત ચંદ્રશેખર મિશ્ર જેવા કવિઓ પાસે 'ખડીબોલી' ની થોડી પંક્તિઓ રચાવીને એમણે 'ખડીબોલી' ને કાવ્ય ભાષા તરિકે પ્રતિષ્ઠિત કરવાના પ્રચાર પાછળ તનતોડીને મહેનત કરી.

"એકાંતવાસી યોગી" પછી લાંબા સમયે પંડિત શ્રીધર પાઠકે 'ખડીબોલી' માં બીજી રચનાઓ કરવા માંડી. ખડીબોલીની બીજી

પુસ્તિકા 'શ્રાંત પથિક' (ગોલ્ડસ્મિથના Traveller નો અનુવાદ) પ્રસિદ્ધ થઇ. અંગ્રેજી અને સંસ્કૃત બન્ને કાવ્ય સાહિત્યનો પરિચય હોવાને કારણે પાઠકજીની રૂચિ પરિષ્કૃત હતી. શબ્દ શોધનમાં તેઓ અજોડ મનાતા. 'ઉજ્જડ ગ્રામ' એમણે વ્રજભાષામાં રચ્યું છે. છતાં એમાં એમની કાવ્ય પ્રતિભા સ્પષ્ટ દેખાય છે. હમણાં જ એમના મૃત્યુ સમયે હિંદી જગતે એમને પ્રતિભાશાળી, ભાવુક અને સુરૂચિ સંપન્ન કવિ સમ્રાટ 'કહિને સ્નેહાંજલિ અર્પી છે. 'એમના જીવનમાં જે સૌમ્યતા, સરળતા અને મીઠાશ હતાં તેનું જ પ્રતિબિંબ એમની કવિતામાં દેખાય છે. એમના કાવ્યની એકેક્ય પંક્તિ અયોગ્ય નથી લાગતી. પરંપરાથી ચાલ્યા આવતા છંદો ઉપરાંત કેટલાક નવા છંદોની પણ એમણે રચના કરી છે. 'એકાંતવાસી યોગી' એમણે લાવણીમાં અને શ્રાંત પથિકની રચના રોળા છંદમાં કરી છે. એ ઉપરાંત સવૈયામાં ખડી બોલીની કવિતા થઇ શકે છે અને શોભી શકે છે એ પણ એમણે બતાવ્યું. એમની કવિતાના વિષયો પણ વિવિધ હતા. એમને સમાજ સુધારો ગમતો એટલે વિધવાઓની વેદના, શિક્ષણ પ્રચાર વગેરે વિષયોને પણ એમણે સ્વીકાર્યા છે. વિષયોને કાળનું સંપુર્ણ સ્વરૂપ આપવામા એઓ સફળ ન થયા હોય, ગંભીર નૂતન વિચાર ધારા કદાચ એમની કવિતામાં મળતી નહોય પરંતુ એમની વાણીમાં કંઇક એવો સૌમ્ય અને અપૂર્વ પ્રસાદ હતો કે જે તે વાત એમની કલાદ્વારા પ્રકટ થતી એમાં સરસતા અને મધુરતા સ્વાભાવિક જ વસતાં. એમના સમયના કવિઓમાં પ્રકૃતિનાં વર્ણનો એમણે સૌથી વધારે કર્યાં છે એટલે એઓ પ્રકૃતિના ઉપાસક કહેવાતા અહિં એટલું કહેવું આવશ્યક છે કે મનુષ્યને સુખદ અને આનંદપ્રદ લાગે એવાં પ્રકૃતિના સુંદર અને ભવ્ય રૂપો સુધી જ એમની ઉપાસના હતી. પ્રકૃતિના સીધા, સાદા અને નિત્ય દૃષ્ટિ સમીપ આવનારા દેશના પરંપરાગત જીવન સાથે સંબંધ રાખનારાં દૃશ્યોની મધુરતા તરફ એમની વૃત્તિ ઉન્મુખ નહતી. આમ એમની પ્રતિભા સમ્યક રીતે વિકસિત અને તેજસ્વી ન હોવા છતાં ખડીબોલીના નવા આચાર્ય તરીકે

એમણે હિંદકાવ્ય સાહિત્યની ન ભુલાય એવી સેવા કરી છે. એકાંતવાસી યોગી, ઉજ્જડગ્રામ, મનોવિનોદ, કાશ્મીર સુખમા અને ભારતગીત એ એમની કવિતાનાં મુખ્ય પુસ્તકો છે. 'સત્યં શિવં સુંદરમ્' ને જીવનમંત્ર સ્વીકારીને એને અનુરૂપ પોતાની જીવનલીલા વિસ્તારી અને સંકેલી. એ અદ્દભૂત અને રંગદર્શી સામ્ય વિરલ છે.

ભારતેન્દુ પછી દ્વિતીય ઉત્થાનના પહેલાં હિંદીના લબ્ધપ્રતિષ્ઠ કવિ પંડિત અયોધ્યાસિંહ ઉપાધ્યાયે (હરિઔધ) પણ નવીન તત્વોનો સ્વીકાર કરી લીધો હતો. ખડી બોલીને માટે એમણે ઉર્દૂના છંદોને ઉપયુક્ત માન્યા. કારણ એ છંદોને ખડી બોલી બરાબર અનુરૂપ બની ગઇ હતી. સં. ૧૯૫૭ ની પહેલાં એમણે આવી જાતની થોડી રચનાઓ કરી હતી અને ત્યાર પછી પણ થોડા ઘણા ફેરફાર સાથે એઓ આવા જ પ્રકારની કવિતા કરતા હતા. પરંતુ દ્વિતીય ઉત્થાન પછી જ્યારે પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીના પ્રભાવથી ખડી બોલીએ સંસ્કૃત છંદો અને પદાવલીનો આશ્રય લીધો ત્યારે ગદ્યમા પોતાની પ્રતિભા ચમકાવનારા હરીઔધે એ શૈલીને સ્વીકારી અને સં. ૧૯૭૦ મા 'પ્રિય પ્રવાસ' નામક મહાકાવ્ય પ્રસિદ્ધ કર્યું.

હરિઔધમાં લોકસંગ્રહનો ભાવ બહુ પ્રબળ છે. ઉક્ત કાવ્યમા શ્રીકૃષ્ણને વ્રજના રક્ષક નેતાના રૂપમા આલેખ્યા છે. ખડી બોલીમાં આટલું મોટું કાવ્ય હજી સુધી પ્રસિદ્ધ થયું નથી. આ કાવ્યની વિશેષતા એ છે કે એ સંસ્કૃત વર્ણવૃતોમા છે; અને સામાન્ય રીતે એમાં આટલી મોટી રચના કરવી મુશ્કેલ છે. એમનો સંસ્કૃત પદવિન્યાસ યોગ્ય અને કાવ્યને અનુરૂપ હોય છે. દ્વિવેદી અને એમના અનુયાયી કવિઓની રચના કરતાં હરિઔધની રચનાઓ આ રીતે જરા જુદી પડી જાય છે. આમાં એક ઉણપ એ પણ લાગે છે કે બધીજ રીતે સંસ્કૃતનો આશરો લેવાથી કેટલેક ઠેકાણે સંસ્કૃત શબ્દો એટલા બધા એકત્રિત થઇ જાય છે કે ક્રિયાપદ વિના બીજા શબ્દો હિંદી હોયજ નહિ. બાકી એમની હિંદી એ એક રીતે માલિક છે.

'પ્રિયપ્રવાસ' એક રીતે વર્ણનાત્મક છે. કેટલાક વર્ણનો સુંદર અને માર્મિક છે. વિરહ વેદનાથી ક્ષુબ્ધ પદાવલીની અંદર જ્યારે ભાવધારા અનેક વળ ખાતી ખાતી ઘણે દૂર ચાલી જાય છે ત્યારે વાચક સાનભાન ભૂલીને ભાવમગ્ન બની જાય છે. આ કાવ્ય પછી એમનું ધ્યાન પાછું બોલચાલની ભાષાતરફ ગયું. બોલચાલની ભાષામા એમણે ઘણી કવિતા રચી છે. આવી પરચુરણ કવિતાનો એક સંગ્રહ 'ચોખે ચૌપદે' નામથી સં. ૧૯૮૧ માં પ્રસિદ્ધ થયો "પદ્ય પ્રસુન" (૧૯૮૨) માં સાહિત્યક અને બોલ ચાલની એમ બે ભાષાઓ છે, અને બન્ને ભાષાઓમાં એમને સફળતા વરી છે. આવી બેવડી કલાછટા એ હરિઔધની વિશિષ્ટતા છે; અને આ વિશિષ્ટતા એમનો સમૃદ્ધ ભાષાભંડાર સિદ્ધ કરે છે.



## ૧૧

# વર્તમાન યુગ.
## (દ્વિતીય ઉત્થાન)

દ્વિતીય ઉત્થાનનો આરંભ સં. ૧૯૫૭ થી મનાય છે. આ વખતમા કેટલાક એવાં ચિંતનો અને આકાંક્ષાઓ દેખાય છે કે જે ભારતેંદુના સમયમાં ન હતા. ભારતેંદુ મંડળે મનોરંજક સાહિત્યનિર્માણ દ્વારા હિંદી સાહિત્યની સ્વતંત્ર સત્તાનો ભાવ પ્રતિષ્ઠિત કરવાના પ્રયત્નો કર્યા હતા. આ ભાવ સ્થિર થયો હતો અને શિક્ષિત સમાજને આ નવા ગદ્ય સાહિત્યનો પરિચય પણ થઇ ચુકયો હતો. પહેલા ઉત્થાનમા અંગ્રેજી શિક્ષણ પામેલા અને ડીગ્રી-ધારી લોકો હિંદી સાહિત્યના નવીન નિર્માણમા સહાય નથી કરતા એવો જે આરોપ હતો એ બીજા ઉત્થાનમા ન રહ્યો. પરંતુ હજી લેખકોને પોતાના લેખનું મહત્વ બતાવવા ફારસી, અંગ્રેજી કે સંસ્કૃતમાથી ઉતારા અને પ્રમાણો મુકવા પડતા.

હિંદીભાષાને વર્ણસંકર બનાવવામા સહાયક તત્ત્વો પણ ધીરે ધીરે વધવા માંડ્યા હતા. હવે હિંદી વાચકોનો અભાવ ન હતો. તેમાય નવલકથાઓના વાચકોની સંખ્યા વધતી જતી હતી. બંગાળી નવલકથાઓના અનુવાદોનો

તોટો ન હતો. ઘણા લોકો હિંદી જાણવા માટે કેવળ સંસ્કૃત શબ્દોનું જ્ઞાન આવશ્યક માનતા, અને આ આવશ્યકતા બંગાળીમાંથી થયેલા અનુવાદોમાંથી પુરી કરી લેતા આમ આછું અધુરૂં જ્ઞાન થાય ન થાય ત્યાં તો એ વાચકોમાંથી લેખકો બની જઇને બંગાળીમાંથી હિંદી અનુવાદો શરૂ કરી દેતા હિંદીના આ અધુરા જ્ઞાનનું પરિણામ એ આવ્યુ કે અંગ્રેજી અને બંગાળીમાંથી કેટલાક મૂળ શબ્દો હિંદીમાં ઉતરી આવ્યા બંગાળી તો સ્વદેશની ભાષા હોવા ઉપરાંત હિંદીની સાથે સામ્ય ધરાવતી હતી, એના અભ્યાસ અને પરિચયથી પ્રસંગ અને સ્થળને અનુરૂપ ઘણા સુંદર અને ઉપયુક્ત સંસ્કૃત શબ્દો મળતા હતા એટલે બંગભાષા તરફના ઝોકથી પરિમાર્જિત અને સુંદર સંસ્કૃત પદવિન્યાસની પરંપરા હિંદીમાં આવી એ સ્વીકાર્યા વિના છુટકો નથી.

પરંતુ અંગ્રેજી વિચાર કરવાવાળાઓ જ્યારે આપ્ટેનો અંગ્રેજી સંસ્કૃત કોષ લઇને પોતાના વિચારોનો શાબ્દિક અનુવાદ કરવા બેસતા ત્યારે તો બીચારી હિંદીની કમબખ્તી થતી એવા લેખકો શુદ્ધ અને સ્વાભાવિક હિંદી ન લખતા સંસ્કૃત અને હિંદી શબ્દો જ લખતા. એમના ઘણા વાક્યોનું તાત્પર્ય તો અંગ્રેજી જાણકાર જ સમજી શકે હિંદી અને સંસ્કૃતના જાણનારને આ વિચિત્ર પદ્ધતિ સમજાતી ન હતી

ભારતેંદુના સમયના લેખકોની દૃષ્ટિ વ્યાકરણના નિયમો ઉપર બરાબર જામી ન હતી. 'ઇચ્છા કિયા, આશા કિયા' વગેરે ખોટા પ્રયોગો થતા હતા અને કયારેકતો વાકયરચના તરફ પણ શિથિલતા દેખાતી. પરંતુ એમની ભાષામાં વર્ણસંકરતા ન હતી. હિંદીનું સ્વાભાવિક સૌંદર્ય હતું. ભાવ અને ભાષાનું વિચિત્ર અંતર એમની લેખનકળામાં ન હતું પરંતુ દ્વિતીય ઉત્થાનમાં તો ઘણા વખત સુધી વ્યાકરણની શિથિલતા અને ભાષાની રૂપહાનિ બન્ને રહ્યા. વ્યાકરણના વ્યતિક્રમ અને ભાષાની અસ્થિરતા ઉપર તો થોડા જ સમયમાં કોપદૃષ્ટિ પડી પણ ભાષાની રૂપહાનિ તરફ એટલું ધ્યાન ન ગયું. પરંતુ જેટલું ગયું તેટલું ય ઘણું થયું અને એને ખાતર

હિન્દી સાહિત્ય પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીનુ મહા ઋણિ રહેશે વ્યાકરણની શુદ્ધિના પહેલા પ્રવર્તક દ્વિવેદી થયા 'સરસ્વતી'ના સંપાદકના અધિકાર અને હકકથી સમાલોચના માટે આવેલા પુસ્તકોમા વ્યાકરણની અશુદ્ધિઓ મનોટ અને સંશોધનની ભાષામા બતાવીને લેખકોની આંખો ઉઘાડી નાખી એ ત્રણ હઠીલા લેખકોએ પોતાની ભુલોનુ સમર્થન કર્યા કર્યું પણ બાકી બધા જ લેખકોએ આ માર્ગદર્શનનો લાભ લીધો અને ભવિષ્યના સાહિત્ય-મા વ્યાકરણ માટે પુરતી કાળજી લેવાઇ ગદ્યની ભાષા ઉપર દ્વિવેદીના આ શુભ પ્રભાવનુ સ્મરણ જયાસુધી ભાષાને માટે શુદ્ધતા આવશ્યક મનાશે ત્યા સુધી ચિરંજીવ રહેશે

વ્યાકરણ તરફ ધ્યાન જવાથી એનો વિગતવાર વિચાર થવા માડયો અને આ તકનો લાભ લઇને પંડિત ગોવિંદ નારાયણ મિશ્રે 'વિભક્તિ વિચાર' નામની એક પુસ્તિકા લખી અને હિંદીની વિભક્તિઓને શુદ્ધ સાબિત કરી દ્વિતીય ઉત્થાનમા જેમ અનેક પ્રકારના વિષયો લેખકોની વિશાળ દૃષ્ટિમા આવ્યા તેમ શૈલીની બહુરૂપતાનો પણ વિકાસ થયો વિશિષ્ટ શૈલીવાળા અને પોતાના મૌલિકતાને લઇને સાહિત્યમા આગળ પડતુ સ્થાન ધરાવતા લેખકો વધતા ગયા આના સાથે સાથે વાક્યરચના પણ વધારે સ્વચ્છ અને વ્યવસ્થિત બના અને ચિહ્નોના આવશ્યક અને ઉચિત પ્રયોગો થવા માડયા અગ્રેજી અને બીજી સમુન્નત ભાષાઓના ઉચ્ચ વિચારસરણીથી પરિચિત અને પોતાની ભાષા ઉપર પણ યોગ્ય કાબુ ધરાવતા લેખકોના કૃપાદૃષ્ટિથી હિંદીની અર્થ પ્રકટ કરવાની શકિત વધી અને અભિવ્યંજન પ્રણાલિકાનો પણ સુદર પ્રસાર થયો નવન અને ગુમ્ફિત વિચારસૂત્રોને વ્યકત કરનારી તથા શુદ્ધ ભાવોને ખેચી લાવનારી ભાષા હિંદી સાહિત્યને પ્રાપ્ત થવા લાગી, અને એ ભાષાને અનુરૂપ સાહિત્યના કપરંગ પણ ઉત્કૃષ્ટ થયા. બંગાળીમાથી સામાજિક અને ઐતિહાસિક નવલકથાઓની સતત આયાતથી હિંદી વાચકોની રૂચિ પરિષ્કૃત બનની હતી એટલે થોડા જ સમયમા જાદુ

અને જાસૂસી ઉપરાંત ઉચ્ચ કોટિની અને સાચી સાહિત્યિક નવલકથાઓની મૌલિક રચનાનો વિકાસ પણ આવ્યો. નાટકના ક્ષેત્રમાં વિકાસ ન થયો, પણ બાબુ રાધાકૃષ્ણદાસના 'મહારાણા પ્રતાપ' ની થોડા વખત સુધી તો ખૂબ ધૂમ રહી અને ઘણો વખત એ રંગભૂમિ ઉપર પણ ભજવાયું રાય દેવીપ્રસાદ પૂર્ણે 'ચંદ્ર કલાભાનુ કુમાર' નામક નાટક સાહિત્યના વિવિધ અંગોને સ્પર્શતું લખ્યું, પરંતુ વસ્તુ વૈચિત્ર્યનો અભાવ અને સંવાદની કૃત્રિમતા વગેરે કારણોથી લોકપ્રિય ન થયું બંગાળમાંથી નાટકો કરતાં નવલકથાનાજ વધારે રૂપાંતરો થયાં એટલે નાટકોની ગતિ સહજે મંદ પડી. પ્રયાગની ભારતેંદુ નાટક મંડળી અને કાશીની નાગરી નાટક મંડળીને ખાતર રંગભૂમિને અનુકૂળ બે ત્રણ નવાં નાટકો લખાયાં, પરંતુ સાહિત્યમાં એનું સ્થાન ન રહ્યું પ્રયાગમાં પંડિત માધવ શુક્લે અને કાશીમાં પંડિત દુગવેકરે પોતાની રચનાઓ અને મોહક અભિનયો દ્વારા ઘણા વખત સુધી દર્શકોની લોકરુચિ સંભાળી. એવામાં બંગાળી સાહિત્યમાં દ્વિજેન્દ્રલાલ રૉયના દર્શન થયાં અને એમનાં નાટકોને તરત જ હિંદી રૂપ મળ્યાં આ ઉપરાંત રવીન્દ્રનાથનાં પણ કેટલાક નાટકો હિંદીમાં આવ્યાં. દ્વિતીય ઉત્થાનમાં નાટકોનો વિકાસ એક રીતે ગરીબ છે

નિબંધના વિભાગમાં પણ જોઈએ તેટલું ધ્યાન અપાયું નથી. એટલે એમાંથી પાંચ સાત વિશિષ્ટ લેખકોને તારવી કાઢવા મુશ્કેલ છે દ્વિતીય ઉત્થાનમાં સાહિત્યના વિવિધ અંગમાં લેખકોની જે વિશિષ્ટ પ્રતિભા ચમકવી જોઈએ તે ન ચમકી. કોઈ વિષયમાં પોતાની શક્તિનો પરિચય અને માપ લઈને એ કાર્યને પોતાનું કરી લેવાની વૃત્તિ ન દેખાઈ લેખકોમાંથી કેટલાક અખબારનવેશનો સ્હેલો ધંધો કરતા કેટલાક ચાલુ જમાનાની નવલકથાઓ લખતા, કેટલાક નાટકો ચિતરતા અને કેટલાક કવિતાની સમાલોચના કરતા આવી અવસ્થામાં ભાષાની સંપૂર્ણ શક્તિ પ્રકટ કરનારા ગૂઢ અને ગંભીર નિબંધોના લેખકો ક્યાંથી તૈયાર થાય? નાગરી પ્રચારિણી સભાની 'મનોરંજન પુસ્તકમાળા'માં જે 'હિંદી નિબંધમાળા' બે ભાગમાં

પ્રસિદ્ધ થઇ છે એ જોતાં એ વખતની જુદી જુદી શૈલીઓ વ્યક્ત કરતા કેટલાક સારા લેખકોની કૃતિઓના નમુના મળે છે.

સમાલોચનાની શરૂઆત જો કે ભારતેંદુના જીવન કાળમાં જ થઇ ગઇ હતી પરંતુ એનો અધિક વૈભવ દ્વિતીય ઉત્થાનમાં દેખાય છે. પં. મહાવીર પ્રસાદ દ્વિવેદીએ સૌથી પહેલાં વિસ્તૃત સમાલોચનાનો માર્ગ ઉઘાડયો. ત્યારબાદ મિશ્રબંધુ અને પં. પદ્મસિંહ શર્માએ પોતપોતાની રીતે કેટલાક પ્રાચીન કવિઓ ઉપર પોતાના વિચારો પ્રકટ કર્યા. પરંતુ આ બધી આલોચના અધિકતર બાહ્ય વિશ્લેષણના રૂપમાં જ રહી. ભાષાના ગુણ દોષ, રસ, અલંકાર આદિની સમાલોચના આમ બાહ્ય સ્વરૂપમાં જ સંતાકુકડી રમતી. ચિરંજીવ સાહિત્યમાં સ્થાન પામે એવી કોઇ કવિની અંતરવૃત્તિની સુક્ષ્મ વિવેચના કે એની માનસિક પ્રવૃત્તિની વિવિધ વિશેષતાઓ દેખાડતી સમાલોચના બહુ જ ઓછા પ્રમાણમાં થઇ.

જેનું સાહિત્યક મૂલ્ય આંકી શકાય એવા ત્રણ જીવનચરિત્રો પ્રસિદ્ધ થયાં. પં. માધવ પ્રસાદજી મિશ્રની 'વિશુદ્ધ ચરિતાવલી' અને બાબુ શિવનંદન સહાય લિખિત "બાબુ હરિશ્ચંદ્રકા જીવન ચરિત" તથા "ગૌ. તુલસીદાસકા જીવન ચરિત".

દ્વિતીય ઉત્થાનમા ગદ્ય સાહિત્યના વિકાસ અને વિસ્તારનું દર્શન સગવડને ખાતર આપણે ચાર ખંડમા જોઇએઃ નાટક, નવલકથા, નિબંધ અને સમાલોચના.

### નાટક.

સં. ૧૯૫૭ પહેલાં બાબૂ ગોપલરામે 'વભ્રુવાહન' 'દેશદશા', 'વિદ્યાવિનોદ' અને સ્ત્રીબાબુના 'ચિત્રાંગદા'ના અનુવાદ કર્યા હતા. સં. ૧૯૪૬ માં ગોપીનાથ પુરોહિત એમ. એ., એ શેકસપિયરના રોમિયો જુલિયટ અને As you like it ના અનુવાદ પ્રસિદ્ધ કર્યા હતા. આજ કાલમાં પં. કિશોરીલાલ ગૌસ્વામીનું 'પ્રણયિની પરિણયા' નાટક છપાયું.

સંસ્કૃત નાટકોના અનુવાદ તરીકે રાય બહાદુર સીતારામ બી. એ. નું નામ મુખ્ય આવે છે. ભારતેંદુના અસ્ત પહેલાં જ એમણે સંસ્કૃત કાવ્યોના અનુવાદ શરૂ કર્યા હતા. ઇ. સ. ૧૮૮૩ મા મેઘદૂતનો ઘનાક્ષરી છંદમાં કરેલો અનુવાદ એમણે પ્રસિદ્ધ કર્યો. ઇ. સ. ૧૮૮૭ માં 'નાગાનંદ'નો અનુવાદ પ્રસિદ્ધ થયો. પછી તો ધીરેધીરે 'મૃચ્છકટિક' 'મહાવીરચરિત', 'ઉત્તર રામચરિત' 'માલતી માધવ' અને 'માલવિકાગ્નિ મિત્ર'ના અનુવાદો પણ એમણે પ્રસિદ્ધ કર્યા. આ સર્વ અનુવાદોમાં સીતારામના સાદી, સરળ અને આંડબરરહિત શૈલીએ એમને ઠીક ઠીક સફળતા આપી છે. સંસ્કૃતના ભાવોને હિંદીમાં એવી કુશળ રીતે ઉતાર્યાં છે કે એમાં સંસ્કૃતપણું અથવા જટિલતા કંઇ લાગતું નથી

સ. ૧૯૭૦ મા પંડિત સત્યનારાયણ કવિરત્ને ભવભૂતિના 'ઉત્તર રામચરિત' અને ત્યારબાદ 'માલતી માધવ'ના અનુવાદો કર્યા. પંડિતજીના આ બન્ને અનુવાદો હિંદી સાહિત્યમા પ્રસિદ્ધ છે. એમાં મૂળ ભાવોની રક્ષા ઉપર પુરું ધ્યાન અપાયું છે. પદ્યનો અનુવાદ વ્રજભાષાના સવૈયામા છે એટલે વાચતી વખતે મધુર લાગે છે. પરંતુ એમાં બે ત્રુટિઓ ખટકે છે. કેટલાક એવા રૂઢ અને ગામડી શબ્દોનો પ્રયોગ થયો છે કે જેઓ સાહિત્યમાં પરિચિત નથી અને કેટલેક ઠેકાણે મૂળ શ્લોકોનો સંપૂર્ણ ભાવ ઉતારવા જતા ભાષા ક્લિષ્ટ અને અવ્યવસ્થિત બની ગઇ છે.

લક્ષ ખેંચે એવું મૌલિક નાટક આ દ્વિતીય ઉત્થાનમા કાનપુરના રાય દેવીપ્રસાદ પૂર્ણનું 'ચંદ્રકલા ભાનુકુમાર' કહી શકાય. 'પૂર્ણ' વ્રજભાષાના સિદ્ધહસ્ત કવિ અને સાહિત્યમર્મજ્ઞ હતા. એમણે આ નાટક ભજવવાના ઉદ્દેશથી નહિ પણ સાહિત્યના ઉદ્દેશથી જ લખ્યું હતુ. વસ્તુ-વિધાનમા કુતુહલ ઉત્પન્ન કરે એવું જે વૈચિત્ર્ય હોય છે તેના અભાવથી આ નાટક બહુ લોકપ્રિય ન થયુ. લલિત અને અલંકૃત સંવાદથી શોભતું આ નાટક સાહિત્યની દૃષ્ટિએ ઉચ્ચ કોટિનું મનાય છે. દ્વિતીય ઉત્થાનના અંતમાં પંડિત રૂપનારાયણ પાંડેએ પ્રસિદ્ધ નાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રૉયના બંગાળી

નાટકોને હિંદીમાં આણ્યા એનો પ્રભાવ ઠીક પડ્યો. આ ભૂમિકાથી એટલું થયું કે તૃતીય ઉત્થાનમાં કેટલાક મૌલિક નાટકોની રચના થઇ.

## નવલકથા.

આ ઉત્થાનમાં નવલકથાના લેખકોની જબરી પદ્ધતિ દેખાય છે. અનુવાદ ઉપરાત મૌલિક નવલકથાની પણ સારી જેવી સંખ્યા આ સમયમાં થઇ. પહેલાં અનુવાદ જોઇએ. વર્તમાન યુગની શરૂઆત પછી એટલે ભારતેંદુની હયાતીમા બંગાળી નવલકથાના અનુવાદક તરીકે બાબુ ગદાધરસિંહનું વિશિષ્ટ સ્થાન હતું. ત્યાર પછી બાબુ રામકૃષ્ણ વર્મા અને કાર્તિક પ્રસાદ ખત્રીના નામો આવે છે. બાબુ રામકૃષ્ણે ઉર્દૂ અને અંગ્રેજીમાથી કેટલાક અનુવાદો કર્યા હતા. સં. ૧૯૫૭ પહેલા એમણે ઠગવૃત્તાત માલા (સં. ૧૯૪૬) પુલિસ વૃત્તાત માલા (૧૯૪૭) અકબર (૧૯૪૮) અમલા વૃત્તાત માલા (૧૯૫૦) અને 'ચિતૌર–ચાત કી' તથા કાર્તિક પ્રસાદે 'ઇલાં' (૧૯૫૨) અને 'પ્રમિલા' (૧૯૫૩) ના અનુવાદ કરી નાખ્યા હતા. 'જય' અને 'મધુમાલતી' એ વરસ પછી પ્રસિદ્ધ થયા.

ભારતેન્દુના સમયના અનુવાદકોમા હિંદીની એક વિશેષતા હતી. એ વખતના સર્વ લેખકોની ભાષા સંયત અને શુદ્ધ હતી. દ્વિતીય ઉત્થાનની શરૂઆતમા બંગાળીમાથી સામાજિક અને તેમાય ખાસ કરીને કૌટુંબિક જીવનને સ્પર્શતી નવલકથાઓના અનુવાદક તરીકે બાબુ ગોપાલરામનુ નામ દેખાય છે. એમની કેટલીક નવલકથા તા સં. ૧૯૫૭ પહેલા જ દેખાય છે; અને કેટલીક ત્યારપછી. 'ચતુરચંચલા' (૧૯૫૦), 'ભાનમતી' (૧૯૫૧), "નએ બાબુ' (૧૯૫૧), અને 'બડાભાઇ' (૧૯૫૭), 'દેરાની જેઠાની' (૧૯૫૮), 'દો બહિન' (૧૯૫૯) 'તનો પનો ?', (૧૯૬૧) અને 'સ્રમ પનો ?'. એમની ભાષા મોહક અને વક્તાપૂર્ણ છે. આ ગુણ લાવવા માટે એમણે કેટલેક ઠેકાણે પુર્વી શબ્દોનો પ્રયોગ કર્યો છે. એમની લેખનશૈલી મનોરંજક છે. આજ સમયની શરૂઆતમાં

આઝમપુરના મુન્શી ઉદિતનારાયણલાલે પણ કેટલાક અનુવાદો કર્યા જેમા, 'દીપનિર્વાણ'ની ઐતિહાસિક નવલકથા મુખ્ય છે

આ ઉત્થાનમા બકિમચદ્ર, રમેશચદ્ર દત્ત, હારાણચદ્ર રક્ષિત ચડી ચરણમેન શરતબાબૂ અને ચારુચદ્ર વગેરે કેટલાય પ્રસિદ્ધ બગાળી નવલ કથાકારોની નવલકથાઓ હિંદીમા ઉતરી આવી રવિબાબુની 'આખરી કીરકીરી' અને બીજી નવલકથાઓના રૂપાતરોને લઇ દ્વિતીય ઉત્થાનના અતમા આવિર્ભૂત થનારા હિંદીના મૌલિક નવલકથાકારોનો આદર્શ કઇ ઉચ્ચ થયો અનુવાદકોમા પડિત ઇશ્વરીપ્રસાદ શર્મા અને પડિત રૂપ નારાયણ પાડેના નામો ખાસ ઉલ્લેખ યોગ્ય છે આ ઉપરાત મરાઠી અને ગુજરાતીમાથી પણ કેટલીક નવલો રૂપાતર પામી પણ બગાળી જેટલી નહિ બાબુ રામચદ્ર વર્માની ' છત્રસાલ આવા અનુવાદોમા મોખરે આવે છે

અગ્રેજીમા Short story ના વિકાસ પછી બગાળી સાહિત્યમા ગલ્પ ના નામથી નવનિકાઓ લખાવા માડી હતી આ નવનિકાઓમા મધુર અને ભાવવ્યજક ઐતિહાસિક તથા સામાજિક ચિત્રો મળતા દ્વિતીય ઉત્થાનનો રગ લઇને ઉદય પામતી સરસ્વતી પત્રિકામા નવનિકા ના પ્રથમ દર્શન થયા નવલિકાની શરૂઆત સરસ્વતી ના ત્રીજા વર્ષમા બાબુ ગિરિજાકુમાર ઘોષ કરી હિંદીમા એમણે પોતાનુ નામ લાલા પાર્વતી નદન રાખ્યુ હતુ એ વખતે એઓ ઇડિયન પ્રેસ પ્રયાગના વ્યવસ્થાપક હતા, અને બહુ જ સરલ અને મધુર હિંદી લખતા હતા ત્યારપછી તો નવનિકાના અનુવાદોનો રાફડો ફાટ્યો લોકો પણ આ નવી જાતની વાર્તાઓ તરફ ખૂબ આકર્ષાયા અને પરિણામે આ ઉત્થાનના અતમા કેટલાક મૌલિક નવનિકા લખનાર લેખકો દેખાયા

મૌલિક નવલકથાના પ્રથમ લેખક તરીકે બાબુ દેવકીનદન ખત્રીનુ નામ આવે છે અમતી નવલકથાઓ સર્વ સાધારણ સમાજમા બહુ હોશ અને ઉત્સાહપૂર્વક વચાતી ' નરેદ્ર મોહિની ' કુસુમ કુમારી ' ' વીરેદ્ર વીર '

વગેરે નવલકથાઓ એમણે સં. ૧૯૫૭ પહેલાં જ લખી હતી. આ ઉથ્થાન-ના આરંભમાં એમની 'ચંદ્રકાંતા' અને 'ચંદ્રકાંતા–સંતતિ' ખૂબ જ લોકપ્રિય અને વિખ્યાત થઇ. પરંતુ આ નવલોનું લક્ષ માત્ર ઘટના વૈચિત્ર્ય જ રહ્યું. રસસંચાર, ભાવવિભૂતિ અને પાત્રાલેખન તરફ બીલકુલ ધ્યાન ન ગયું. એટલે સાહિત્યની દૃષ્ટિએ એમની બહુ કિંમત નથી. દેવકી નંદનનું નામ સાહિત્યમા વધારે સ્મરણીય તો એટલા માટે છે કે એમણે હિંદીના વાચકોની સંખ્યા એકદમ વધારી લીધી. એમણે શરૂ કરેલી પ્રવૃત્તિ-નો આશરો લઇને પ્રસિદ્ધિમા આવનારાઓમા બાબુ હરિકૃષ્ણ જૌહરનું નામ ઉલ્લેખનીય છે.

દેવકીનંદનની ભાષા ઉર્દુમિશ્રિત હિંદી છે આવી ભાષા વખત જતા શુદ્ધ સાહિત્યક રચનાઓમા કામ ન આવતા હલકી પંક્તિના સાહિત્ય નિર્માણમા જ વપરાતી રહી

મૌલિક નવલકથાની સંખ્યાને પોતાની રચનાઓથી સમૃદ્ધ કરનાર બીજા નવલકથાકાર પંડિત કિશોરીલાલ ગૌસ્વામી છે. એમની રચનાઓ સાહિત્યક છે એમની નવલોમા સમાજના સજીવ ચિત્રો, વાસનાઓના રંગરાગ, હૃદયંગમ વર્ણનો અને થોડુ રમણિય પાત્રાલેખન પણ દેખાય છે ગૌસ્વામી સંસ્કૃતના વિદ્વાન સાહિત્યકાર અને હિંદીના જૂના કવિ છે, સં. ૧૯૫૫ મા એમણે 'ઉપન્યાસ' નામનુ એક માસિકપત્ર કાઢ્યુ હતુ. અને નાની મોટી મળીને લગભગ ૬૫ નવલો એમણે લખી છે એટલે સાહિત્યની દૃષ્ટિએ એઓ હિંદીના પહેલા નવલકથાકાર કહેવાય છે બીજા લેખકોએ પણ નવલકથાઓ લખી છે પણ એમને બધાને 'નવલકથાકાર' કહી શકાય એમ નથી ગોસ્વામીનુ તો એક જ વ્રત કે કંઇ પણ લખવું તો તે નવલકથા. એમણે પોતાને માટે એક જ ક્ષેત્ર પસંદ કર્યું અને વિકસાવ્યુ. એમના સંબંધમા એક વાત એવી કહેવાય છે કે એમની ધણીખરી નવલોની અમર જુવાન વય ઉપર ટીકા નથી પડી 'ચપલા' નું નામ એ માટે ખાસ ગવાય છે એમની એક બીજી વાત ખટકે છે તે સાવ

સાથેની એમની અઘટિત છૂટ. છેવટે એમને ઉર્દૂ લખવાનો શોખ થયો અને હિંદી ઉર્દૂ મેળવીને એક વિચિત્ર ભાષા લખવાનો અખતરો કર્યો. આ અખતરાથી ભાષાની દૃષ્ટિએ, એમની કેટલીક નવલકથાઓનું સાહિત્યિક ગૌરવ ઘટી ગયું. ગોસ્વામીની ઐતિહાસિક નવલોમાં તે તે સમયની સામાજિક અવસ્થાનું અધ્યયન અને સંસ્કૃતિના સ્વરૂપનું અનુસંધાન નથી દેખાતું. કેટલેક ઠેકાણે તો કાળદોષ તરત ધ્યાનમાં આવે છે. એમની કેટલીક ખાસ નવલકથાઓ 'તારા', 'ચપલા', તરુણ 'તપસ્વી', 'રઝિયા બેગમ', 'ઇંદુમતી', 'લીલાવતી', 'રાજકુમારી', 'લવંગલતા', 'હૃદયહારિણી', 'હીરાબાઈ', 'લખનઉ કી કબ્ર' વગેરે પ્રસિદ્ધ છે

જાણીતા કવિ અને ગદ્ય લેખક પં અયોધ્યાસિંહ ઉપાધ્યાયે પણ બે નવલકથાઓ લખી છે 'ઠેઠ હિંદી કા ઠાઠ' (સં. ૧૯૫૬) અને 'અધખિલા ફૂલ' (૧૯૬૪) આ નવલોની ભાષા શુદ્ધ હિંદી છે. બન્ને પુસ્તકો ભાષાની દૃષ્ટિએ લખાયાં છે, વાર્તિક કૌશલની દૃષ્ટિએ નહિ એમના પ્રથમ ગ્રંથ મેનિક કા બાકા 'માં ભાષા જેમ ઠેઠ સંસ્કૃતપણાની સીમાએ પહોંચી છે તેમ આ પુસ્તકોમાં અમલ હિંદીની સીમા દેખાય છે ઉપાધ્યાયની સાથે પં લજ્જારામ મહેતાનું પણ સ્મરણ થાય છે એઓ વૃત્તવિવેચનની મધ્યમાં રહીને પ્રાચીન હિંદુ મર્યાદા, હિંદુધર્મ અને હિંદુ કૌટુંબિક વ્યવસ્થાનું સૌંદર્ય દેખાડવા નાની નવલો લખતા 'ધૂર્ત રસિકલાલ (૧૯૫૬) 'હિંદુ ગૃહસ્થ', 'આદર્શપતિ' (૧૯૬૧), 'બિગડે કા સુધાર' (૧૯૬૪) અને 'આદર્શ હિંદુ' (૧૯૭૦), એ એમની નવલકથાઓ છે આ બન્ને લેખકોને નવલકથાકાર નહિ પણ ઉપાધ્યાયને કવિ અને મહેતાને જુના પત્રકાર કહી શકાય

ભાવો અને મનોવ્યાપારોની પ્રગલ્ભ અને વેગવતી વ્યંજનાનું લક્ષ પ્રધાન હોય એવી ભાવપ્રધાન નવલકથાઓ 'સૌંદર્યોપાસક' અને 'રાધા રાની'—(૧૯૩૯) ના લેખક બાબુ વ્રજનંદન સહાય બી એ નું નામ ખાસ ઉલ્લેખનીય છે. શુદ્ધ સાહિત્યની કક્ષામાં એમની નવલકથાઓ વિના સંકોચે મુકાય છે.

## નિબંધ.

ભાષાની સંપૂર્ણ શક્તિનો વિકાસ નિબંધોમાં વધારે સંભવિત છે. એટલા માટે ગદ્યશૈલીનાં વિવેચક ઉદાહરણોને ચારે અધિકતર નિબંધ જ સ્વીકારે છે. નિબંધો ચિંતનાત્મક, ભાવાત્મક અને વર્ણનાત્મક વગેરે ઘણા પ્રકારના હોય છે. પ્રવીણ લેખક પ્રસંગાનુસાર આ વિધાનોનો સુંદર સંવાદ સાધે છે. લક્ષભેદને લઇ ઘણા પ્રકારની શૈલીનો વ્યવહાર દેખાય છે. જેમ ચિંતનાત્મક નિબંધોમાં વ્યાસ અને સમાસની રીત તેમ ભાવાત્મક નિબંધોમાં ધારા અને વિક્ષેપની રીત. આ વિક્ષેપની અંદર જ 'પ્રલાપશૈલી' આવે છે, જેનો બંગાળની દેખાદેખી હિંદીમા પણ વ્યવહાર વધ્યો છે. શૈલીઓ અનુસાર ગુણદોષ પણ જુદા જુદા હોય છે.

ભારતેંદુના સમયથી નિબંધોની પરંપરા દેખાય છે. ભારતેંદુના અસ્ત પછી સ્થાયી વિષયો ઉપર નિબંધો લખવાની પરંપરા જલદી બંધ થઇ ગઇ એની સાથે સાથે વર્ણનાત્મક નિબંધ પદ્ધતિ પર સામાયિક ઘટનાઓ, દેશ અને સમાજની જીવનચર્યા આદિનું આલેખન પણ ઓછુ થયુ. આ ઉત્થાનમા ઉત્તરોત્તર ઉચ્ચ કોટિના સ્થાયી ગદ્યસાહિત્યનું નિર્માણ જેવુ થવું જોઇએ તેનું ન થયુ. ઘણા લેખકો બુદ્ધિને ઓછો શ્રમ પડે, એવા વ્યાપારોમા લાગી ગયા. પરિણામ એ આવ્યુ કે યુનિવર્સિટીઓમા ઉચ્ચ-ટની કક્ષાઓ માટે આવશ્યક હિંદીગદ્યના પુસ્તકોનો અભાવ ચોતરફ દેખાય છે.

ભારતેંદુના સહયોગી લેખકો સ્થાયી વિષયોની સાથે સાથે સમાજની જીવનચર્યા, ઋતુચર્યા, પર્વ, તહેવાર વગેરે ઉપર પણ સાહિત્યક નિબંધો લખતા હતા એમના લેખોમા દેશની પરંપરાગત ભાવનાઓ અને ઉમંગોનું પ્રતિબિમ્બ રહેતું હતું. હોળી, વિજ્યાદશમી, દીપાવલી, રામલીલા વગેરે વિષયો ઉપર એમના લેખોમા જનતાના જીવનનો રંગ સંપૂર્ણ દેખાતો. એટલે વર્ણનાત્મક અને ભાવાત્મક બન્ને વિધાનોનો સુંદર સંવાદ જામતો. આ સામાજિક સજીવતા પણ દ્વિતીય ઉત્થાનના લેખકોમા ન રહી.

આ ઉત્થાનકાલના આરંભમાં નિબંધના માર્ગદર્શક બે અનુવાદ ગ્રંથ પ્રસિદ્ધ થયાઃ બેકન વિચાર રત્નાવલી ( અંગ્રેજીના પ્રાચીન નિબંધ લેખક લોર્ડ બેકનના કેટલાક ચિંતનશીલ નિબંધોનો અનુવાદ ) અને નિબંધમાલા આદર્શ ( પ્રસિદ્ધ વિદ્વાન ચિપલુણકરના મરાઠી નિબંધોનો અનુવાદ ). પહેલો અનુવાદ પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદી અને બીજો પં. ગંગાપ્રસાદ અગ્નિહોત્રીનો હતો. એ વખતે આશા હતી કે આ બન્ને લેખકો આ અનુવાદ પછી એ જ પ્રકારના મૌલિક નિબંધો હિંદીને આપશે; પરંતુ એમ ન બન્યું. આ સમયમાં ઘણા માસિકપત્રો નીકળ્યાં પરંતુ એમા લેખકોના અંતરમંથન અને ગંભીર ચિંતનના પ્રતિબિંબ જેવી વિચારધારા હોવાને બદલે અધિકતર વાર્તાઓના સંગ્રહો જ પ્રકટ થતા. માત્ર ગણ્યા ગાંઠ્યા નિબંધલેખકોનાં નામો ઉલ્લેખને યોગ્ય છે.

પં. મહાવીરપ્રસાદ દ્વિવેદીએ ઇ. સ. ૧૯૦૩ માં સરસ્વતીના સંપાદનનો ભાર લીધો. ત્યાર પછીનો પોતાનો બધો જ સમય એમણે લેખન વ્યવસાયમા જ ગાળ્યો 'સરસ્વતી'નો સંપાદન–કાળ, એ જ એમના જીવનનો સર્વથી અધિક સાહિત્યસેવાનો સમય ગણાય છે. નાના મોટા પુસ્તકો ઉપરાંત પરચૂરણ લેખો પણ એમણે બહુ લખ્યા પરંતુ આમાથી ઘણા લેખો તો 'વાતોના સંગ્રહ' રૂપમા જ છે. ભાષાની નૂતન શક્તિના ચમત્કારની સાથે નવા વિચારોની ઉદ્‌ભાવના વાળા નિબંધો બહુ ઓછા છે. સ્થાયી નિબંધોની શ્રેણિમાં આવનારા ચાર પાચ લેખો 'કવિ અને કવિતા' 'પ્રતિભા' વગેરે મળે છે, પરંતુ આ નિબંધો લેખનકલા અથવા સાહિત્યક વિમર્શની દષ્ટિએ નથી લખાયા.

દ્વિવેદીના લેખો ચિંતનાત્મક શ્રેણિમાં આવે છે. પરંતુ વિચારોની એ ગૂઢ ગુંફિત પરંપરા એમા નથી મળતી કે જેથી વાચકની બુદ્ધિ ઉત્તેજિત થઇને કોઇ નવી વિચારપદ્ધતિ પકડી લે, જેના એકેએક પેરેગ્રાફમાં વિચારો કસીકસીને ભર્યા હોય અને એકએક વાક્ય કોઇ મબદ્ધ અને સ્પષ્ટ વિચારને લઇને વહેતું હોય એને જ શુદ્ધ અને આદર્શ ચિંતનાત્મક નિબંધ

કહી શકાય. દ્વિવેદીના લેખો વાંચવાથી એવું જણાય છે કે લેખક બહુ જાડી બુદ્ધિવાળા વાચકને માટે લખે છે. એટલે એકને એક વિચારને જુદા જુદા શબ્દોદ્વારા વારંવાર સામે ધરવાનો એઓ પ્રયત્ન કરે છે. અને તેથી વિધાનનું સૌંદર્ય અને ગંભીરતા ઓછાં થઇ જાય છે. વકીલની જેમ એક વાતને જુદી જુદી રીતે ઠસાવવાની આ શૈલી વિવાદમાં ઉપયોગી થાય એવી છે.

દ્વિતીય ઉત્થાનના આરંભકાળમાં એક પ્રભાવશાળી લેખકના ઉદયની ઉજ્જ્વળ પ્રભા ચમકી અને સ્થિર થતા પહેલાં અલોપ થઇ ગઇ. 'સુદર્શન' ના સંપાદક પં. માધવપ્રસાદ મિશ્રના મર્મસ્પર્શી અને ઓજસ્વી લેખો જેમણે વાંચ્યા હશે તેમના હૃદયમાં એમની મધુર સ્મૃતિ અવશ્ય અંકિત થઇ હશે. એમના નિબંધો ભાવાત્મક હતા. એમના લેખોમા સુંદર મર્મપથનું અનુસરણ કરતી સ્નિગ્ધ વાગ્ધારા સતત્ ચાલુ રહેતી.

નવલકથા લખીને પરવાર્યા પછી બાબુ ગોપાલરામ છુટક લેખો પણ લખતા. એમના લેખોની ભાષા ચંચળ, પ્રગલ્ભ અને મનોરંજક હતી. વિલક્ષણ મૂર્તિમત્તાએ એમના નિબંધોની વિશિષ્ટતા છે. પોતે અનુભવેલા વિષયને યથાર્થ રીતે ચરિતાર્થ કરનારા વિલક્ષણ અને કુતુહલજનક ચિત્રોમા થઇને વાચકને એઓ એવી રીતે લઇ જાય છે કે એને હૃદયંગમ દૃશ્ય જણાતો હોય એવો આનંદ થાય. એમની શૈલી પ્રસિદ્ધ સાહિત્યસ્વામી બંકીમચંદ્રને મળતી આવે છે.

બાબુ બાલમુકુંદ ગુપ્તે સામાયિક અને રાજકીય પરિસ્થિતિને લઇને ખુબ મનોરંજક નિબંધો લખ્યા છે. 'શિવશંભુકા ચિઠ્ઠા' એ એમનો બહુ જ લોકપ્રિય અને લોક સિદ્ધ ગ્રંથ છે. એમની ભાષા વહેતી, સજીવ અને વિનોદપૂર્ણ છે. ગમે તેવો વિષય હોય તો પણ એમની લેખિની એના ઉપર વિનોદનો રંગ ચઢાવી દેતી. એઓ પહેલા ઉર્દૂના અચ્છા લેખક હતા અને હિંદીની હથોટી, પણ એમને નૈસર્ગિક રીતે જ બેસી ગએલી. પોતાના વિચારોને વિનોદી વર્ણનોમાં લપેટીને એવી સુંદર રીતે રજુ

કરે કે વસ્તુની જાણ વાચકને બહુ મોડી થાય, પણ થાય એને મર્મને સ્પર્શે, અને આજ એમની લેખનકળાની લાક્ષણિકતા હતી

ગોવિંદનારાયણ મિશ્ર હિંદીના જૂના લેખકોમા ગણાતા અને એમના બંધુ સદાનંદ મિશ્રના 'સારસુધાનિધિ' પત્રમા કયારેક સામાયિક અને કયારેક સાહિત્યક લેખો લખતા એમના લેખો પુસ્તકાકાર પ્રસિદ્ધ થવા જોઇતા હતા પણ હજી થયા નથી એમની ગદ્યશૈલીનુ નિર્દિષ્ટ સ્વરૂપ દ્વિતીય ઉત્થાનમા જ સંપૂર્ણ પ્રકાશ્યુ એમની લેખનશૈલીનો પરિચય એમના અભિનંદનના ભાષણો અને 'કવિ ઔર ચિત્રકાર' નામક લેખમા થાય છે ગદ્યના સબંધમા એમની ધારણા પ્રાચીનોના ગદ્યકાવ્ય જેવી હતી લખતી વખતે બાણ અને દંડી એમની નજર સામે રહેતા પરતુ એતો પ્રસિદ્ધ વાત છે કે સસ્કૃત સાહિત્યમા ગદ્યનો સમ્યક વિકાસ નથી થયો બાણ અને દંડીનુ ગદ્ય કાવ્યાનદની છટા દેખાડનારુ ગદ્ય હતુ વિચારોને ઉત્તેજનારુ વ્યવહારિક નહિ વિચાર પદ્ધતિને ઉન્નત કરનાર ગદ્યનો સભ્ય અને ઉપયોગી વિકાસ તો યુરોપીય ભાષાઓમા જ સધાયો છે ગદ્ય ધ્વની પુરાતન શૈલીના અનુસરણથી સમર્થ ગદ્યનો પ્રાદુર્ભાવ થઇ શકતો નથી હાસ્ય વિનોદના લેખકોમા નક્ત્તાવાળા પં જગન્નાથપ્રસાદ ચતુર્વેદીનુ નામ મુખ્ય છે હિંદી ભાષા તેમ જ સાહિત્ય સાથે સબંધ ધરાવનાર સભાસમાજોમા એમને લીધે કેટલી ચહલપહલ થાય છે એ જાણીતી વાત છે પરતુ એમના લેખ માત્ર ભાષણો છે સ્થાયી વિષયો પર લખેલા નિબંધો નથી

આ સમયમા બે નિબંધલેખકો એવા છે કે જેમણે બહુ ઓછુ લખ્યુ છે પણ એમના લેખોમા ભાષાનુ નવુ વિધાન અને આધુનિક જગતની વિચારધારાથી ઉદ્દીપ્ત નૂતન ભાવમયતાના દર્શન થાય છે સરસ્વતિના જુના અને પરિચિત વાચકોમા અધ્યાપક પૂર્ણસિંહનુ નામ સ્મરણીય છે એમના ચાર પાચ નિબધો જ પત્રિકામા પ્રસિદ્ધ થયા હતા પરતુ વિચારો અને ભાવોને એક અનોખા ઢંગથી વ્યજિત કરનારી

ની શૈલીનું અવલંબન કોને કહે છે; એ, એમણે બતાવી આપ્યું. એમના લાક્ષણિકતા હિંદીભાષામાં નવી વસ્તુ હતી. ભાષાની વિચારોની સાથે ઉડવાની શક્તિ એ લાક્ષણિકતામાં દેખાય છે. ભાષા અને ભાવની જે નવી વિભૂતિ એમણે જનતાની સામે મુકી એ તરફ કોઇએ ધ્યાન ન દીધું. કારણ એઓ કોઇ પણ સાહિત્યકારોની મંડળીમાં નહતા. એમના નિબંધો ભાવાત્મક કોટિમાં આવે છે તોપણ એમાં સુક્ષ્મ વિચારધારા સ્પષ્ટ દેખાય છે. એમના ત્રણ નિબંધો 'આચરણકી સભ્યતા' 'મજદુરી ઔર પ્રેમ' અને 'સચ્ચી વીરતા' વાંચીને ઉપરના વિચારો આવ્યા વિના રહેતા નથી. એમની વિધાનશક્તિનો પરિચય ગુજરાતીમાં અનુવાદ થએલું ચારિત્ર્યની સભ્યતા જેણે જોયું હશે તેને થયો હશે.

આ કોટિના બીજા લેખક બાબુ ગુલાબરાય એમ. એ., એલ એલ બી છે. એમણે ચિંતનાત્મક અને ભાવાત્મક બન્ને પ્રકારના નિબંધો લખ્યા છે. 'કર્તવ્ય સંબંધી રોગ' 'નિદાન ઔર ચિકિત્સા' 'સમાજ ઔર કર્તવ્ય-પાલન અને 'ફિર નિરાશા ક્યોં' વગેરે એમના મુખ્ય લેખો છે. 'ફિર નિરાશા ક્યોં' એમાં જુદા જુદા વિષયો ઉપર નાના લેખો છે. નિબંધનો વિષય અહિં સમાપ્ત થાય છે. સુત્ર ભાષામાં એક સંપૂર્ણ અર્થ પરંપર સમાયલો હોય એવી સમાસશૈલી પ્રમાણે લખનારા ચાર પાંચ નિબંધ લેખકો પણ આ ઉત્થાનમાં મુશ્કેલીએ દેખાય છે

## સમાલોચના

સંસ્કૃત સાહિત્યમાં સમાલોચનાની પ્રાચીન રીત એવી હતી કે જ્યારે કોઇ આચાર્ય અથવા સાહિત્યમાં મિમાંસક નવો લક્ષણગ્રંથ રચે ત્યારે જે કાવ્યો એમને ઉત્કૃષ્ટ લાગે તેમને રસ–અલંકાર આદિના ઉદાહરણમાં ઉદ્ધૃત કરતા અને જેમને અધમ સમજતા તેમને દોષોના ઉદાહરણના રૂપમાં મુકતા. પછી જેને એ વિવેકદૃષ્ટિ નાપસંદ આવે તેઓ એજ ઉદાહરણોમાંથી ઉત્કૃષ્ટ કાવ્યોમાં દોષ બતાવતા અને અધમમાં દોષ નથી એવું સાબિત કરતા–આ વિના સમાલોચનાની એક બીજી રીત હતી;

અને તે કવિની વિવિધ વિશિષ્ટતાઓનું દિગ્દર્શન પરંતુ આવું દિગ્દર્શન માત્ર એક બે શ્લોકોમાં જ દર્શાવતું જેમકે—

નિર્ગતાસુ નં વા કસ્ય કાલિદાસસ્ય સૂક્તિષુ
પ્રીતિઃ મદુ સાંદ્રાસુ મંજરીષ્વિ જાયતે
ઉપમાં કાલિદાસસ્ય ભારવેરર્થ ગૌરવમ
નૈષધે પદ લાલિત્યં માઘે સન્તિ ત્રયો ગુણાઃ

કોઈ કવિ અથવા પુસ્તકના ગુણદોષ તેમ જ વિશિષ્ટતાઓ દેખાડવા માટે સ્વતંત્ર પુસ્તક રચવાની પદ્ધતિ એ વખતે ન હતી પરંતુ યુરોપમાં એથી ઉલટું હતું ત્યાંતો વિવેચનના સ્વતંત્ર ગ્રંથોની રચનાનો આરંભ ક્યારનોય થઈ ચૂક્યો હતો સમાલોચના એ કાવ્યસિદ્ધાંતનિરૂપણથી એક સ્વતંત્ર વિષય જ બની ગઈ માત્ર ગુણદોષ બતાવનારા લેખો અથવા પુસ્તકો થોડા સમય જ વંચાતા પરંતુ કોઈ કવિની વિશિષ્ટતાઓના દર્શન કરાવનારા તથા એની વિચારધારામાં ડૂબકી મારીને એની અંતઃવૃત્તિનું વિશ્લેષણ કરનારા પુસ્તકો ચિરસ્થાયી સાહિત્યમાં સ્થાન પામતા

હિંદી સાહિત્યમાં સમાલોચના પહેલાં તો માત્ર ગુણદોષના જ રૂપમાં ઉદય પામી લેખોના રૂપમાં એની શરૂઆત ભારતેન્દુના વખતથી થઈ ગઈ હતી લેખોના રૂપમાં પુસ્તકોની વિસ્તૃત સમાલોચના પં. બદરીનારાયણ ચૌધરીએ પોતાની આનંદકાદંબિનીની પત્રિકામાં શરૂ કરી લાલા શ્રીનિવાસ નામના સંયોગિતા સ્વયંવરની વિશદ અને કડક સમાલોચના જેમાં દોષોનું નિદર્શન બહુ જ સૂક્ષ્મ રીતે કરવામાં આવ્યું હતું એ ઉક્ત પત્રિકામાં પ્રસિદ્ધ થઈ હતી પરંતુ કોઈ ગ્રંથકારના ગુણ અથવા દોષનું નિદર્શન કરાવતું પુસ્તક ભારતેન્દુના સમયમાં પ્રસિદ્ધ થયું નહતું આ પ્રકારની પહેલી પુસ્તિકા પં. મહાવીરપ્રસાદ દ્વિવેદીની 'હિંદી કાલિદાસની આલોચના' આ ઉત્થાનના આરંભમાં પ્રસિદ્ધ થઈ એમાં લાલા સીતારામે કરેલા અનુવાદોમાં ભાષા તથા ભાવો સંબંધી દોષ વિસ્તારથી બતાવવામાં આવ્યા

હતા આ અનુવાદોની સમાલોચનાં હોવાથી એ ભાષાની ત્રુટિઓ અને મૂળભાવના વિપર્યય સુધી જ માત્ર જઇ શકી અને બીજી વાત એ કે એમા દોષોનો જ ઉલ્લેખ હતો, ગુણોનો નહિ

આ ઉપરાત દ્વિવેદીએ કેટલાક સ્વતંત્ર કવિઓની વિશિષ્ટતાઓનો પરિચય કરાવતી સમાલોચનાઓ પણ પ્રસિદ્ધ કરી આવા પુસ્તકોમા 'વિક્રમાકદેવ-ચરિત ચર્ચા' અને 'નૈષધચરિત ચર્ચા' મુખ્ય છે આ પુસ્તકોમા પંડિત મંડળોમા પ્રચલિત રૂઢિ પ્રમાણે ચુટેલા શ્લોકોની ખૂબીઓનુ નિરૂપણ અને કેટલાક જુદા જુદા વિદ્વાનોનો મત સંગ્રહ છે આ પુસ્તકોથી હિંદી વાચકોને બે વસ્તુઓ જાણવાની મળી કે સંસ્કૃતના એ કવિઓની કવિતા કેવા ઢંગની છે અને વિદ્વાન મંડળીમા એનો કેટલો આદર છે દ્વિવેદીની ત્રીજી પુસ્તિકા 'કાલિદાસ કી નિરંકુશતા' મા ભાષા અને વ્યાકરણના વ્યતિક્રમ એકત્ર કરીને બતાવવામા આવ્યા છે આ પુસ્તક સંસ્કૃતના જાણકારો માટે છે કે હિંદીના એ સમજાતુ નથી ગમે તે હોય પરંતુ આ પુસ્તકને એક પોતામા કેનારથી વાતને બીજી પોતામા પરિચિત કરવાના પ્રયત્નનુ રૂપ આપીએ તો અતિશયોક્તિ નથી એ સમાલોચનાનુ સ્વતંત્ર રૂપ નથી 'હિંદીભાષાકી ઉત્પત્તિ' એ દ્વિવેદીની સંકલિત કરેલી ઉપયોગી પુસ્તિકા છે

જો કે દ્વિવેદીએ હિંદીના મોટા મોટા કવિઓની ગંભીર અને વિશદ સમાલોચનાનુ સાહિત્ય સર્જ્યુ નથી પરંતુ નવા પ્રકટ થએલા પુસ્તકોની ભાષા વગેરેની કડક અને સાચી સમાલોચના કરીને એમણે હિંદી સાહિત્ય પર મોટો ઉપકાર કર્યો છે જો દ્વિવેદીએ કડક આલોચના શરૂ ન કરી હોત તો જે અવ્યવસ્થિત અશુદ્ધ અને વિચિત્ર ભાષા ચોતર્ફ દેખાતી હતી એની પરંપરા આટલી જલદી રોકી શકાત નહિ એમના પ્રભાવથી લેખકો સાવધાન બની ગયા અને જેમનામા ભાષાની સમજણ અને લેખનની કલા હતી તેમણે આવશ્યક સુધારાઓ સ્વીકારી લીધા

ત્યાર પછી મિશ્રબંધુ રચિત 'હિંદી નવરત્ન'નું નામ આવે છે. હિંદીના નવ મહાકવિઓ તુલસીદાસ, સૂરદાસ, દેવ, બિહારી, ભૂષણ, કેશવદાસ, મતિરામ, ચંદ અને ભારતેંદુ હરિશ્ચંદ્રના વિસ્તૃત જીવન પરિચય સાથે એમના ગ્રંથોની આલોચનાનો એમાં સમાવેશ છે. નવરત્નના બીજા સંસ્કરણ વખતે ભૂષણની આગળ કબીરનું નામ ઉમેરીને ભૂષણ તથા મતિરામને 'ત્રિપાઠીબંધુ' કહીને મેળવી દીધા છે. આ પ્રાચીન કવિઓને સમાલોચના માટે આગળ લાવીને મિશ્રબંધુઓએ એક મોટું કાર્ય કર્યું છે. અલંકાર યુગમાં સાહિત્યશાસ્ત્રનું સંસ્કૃત જેવું સમૃદ્ધ નિરૂપણ નથી થયું એ વાત આપણે જોઈ ગયા છીએ. હિંદીના અલંકાર ગ્રંથોના અભ્યાસથી લક્ષણા, વ્યંજના, રસ આદિના વાસ્તવિક સ્વરૂપની સંપૂર્ણ ધારણા થઈ શકતી નથી અને કવિતાના સમાલોચનાને માટે આ ધારણાની આવશ્યકતા અનિવાર્ય છે. આ ઉપરાંત આધુનિક શૈલીની સમાલોચના માટે સૂક્ષ્મ વિશ્લેષણ બુદ્ધિ અને મર્મગ્રાહિણી પ્રજ્ઞા અપેક્ષિત છે. આ બધી દૃષ્ટિએ જોઈએ તો 'નવરત્ન' વિવેચના અર્થની પ્રથમ પંક્તિમાં નથી આવતો. એમાં કવિઓના જીવનનો વિસ્તૃત અને વિગતવાર પરિચય છે, એની કવિતાના ભરપૂર ઉદાહરણો છે અને એના ગ્રંથોની વસ્તુનું નિદર્શન પણ છે. પરંતુ એમાં સમાલોચનાનું તત્ત્વ બહુ ગરીબ છે. આ ગ્રંથમાં વિવેચકો કવિઓના મર્મસ્થાનોના મર્મને સ્પર્શી શક્યા નથી અને એમની કાવ્યકલાને મ્હાણી શક્યા નથી. આ ઉપરાંત એમનું ગદ્ય પણ વિકસિત અને સમુત્ક્રાંત નથી લાગતું. આ બધા કારણોને લઈને કવિઓની અને એમની કવિતાની જે સમ્યક્ અને વાસ્તવિક સમાલોચના થવી જોઈએ એ થઈ નથી. કવિઓની વિશિષ્ટતા અને એમની કવિતાની માર્મિકતાના માર્મિક નિરૂપણની આશાએ કોઈ આ ગ્રંથ જુએ તો એને નિરાશા જ થાય.

સં. ૧૯૬૭ માં નવરત્ન પ્રસિદ્ધ થયું અને સં. ૧૯૭૦ માં ખંડવાની હિંદી ગ્રંથ પ્રસારક મંડળીએ મિશ્રબંધુઓ કૃત 'મિશ્રબંધુ વિનોદ'નો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો. આજ સુધી 'વિનોદ'ના ત્રણ ભાગ તો પ્રસિદ્ધ

ઇ ગયા છે, અને ચોથો થોડા જ સમયમા પ્રસિદ્ધ થશે આ પુસ્તકોમા નાના મોટા મળીને લગભગ ૨૫૦૦ કવિ લેખકોનો અને એમના ગ્રંથોનો પરિચય છે તેમાથી માત્ર ૫૦૦ ઉપરાત કવિઓના તો માત્ર નામ અને ગ્રંથોનો જ ઉલ્લેખ છે બાકીના ૧૫૦૦ ના જીવનની થોડી માહિતી ગ્રંથો અને કવિતાના થોડા ઉદાહરણો અને બીજા ૫૦૦ કવિઓનો જરા વિસ્તૃત પરિચય છે પરતુ આ નવેય ગ્રંથોમા સમાલોચનાનુ તત્ત્વ બ઼ુ ઓછુ છે એમણે 'વિનોદ'નુ બીજુ નામ 'કવિ કીર્તિન' રાખ્યુ છે અને એજ યથાર્થ છે 'શિવસિંહ સરોજ' 'કાલિદાસ હજારા' વગેરે ગ્રંથોની સમાલોચના કરતા જેમ વિગતોની દૃષ્ટિએ વધારે કિંમત છે તેમ 'વિનોદ'ની કિંમત પણ હિંદી સાહિત્યનો ભાવિ ઇતિહાસલેખક કરશે

આ ઉપરાત પંડિત પદ્મસિંહ શર્માએ બિહારી ઉપર એક સુંદર આલોચનાત્મક પુસ્તક લખ્યુ આ પુસ્તકમા બિહારીએ જે સાહિત્યપરપરાનુ અનુકરણ કરીને પોતાની 'સતસઇ' રચી છે એનુ સુંદર ઉદ્ઘાટન છે 'આર્યા સપ્ત શતી' અને 'ગાથા સપ્ત શતી' ના ઘણા પદ્યોની સાથે બિહારીના દોહરાઓનો સપૂર્ણ સવાદ બતાવીને શર્માએ વિશદ વિદ્વત્તાપૂર્વક એક સાથે ચાલી આવતી સાહિત્યક પરપરાની વચ્ચે બિહારીને મુકીને એની સુદરતા અનેકગણી વધારી છે કોઇ ચાલી આવતી સાહિત્યક પરપરાનુ ઉદ્‌ઘાટન કરવુ એ પણ સમાલોચકનુ એક કર્તવ્ય છે હિંદીના બીજા કવિઓના મળતા આવતા પદ્યોની સાથે બિહારીના દોહરાની તુલના કરીને શર્માએ તારતમ્યક આલોચનાનો શોખ જન્માવ્યો બીજા વિવેચકોએ બિહારી કરતા દેવની પ્રતિભા તેજસ્વી છે એમ સિદ્ધ કરવા ખાતર જે આક્ષેપો કર્યા છે એનો પણ શર્માએ આ ગ્રથમા ઉત્તર આપ્યો છે શર્માનો બિહારી તરફનો પક્ષપાત આમા સ્પષ્ટ દેખાય છે પરતુ એ પક્ષપાતનુ સાહિત્ય-મૂલ્ય છે અહિં એટલુ કહેવુ ઉચિત લાગે છે કે શર્માની આ સમીક્ષા પણ રૂઢીગત છે શૃગારી કવિઓથી નિરાળા પાડનારી બિહારીની વિશિષ્ટતાઓના અન્વેષણ અને અંત પ્રવૃત્તિઓના ઉદ્‌ઘાટનનો પ્રયત્ન આમા નથી થયો, અને

એ જ આધુનિક સમાલોચનાનું મુખ્ય લક્ષ્ય છે બીજી મુખે એવી વાત એ છે કે એમા ઘણે ઠેકાણે અનાવશ્યક શાબાશીના વાક્યોની ભરતી છે શર્માના પુસ્તકે બે વસ્તુઓ તરફ જનતાનુ ધ્યાન આકર્ષ્યું એક તો દેવ મોટો કે બિહારી ? એ ગ દો ઝઘડો ઉપસ્થિત થયો અને બીજી તુલનાત્મક આલોચના ઉપર લોકોએ જોર દીધુ

દેવ અને બિહારી ના ઝઘડાને આગળ કરીને પહેલુ પુસ્તક પ ડિત કૃ ણ બિહારી મિશ્રે લખ્યુ આ પુસ્તકમા શિષ્ટતા સભ્યતા અને માર્મિકતા વડે બન્ને કવિઓની ભિન્ન રચનાઓનો વિચાર થયો છે આમા જે વાતો કહેવાઇ છે એ સાહિત્યક વિવેચનના અ શ જેવી લાગે છે નુવરત્ન ની જેમ માત્ર અભિપ્રાયો નથી આ પુસ્તકનુ સ્થાન સમાલોચનાના ક્ષેત્રમા અવશ્ય છે દેવ અને બિહારી ના ઉત્તરમા લાલા ભગવાનદીને બિહારી અને દેવ નામક પુસ્તક લખ્યુ અને એમા મિશ્રબ ધુઓના આક્ષેપોનો ઉચિત શબ્દોમા ઉત્તર આપીને એમણે પ કૃ ણ બિહારીની વાતોનો પણ સ પૂર્ણ વિચાર કર્યો આ નાનામોટા નો ઝગડો વધારે ન વિસ્તરતા આટલેથી જ અટક્યો

હવે તુલનાત્મક સમાલોચના ની વાત લઇએ આ તરફ લેખકોનો ઝુકાવ માલમ પડતા કેટલાક લેખકોએ તુલના ને જ સમાલોચનાનો આદર્શ માની જુદા જુદા પત્રપત્રિકાઓ અને જુદા જુદા કવિઓની તુલનાત્મક સમાલોચનાનો ઢગનો વાળ્યો આ પવન એટલો ફેલાયો કે જે બે પદ્યોમા વાસ્તવિક રીતે કઇ ભાવસામ્ય હોય નહિ એમા પણ બાદરાયણ સ બ ધ સ્થાપિત કરીને લોકોએ તુલનાત્મક સમાલોચનાનો શોખ હસ્તગત કર્યો આની અસર કટલાક સારા અને સાચા સમાલોચકો ઉપર પણ પડી પ કૃષ્ણબિહારી મિશ્ર મતિરામ ગ્ર થાવલી સ પાદન કરીને પ્રસિદ્ધ કરી એની ભૂમિકામા આવશ્યકતા કરતા વધારે અ શ એમણે તુલનાત્મક સમાલોચના ને અર્પણ કર્યો છે આમ દ્વિતીય ઉ થાનમા સમાલોચનાની ઉન્નતિ થઇ પર તુ એનુ સ્વરૂપ રૂઢીગત જ રહ્યુ કવિઓની વિશિષ્ટતાઓનુ અ વેષણ અને એમના અ તર સ વેદનોનુ વિશ્લેષણ કરનારી ઉચ્ચ કોટિની સમાલોચનાનો પ્રાર ભ તો ત્રીજા ઉ થાનમા થયો

## કાવ્યધારા.

### ( દ્વિતીય ઉત્થાન. )

આ ઉત્થાનના આરંભકાળમાં પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદી પદ્ય રચનાની એક પ્રણાલીના પ્રવર્તક દેખાય છે. ગદ્ય ઉપર જે શુભ પ્રભાવ એમનો પડ્યો એનો પણ ઉલ્લેખ થઇ ગયો છે. ખડીબોલીના કલાવિધાન ઉપર પણ એમની અમર છુપી ન રહી પહેલી વાત તો એ બની કે એમના પ્રભાવથી ભાષામાં જે સફાઇ આવી તે કાવ્યક્ષેત્રમાં પણ ઉતરી ઘણા કવિઓની ભાષા શિથિલ અને અવ્યવસ્થિત હતી અને એમના કાવ્યોમાં અવધિ અને વ્રજભાષાઓનું મિશ્રણ થતું. ' સરસ્વતી ' ના સંપાદનકાળમાં એમની પ્રેરણાથી ઘણા નવા કવિઓએ અવધિમાં કવિતા કરવા માંડી આવા નવા કવિઓ પોતાની જે કવિતા ' સરસ્વતી ' મા મોકલતા તેને એઓ સુધારીને એમાં છાપતા. આ સંશોધનથી ધીરે ધીરે ભાષા સ્વચ્છ બની ગઇ અને આ ઉદાહરણ લઇને બીજા કવિઓએ પણ પોતાની ભાષા સુધારી

આ ભાષાની વાત થઇ. હવે એમણે પદ્ય રચનાની જે પ્રણાલી સ્થિર કરી એના સંબંધમાં કાંઇ વિચાર કરીએ દ્વિવેદી કેટલાય સમય સુધી મુંબાઇ તરફ રહ્યા હતા એટલે મરાઠી સાહિત્ય સાથે એમનો પરિચય થયો હતો એ સાહિત્યનો પ્રભાવ એમના ઉપર ઘણો પડ્યો મરાઠી કવિતામાં અધિકતર સંસ્કૃતના વૃત્તોનો વ્યવહાર થાય છે પદવિન્યાસ પણ લગભગ ગદ્યના જેવો જ હોય છે, બ્રજભાષા જેવી ' કોમળકાંત પદાવલી ' એમાં નથી એટલે આ મરાઠીના નમુના પ્રમાણે એમણે હિંદીમાં રચના શરૂ કરી પહેલા તો એમણે વ્રજભાષાનું અવલંબન કર્યું નાગરી પ્રચારિણી પત્રિકામાં પ્રસિદ્ધ થએલી " નાગરી તેરી યહ દશા ? " અને ' રઘુવંશ ' નો કેટલોક આધાર લઇને રચાયલું ' અયોધ્યાકા વિલાપ ' વ્રજભાષામાં જ છે એ કાવ્યરચના સંસ્કૃત વૃત્તમાં હતી પાછળથી એમણે વ્રજ છોડી અને અવધિમાં કાવ્યરચના શરૂ કરી.

મરાઠીના સંસ્કાર તો હતા જ ત્યાં તો એમના મનમાં વર્ડ્ઝવર્થના 'ગદ્ય અને પદ્યનો પદવિન્યાસ એક જ પ્રકારનો હોવો જોઈએ' એ સિદ્ધાંતે ઘર કર્યું. પરંતુ એ તો પ્રસિદ્ધ વાત છે કે વર્ડ્ઝવર્થનો એ સિદ્ધાંત અસંગત સિદ્ધ થયો હતો અને પોતાની ઉત્કૃષ્ટ રચનાઓમાં પણ તે સિદ્ધાંતનું પાલન સંપૂર્ણરૂપે થયું નહતું. દ્વિવેદીએ પણ એ સિદ્ધાંતને અનુસરી રચના કરી નથી. પોતાની કવિતામાં વચ્ચે વચ્ચે અનુપ્રાસ અને કોમળ પદાવલીનો વ્યવહાર કર્યો છે. પરંતુ બોલચાલની ભાષામાં કવિતા થવી જોઈએ એ વાત ઉપર એમનું વધારે જોર હતું. પરિણામ એ થયું કે એમની ભાષા વધારે Prosaic બની ગઈ. એમની ઘણીખરી કવિતા Matter of fact બની. રસસંચારની ગતિને શિથિલ કરે અને મનને આકર્ષે એવી લાક્ષણિકતા એમની રચનાઓમાં બહુ ઓછી રહી.

એમણે સંસ્કૃત વૃત્તોનો વ્યવહાર વધારે કર્યો છે. પરંતુ હિંદીના કેટલાક પ્રચલિત છંદોમાં પણ કવિતા કરી છે. એમનો 'કુમારસંભવસાર' એનું ઉદાહરણ છે. આ અનુવાદ સુંદર છે. એમાં મૂળ ભાવોને યથાવત્ ઉતાર્યા છે. સંસ્કૃતના અનુવાદોમાં મૂળભાવ લાવવાના પ્રયત્નમાં ભાષા ક્લિષ્ટ બની જાય છે. પરંતુ આ અનુવાદ એવી ક્લિષ્ટતાથી મુક્ત છે. આવો જ સુંદર અને મૂળ ભાવોને સાચવતો અનુવાદ પંડિત કેશવપ્રસાદ મિશ્રનો 'મેઘદૂત'નો છે. દ્વિવેદીની રચનાઓનો એક સંગ્રહ 'કાવ્યમંજૂષા' નામથી પ્રસિદ્ધ થયો છે.

એમના પ્રભાવ અને પ્રોત્સાહનથી હિંદીના કેટલાક શ્રેષ્ઠ કવિઓ થયા. એમાં બાબુ મૈથિલીશરણ ગુપ્ત, પંડિત રામચરિત ઉપાધ્યાય અને પંડિત લોચનપ્રસાદ પાંડેય મુખ્ય છે.

ગુપ્તની કવિતા દ્વિવેદીજીના સંપાદનકાળમાં 'સરસ્વતી'માં નિયમિત પ્રસિદ્ધ થતી હતી. એમનું પહેલું પુસ્તક 'ભારત ભારતી' બહાર આવ્યું. સામાન્ય જનતામાં એનો ઠીક આદર થયો અને ખાસ કરીને દેશભક્તિના

રંગે છંટાયલા જુવાનોએ એને ખૂબ સત્કાર્યું. આ પુસ્તક હાલીના પ્રસિદ્ધ ઉર્દૂ પુસ્તકનો આદર્શ સ્વીકારીને લખાયલું છે. એમાં ભારતના ભૂત, વર્તમાન અને ભવિષ્યની દશાનું પ્રવાહી અને સ્વચ્છ ભાષામાં વર્ણન છે. આ પુસ્તકમાં ખડીબોલીનું બહુ જ વ્યવસ્થિત, સ્વચ્છ અને પરિષ્કૃત રૂપ દેખાયું. જો કે એમાં પ્રસ્તુત વિષયને કાવ્યનું સંપૂર્ણ રૂપ પ્રાપ્ત થયું નથી અને વર્ણનો પણ Matter of fact છે. પરંતુ એણે હિંદી કવિતાને માટે ખડીબોલીનું સૌષ્ઠવ સિદ્ધ કરી દીધું. ત્યાર પછી ગુપ્તજીની જે કવિતાઓ રચાતી ગઇ એમાં એમની કાવ્યકલા વિકસતી ગઇ અને કાવ્યત્વ વધારે ને વધારે જામતું ગયું. 'જયદ્રથવધ' માં એમની રસાત્મકતા સ્પષ્ટ દેખાઇ. 'કેશોકી કથા' 'સ્વર્ગ સહોદર' વગેરે જે પરચુરણ કાવ્યો રચ્યાં એ બધાંય રુચિર ભાવોથી પૂર્ણ છે. અંતમાં જ્યારે રવીંદ્રબાબુની 'નીરવકાંતિ' એ હિંદી કાવ્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારે ગુપ્તજીની વાણીમાં કાવ્યની મનોહર લાક્ષણિકતા અને સુંદર મુર્તિમત્તાનું વિધાન થયું 'ચામકા ઉપયોગ' એનું સુંદર ઉદાહરણ છે એમના જે પ્રસિદ્ધ પુસ્તકો છે એમાંથી રંગમેં ભંગ કિમાન, વિરહિણી વ્રજાંગના પત્રાવલી, વૈતાલિક, ચંદ્રહાસ, તિલોત્તમા પલાશીકા યુદ્ધ પંચવટી મેઘનાદવધ, સ્વદેશી સંગીત, સૈરંધ્રી, વીરાંગના એ મુખ્ય છે મેઘનાદવધ' વગેરે માઇકલ મધુસુદન દત્તના બંગાળી મહાકાવ્યોના અનુવાદ છે

પંડિતરામ ચરિત ઉપાધ્યાય સંસ્કૃતના વિદ્વાન છે એમની છુટક રચનાઓ ઘણા "રામચરિત ચિંતામણી" ના પ્રબંધરચના કર્તા તરીકે એમની નામના ખુબ છે એમની ભાષામાં સફાઇ ઉપરાંત સુંદર ભાવવિધાન છે પંડિત લોચનપ્રસાદ પાડેયે ઘણી નાની વયે કવિતા કરવા માંડી એમની કવિતાઓ 'સરસ્વતી'માં નિયમિત પ્રસિદ્ધ થાય છે એમની રચનાઓ સરસ હોય છે પરંતુ 'મૃગી દુઃખ મોચન' નામક એક માર્મિક કથા રચીને પણ જગતના અંતરભાવો સુધી પહોંચતી પોતાની ઉદાર કવિ દૃષ્ટિનો પરિચય કરાવ્યો છે.

. . . . . . . . . . . . . . સ્વતંત્ર કેટલાંક સારા કવિઓએ પણ આ સમયમાં સુંદર રચનાઓ કરી છે. એમાંથી રાય દેવીપ્રસાદ (પૂર્ણ), પંડિત નાથુરામશંકર શર્મા, પંડિત ગયાપ્રસાદ શુકલ (સનેહી) પંડિત સત્યનારાયણ કવિરત્ન, લાલા ભગવાનદીન, પંડિત રામનરેશ ત્રિપાઠી; વિયોગી હરિ પંડિત રૂપનારાયણ પાંડેય અને ગોપાલશરણસિંહ એ મુખ્ય છે.

રાય દેવીપ્રસાદ (પૂર્ણ)નો ઉલ્લેખ પુરાતન ધારામાં કર્યો છે. અહિં એટલું કહેવું આવશ્યક છે કે એમણે દેશકાળને અનુકૂળ નવા નવા વિષયો ઉપર પરચુરણ કવિતા કરી છે. એમાંથી ઘણી કવિતાઓ વ્રજભાષામાં છે. જીવનના અંતિમ ભાગમાં એમણે ખડીબોલીમાં પણ થોડી રચનાઓ કરી છે. 'પૂર્ણ સંગ્રહ' નામક પુસ્તકમાં એની કવિતા સંઘરાય છે.

પંડિત નાથુરામ શર્મા હિંદીના પ્રાચીન કવિઓમાં આવે છે. પહેલાં એઓ વ્રજભાષામાં સુંદર કવિતા કરતા. પાછળથી ખડીબોલીનો પ્રચાર વધ્યો એટલે એમણે એને પોતાની કાવ્યભાષા તરીકે સ્વીકારી. એમની કવિતામાં ઉદ્દંડતાની માત્રા વધારે છે, અને એનું કારણ આર્યસમાજ સાથેનો એમનો સંબંધ છે. અંધવિશ્વાસ અને સામાજિક કુરિવાજો પ્રત્યેનું આર્યસમાજનું વલણ જાણીતું છે. એટલે આ અંતર્વૃત્તિઓનો આભાસ એમની રચનાઓમાં દેખાય છે. 'ગર્ભરંડા રહસ્ય' નામનું એક વિશાળ પ્રબંધકાવ્ય વિધવાઓની કરૂણ સ્થિતિ અને દેવ મંદિરોના અનાચાર દેખાડવાના હેતુથી લખ્યું છે. ફિટકાર અને કટાક્ષ એમની કવિતામાં વધારે દેખાય છે

પંડિત ગયાપ્રસાદ શુકલ (સનેહી) હિંદીના ભાવુક અને સહૃદય કવિ છે. એઓ પ્રાચીન અને નવીન બન્ને જાતની કવિતા લખે છે. આ ઉપરાંત એઓ ઉર્દુના પણ અચ્છા શાયર છે. એમની જુના પ્રકારની કવિતાઓ 'સાહિત્ય સરોવર' 'કાવ્યસુધાનિધિ' અને 'રસિકમિત્ર' મા નિયમિત પ્રસિદ્ધ થતી. નવી કવિતાઓમાં પણ એમને જે સફળતા મળી છે એથી એમનું નામ આગળની પંક્તિમાં . . .

પંડિત રામનરેશ ત્રિપાઠીનું નામ ખડીબોલીના કવિઓમાં આદરપૂર્વક લેવાય છે. એમની કવિતામાં ભાષાની સફાઇ અને ભાવોની માર્મિકતાનો સુંદર સંવાદ હોય છે. એમના ' પથિક ' નામક પ્રબંધકાવ્યની હિંદી પ્રેમીઓમાં ખૂબ ચર્ચા થઇ હતી. એ કાવ્યના ભાવો ઉત્કૃષ્ટ અને ભાષા પ્રાંજલ છે. એમની પરચુરણ કવિતાઓ પણ સુંદર હોય છે. એઓ હિંદી અને ઉર્દુ બન્ને છંદોનો ઉપયોગ કરે છે. ' કવિતા કૌમુદી ' નામના હિંદી કવિતાના બે વિસ્તૃત સંગ્રહો કવિઓના જીવન પરિચય સાથે એમણે પ્રસિદ્ધ કર્યા છે. આજે ' હિંદી લોકગીતો ' પાછળ એમણે ભેખ લીધો છે અને એના સંગ્રહ અને સંશોધનને જ પોતાનું પ્રિય કાર્ય બનાવી દીધું છે. એમની જહેમતના ફળ સ્વરૂપ લોકગીતોનો એક સંગ્રહ ' ગ્રામ્યગીત 'ને નામે હમણાં જ બહાર પડ્યો છે.

લાલા ભગવાનદીને ( " દીન " ) પોતાની યુવાવસ્થામાં ઠીક ઠીક જવાહીર બતાવ્યું. ત્યાર પછી ' લક્ષ્મી 'ના સંપાદક બનીને એમણે ખડીબોલીમાં રચનાઓ કરવા માંડી. એમના છંદો તો ઉર્દુ છે જ પરંતુ અરબી અને ફારસીના શબ્દો પણ પુષ્કળ વાપરે છે. ખડીબોલીની રચનાઓમા અધિકતર કવિતા વીર રસની દેખાય છે. ' વીર ક્ષત્રાણી ', ' વીર બાલક ' અને ' વીર પંચરત્ન ' એમના પ્રસિદ્ધ વીર કાવ્યો છે. કેટલાક પ્રાચીન કાવ્યોની ટીકા લખીને એમણે સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે. એમની પરચુરણ કવિતાનો સંગ્રહ ' નદીમે દીન ' નામથી પ્રસિદ્ધ છે.

પંડિત રૂપનારાયણ પાડેયે ઘણી ખરી કવિતાઓ વ્રજભાષામા કરી છે પરંતુ એઓ ખરી રીતે ખડીબોલીની કવિતાથી પ્રસિદ્ધ છે. એમની વિષય પસંદગી સુંદર હોય છે અને એમા જોઇએ તેટલી રસાત્મકતા લાવી શકે છે. ' પરાગ 'એ એમનો પ્રસિદ્ધ કાવ્યસંગ્રહ છે. એમના ' વન વિહંગમ ' કાવ્યમાં એમની ભાવુકતા અને સરસતાનો પરિચય થાય છે. ' દલિત કુસુમ ' ની અન્યોક્તિ પણ હૃદયંગમ છે. સંસ્કૃત અને હિંદી બન્નેના છંદોમાં એમણે ખડીબોલીને સુઘડ રીતે ઢાળી છે.

ખડીબોલીના આ ખડખડાટમાં વ્રજભાષાના બે રસિક કવિઓનો મધુર ગુંજારવ જુદો તરી આવે છે. પંડિત સત્યનારાયણ કવિરત્ન અને વિયોગી હરિનાં નામો હિંદી સાહિત્યમાં લોકપ્રસિદ્ધ છે.

કવિરત્ન વ્રજની એકાંત ભૂમિમાં વાસ કરતા વ્રજની સરસ પદાવલીના આશક કવિ છે. એમણે નંદદાસ આદિ કવિઓનાં જેવાં પદો પણ રચ્યાં છે. પરંતુ એમાંથી કેટલાંક પદોમાં દેશના નવયુગની અસરનો ધીમે રવ સંભળાય છે. વ્રજભાષાના સવૈયા વાંચવાની એમની રીત એટલી મોહક હતી કે સાંભળનાર મુગ્ધ બની જતા. અંગ્રેજીનું ઉંચું શિક્ષણ પામીને પણ એમનું જીવન એટલું સાદું અને સૌમ્યતાભર્યું હતું કે લોકોને નવાઇ લાગતી. એમના જીવનમાં કાવ્ય દેખાતું. એમનાં કેટલાંક પદોમાં ઘેરો વિષાદ દેખાય છે. વિષાદ મ્હાણવામા એમને એક જાતનું સુખ થતું હતું એમ કહેવાય છે.

વિયોગીહરિ વ્રજભાષા, વ્રજભૂમિ અને વ્રજપતિના અનન્ય ઉપાસક છે. વાસ્તવિકતાના આ યુગમાં કદાચ એવી વૃત્તિને હસી કદાચ પણ એઓ દર્દી જીવ છે.

ગુજરાતી કવિ ખબરદારે જેમ જુની થઇ ગએલી ભક્તિને નવાયુગના ભાવશણગાર સજાવોને સહૃદય વેદના દ્વારા વ્યક્ત કરી તેમ વિયોગીહરિએ જુના કૃષ્ણભક્ત કવિઓને અનુસરી સુંદર પદોની રચના કરી છે. ભક્તિ એ પ્રેમનું એક અંગ છે અને પ્રેમ એ હૃદયની અનિવાર્ય ભૂખ છે એ સત્યને નબળી મનોવૃત્તિ કરીને ઠોકર મારતા વાસ્તવિકતા પૂજકોનેય અડકે એવા સમર્થ મર્મ કાઢનાર હિંદીના આ દર્દી કવિની વાણી કરૂણમધુર છે. વિયોગી હરિએ પ્રેમ રસ ઉપરાંત વીર કવિતા પણ કરી છે અને એમાં પણ એટલી જ સફળતા મેળવી છે. ' વીર સતસઇ ' નામક એમના મશહૂર કાવ્ય પર આફ્રીન થઇને હિંદી સાહિત્ય સંમેલને ૧૨૦૦ રૂપીઆનો મંગળાપ્રસાદ પુરસ્કાર એમને ભેટ કર્યો છે.

ગોપાલ શરણસિંહના કવિતાઓનો હમણા જ પ્રગટ થએલો સંગ્રહ " માધવી ' જોતા એમની ભાવુક્તા સ્પષ્ટ દેખાય છે. ભાવને અનુકૂળ શબ્દરમત એ એમનો વિશેષ ગુણ છે.

# ૧૨

## વર્તમાન યુગ.

### ( ત્રીજું ઉત્થાન )

બીજા ઉત્થાનની સમાપ્તિ સં. ૧૯૭૭માં થાય છે એટલે ત્યારપછી ચનારા ત્રીજા ઉત્થાન વિષે અત્યારથી વિશેષ કહેવું ઉપયુક્ત નથી તો પણ ગદ્યના વિવિધ પ્રકારના વિકાસનું આછું દર્શન કરીએ.

દ્વિજેન્દ્રલાલ રોયના અનુવાદો પ્રસિદ્ધ થયા પછી નાટકો તરફ લોકરુચિ વળી અને એના પરિણામે કેટલાક મૌલિક નાટકો સર્જાયા. પ્રેમચંદના 'સંગ્રામ' અને 'કર્બલા', ઉપરાંત બાબુ જયશંકર પ્રસાદના 'જન્મેજય કા નાગયજ્ઞ', 'અજાતશત્રુ' અને 'સ્કંદગુપ્ત' વગેરે ઐતિહાસિક નાટકો મુખ્ય છે. 'વરમાલા' અને 'દુર્ગાવતી' જેવાં મૌલિક નાટકો પણ આજ ઉત્થાનના ફળ છે. 'અજાતશત્રુ'એ કાશીનાગરી પ્રચારિણી સભાનું 'બટુકપ્રસાદ પારિતોષિક' જે સર્વોત્તમ નાટક અથવા નવલકારને મળે છે તે મેળવીને પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરી છે.

નવલકથાના ક્ષેત્રમાં પ્રેમચંદના ઉદય સાથે એના સમુન્નત વિકાસનો પરિચય થાય છે. ઉચ્ચ કોટિના પ્રથમ મૌલિક નવલકથાકાર પ્રેમચંદ જ થયા.

હિંદી રસિકોએ એમનું ભાવપૂર્વક સ્વાગત કર્યું. માનવની અંતરપ્રકૃતિનું જે નિરૂપણ અને વસ્તુવિધાનની જે નૈસર્ગિકતા પ્રેમચંદની નવલકથામાં દેખાયાં એ પહેલાંના કોઈ પણ નવલકથાકારમાં દેખાતાં નથી. એમની પ્રવાહી અને પાત્રોને અનુરૂપ બદલાતી ભાષા પણ નવી જ છે. નવલકથા કરતાં નવલિકાલેખક તરીકે પ્રેમચંદ હિંદી જગતમાં વધારે લોકપ્રસિદ્ધ છે. હિંદીજનતાએ એમને 'ઉપન્યાસ સમ્રાટ' કહીને નવાજ્યા છે. વિધાનની સજીવતા અને શૈલીની સ્વાભાવિકતા એ પ્રેમચંદની લાક્ષણિક વિશિષ્ટતાઓ છે. એમની નવલકથાઓમાં 'સેવાસદન', પ્રેમાશ્રમ', 'રંગભૂમિ', 'કાયાકલ્પ', 'વરદાન','પ્રેમા', 'નિર્મલા' અને 'પ્રતિજ્ઞા' મુખ્ય છે. આમાંથી 'કાયાકલ્પે' તો 'અજાતશત્રુની' જેમ કાશી નાગરી પ્રચારિણી સભાનું 'બટુકપ્રસાદ પારિતોષક' બીજા વર્ષે મેળવ્યું છે. એમની નવલિકાઓના લગભગ બારેક સંગ્રહ પ્રસિદ્ધ થયા છે. તેમાંથી 'પ્રેમપૂર્ણિમા', 'પ્રેમપ્રસુન', 'પ્રેમપચીસી' 'પ્રેમ દ્વાદશી', 'પ્રેમપ્રમોદ, અને 'પ્રેમપ્રતિમા' વગેરે પ્રસિદ્ધ છે. આ ક્ષેત્રમાં 'ચિત્રશાલા' નામક નવલિકા સંગ્રહના વિચક્ષણ લેખક પં. વિશ્વંભરનાથ શર્મા કૌશિક, 'પુષ્પલતા'ના તેજસ્વી લેખક સુદર્શન 'મનોરમા', 'નંદનનિકુંજ' અને 'વનમાલા'ના કર્તા ચંડીપ્રસાદ 'હૃદયેશ', અને 'પ્રતિધ્વનિ'ના સમર્થ લેખક જયશંકર પ્રસાદનાં નામો મુખ્ય છે. હજી આ વર્તમાન લેખકોની કલા વિકસતી જાય છે. એટલે એ ઉપર કંઈ પણ વિવેચના કરવાની ઉતાવળ કરવી એ અજુગતું છે.

નિબંધોમાં ભાવાત્મક નિબંધો તરફ લોકરુચિ વધતી જવાથી બ્રજભાષાના 'ઉદ્ભ્રાંત પ્રેમ' જેવી રચનાઓ પ્રસિદ્ધ થવા માંડી. પત્ર અને પત્રિકાઓમાં પ્રેમોદ્ગારના રૂપમાં ભાવનાના પ્રબળ વેગની વ્યંજના અસંબદ્ધ રીતે ઘણી સમય સુધી ચાલી. ત્યારપછી પં ચતુરસેન શાસ્ત્રીના 'અંતસ્તલ'માં પ્રેમ ઉપરાંત બીજા ભાવોની વ્યંજના પણ વિવિધ ભાવાત્મક પ્રબંધોમાં મળી. આમાં 'ધારા' અને 'વિક્ષેપ' બન્ને શૈલીઓનો મેળ દેખાય છે પરંતુ આ બન્ને પ્રકારનું ગદ્ય રંગભૂમિના સંવાદના રૂપમાં જ પ્રાપ્ત થયું. એમાં

સુંદર લાક્ષણિક મૂર્તિમત્તા અને ભાષાનું કોમળ પદમાધુર્ય ન હતા. રવિ-બાબુના પ્રભાવથી રહસ્યભરી આધ્યાત્મિકતાનો રંગ પકડીને જે ભાવાત્મક ગદ્યનો વિકાસ થયો. એમા ઉપરની બન્ને વસ્તુઓનો સવાદ જામ્યો. આ પ્રકારની રચનાઓમા રાય કૃષ્ણદાસની 'સાધના' અને વિયોગી હરિનું 'અંતર્નાદ' ખાસ ઉલ્લેખને પાત્ર છે. આ બન્ને પુસ્તકોમા જેમ પરોક્ષ આલબન પ્રતિ પ્રેમભાવનો ઉત્કર્ષ છે તેમ તેને અર્થરૂપ મનોરમ રૂપ વિધાન અને સરસ પદવિન્યાસ પણ છે.

સમાલોચનાનો દૃષ્ટિકોણ પણ આ ઉત્થાનમા બદલાયો. ગુણદોષ કથનની આગળ વધીને કવિઓની વિશિષ્ટતાના અન્વેષણ અને એમના મથનોના વિશ્લેષણ તરફ સમાલોચકો ધ્યાન આપે છે. તુલસી સૂર જાયસી, દીનદયાલગિરિ અને કબીરની કવિતાની સમાલોચના કરનારે આ આદર્શને મૂર્ત કરવાના પ્રયત્નો કર્યા છે. પ મદનમોહન માલવીઆની પ્રેરણાથી બાબુ શ્યામસુદરદાસે 'સાહિત્યાલોચન' નામક લાક્ષણિક પુસ્તક પણ આજ ઉત્થાનમા હિંદી સાહિત્યને આપ્યુ એમા સાહિત્યશાસ્ત્ર રસ અને કાવ્યશાસ્ત્રની સૂક્ષ્મ અને મર્મસ્પર્શી આલોચનાઓ છે આ ઉપરાત ગદ્ય અને પદ્યના વિકાસને નવો રગ અને નવો વેગ આપતા જે માસિકપત્ર પત્રિકાઓ નીકળે છે એમા 'સરસ્વતી માધુરી' 'સુધા' 'મનોરમા' 'ચાદ' 'ત્યાગભૂમિ' અને 'વિશાળભારત' મુખ્ય છે હિંદી સાહિત્યના આજના પ્રવાહનુ સમ્યક વિવેચન અશક્ય છે કેટલાય લેખકો અને કવિઓની પ્રતિભા હજી તો વિકસતી જાય છે આવા પ્રબોધકાળમા સમગ્ર સાહિત્યનો સપૂર્ણ ઇતિહાસ રચાવો મુશ્કેલ છે એટલે આ કાર્ય ભવિષ્યના તવારીખનવેશ માટે રાખવુ એજ ઉચિત છે

## કાવ્યધારા.

### તૃતીય ઉત્થાન.

દ્વિવેદીજીના પ્રભાવથી જે પ્રકારના Prosaic અને matter of fact કાવ્યોનો ખડીબોલીમા ઢગલો થતા માડયો હતો એનુ Reaction

થવું અનિવાર્ય હતું. આ તૃતીય ઉત્થાનની પહેલાંજ એના લક્ષણો દેખાયાં. કેટલાક લોકો ખડીબોલીની કવિતામાં કોમળ પદવિન્યાસ અને લાક્ષણિકતાને માટે અનુકૂળ થવા લાગ્યા. આ ઉપરાંત જે દ્યાયત્રી અને પોથી ભાષામાં ભાવોની વ્યંજના થવા માંડી હતી એનાથી પણું મતોષ નહતો. કલ્પનાનાં ઉંચાં ઉડ્ડયનો અને ભાવની વેગવતી અનર્ગલ વ્યંજનાના અધિક ઉત્ક્રાંત સ્વરૂપની આશા વધવા માંડી–પરંતુ આની સાથે બિલકુલ પ્રાચીન ઢંગ તરફ પણ જવાની ઇચ્છા નહતી: જેમાં રૂઢિગત ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક આદિની પ્રધાનતા થઇ ગઇ હતી. એમને લાક્ષણિકતા જોઇતી હતી, પણ તે અંગ્રેજી કવિતામાં હોય છે તેની લક્ષણાના રૂપમાં: અલંકારોના રૂપમા નહિ આમ તથ્યોના સાદૃશ્ય વિધાનને માટે પરિષ્કૃત રૂચિ અનુસાર 'દૃષ્ટાંત' વગેરે સ્થૂલ વિધાનની વાછના ન હતી પણ અન્યોકિત પદ્ધતિ જ વધારે અનુકૂળ અને યોગ્ય લાગતી હતી.

આ સર્વ આકાક્ષાઓને જલદી જલદી પૂર્ણ કરવાને ખાતર ઘણા લોકોએ ચોતરફ દૃષ્ટિને દોડાવી જોઇ કોમળ પદવિન્યાસને માટે બંગાળી પર નજર ઠરી અને સાથે સાથે રવીન્દ્રબાબુની રહસ્યમયી રચનાઓના ઉદયમા અન્યોકિત પદ્ધતિ પ્રમાણે મર્મસ્પર્શી અર્તિમત્તા પણ દેખાઇ. હવે રહી લાક્ષણિકતા, એને અંગ્રેજી સાહિત્યમાંથી લઇ લીધી વેદનાની વિવૃત્તિને માટે ઉર્દૂ સાહિત્ય બહુ દૂર ન હતુ. પરિણામ એ થયુ કે જેને જ્યાથી મન ફાવ્યુ ત્યાથી તે ઉઠાવ્યુ અને એક ખેચી લાવ્યા.

પરંતુ Reaction નુ સુસગત અને ઉચિતરૂપ આ ત્રીજા ઉત્થાન પહેલા જ બાબુ જયશંકરપ્રસાદની રચનાઓમા પ્રકાશી ઉઠ્યુ હતુ. વેદનાની વિવૃત્તિ થોડા ઘણી મૂર્તિમત્તા સાથે એમની કવિતામા સુરેખ થવાનો પ્રયત્ન કરતી હતી પરંતુ બીજા કેટલાક કવિઓની દોડાદોડથી હિંદી સાહિત્યમા એક વિલક્ષણ દશ્ય દેખાય છે લાક્ષણિકતા લાવવા માટે કેટલાકોએ અંગ્રેજી કવિતાનો આશરો લીધો અને એમાથી

લાક્ષણિક પદાવલીનો જેમનો તેમ અનુવાદ કરીને હિંદી જગતને ચકિત કરવાનો પ્રયત્ન કરવા માડયો છે આવી જે કવિતાઓ રચાય છે એ 'છાયાવાદ' ની કવિતા કહેવાય છે; અને સામાન્ય રીતે એવી બધીય કવિતા 'રહસ્યવાદ' ની અતર્ગત સમજાય છે. પરતુ ઘણી ખરી કવિતાઓનો 'રહસ્યવાદ' સાથે કશો સબધ નથી દેખાતો આવી કૃત્રિમ અને નકલી અસરથી દૂર રહીને ઉગતા કવિઓમા પોતાની કાવ્ય કલાની સુવાસ ફેલાવતા બાબુ સુમિત્રાનદન પતનુ નામ સ્મરણીય છે.

તૃતીય ઉત્થાનમા Reaction ની આવશ્યકતા છે એમા સદેહ નથી Reaction સ્વતત્ર રીતે શરૂ થાય એમા કોઇને વાધો ન હોય પરતુ આમથી તેમથી Reaction લાવવાનો પ્રયત્ન કરવો શ્રેયસ્કર નથી Reaction એકલી 'રહસ્યવાદ' ની કવિતામા જ નહિ પરતુ સમગ્ર કવિતાના ક્ષેત્રમા આવશ્યક છે, પરતુ કોઇની નકલના રૂપમા નહિ, મૌલિક રીતે હિંદીમા લાક્ષણિક શક્તિ ઓછી નથી એમા પણ સ્વતત્ર વ્યજના પ્રણાલિકાઓનો વિકાસ સુદર રીતે થઇ શકે છે ભાષાની શક્તિ હોય છતા સર્જકની પ્રતિભા ન હોય તો એ વિસવાદી સ્થિતિમાથી 'લાક્ષણિકતા' જન્મેજ નહિ શબ્દની શક્તિ અને સર્જકની પ્રતિભા એ બન્નેના સવાદ અને સમન્વયમાથી જગતને અમર સાહિત્ય મળ્યુ છે એ તવારીખ છે



# કવિ–લેખક સૂચિ.

# શુદ્ધિપત્ર.



| જ્યાં જ્યાં છે— | ત્યાં ત્યાં વાંચવું— |
|---|---|
| મ રૂક્મિણી કરૂણ કુતુહલ | ઊર્મિ રૂક્મિણી કરુણ કુતૂહલ |
| શાન કુબજ ખુમાન | કુશાન કુબ્જ ખુમાણ |
| રૂ ગૌસ્વામી પુરૂષ મિમાંસા | ગરુ ગોસ્વામી પુરુષ મીમાંસા |
| ત્ર પાતંજલિ પિયુષ | તીત્ર પતંજલિ પીયૂષ |
| દ્ર રૂચિ ભિષ્મ ષટ્ઋતુ | રુદ્ર રુચિ ભીષ્મ ષડ્ઋતુ |

પ્રકરણ ૨ બીજામા જે જે અવતરણો સાદાં બીબામા છાપ્યાં છે તે બધા જ કાળાં બીબામાં જોઇએ.

પૃ. ૩૯—૪૭ દેવનાગરી અક્ષર પછી જ્યાં જ્યાં = છે ત્યાં ત્યા – (ડેશ) વાચવું.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | ભાષાઓ જેટલી પ્રાચીન | ભાષાઓ પ્રાચીન |
| ૬ | ૮ | અને અસર | અને તેમની અમર |
| ૨/૨૬૮ | ૨૨/૧૨ | સંક્ષિપ્તમા | સંક્ષેપમા |
| ૫ | ૩ | એવું એ વ્યવસ્થિત | એ વ્યવસ્થિત |
| ૫ | ૪ | વર્તમાન | વિદ્યમાન |
| ૫ | ૨૩/૨૪ | દેશભાષાના રૂપમા | દેશભાષાઓના અનેક રૂપમાં |
| ૮ | ૧ | શૌરસેનીથી | શૌરસેની અને પાલીથી |
| ૮ | ૧૦ | કે બીજા શિષ્ટ | કે શિષ્ટ |
| ૮ | ૧૫ | પાચમા અને છઠ્ઠા સૈકાના | પ્રાચીન હિંદના |
| ૯ | ૪ | પૈશાચિકાના પહેલા બે | પૈશાચીના બે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૦ | ૭ | શ્યામલદાસજી | શ્યામલદાનજી |
| ૭૧ | છેલ્લી | આવેલાને બેવકા | આવેલાને ચૌહાણ બેવકા |
| ૭૭ | ૮ | પદ્મવની | પદ્માવતી |
| ૭૯ | ૪ | પરમર્દ્દિ દેવ | પરમર્દ્ધિ દેવ |
| ૮૧ | ૧૪ | હિભંગી | ત્રિભંગી |
| ૮૭ | ૧૦ | પહેલાં | પહેલી જ કબીર સાહેબની મળે છે, જો કે |
| ૯૦ | ૭ | પારિજત | પારિજાત |
| ૯૭ | ૧૫ | રામાનંદ ગી ગોષ્ટી | રામાનંદજી ગોષ્ટી |
| ૧૦૦ | ૧૮ | વ્યંગ | વ્યંગ્ય |
| ૨૭૭ | ૧૯ | ,, | ,, |
| ૩૦૯ | ૨૧ | ,, | ,, |
| ૧૦૯ | ૧૧ | પ્રાધાન્ય | પ્રધાન |
| ૧૧૯ | ૧૦ | Visions | Vision |
| ૧૨૩ | ૨૨/૨૪ | ચોતી/બ્રજમાલા | ચોરત/બ્રજમાલા |
| ૧૩૯ | ૫ | અનુમાન | અનુમિત |
| ૧૪૦ | ૧૯ | એક દિવસ ૩૬ | એક દિવસ એમણે ૩૬ |
| ૧૫૧ | ૬ | દસ્ય | વ્યસ્ય |
| ૧૫૪ | ઉપાન્ત્ય | વિશાદ | વિશદ |
| ૧૬૫/૧૭૯ | ૭/૧૬ | રૂપ્યક | રૂદ્રટ |
| ૧૮૮ | ૮ | ૧૭૮૦ | ૧૬૯૦ |
| ૧૯૨ | ૧૪ | સંક્ષિપ્ત | સંક્ષેપ |
| ૧૯૭ | ૧ | મંગધસિંહ | મંગલસિંહ |

# સંદર્ભગ્રંથોની સૂચિ




| પુસ્તકો | કર્તા |
|---|---|
| ૧ મિશ્રબંધુ વિનોદ ભાગ ૧ થી ૩ | શ્રી ગણેશ બિહારી મિશ્ર<br>,, શુકદેવ બિહારી મિશ્ર<br>,, શ્યામ બિહારી મિશ્ર |
| ૨ હિંદી નવરત્ન | ,, ,, |
| ૩ હિંદી સાહિત્યકા વિકાસ | પં. રામચંદ્ર શુક્લ |
| ૪ હિંદીભાષાકા વિકાસ | બાબુ શ્યામસુંદરદાસ |
| ૫ હિંદી | પ્રો. બદરીનાથ ભટ્ટ |
| ૬ પ્રાચીન લિપિમાલા | ગૌરીશંકર હીરાચંદ ઓઝા |
| ૭ કવિતા કૌમુદી ભા. ૧–૨ | રામનરેશ ત્રિપાઠી |
| ૮ હિંદી ભાષાકી ઉત્પત્તિ | પં. મહાવીર પ્રસાદ દ્વિવેદી |
| ૯ હિંદી સાહિત્ય સંમેલનના પ્રથમ ૧૦ વર્ષના હેવાલો | |

10 History of Hindi by Key

11 Groave's Sketch of Hindi Literature

12 Grierson's Modern Vernacular Literature of Hindustan

13 Selections from Hindi Literature 4 Parts by Lala Sitaram B. A. Culcutta University

14 Grierson-Linguistic Survey of India. Hindi Volumes

15 The Influence of English Literature on Urdu literature by Sayyid Abdul Latif